# CATECHISM

on

## THE DIFFERENT BRANCHES OF LAW

Useful for the Examination of Pleaders and Magistrates.

SANKALCHAND RATANCHAND VOHORA

District Pleader, Ahmedabad.

Publisher–Kushur Veerchand

Book seller



AHMEDABAD.

Printed at the Ahmedabad "Aryodaya" Press.

૨૭૦૭

નવુ

# પ્રશ્નોતર.

વકીલો અને માજીસ્ટ્રેટોની પરીક્ષા અપનાર
સાહેબોને ઉપયોગી પુસ્તક.



જુદા જુદા કાયદા સંબંધી બાબતવાર.

અમદાવાદ ડિસ્ટ્રીક્ટ કોર્ટના વકીલ
વહોરા. સાંકળચંદ રતનચંદે
તૈયાર કર્યો.

તે

છપાવી પ્રસિદ્ધ કરનાર.
બુકસેલર કસ્તુર વિરચંદ.

અમદાવાદ—આર્યોદય પ્રેસમાં છાપ્યો.



સંવત ૧૯૪૨ સન ૧૮૮૬.



આ પુસ્તક વલંદાની હવેલી સામે કાપડઓળમા તથા પંચભાઇની પોળ
પાસે ફીકાભટની પોળમા કસ્તુરચંદ વીરચંદ પાસેથી મળશે.

## અનુક્રમણિકા.

# પ્રશ્નોતર.

## દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો.

(સન ૧૮૮૨ નો આકટ ૧૪ મો.)

પ્રશ્ન.૧—દિવાની કોર્ટોએ કઈ ફરીયાદીઓ સાંભળવી ને કઈ ન સાંભળવી.

ઉત્તર.—૧ કોઇ પણ ચાલુ કાયદા તથા આકટથી મને કર્યા શિવાયની સઘળી દિવાની રાહેની ફરીયાદીઓ સાંભળવી. ક. ૧૧

૨ દિવાની કાયદાની કલમ ૨૦ પ્રમાણે જે દાવા મોકુફ કરવામા આવેલા હોય તે શીવાય તેની તેજ કોર્ટ અગર બીજી કોઇ ઇંગ્રેજ સરકારની કોર્ટમાં તેના તેજ પક્ષકારો વચ્ચે આગળ દાખલ થયેલા દાવામાં ખરી રીતે જે ઇસ્યુ હોય તેના તેજ ઇસ્યુ પાછળથી દાખલ થએલા દાવામાં હોયતો તેવા પાછળથી થયેલા દાવાની કોઇ દિવાની કોર્ટે તપાસ કરવીનહી. ક.૧૨

૩ તેના તેજ પક્ષકાર વચ્ચે યોગ્ય કોર્ટે તેના તેજ દાવાના વિષય બાબત અગર તેમાંના ઇસ્યુની બાબત પ્રથમ ફેંસલો કર્યો હોય તો ફરી તેજ દાવાની અગર ઇસ્યુની બાબત ફરીથી ફરિયાદ સાંભળવામાં આવશે નહી. ક. ૧૩

૪ નાદારીમાં દાવો કરવાની પરવાનગીની અરજી ના મંજુર કરવામાં આવી હોય તો તેવી જાતની અરજી ફરીથી થઇ શકતી નથી એટલુંજ નહીં પણ સરકારને જે કાંઇ ખરચ થયું હોય તે આપ્યા વગર સામાન્ય રીતે નાદારીમાં અરજી કરનાર દાવો કરી શકતો નથી, ક. ૪૧૩

૫. સન ૧૮૭૬ ના આકટ ૧૦ ની ક. ૪ તા. ૬ પ્રમાણે રેવન્યુ અધિકારી સામેના દાવા અગર રેવન્યુ રાહેના દાવા ચાલી શકતા નથી.

૬. મુદત ગયેલા દાવા ચાલી શકતા નથી.

૭. તાલુકદારી અને એનકમબરડ એસ્ટેટ આકટોથી એટલે સન ૧૮૬૨ ના આકટ ૬ તથા સન ૧૮૭૬ ના આકટ ૧૪ ની કલમ ૩૬ થી જે દાવા ચાલી શકતા નથી તે ચાલી શકશે નહીં.

૮. પરરાજ્યની કોઈ ન્યાયની કોર્ટે કરેલા ફેસલાથી દાવો કરી શકશે નહીં. પરંતુ જો તે ફેંસલો કામના ગુણ દોષ ઉપરથી કરવામાં નહી આવેલો હોય અગર કોઈ કાયદાના ભૂલભરેલા વિચારથી એ ફેંસલો આપવામાં આવેલો હોય એમ પ્રોસીડીંગ ઉપરથી જણાતું હોય અથવા કોર્ટની નજરમાં એમ આવતું હોય કે તે ફેંસલો સ્વભાવિક ન્યાયથી ઉલટો છે અથવા તે કપટથી મેળવવામાં આવ્યો છે અથવા તે ફેંસલો કરવામાં હિંદુસ્થાનના ઇંગ્રેજ

સરકારના રાજ્યમાં જે ચાલુ કાયદો હોય તે તોડવામાં આવ્યો છે તો તેવા ફેંસલાથી કોઈ દાવાને અટકાવ થશે નહીં. ક૦ ૧૪

૯, કોઈ પણ નાણાની રકમ કે મીલકત સ્ટેક હોલ્ડર તરીકે વાદીના કબજામાં હોય. કેમકે મિલકત ખરા માલીકને આપવાને જો વાદી તૈયાર હોય અને વાદીની પાસેથી એ રકમ કે મીલકત લેવા તે ઉપર એક કરતાં વધારે શખસો વિરૂધ વિરૂધ હક ધરાવતા હોય ત્યારે એ રકમ કે મીલકત કોને આપવી અને પોતાને નુકશાન થાય તે લેવા બાબત બધા હક ધરાવનારાઓ ઉપર ઇન્ટર પ્લીડર ફરિયાદ કરવા એ વાદીને હક છે પરંતુ જે ફરિયાદમાં બધા પક્ષકારોના હકોનો નિર્ણય થઈ શકે તેવી ફરિયાદ ચાલુ હોય તો ઇન્ટર પ્લીડર ફરિયાદ થઇ શકતી નથી ક.(૪૭૦)

૧૦ સાર્વજનિક ધર્મ્માદાય, અગર ધર્મ સબંધી કામ સારૂ કાંઇ જુમ્મો (ટ્રસ્ટ) તોડયો છે એમ કહેવામાં આવતું હોય ત્યારે અગર તેવા કોઇ જુમ્માનો વહીવટ કરવા સારૂ કોરટના હુકમની જરૂર જણાય ત્યારે તે સબંધમાં એડવોકેટ જનરલની પરવાનગી વગર જો દાવો કરવામાં આવ્યો હોય તો તે ચાલી શકતો નથી ક. ૫૩૯

૧૧ મુબાઇ ઇલાકામાં ન્યાતજાત સબંધીની ફરિયાદીઓ ચાલી શકતી નથી. સને ૧૮૨૭ ના કાયદા બીજાની ક. ૨૧

૧૨ ન્યાત બહાર મુકયા બાબત અગર નિંદા કે ગાળાગાળી બાબત અગર આબરૂ લીધા બાબત કે આળ ચઢાવ્યા બાબત કે દંગામાં કર્યા બાબતની નુકશાનીની ફરિયાદ નાદારી રાહે ચાલી શકતી નથી. ક. ૪૦૨

૧૩. દાવામાં ખરચ થયો હોય તે લેવા સારૂ દાવો ચાલી શકે નહીં.

૧૪. બદદાનત સિવાયના કારણસર કોઇ ત્રાહિત સખ્સને ગેરવાજબી રીતે પક્ષકાર કર્યા બદલ દાવો ચાલી શકે નહીં.

૧૫. સરકાર પોતાની રાજકીય સત્તા વાપરીને જે કૃત્ય કરે તે કૃત્ય બાબતમા દાવો લાવી શકાય નહી.

૧૬. લગ્નના હકક પુરા કરાવવા સારૂ દાવો ચાલી શકે.

૧૭. હિંદુ લગ્ન રદ બાતલ કરાવવા સારૂ દાવો ચાલી શકે

૧૮. કોઇ સ્ત્રીને ફોસલાવી ધણી પાસે નહી જવા દેવા બદલ દાવો ચાલી શકે.

૧૯. જો ખાસરીતે નુકશાન થયું હોય તો સાર્વજનિક લોકોપકારક કૃત્યને સારૂ દાવો ચાલી શકે.

૨૦. એક ગોર ગોરપદાની બાબતમાં બીજા ગોરપર દાવો લાવી શકે.

૨૧. એક મહાર બીજા મહારની સામે બલુતાની બાબતમાં પોતાનો હિસ્સો લેવા દાવો લાવી શકે.

**પ્રશ્ન—૨.** દાવા શી રીતે શરૂ કરવા અને દાવાની અરજીમાં શીશી બાબત લખવી જોઇએ?

**ઉત્તર.—૧** દાવાની અરજીથી તે અરજી વાદીએ જાતે અથવા તેના મુકરર કરેલા મુખત્યારે અથવા તેની તરફથી કામ કરવાને નીમેલા વકીલે કોરટમાં જે ભાષા હમેશ વપરાતી હોય તે ભાષામાં અગર જો કોર્ટની ભાષા ઇંગ્રેજી ન હોય તો કોર્ટની પરવાનગીથી તે ઇંગ્રેજી

ભાષામાં સાફ રીતે લખીને આપવી તથા તેમાં નિચે લખેલી બીના લખવી જોઇએ. ક.૪૮.૪૯.

૧. જે કોર્ટમાં દાવો કરવાનો હોય તે કોર્ટનું નામ. ક. ૫૦

૨. વાદીનું નામ, વર્ણન, તથા રહેવાનું ઠેકાણું. ક. ૫૦

૩. નિશ્ચય થઇશકે ત્યાંસુધી પ્રતિવાદીનું નામ, વર્ણન, તથા રહેવાનું ઠેકાણું. ક. ૫૦

૪. જે દાદ માગવી હોય તે, દાવાની બાબત, ફરીયાદીનું કારણ, તથા તે ક્યારે અને ક્યાં ઉત્પન્ન થયું તે, અને હમેશ એવી ફરીયાદી કરવાને કોઇ કાયદામાં જે મુદત બાંધી હોય, તે મુદત જો ફરીયાદીનું કારણ ઉત્પન્ન થયા પછી વીતી ગઇ હોય તો તે કાયદો નહી લાગુ પાડવાનું જે કારણ દેખાડવું હોય તે કારણ. ક. ૫૦

૫. સામો દાવો વાદીએ પોતાના દાવામાં વાદી મુજરે આપતો હોય અગર દાવાનો કોઈ ભાગ છોડી દીધો હોય તેવા મુજરે આપેલા અગર છોડી દીધેલા ભાગની રકમ. ક. ૫૦

૬. દરમ્યાન ઉપજના દાવામાં તથા વાદી પ્રતિવાદીની વચ્ચમાં હીસાબ નકકી નહી થયો હોય તેમાં વાદીનું જે લેહેણું નિકળતું હોય તેમાં દાવાની અરજીમાં, દાવાની રકમ ફકત સુમારે લખવી. ક. ૫૦

૭. જ્યારે દાવો વારસ વકીલ તરીકે કરવામાં આવ્યો, ત્યારે દાવાની બાબતમાં હાલ તેનુ હીત છે એવું દાવાની અરજીમાં બતાવવું જોઇએ એટલુંજ નહી પણ તે સંબંધી દાવો કરવાને તેને જોઇતા ઇલાજો કરેલા છે એવું પણ બતાવવું જોઇએ. ક. ૫૦

૮. દાવાની અરજીમાં એવું પણ બતાવવું જોઈએ કે દાવાની બાબતમાં પ્રતિવાદીનો હકક સબંધ છે અને દાવાનો જવાબ દેવાને તેને બોલાવવાની જરૂર છે. ક. ૫૦

૯. સેક્રટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીયા ઇનકૌન્સીલ અગર કોઈ સરકારી નોકર ઉપરના દાવામાં બે મહીના પહેલાં લખેલી નોટીસ દીવાની કાયદાની કલમ ૪૪ મુજબ આપવામાં આવી છે તે વાત બતાવવી જોઈએ.

૧૦. કોઇ સોવરીન પ્રીન્સ કે રૂલીંગ ચીફ ઉપર દાવો કરવાનો હોય તેમાં દાવોકરનારે એ બાબતમાં સ્થાનીક સરકારની પરવાનગી મેળવેલી છે એમ બતાવવું જોઇએ.

૧૧. પરરાજ્યના દુશ્મનો જે હિંદુસ્થાનમાં ગવરનર જનરલ સાહેબની પરવાનગીથી રહેતા હોય તેઓ તથા અંગ્રેજ સરકાર સાથે મીત્રાચારીમાં હોય એવા કોઈ પર રાજના માણસો જાણે તે ઇંગ્રેજ સરકારની રૈયત હોય તે પ્રમાણે દાવા કરી શકેછે. (ક. ૪૩) તેથી તે દુસ્મનો પરવાનગીથી હીંદુસ્થાનમાં રહે છે અગર પર રાજ્ય ને ઈંગ્રેજ સરકાર સાથે મીત્રાચારીછે એવું દાવા અરજીમાં બતાવવું જોઇએ.

૧૨ દાવો કર્યાની તારીખ, વાદીનો સહી, વકીલની મારફતે જો દાવો દાખલ કરવામાં આવે તો વકીલની સહી અને ઇકારાર નિચે વાદીની સહી એટલી બાબત દાવાની અરજીમા લખવી જોઇએ ક. ૫૧

૧૩. દાવાની અરજી ટંટાની બાબતો ઉપર આખરનો ઠરાવ કરવાનું કારણ મળી આવે અને તે બાબતોનો વધારે કજીઓ ચાલતો અટકે તેવી રીતે તે તૈયાર કરવી. ક. ૪૨

**પ્રશ્ન—૩** દિવાની કોરટમાં અરજ કરવાને તથા હાજર થવાને માટે એજંટ નીમવાની બાબતમાં શા શા ઠરાવો છે તે કહો ?

ઉત્તર—રે.દી.કા. ક. ૩૭ મુજબ કબુલ કરેલા મુખત્યારોથી હાજર થવાનું અરજ કરવાનું અને કામ કરવાનું કરી શકાય તેવા મુખત્યારો નિચે મુજબના સમજવા.

૧. કોર્ટની હદ બાહાર રહેનારના તરફના કુલ મુખત્યારનામાથી અખત્યાર મળેલા મુખત્યાર.

૨. સણુંદી મુખત્યારો ખાસ મુખત્યારપત્ર મળ્યું હોય તેવા સણુંદી મુખત્યારો.

૩. કોર્ટની હદ બાહાર રહેનાર માણસના જે મુનિમ ગુમાસ્તા વ્યાપારનું કામ કરે છે તેજ વ્યાપારની બાબતમાં તે મુનિમ ગુમાસ્તા.

૨. સરકાર તરફથી કામ કરવાને અખત્યાર મળેલો માણસ.

૩. રાજા તથા સ્વસ્થાનની વતી ફરિયાદ ચલાવવા સરકાર મુકરર કરે તે.

૪. કલમ ૩૦ માં ફરમાવ્યા મુજબ કોઇ પણ પક્ષકાર.

૫. ઘણા વાદી પ્રતિવાદીમાંથી બીજા સહવાદી પ્રતિવાદીએ આપેલા અખત્યારવાળો સહવાદી પ્રતિવાદી. ક. ૩૫

૬. કલમ ૪૧ મુજબ કલમ ૩૭ માં લખેલા મુખત્યાર શિવાય કોરટની હદમાં રહેનાર સખસને સમન તથા નોટીસ વિગેરે લેવાનો અખત્યાર આપી શકાય અને આવા લખેલા અખત્યારની નકલ કોર્ટમાં દાખલ કરવી જોઇએ. કુલ મુખત્યારનામું હોય તોપણ તેની ખરી નકલ દાખલ કરવી.

૭. લશ્કરી માણુસો જેણે કોરટમાં હાજર થવાને પરવાનગી મળી શકતી ન હોય તેવા માણુસ તરફથી તેણે જેને લખીત અખત્યાર ઉપર પોતાના કમાનડીંગ ઓફીસરના રૂબરૂ સહી કરી આપેલી હોય તે માણુસ. ક. ૪૬૫

પ્રશ્ન.—૪ એનાએજ દાવાના કારણુની બાબતમાં ફરીથી કેવા દાવા સાંભળી સકાયછે?

ઉત્તર.—૧ અરજીમાં જે મજકુર લખવો જોઇએ તે નહી હોય અથવા લંબાણથી લખ્યું હશે અથવા લગતો મજકુર નહી હોય અથવા તેમાં સહી અથવા પ્રતિજ્ઞા લેખન નહીં હોય અને રદ કરવામાં આવી હશે તેવી અરજીઓ, તથા દાવો કમી બાંધ્યો હશે અથવા અરજી પુરી કિંમતના કાગળ ઉપર લખી નહીં હશે ને ખુટતો સ્ટાંપ પૂરો નહીં કરી આપ્યો હશે અને રદ થઈ હશે તેવી અરજીઓ, જો મુદતની હરકત નહીં હોય તો (ક. ૫૬)

૨. વાદી યોગ્ય કારણુ બતાવી અરજી કાઢી લેવા માગે તો કોરટે યોગ્ય જણાયે ખરચ વિષે ઠરાવ કરી નવી અરજી કરવાની પરવાનગી આપી હશે અને નવી ફરીયાદીને મુદતની હરકત નહી હોય તેવી ફરીયાદ ક. ૩૭૩

૩. ઠરાવેલી મુદતે હાજર થવાને સારૂ પ્રતિવાદી ઉપર સમન કઢાવવાને માટે ભથુ ભરવાનો કસુરને લીધે અગર ઠરાવેલી રજુવાતે બંને પક્ષકાર હાજર ન હોય અને અરજી કાઢી નાંખવામાં આવી હોય અને એવા બંને દાવાને મુદતની હરકત નહી હોય તો તેવી અરજીઓ. ( ક. ૯૯ )

૪. નાદારીમાં દાવો કરવાની પરવાનગી મળવાની અરજી નામંજુર કરવામાં આવી હશે અને સરકારનું ખર્ચ પ્રથમ આપ્યું હશે તો તેવા દાવા સામાન્ય રીતે આલી શકશે. ( કલમ. ૪૧૩ )

૫. ખર્ચના જામીન નહી આપવાથી અરજી પાછી ખેંચી લેવા દીધી હશે તેવી અરજીઓ.

પ્ર૦—૫ કોરટમાં દાવાની અરજીઓ કોણ આપી શકે છે?

ઉ૦—૧ વાદીઓ જાતે અથવા તેમના વકીલો અથવા કબુલ કરેલા મુખત્યારો. (ક.૩૬)

૨. કલમ ૫૦૩ મુજબ નિમેલો વહિવટદાર.

૩. નાદારે જાતે અરજી આપવી જોઇએ.

૪. કોઇ દાવામાં કેટલાએક પક્ષકારોનું એકસરખુ હિત હોય તો તેમાંના એક અમર વધારે પક્ષકારને કોર્ટની પરવાનગીની સાથે તમામ પક્ષકારોના તરફથી દાવો કરી શકવાનો હક છે તેવા પરવાનગીવાળા સખ્સો. કલમ ૩૦

૫. ઘણા વાદીઓ હોય તો વાદીઓ પૈકી એક કે વધારે વાદીને પોતાના તરફથી બીજા વાદીઓ દાવો કરવાને કે કામમાં હાજર થવાને બીજા વાદીઓથી અખત્યાર આપી શકાય છે તેવા અખ્ત્યારવાળા વાદી.

૬. દી. કા. ક. ૪૩૨ મુજબ કોઇ સોવરીન પ્રીન્સ કે રૂલીંગ ચીફ તરફથી અખત્યારવાળો સખસ. ક. ૪૩૨

૭. જે કારપોરેશન કે કમ્પની તરફથી દાવો કરવાને જે પોતાના નોકરને કે ટ્રસ્ટીને દાવો કે જવાબ દેવાનો અધિકાર મળેલો હોય તે નોકર કે ટ્રસ્ટી એટલે શેક્રટરી ડારેકટર કે કારપોરેસનનો બીજો કોઇ મુખ્ય અધિકારી. ક. ૪૩૫

૮. ક. ૪૩૭ મુજબ કોઈ ટ્રસ્ટી એડમીસ્ટ્રેટર કે એક્ષીક્યુટર.

૯. ક. ૪૪૦ મુજબ ન્હાની ઉમરનાનો ઇષ્ટમીત્ર.

૧૦ લશ્કરી માણસો જેણે કોર્ટમાં હાજર થવાને પરવાનગી મળી શકતી ન હોય તેવા માણસ તરફથી તેણે જેને લખીત અખત્યાર ઉપર પોતાના કમાનડીંગ ઓફીસરના રૂબરૂ સહી કરી આપેલી હોય તે માણસ. ક. ૪૬૫

પ્ર૦—૬ દાવાની અરજી ઉપર સાચાપણાનો ઇકરાર કોણ કરી શકે છે?

ઉ૦—૧ કલમ ૫૧ મુજબ વાદીઓ જાતે અગર કોર્ટની ખાતરીવાળા તેઓના વાકેફગાર માણસ.

૨, કલમ ૩૭ મુજબ કબુલ કરેલા મુખત્યારો.

૩. કારપોરેશન અથવા કંપનીના દાવામાં ડારેકટર અથવા સેક્રેટરી અથવા તેનો બીજો કોઈ મુખ્ય માણસ. ક. ૪૩૫

પ્ર૦—૭ શા શા કારણથી અરજીઓ પાછી આપવી?

ઉ૦—૧ દાવો કોરટના અખત્યાર ઉપરાંતનો હોય એટલે તેવો દાવો સાંભળવાને બીજી નીચેના કે ઉંચા દરજાની કોરટને અખ્તિયાર હોય તો તેવી અરજીઓ યોગ્ય કોરટમાં આપવા સારૂ. કલમ ૫૭ (અ)

૨. દાવાવાળી સ્થાવર મિલકતનો કાંઈ ભાગ જો કોરટની હકુમતમાં ન હોય અને કલમ ૧૬ મીં મુજબ કોરટની હકુમતમાં દાવો આણી શકાતો નહી હોય તો તેવી અરજી યોગ્ય કોરટમાં આપવાને સારૂ. ક. ૫૭ (બી)

૩. દાવાનું કારણ કોરટની હદમાં બન્યું ન હોય અથવા પ્રતીવાદી કોરટની હદ

માં રહેલો ન હોય અથવા વ્યાપાર કરવા સારૂ રહેતો ન હોય તો તેવી અરજીઓ ક. ૫૭

પ્ર૦—૮ શાશા કારણથી અરજીઓ સુધારવા પાછી અપાય ?

ઉ૦-૧ જ્યારે અરજીમાં જે બ્યાન જોઈએ તે નહી હોય અથવા લંબાણ હશે અથવા બીજે લગતો મજકુર લખેલો નહીં હશે તથા તેમાં સહી તથા પ્રતિજ્ઞા લેખ નહી હશે તેવી અરજીઓ. (ક. ૫૩ અ, બ, અને ક. ડ.)

૨. દાવાનું કારણ ઉત્પન્ન નહી થયુ હોય તેવી અરજીઓ ક. ૫૩ ( ડ )

૩. જો કલમ ૪૨ મુજબ લખવામાં ન આવી હોય તો ક. ૫૩ (ઇ) અને પક્ષકારો બરોબર રીતે સામેલ કરવામાં નહી આવ્યા હોય અગર વાદીએ દાવાના કારણો એકઠા કરવા ન જોઇએ તેવા દાવાના કારણો એકઠા કર્યા હોય તો. કા ૫૩ (ફ)

૪. દાવો કમી બાંધ્યો હશે અથવા અરજી યોગ્ય સ્ટાંપ ઉપર લખી નહી હશે તો તેવી અરજીઓ ઠરાવેલી મુદતમાં સુધારી આપવા બાબત (ક. ૫૪)

૫. દાવાનું સ્વરૂપ બદલાય તેવી દુરસ્તી થઈ શકતી નથી. ક. ૫૩

પ્ર૦—૯ શા શા કારણથી દાવાની અરજીઓ રદ કરી શકાય ?

ઉ૦—કલમ ૫૪ મુજબ દાવાની અરજી નિચે લખેલા કારણોથી નામંજુર કરવામાં આવશે.

૧. દાવાનો આંક કમી બાંધ્યો હશે અથવા બાંધ્યા છતાં અરજી પુરી કીંમતના સ્ટાંપના કાગળ ઉપર નહી હશે ને કોરટે ઠરાવેલી મુદતે ખુટતો સ્ટાંપ પુરો નહી કરી આપે તો તેવી અરજીઓ. ક. ૫૪ (અ. અને બ.)

૨. દાવાની જે હકીકત લખેલી હશે તે ઉપરથી કોઇ કાયદાના ઠરાવ પ્રમાણે દાવો ચલાવવાને હરકત હોય તો તેવી અરજીઓ. ક. ૫૪ (ક)

૩. દાવાની અરજી સુધારવા સારૂ પાછી આપવામાં આવી હોય અને સુધારવાની મુદત ઠરાવેલી હોય અને તે દરમિયાંનમાં સુધારવામાં ન આવે તો તેવી અરજીઓ. ક. ૫૪ (ડ)

પ્ર૦—૧૦ નાદારીમાં દાવા આણવા વિશે શાશા નિયમ છે તે ટુંકામાં જણાવો ?

ઉ૦—૧ દાવો જે કોર્ટના અખ્તિયારમાં હોય તેજ કોર્ટમાં નિચે લખેલા નિયમો પ્રમાણે દાવો કરી શકાય છે. ક. ( ૪૦૧ )

( અ ) નાત બહાર મુક્યા બાબત તથા નિંદા, ગાળા ગાળી અથવા મારા મારી કે હંગામો કર્યા બાબત કે આબરૂ લીધા બાબત કે આળ ચઢાવ્યા બાબત નુકશાનના દાવા નાદારીમાં નહી થાય. ( ક. ૪૦૨ )

( બ ) નાદારીના દાવાની અરજી તથા નાદારીમાં અરજી કરવાની પરવાનગી બાબતની બીના એકજ અરજીમાં આવે તો બસ છે જુદી જુદી અરજીની જરૂર નથી (ક. ૪૦૨.)

( ક ) નાદારીમાં દાવો કરવાની પરવાનગીની અરજીઓમાં પણ ક. ૫૦ પ્રમાણે જે બ્યાન જોઇએ તેની સાથે મિલકતની યાદ કિંમત સુદ્ધાંતની જોઇએ ને અરજીમાં સહી તથા પ્રતિજ્ઞા લેખ પણ હોવો જોઇએ. ( ક. ૪૦૩ )

( ડ ) એવી અરજી અરજદારે જાતે આપવી પરંતુ તેને કલમ ૬૪૦—૬૪૧ પ્રમાણે કોરટમાં હાજર નહીં થવા બાબતની માફી મળી હોય તો તેવા સખ્સના કબુલ કરેલા મુખત્યાર નાદારીમાં અરજી આપી શકે પરંતુ તે માહીતગાર જોઇએ ને તેને ખુદ અરજદાર માફક તપાસી શકાય એગ જોઇએ. કલમ. (૪૦૪)

૨. ઉપર કહ્યા પ્રમાણે અરજી ના કરી હોય તો કોરટ રદ કરી શકે. ( ક. ૪૦૫ )

૩. જો અરજી રીતસર હોય અને તે બરાબર આપી હોય તો કોરટે અરજદારની અથવા તેના મુખત્યારની તેના દાવાની બાબતમાં અને અરજદારની મીલકત વિશે જુબાની લેવી કદાપી અરજી આપનાર મુખત્યાર હોય ને કોરટને યોગ્ય જણાય તો ગેરહાજર માણસ માફક મુખ્ય અરજદારની કમીશનથી સાક્ષી લેવી. ( ક. ૪૦૬ )

૪ કદાપી કોરટને એમ જણાય કે પ્રતીવાદી અથવા દાવાનું કારણ કોરટની હકુમતમાં નથી અથવા મુદતની હરકત છે અથવા દાવાનું કારણ નથી કે દાવો કરવાનો અરજદારને હક નથી અગર કદાપી આ હરરકતો ના હોય તો અરજદારને સ્ટાપ ખરચ તથા મૂકરદમો ચલાવવાનું ખરચ મળે એવું નથી એમ શાબિત ન કરી શક્યો હોય અથવા દાવો કરતાં અવલ બે મહીનાની અંદર નાદારીનો ફાયદો મળવા કપટથી પોતાની મીલકત વેચી અથવા આપી દીધી હોય અગર દાવાવાળી મીલકત સંબંધી કાંઇ કરાર કરવાથી તે મિલકત્તમાં બીજા કોઈનો હકક સંબંધ કે બોજો ઉત્પન્ન થયો હોય તો કોરટે તેને નાદારીમાં અરજી કરવા દેવાની પરવાનગી આપવી નહી. (ક. ૪૦૭)

૫—ઉપરની કલમમાં બતાવેલી કાંઇ હરકત નાહોય તો પક્ષકારોને તથા સરકારી વકીલને દિવસ મુકરર કરી ઓછામાં ઓછી દસ દિવસની નોટીસ આપવી બાદ અરજદારનો નાદારી બાબતનો તથા વિરૂદ્ધ પક્ષકારનો તેના પુરાવા વિરૂદ્ધ જે પુરાવ આપવામાં આવે તે સાંભળવો. (ક. ૪૦૮)

૬. ઠરાવેલી મુદતે અથવા કામથી સુગમ પડે તે રીતે બને પક્ષકારોનો પુરાવો સાંભળી પુરાવાનું ટાંચણ કરવું ને યોગ્ય જણાય તે પ્રમાણે નાદારીની પરવાનગી આપવી કિંવા ના પાડવી. ( ક. ૪૦૯)

છેવટ હુકમ આપતાં પહેલાં અરજદારની મિલકત વિશે અથવા દાવાના આંક વિશે કોરટને યોગ્ય જણાયતો ક. ૩૯૨ મુજબ સ્થાનિક ચોકશી કરવાનો હુકમ કલમ ૪૦૯ મુજબ હવે થઈ શકતો નથી સન ૧૮૫૯ ના આકટ ૮ મુજબ તે પ્રમાણે થઇ શકતું હતું.

૭. અરજદારની અરજી કબુલ કરવામાં આવે તો તેને રજીષ્ટરમાં દાખલ કરી નંબર પાડવો એટલે તે દાવાની અરજી ગણાશે ને સાધારણ દાવાની અરજી માફક તે અરજીનું કામ ચલાવવામાં આવશે માત્ર અરજી કરનારને કોઇ પ્રોસેસ ફી શિવાય બીજી કોઇ અરજી કરવાનો, વકિલાતનામુ આપવાનો ઇત્યાદિ કોર્ટફી ખરચ કોઇપણ રીતનો બેસશે નહીં (ક. ૪૧૦) પણ ભથુ બેસશે.—૪ મુ. હા. કોરટ ૩૯

૮. દાવાનો ફેંસલો વાદીના લાભમાં થાય તો દાવાનો સ્ટાંપ ખરચ વાદી નાદાર નહો હોત જે બેસત તે તમામ ગણીને સરકારનો જે પક્ષકાર ખરચ આપે એવું ઠરાવ્યું હોય તેની પાસેથી વસુલ કરી લેવાનો પ્રથમ હક છે—નાદાર ઉપર ખરચ નાખ્યું હોય તોપણ તે ખરચ તેની પાસેથી આ કલમ પ્રમાણે વસુલ કરી લેવાય. ક. ૪૧૧

૯ નાદારની અરજ નામંજુર કરી હોય તો તેની તેજ બાબત ફરી નાદારીમાં અરજી થઇ નહી શકે પરંતુ મુદત પોહોતી હોય અને સરકારને થયેલું ખરચ પ્રથમ આપે તો સાધા નિયમ પ્રમાણે તે દાવો કરી શકે છે. ક. (ક. ૪૧૩)

૧૦. દાવાનું કામ ચલાવતાં દરમ્યાન વાદીને આઠ દીવસની નોટીસ આપ્યા પછી નાદાર નથી એમ ઠરાવવા પ્રતીવાદીની કે સરકારની અરજી ઉપરથી તપાસ થઈ શકે છે. ક. ૪૧૪

૧૧. નાદારીમાં દાવો કરવાની પરવાનગી મેળવવાની અરજીનું તથા તે બાબતની તપાસનું ખરચ તે દાવાનું ખરચ જાણવું. ક. ૪૧૫.

પ્ર૦—૧૧ પ્રતિવાદી ઉપર સમન્સ શા રીતે બજાવવો?

ઉ—૧ પ્રતિવાદીને સમનની નકલ આપવી અથવા આપવા માંડવી (ક. ૭૩)

૨ સમન પ્રતિવાદીને હાથો હાથ આપવો મુખત્યાર કર્યો હોય તો તેને પોહોચાડવો એટલે થયું. જ્યારે એક કરતાં વધારે પ્રતિવાદી હોય ત્યારે દરેક ઉપર સમન બજાવવો ભાગીદારો ઉપર દાવો કર્યો હોય તો ભાગીદારોની પેઢી ઉપર કે પેઢીના વહીવટ કરનારની ઉપર સમન બજાવવો (ક. ૭૪)

૩ કલમ ૩૭ માં લખેલા મુખત્યાર શિવાય કોરટની હદમાં રહેનાર સખસને સમન તથા નોટીસ વિગરે લેવાનો અખત્યાર આપેલો હોય તેના ઉપર સમન બજાવી શકાયછે (ક. ૭૫)

૪ બીજી કોરટની હકુમતમાં રહેનાર પ્રતિવાદી તરફથી ધંધો ચલાવનાર વહિવટદાર કે એજંટ ઉપર સમન બજી શકે છે. (ક. ૭૬)

૫ સ્થાવર મિલકત સંબંધી દાવામાં પ્રતિવાદી તરફથી સ્થાવર મીલકત જે તેના એજંટના અખત્યારમાં હોય તેવા એજંટને સમન આપી શકાય છે (ક. ૭૭)

૬ પ્રતિવાદી મળે નહી તથા તેના અખત્યારી માણુસ હોય નહી તો, પ્રતિવાદી સાથે રહેનાર તેના કુટુંબના મરદ માણુસને સમન પોહોચાડવો. આ કલમ પ્રમાણે પ્રતિવાદીના ભેગા રહેનાર નોકરને સમન આપી શકાતો નથી. (ક. ૭૮)

૭ જે કોરટમાં સરકારી વકીલ હોય તે કોરટમાંથી સરકારની ઉપર થયેલા પ્રોસેસ લેવાને તે અખત્યારી માણુસ ગણવો (ક. ૪૧૯)

૮ સમન જે સખસને પોહોચાડયો હોય તેની સહી અસલ સમન પાછળ લેવી. સહી ના કરે તો પણ બરાબર પોહોચાડયાની કોરટની ખાત્રી થાય તો બસ છે (ક. ૭૯–૮૦) પણ સહી કરવા ના પાડે અગર સમન હાથોહાથ પોહોચાડી ના શકાય તો પ્રતિવાદી જે ઘરમાં રહેતો હોય તે ઘરના બારણાં ખુલ્લાં હોય તો તે ઘરના દરવાજે નકલ લગાવવી. સમનમાં લખેલે ઠેકાણે પ્રતીવાદી રહેતો નહી હોય અને તે પોહોચાડી ન શકાય તો રિપોર્ટ કરી તે સમન પાછો મોકલવો પરંતુ કોરટની હદમાં બીજી જગાએ તેનું ઘર માલમ પડે તો ત્યાં પોહોચાડવો (ક. ૮૦)

૯ સમન ક્યારે અને કેવી રીતે બજાવ્યો તે બાબત અસલ સમન ઉપર શેરો કરવો કે કરાવવો. (ક. ૮૧)

૧૦ સમનને ન મળવાના હેતુથી પ્રતિવાદી સંતાઈ રહ્યાની કોરટની ખાતરી થાય અગર બીજા કોઇ કારણથી સમન બજી શકતો ન હોય તો તે સમનની નકલ કોરટમાં ચોડવી તથા પ્રતિવાદી છેલો જ્યાં રહેલો માલમ પડે ત્યાં આગળ ચોડાવવા કે બીજી રીતે કરવાને કોરટ મુખત્યાર છે. એમ કર્યું હોય તો સરવે પ્રકારે સમન પોહોચાડ્યા પ્રમાણે ગણાશે. (ક. ૮૨)

૧૧ બીજી કોરટની હકુમતમાં પ્રતિવાદી રહેતો હોય ને કોરટની હદમાં કોઇ તેનો મુખત્યાર નહી હોય તો બીજી કોરટ મારફતે સમનનો અમલ કરવો. (ક. ૮૫)

૧૨ પ્રતિવાદી જેલમાં હોય તો જેલના ઉપરી અધિકારીની મારફતે સમન બજાવવો. ( ક. ૮૭–૮૮)

૧૩ પ્રતિવાદી પર રાજ્યમાં રહેતો હોય ને તેનો મુખત્યાર કોરટની હદમાં ન હોય તો તેનું સમનના પાછળ સરનામું કરીને પ્રતિવાદી જ્યાં રહે છે ત્યાં ટપાલ મારગે રજીષ્ટર કરાવી મોકલવો. અગર પ્રોટીસ રેસીડન્ટ અગર એજંટ હોય તો તેમની મારફતે પ્રતિવાદી ઉપર સમન બજાવવો (ક. ૮૯)

૧૪ પ્રતિવાદી સરકારી નોકર હોય તો ઉપરી મારફતે સમન મોકલવો. લશકરી નોકર હોય તો કમાંડિંગ ઓફીસર મારફતે સમન મોકલવો. (ક. ૪૨૨)

૧૫ કોરપોરેશન અથવા કંપની ઉપરના સમન તેની રજીષ્ટર કરાવેલી ઓફીસમાં અથવા કોરપોરેશન કે કંપનીની મુખ્ય ઓફીસમાં મોકલવો, અથવા ડીરેકટર અગર સેક્રેટરી કે બીજા મુખ્ય અધિકારીને આપવો. (ક. ૪૩૬)

૧૬ મરતબાવાળા માણસની ઉપર સમનની મતલબની ચીઠી લખવી. (ક. ૯૧)

૧૭ તે ચીઠી પોષ્ટ મારફત અથવા મુકરર કરેલા માણસની સાથે મોકલવી અથવા બીજી રીતે મોકલવી અગર તેનો કબુલ કરેલો મુખત્યાર હોય તો તેને આપવી (ક. ૯૨)

૧૮ સરકાર ઉપરનો સમન સરકારી વકીલ ઉપર બજાવવો તેમાં સરકારને અગર કરી જવાબ મંગાવી શકે એટલી મુદત નાખવી, તથા જરૂર જણાય તો કોઇ માણસને જાતે હાજર થવાને હુકમ કરવો. (ક. ૪૨૧)

૧૯ સરકારી અમલદાર ઉપર હોદ્દાના જોરથી કરેલા કામની ફરીઆદ હોય તો તે અમલદારને પોતાના હેડ અમલદારની મારફતે સમન પોચાડવો. (ક. ૪૨૨)

૨૦ સરકારી અમલદારને જાતે હાજર થવાને હુકમ થયો હોય ને તે યોગ્ય હરકત બતાવે તો તેને જાતે હાજર રહેવાની માફી આપી શકાય છે. (ક. ૪૨૮)

પ્ર૦—૪૨ મુદ્દા કેવી રીતે કાઢવા?

ઉ૦—૧ દાવાની અરજી અને પ્રતીવાદીની કેફીયત વાંચી તથા પક્ષકારોના સોગન ઉપરની હકિકત કે તેમની તરફથી કોઇ સખસ હાજર હોય તેમની કે તેઓના વકીલોના કહેવા ઉપરથી, કે સવાલનામા ઉપરથી કે રજુ થએલા દસ્તાવેજો ઉપરથી, પક્ષકારોથી પુછ પરછ કરી પ્રથમ રજુઆતે કાયદા તથા હકીકત જે વિશે તકરાર હોય તે બાબત મુદ્દા ઠરાવવા. (ક. ૧૪૭)

૨. કામકાના વસ્તુનો પ્રથમ તપાસ કરી શકાય અને પક્ષકારોએ દાવાની અરજીમાં અને કેફીયતોમાં જે કેસ મુક્યા હોય તે વિરૂદ્ધ નવીન કેસ મુકી શકાય નહીં તેમ કોરટ તેવો મુદ્દો પણ કાહાડી શકે નહી અને કોઇ સખસની સાક્ષી લીધા વિના અથવા દસ્તાવેજ જોયા વિના મુદ્દા નિકળી શકે તેવું ન હોય તો તે હાજર થવાની કોરટે ફરજ પાડવી ને દિવસ ઠરાવીને ત્યાં સુધી કામ મુલતવી રાખવું. (ક. ૧૪૪ )

જરૂર જણાય તો ફેંસલો થતા પહેલાં કોઇ પણ વખતે તે મુદ્દા સુધારાય અથવા

વધારે કઢાય કે કાંહાડેલો ઇરંયુ રદ કરી શકાય. (ક. ૧૪૯)

પ્ર૦—૧૩ સાક્ષી સમન્સ શી રીતે બજાવવા અને સમન્સ બજ્યા છતાં હાજર ન થાય તો તેનો શો પરિણામ થાય છે?

ઉ૦—૧ સમન સાક્ષીને બતાવીને નકલ આપવી ને સમનમાં યોગ્ય મુદતમાં અમલ કરવો કે જેથી તેને નિયમીત ઠેકાણે આવવા વીગરે યોગ્ય મુદત મળી આવે. (ક. ૧૬૭)

૨. સાક્ષી સમનનો અમલ પ્રતિવાદી ઉપરના સમનનો જેવી રીતે અમલ કરવાના નિયમ છે તે મુજબ અને ત્યાં સુધી કરવો અને અમલ કર્યાની ખાત્રી પણ બાબ ૬ માં કહેલા નિયમ પ્રમાણે કરવી. (ક. ૧૬૯)

૩. સાક્ષી પુરવાનો કિંવા દસ્તાવેજ હાજર કરવાનો સમન ના બજે ને સાક્ષી લેવો કિંવા દસ્તાવેજ જોવો જરૂર હોય ને તે સાક્ષી સમન ન બજાવવાને ઇરાદે નાહાશી જતો હોય કે સંતાઇ રહેતો હોય તો જાહેરનામું કરી તેના ઘરના બારણે ચોઢવું ને જાહેરનામામાં ઠરાવેલી મુદતમાં હાજર ન થાય તો પક્ષકારની સરતથી તેની મિલકત જપતીનો ખરચની તથા ચાલુ કાયદા પ્રમાણે જે દંડને ક. ૧૭૦ મુજબ તે પાત્ર થાય તે દંડની રકમ જેટલી જપતી કરવી. સ્મોલકાઝ કોરટને આ કલમ પ્રમાણે સ્થાવર મિલકત જપ્ત કરવાનો અખીકાર નથી. (કલમ ૧૬૮.)

૪. સમન બજ્યા છતાં હાજર ન થાય તો તેને પકડી મંગાવવા ક. ૧૭૪ પ્રમાણે અધિકાર છે. પરંતુ સમનનો અમલ કરવાની કસુર કરવાનો કસુર કરનાર સખશને કાયદાસર સબબ હોય તો તે પ્રમાણે કરવું નહી. સમનનો અમાન્ય કરવાનો સબબ ન હોય તો કોર્ટ રૂ. ૫૦૦ ) સુધી દંડ કરી શકે છે. (ક. ૧૭૪)

પ્ર૦—૧૪ કોર્ટ પોતાની મેળે કોઇ સખ્સને સાક્ષી તરીકે દિવાની કામમાં બોલાવી શકે છે

ઉ૦—હા. (ક. ૧૭૧)

પ્ર૦—૧ કઈ કઈ બાબતમાં વારંટ કાહાડવું?

ઉ૦—૧ કોઇ સખસ ઉપર સાક્ષી આપવાનો અગર દસ્તાવેજ રજુ કરવાનો સમન બજેલો હોય અને તે સમન પ્રમાણે ચાલે નહી અગર જો કોઇ સખસને તે પ્રમાણે સમન થવાથી તે હાજર થયો હોય અને કલમ ૧૭૩ માં બતાવ્યા પ્રમાણે નહી ચાલતાં જાય તો કોરટ તેને પકડાને પોતાની રૂબરૂ લાવવાને મુખત્યાર છે.

પરંતુ તે પ્રમાણે નહી ચાલવાને તે સખસને કાયદા પ્રમાણે કારણ છે એવું માનવાને કોરટને સબબ હોય તો સદરહુ પ્રકારનો હુકમ કરવો નહી.

કલમ ૧૬૦ માં જે ખરચ બનોવેલું છે તે ખરચ સારૂ જોઇતી રકમ આપેલી ના હોય અગર આપવા માંડેલી ના હોય તો આ કલમના કાયદા પ્રમાણે સબબ સમજવો.

૨. ક. ૨૩૪ તા. ૨૪૮–૨૪૯ તથા ૨૫૦ મુજબ તજવીજ કર્યા બાદ કોર્ટની નજરમાં એમ યોગ્ય જણાય કે હુકમનામાના પ્રતીવાદીએ કાંઈ કારણ બતાવ્યું નથી તો હુકમનામુ બજાવવાને માટે વારંટ કહાડવું. (ક. ૨૫૦)

૩. સ્થાવર મિલકત કબજે લેવાના દાવા શિવાય બીજા કોઈ દાવામાં જો વાદીને કાંઇ હરકત કરવાને કે ઢીલ પહોંચાડવાને કે કાંઇ પ્રાસેસ તે બજાવી શકે નહીં એવો

કે દાવામાં જે હુકમનામું થાત તેનો બજાવણીમાં હરકત નાખવાને કે તેમાં ઢીલ કરવાને ઈરાદે પ્રતિવાદીએ કોર્ટની હકુમત છોડી છે કે પ્રતિવાદી છોડવાનો છે કે પ્રતિવાદી કોર્ટની હકુમતમાંથી પોતાની મિલકત કે તેનો કાંઇ ભાગ પરહરત ગત કર્યો છે કે કોર્ટની હકુમત માથી ખશેડયો છે કે પ્રતિવાદી બ્રીટીસ ઇંડિયા છોડી જવાનો છે એવી અરજદારની જુબાની જોઈ તથા બીજી વધારે સમજુતી કરવાને યોગ્ય જણાય તો તેવી તજવીજ કરી કોર્ટને ખાત્રી થાય તો પ્રતિવાદીએ હાજર જામિન શા માટે ન આપવા તેનું કારણ બતાવવાને પ્રતિવાદીને પકડી મંગાવવાનો હુકમનામુ થતા અવલ હુકમ કરી શુકાય છે. ( ક. ૪૭૮)

૪. કોઇ પણ દાવામાં વાદીનું જે હુકમનામું થાય તેની બજાવણીમાં હરકત કરવાને કે ઢીલ કરવાને ઇરાદે પ્રતિવાદી પોતાની મિલકત નફરકે કરવાનો છે અગર ખશેડવાનો છે એવી કોર્ટની ખાત્રી થાય તો પ્રતિવાદીએ હુકમમાં ફરમાવ્યા મુજબની રકમના જામીન અગર જોઇએ ત્યારે હુકમનામુ પુરૂ થાય તેટલી રકમ રજુ કરવાને જામીન શા માટે ન આપવા તેનું કારણ બતાવવાને અને કારણ ન બતાવેતો પ્રતિવાદીની મીલકત જપ્તી કરવાને હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. ક ૪૮૪

૫ ક. ૪૨૪ માં બતાવેલી ફરિયાદમાં ડીસ્ટ્રીકટ જડજની લખેલી સંમતી શિવાય પકડવાનું વારંટ કાઢવું નહીં. (ક ૪૨૫)

૬ ક. ૪૩૩ મુજબ રાજા સરદાર એલચી અથવા વકીલને આ કાયદા પ્રમાણે પકડવામાં આવશે નહી અને સદરહુ કલા પ્રમાણે દાખલા શુધાંતની સરકારની સંમતી શિવાય તેવા કોઇ રાજા વિગેરેની મીલકત ઉપર કોઇ હુકમનામુ બજાવી શકશે નહીં (ક. ૪૩૩)

પ્ર૦—૧૬ કેવા દસ્તાવેજો પાછા આપવા ?

ઉ૦—૧ કોરટના માગવાથી અગર પક્ષકાર પોતાની મેળે કોઈ લખેલી હકીકત રજુ કરતો હોય તે તકરારના રૂપમાં અગર નકામા લખાણથી લખેલી હોય અગર દાવાની બાબતી ના હોય તેવી લખેલી હોયતો કોરટ તેને તેજ વખતે દુરસ્ત કરી શકે છે, અગર ને હકીકત ઉપર હુકમનો શેરો લખી ના મંજુર પણ કરી શકે છે, અગર ખરચના બાબતનો ઠરાવ કરી તે રજુ કરનાર પક્ષકાર અમુક મુદત કરી તેમાં દુરસ્ત કરી આપવાને પાછી પણ આપી શકે છે,

આ કલમ પ્રમાણે જ્યારે હકીકત દુરસ્ત કરવામાં આવે ત્યારે તે ઉપર જડજે પોતાની સહી કરવી.

આ કલમ પ્રમાણે લખેલી હકીકત ના મંજુર કરવામાં આવે ત્યારે કોરટની પરવાનગી વીના અગર કોરટના માગ્યા વીના તે હકીકત રજુ કરનાર પક્ષકારની બીજી લખેલી હકીકત લેવામાં આવશે નહી. ક. ૧૧૬

૨. દસ્તાવેજ સાબીત થયેલો અગર કબુલ કરેલો હોય પણ કોરટની નજરમાં દાખલ કરવા લાયક ન હોય તો કોરટે લખાણમાં "ના મંજુર" એવો શબ્દ લખવો બાદ જે પક્ષકારે તે રજુ કરેલો હોય તેને પાછો આપવો. (ક. ૧૨૨)

સાબીત નહી કરેલા અગર કબુલ નહી કરેલા દસ્તાવેજ પણ પાછા આપવા.

૪ કલમ. ૬૨, ૧૪૧, તથા ૧૪૨ મા ગમે તે ઠરાવ હોય કોરટની નજરમાં પુખ્ત સબબ લાગે તો હરકોઇ દસ્તાવેજ અગર ચોપડો જે રજુ થયેલો હોય તે અટકાવી કોરટના અધિકારીના કબજામાં પોતાની નજરમાં જે સરત વ્યાજબી લાગે તે સરત સાથે અને તેટલી મુદત રાખવામાં આવશે. (ક. ૧૪૩

૫ ક. ૧૪૪ પ્રમાણે દસ્તાવેજ થએલા હોય તે અપીલની મુદત વીતી ગઇ હોય અગર અપીલ થઇ હોય તો અપીલ ચુક્યા બાદ. ક. ૧૪૩ મુજબ અટકાવી રાખવાને કાંઇ સબબ ન હોયતો પાછો આપવો વિત્યા પેહેલાં નકલ આપવાનો બંદોબસ્ત થાયતો પાછો આપી શકાયછે.

પ્ર૦—૧૭ કંઈકંઈ બાબતમાં અપીલો ચાલી શકેછે અને કઇકંઇ બાબતમાં ચાલી શકેનહી?

ઉ૦—૧ આ કાયદામાં અગર બીજા કોઇ ચાલુ કાયદામાં બીજી રીતે ફરમાવ્યું નહી હોયતો અમલ કોરટના હુકમનામા ઉપર અગર તેના કોઇ ભાગ ઉપર જે કોરટને અપીલો સાંભળવાનો અખત્યાર હોય તે કોરટ અપીલ સાંભળશે ક. ૫૪૦

૨. બજવણીના કામમાં કરેલા હુકમ ઉપર અપીલ ચાલશે. ક. ૨૪૪

૩. આ કાયદા પ્રમાણે કરેલા નીચેના હુકમો ઉપર અપીલ ચાલશે. તેવા બીજા હુકમો ઉપર અપીલ ચાલશે નહીઃ—

(૧) ફરિયાદનું કામ બંધ કરાવવા વિશે, કલમ ૨૦ પ્રમાણે કરેલા હુકમો.

(૨) વાદી અથવા પ્રતિવાદી તરીકે કોઈ શખસનું નામ કાઢી નાખવાવિશે અથવા સામીલ કરવાવિશે. કલમ ૩૨ પ્રમાણે કરેલા હુકમો;

(૩) કોઇ પક્ષકારે જાતે હાજર થવું જોઇએ એવા, કલમ ૩૬ અથવા કલમ ૬૬ પ્રમાણે કરેલા હુકમો;

(૪) દાવાનું કારણ સામીલ કરવા બાબત, કલમ ૪૪ પ્રમાણે કરેલા હુકમો;

(૫) દાવાનું કારણ બાતલ કરવા વિશે કલમ ૪૭ પ્રમાણે કરેલા હુકમો;

(૬) દુરસ્ત કરવાસારૂ અથવા યોગ્ય કોરટમાં આપવાસારૂ ફરિયાદ અરજી પાછી આપવા વિશેના હુકમો,

(૭) એક કરજ બીજે કરજમાં મજરે અપાવવાના, અથવા મજરે અપાવવાનીના કહેવાના કલમ ૧૧૧ પ્રમાણે કરેલા હુકમો;

(૮) (અપીલ થાય એવા કામોમાં) ફરિયાદ કાઢી નાખી હોય તે રદ કરવાનો હુકમ ફરમાવવાસારૂ, કલમ ૧૦૩ પ્રમાણે કરેલી અરજો ના મંજુર કર્યાના હુકમો;

(૯) કલમ ૧૦૮ પ્રમાણે અરજો નામંજુર કર્યાના હુકમો, અથવા એક તરફી હુકમ રદ કર્યાનો હુકમો;

(૧૦) કલમ ૧૧૩, ૧૨૦, અને ૧૭૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૧) લેખી કેફિયત અથવા હુકમનામું બજાવવાની દરખાસ્ત નામંજુર કર્યા બાબતના અથવા દુરસ્ત કરવાસારૂ પાછી આપ્યા બાબતના કલમ ૧૧૧ અથવા ૨૪૫. પ્રમાણે કરેલા હુકમો;

(૧૨) કાંઇપણ વસ્તુ અટકાવી રાખવાના કલમ ૧૪૩ તથા ૧૪૫ પ્રમાણે કરેલા હુકમો

(૧૩) જંગમ મિલકત જપ્ત કરી વેચવા બાબતના કલમ ૧૬૨ પ્રમાણે કરેલા હુકમો;

(૧૪) મિલકત જપ્ત કરવા બાબતના ૧૬૮ મી કલમ પ્રમાણે હુકમો, અને જપ્ત કરેલી મિલકતના વેચાણ બાબતના ૧૭૦ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૫) ખતના (કન્વેયન્સના) અથવા શેરાના ખરડામાં લીધેલાં હરકતો વિશે કલમ ૨૬૧ પ્રમાણે કરેલા હુકમો;

(૧૬) સ્થાવર મિલકતનાં વેચાણ કાયમ રાખવા બાબતના. રદ્દ કરવા બાબતના અથવા રદ્દ કરવાની ના કહેવા બાબતના કલમ ૨૯૪ પ્રમાણે. ૩૧૨ મી કલમના પહેલા પારેગ્રાફ પ્રમાણે અથવા કલમ ૩૧૩ પ્રમાણે કરેલા હુકમો;

(૧૭) નાદારીની બાબતમાં, કલમ, ૩૫૧ કલમ ૩૫૨, કલમ ૩૫૩ અથવા કલમ ૩૫૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૮) ૩૬૬ મી કલમના બીજા પારેગ્રાફ પ્રમાણે. ૩૬૭ મી કલમ પ્રમાણે અથવા ૩૬૮ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૯) ફરિયાદ કાઢી નાખવા બાબત ૩૭૦ મી કલમ પ્રમાણે કરેલી અરજી નામંજુર કર્યાના હુકમો;

(૨૦) દાવો બંધ પાડ્યાનો અથવા કાઢી નાખ્યાનો હુકમ રદ કરવાની ના કહેવા બાબત કલમ ૩૭૧ પ્રમાણે કરેલા હુકમો;

(૨૧) કલમ ૩૭૨ પ્રમાણે હરકતો નામંજુર કરવાના હુકમો.

(૨૨) ઈષ્ટમિત્રને અથવા ફરિયાદ પુરતા લાવીને ખરચ ભરી આપવા બાબતના કલમ ૪૫૪. કલમ ૪૫૫ અથવા કલમ ૪૫૬ પ્રમાણે કરેલા હુકમો;

(૨૩) ઇન્ટરપ્લીડરની ફરિયાદોમાં ૪૭૫ મી કલમ પ્રમાણે અથવા ૪૭૬ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૨૪) ૪૭૯મી, ૪૮૦મી, ૪૮૫મી, ૪૯૨મી, ૪૯૩મી, ૪૯૬મી, ૪૯૭ મી, ૫૦૨ જી અથવા ૫૦૩જી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૨૫) લવાદી રદ કરવા વિશે કલમ ૫૧૪ પ્રમાણે કરેલા હુકમો;

(૨૬) લવાદના નિવાડામાં ફેરફાર કરવા વિશે કલમ ૫૧૮ પ્રમાણે કરેલા હુકમો;

(૨૭) કલમ ૫૫૮ પ્રમાણે અપીલ ફરી ફાઈલ ઉપર લેવાની અથવા કલમ ૫૬૦ પ્રમાણે અપીલ ફરી સાંભળવાની ના કહેવાના હુકમો;

(૨૮) મુકદમો પાછો મોકલવા વિશે કલમ ૫૬૨ પ્રમાણે કરેલા હુકમો;

(૨૯) હુકમનામું બજાવવામાં કેદ કરવામાં આવે તે શિવાય બીજે કોઇ પ્રસંગે, કોઈ સખસને દંડ કરવાના અથવા પકડવાના અથવા કેદ કરવાના આ કાયદાના કોઇ પણ ઠરાવ પ્રમાણે કરેલા હુકમો.

આ કલમ પ્રમાણે અપીલોમાં થયેલા હુકમો આખરના સમજવા. ૫૮૮.

૪. કલમ ૫૮૮ રકમ (૧૫). (૧૬) અને (૧૭)માં કહેલા કોઇપણ હુકમ ઉપરની હૈકોરટને થશે.

બીજા કોઇ હુકમ ઉપર અપીલ આલે એમ આ બાબતમાં કહ્યું હોયતો, જે ફરિયાદ-

ના અબંધમાં તે હુકમ થયો હોય તે ફરિયાદના હુકમનામાં ઉપર જે કોરટને અપીલ ચાલે તે કોરટને તે હુકમ ઉપર અપીલ ચાલશે. અથવા (હૈકોરટ શિવાયની) કોઇ કોરટ અપીલ હકુમત ચલાવતાં તેનો હુકમ કર્યો હોય તો તે ઉપર હૈકોરટને અપીલ ચાલશે. ક. ૫૮૯

૫. આ કાયદા પ્રમાણે અથવા કોઇ વિશેષ સ્થાનિક કાયદામાં જુદી રીતે કામ ચલાવવાની રીત કહી ન હોય તે વિશેષ કે સ્થાનિક કાયદા પ્રમાણે, કરેલા હુકમો ઉપરની અપીલોને બાબ ૪૧ માં કહેલી કામ ચલાવવાની રીત લાગુ પડે તેટલી લાગુ પાડવી. ક. ૫૯૦

૬. આ બાબમાં ઠરાવ્યું છે તે શિવાય. કોઇ કોરટે હકુમત કીવા અપીલ હકુમત ચલાવતાં કરેલા કોઇ હુકમ ઉપર અપીલ ચાલશે નહી; પરંતુ કોઇ હુકમનામાં ઉપર અપીલ થઇ હોય ત્યારે, તેવા કોઇ હુકમમાં કંઈ ભુલ ખામી કે ગેરશીરસ્તપણું હોવાને લીધે મુકદમાના ફેંસલામાં કંઈ કામ જારતું થતું હોય તો, અપીલની યાદમાં હરકત લેવાના એક કારણ તરીકે તે ભુલ ખામી કે ગેરશીરસ્તપણું લખવાને હરકત નથી. ક. ૫૯૧.

૭ કલમ. ૩૩૧ પ્રમાણે જે હુકમો કરવામાં આવેલા હશે તેનો અમલ હુકમનામા પ્રમાણે થશે અને તેનો અપીલના આગર બીજી રીતના તમામ નિયમો લાગુ થશે. ક. ૫૯૧

૮ પરચુરણ કામમાં હુકમનામાના વાદી અને તેમાંના પ્રતિવાદી શિવાય ત્રાહીત શખસની વચમાં જેની વિરુદ્ધ ક. ૨૮૦–૮૧–૮૨ અને ક. ૩૩૨ અને ૩૩૫ મુજબ હુકમ કરવામાં આવે તે હક ઠરાવવા દાવો કરી શકે છે પણ તે દાવાનો પરિણામ થતાં સુધી સદરહુ ઠરાવ નિશ્ચયકારક છે. આવા પરચુરણ હુકમ ઉપર અપીલ ચાલી શકતી નથી.

૯. જ્યારે એક દાવો એક કરતાં વધારે કોરટમાં દાખલ થઈ શકે એવું હોય, અને તે કોરટો તેની તેજ અપીલ કોરટના તાબાની કોરટ હોય અને કોઇ પ્રતિવાદીએ તે દાવો બીજી કોરટમાં મોકલવા અરજ કરવાનો ઇરાદો છે એવી સામા પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે પ્રતીવાદી તેવી અરજ કરવાને મુખત્યાર છે અને અપીલ કોરટ બેઉ પક્ષકારને સાંભળ્યા બાદ કેઇ કોરટમાં તે દાવો ચાલશે એ બાબતનો નિર્ણય કરવો (ક. ૨૨)

૧૦ ક. ૫૨૦ અને ૫૨૧ માં બતાવ્યા પ્રમાણે કાંઈ કારણ બતાવવામાં આવે નહી તો કોરટ ફેસલો દાખલ કરવામાં હુકમ કરવો, અને તે ફેંસલાનો અસર જાણે કોરટે હુકમનામું કર્યું હોય તે પ્રમાણે થશે. પરંતુ તે ઉપર અપીલ ચાલશે નહીં.

૧૧ બાબ ૪૩માં ફરમાવ્યા શિવાય બીજી બાબતમાં કોઈ કોરટે અસલ અગર અપીલની હકુમત વાપરતાં હુકમ કર્યો હશે તો તે ઉપર અપીલ ચાલશે નહીં. પણ જો કોઇ હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તો તેમાં કાંઇ ચુક અગર ખામી અગર કાંઇ ગેરસીરસ્તે હુકમ થયેલો હોય અને તેથી ફેંસલાને કાંઈ હરકત થઇ હોય તો તે અપીલમાં સબબ થશે. (ક. ૫૯૧)

૧૨ જો અપીલ કોરટનો ફેંસલો કાયદા તથા રીવાજ વિરુદ્ધ હોય અગર કાયદાનો કે રીવાજનો આગત્યનો ફેંસલો કરવામાં ન આવ્યો હોય અગર કાયદા પ્રમાણે કામ ચલાવવામાં ગેરસીરસ્તે થયું હોય અને ગુણદોષમાં ફેંસલામાં ખામી પડતી હોય તો હાઇકોરટમાં બીજી અપીલ ચાલશે. (ક. ૫૮૪)

૧૩. મુળ દાવાની અપીલના દાવાની બંનેની રૂ. ૧૦૦૦૦ કે ઉપરાંતની રકમ બાબત

તકરાર હોય અને અપીલ કરવા લાયક કામ છે એવું હાઇકોરટે સરટીફીકટ આપ્યું હોય અને આખરનું હુકમનામુ હોય તો અપીલ પ્રીવીન કોંસીલમાં ચાલશે. ક. ૫૯૫-૯૬.

પ્ર૦—૧૮ કઇ અરજી ઉપર ઇકરાર કરવો ?

ઉ૦—૧ દાવાની અરજી ઉપર વાદીએ તથા તેના વકીલ જો હોય તો વકીલે સહી કરવી અને તે નીચે વાદીએ અગર કોરટની પરવાનગી સાથે કોરટને ખાત્રી થયેલી હોય કે બીજો કોઇ સખસ દાવાની હકીકતથી વાકેફ છે તો તે સખશે પ્રતિજ્ઞા કરવી. (ક. ૫૧)

૨. પ્રતિજ્ઞા એવી મતલબની લખવી કે મારા જાણવા પ્રમાણે તે સાચી છે પરંતુ જે બાબત ખબર મળવાથી તથા માનવા ઉપરથી કહેવામાં આવેલી હોય તો તે હું સાચી માનુ છું.

૩. લખેલી હકીકત ટુંકાણમાં હકીકતના રૂપમાં જોઇએ તેમાં તે રજુ કરનાર પક્ષકાર પોતાના કામને જે હકીકત લાગતી માનતો હોય અને જે પોતે કબુલ કરતો હોય અગર જે પોતે સાબેત કરી શકે તેવી જોઇએ.

આ હકીકતમાં દરેક બાબતવાર કલમો અને તે કલમો ઉપર અનુક્રમે નંબર પાડવો. (ક. ૧૧૪)

લખેલી હકીકત ઉપર દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા લેખ જોઈએ નહીં તો તે લેવામાં આવશે નહીં. (ક. ૧૧૫)

૪. નાદાર દેવાદાર ઠરાવવાને કોઈ નાદારે દેવાદારે તે અરજી ઉપર દાવાની અરજી પ્રમાણે સહી તથા. પ્રતિજ્ઞા કરવી (ક ૩૪૬)

૫. નાદારે નાદારીમાં અરજી કરવાને પરવાનગી મળવાને લખેલી અરજી કરવી અને તેમાં કલમ ૫૦ પ્રમાણે દાવાની અરજીમાં જે હકીકત લખવાની છે તે તમામ લખવી અને તેની સાથે તેની સ્થાવર કિંવા જંગમ મીલકત જે હોય તેની આસરાની કીમત લખી તે સાથે તેની યાદ આપવી અને તે ઉપર દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા કરવી. ક. ૪૦૩

પ્ર૦—૧૯ અપીલમાં નવો પુરાવ ક્યારે લેઈ શકાય છે ?

ઉ૦—૧ અપીલના પક્ષકારને દસ્તાવેજ અગર મુખ જુબાનીનો વધારાનો પુરાવ આપવાને હક નથી પણ જો જે પુરાવ દાખલ કરવો જોઇએ તે પુરાવ અસલ કોરટે લીધો ન હોય અગર અપીલ કોરટને અમુક દસ્તાવેજ અગર સાક્ષીઓ ખરેખરો ફેસલો કરવાને સારૂ તપાસવાની જરૂર હોય તો તેવો પુરાવ અપીલ કોરટ લેઇ શકે છે, તોપણ તેવા પ્રસંગે વધારાનો પુરાવ લેવાને દફતરમાં કારણ લખવાં. (ક, ૫૬૮]

૨ જ્યારે વધારાનો પુરાવ ગુજારવાને અપીલ કોરટ ફરમાવે ત્યારે તે અપીલ કોરટ પોતાની મેળે લે અગર જે કોરટના હુકમનામા વિરૂદ્ધ અપીલ કરવામાં આવી હોય તે કોરટને અગર હરકોઇ બીજી તાબાની કોરટને તે પુરાવ લેઇ અપીલ કોરટમાં મોકલવાને ફરમાવી શકે છે, (ક. ૫૬૯)

૩. જ્યારે વધારાનો પુરાવ લેવાનું અપીલ કોરટ ફરમાવે ત્યારે કીયા મુદા ઉપર લેવો તે અપીલ કોરટે ફરમાવવું જોઇએ, અને તે મુદા દફતરમાં દાખલ કરવા જોઇએ. (કલમ ૫૭૦)

પ્ર૦—૧ પ્રતિવાદી ઉપર હુકમનામું ક્યારે થાય?

ઉ૦—૧ પ્રતિવાદી હાજર હોય અને વાદી ગેરહાજર હોય અને પ્રતિવાદી દાવો કબુલ નહીં કરે તો વાદીનો દાવો કોરટે કાહાડી નાંખવો પણ જો તેમાંનો કાંઇ ભાગ કબુલ કરે તો તેટલા કબુલ કરેલા ભાગનું વાદીનું હુકમનામું કરવું અને બાકીનો દાવો રદ કરવો. ( કલમ ૧૦૨ )

૨. જો સદરહુ કલમ પ્રમાણે તમામ દાવો અગર તેનો કાંઈ ભાગ કાહાડી નાંખવામાં આવે તો તે બાબતનો બીજો નવો દાવો ચાલશે નહીં. પણ જે વાદી અરજી કરી એવું શાબેત કરી આપે કે, તેને દાવાની સુનાવણી વખતે હાજર નહીં થઇ શકવાનો જોઈતો સબબ હતો તો કોરટે તે દાવો કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવો. અને ખરચ બાબત જેવો વ્યાજબી લાગે તેવો હુકમ કરવો. અને દાવાની તપાસ કરવાનો દિવસ ઠરાવવો પણ જો વાદીએ આ અરજી બાબતની લખેલી નોટીસ પ્રતિવાદી ઉપર બજાવી નહીં હશે તો સદરહુ હુકમ રદ થશે નહીં. ( ક. ૧૦૩ )

૩. કામના ગુણ દોષ ઉપરથી વાદીના લાભમાં હુકમનામું કરવું મોકુફ જણાય તો વાદીનુ પ્રતિવાદી ઉપર હુકમનામું કરવું.

૪. પ્રતિવાદી પાસે દસ્તાવેજ કલમ ૧૩૧ મુજબ મંગાવવામાં આવ્યા હોય અને કોરટની ખાત્રી થાય કે પ્રતિવાદી જાણી બુજી લાવતો નથી ક. ૧૩૬ મુજબ પ્રતિવાદીનો બચાવ રદ કરવા એકદમ હુકમનામું કરવાને કોરટ મુખત્યાર છે. ક. ૧૩૬

૫. દાવાનો કોઇ પક્ષકાર હાજર હોય અને કોરટના ફરમાવ્યા છતાં કાયદેસર સબબ શિવાય શાહેદી આપવાની ના કહે અગર તેની પાસે અગર અખત્યારમાં ત્યાંહાં જે દસ્તાવેજ હોય તે રજુ કરે નહીં તો કોરટ પોતાની નજરમાં આવે તો તે પક્ષકાર વિરૂદ્ધ હુકમનામું કરવાને અગર પોતાની નજરમાં આવે તેવો બીજો હુકમ કરવાને મુખત્યાર છે. ( ક. ૧૭૦ )

૬. ક. ૧૨૦ માં ફરમાવ્યા પ્રમાણે કોઇ પ્રતિવાદીને કોર્ટે જાતે હાજર થવાનો હુકમ કર્યો હોય અને તે હાજર ન થાય તો તેના વિરૂદ્ધ હુકમનામું કોરટ કરી શકે છે. ક. ૧૨૦

પ્ર૦—૨૧. ફેંસલો વાદી વિરૂદ્ધ ક્યારે આપવો?

ઉ૦—૧. જો કોઈ દાવામાં તે દાવો કરતી વખતે અગર ત્યાર પછી એમ માલુમ પડે કે તે દાવાનો એકનો એક વાદી અગર વધારે વાદીઓ હોય તો તે તમામ વાદીઓ હિંદુસ્થાનમાં ઇંગરેજ સરકારના રાજ્યની બહાર રહે છે, અને દાવાવાળી મિલકત શિવાય હિંદુસ્થાનમા ઇંગરેજ સરકારના રાજમાં તેની બીજી કાંઇ સ્થાવર મિલકત ના હોય તો તે વાદીના અગર વાદીઓના પ્રતિવાદીના ખરચના જામિન માગવા. ( ક. ૩૮૦ )

૨. અને જો ઠરાવેલી મુદતમાં જામિન આપવામાં ના આવે અને કલમ ૩૭૩ પ્રમાણે વાદીને અગર વાદીઓને દાવાની અરજી કાઢી લેવાની પરવાનગી આપવામાં ના આવી હોય તો કોરટે તે દાવો કાઢી નાખવો. ( ક. ૩૮૧ )

૩. પ્રતિવાદી હાજર હોય અને વાદી ગેરહાજર હોય અને પ્રતિવાદી દાવો કબુલ નહીં કરે તો વાદીનો દાવો કોરટે કાહાડી નાંખવો, પણ જો તેમાંનો ભાગ કબુલ કરે તો તેટલા કબુલ કરેલા ભાગનું વાદીનું હુકમનામું કરવું અને બાકીનો દાવો રદ કરવો. (ક. ૧૦૨)

૪. જો સદરહુ કલમ પ્રમાણે તમામ દાવો અગર તેનો કાંઈ ભાગ કાહાડી નાંખ વામાં આવે તો તે બાબતનો બીજો નવો દાવો ચાલશે નહીં. પણ જો વાદી અરજી કરી એવું શાબેત કરી આપે કે તેને દાવાની સુનાવણી વખતે હાજર નહીં રહી શકવાનો જોઈ-તો સબબ હતો તો કોરટે તે દાવો કાહાડી નાંખવાનો હુકમ રદ કરવો, અને ખરચ બાબત જેવો વાજબી લાગે તેવો હુકમ કરવો અને દાવાની તપાસ કરવાનો દિવસ ઠરાવવો. પણ જો વાદીએ આ અરજી બાબતની લખેલી નોટીસ પ્રતિવાદી ઉપર બજાવી નહીં હશે તો સદરહુ હુકમ રદ થશે નહીં. (ક. ૧૦૩)

૫. વાદી અગર પ્રતિવાદીને કલમ ૬૬ અગર ૪૩૬ પ્રમાણે જાતે હાજર થવાને ફરમાવવામાં આવેલું હોય અને હાજર નહીં થાય અગર હાજર નહીં થવાનું પાકુ કારણ પણ બતાવે નહીં તો. વાદી અને પ્રતિવાદી બાબતમાં ઉપરની કલમમા હાજર નહીં થવાથી થતા પરિણામ બાબત જે ઠરાવ છે તે લાગુ પડશે. (ક. ૧૦૭)

૬. જે પક્ષકાર તરફથી વકીલ હાજર હોય તે વકીલ દાવા સંબંધી મુદ્દાના સ્વાલ નો જવાબ દેતો ન હોય અગર તે દેઇ શકતો ન હોય અને કોરટના અભિપ્રાયમાં આવે કે જે પક્ષકારની તરફથી તે વકીલ છે તે પક્ષકારે જુવાબ દેવો જોઈએ, અને તેને જાતે પુછવામાં આવે તો તે જુવાબ દેઇ શકે એવો સંભવ છે તો કોરટે એક બીજા દિવસ સુધી તે મુકરદમો બંધ રાખવા તથા તે દિવશે તે પક્ષકારે જાતે હાજર થવું એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે અને જો તે પક્ષકાર કાયદેસર સબબ સિવાય તે ઠરાવેલે દિવસે હાજર થવામાં કસુર કરે તો તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને અગર દાવા સંબંધી યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. (ક. ૧૨૦)

૭. જે તારીખ સુધી કામ મુલતવી રાખવામાં આવ્યું હોય તે તારીખે પક્ષકારો અગર તેમાંનો કોઇ હાજર થવાને કસુર કરે તો બાબ ૭ મામાં બતાવેલી રીત પ્રમાણે તે દાવાની વ્યવસ્થા કરવાને અગર બીજો યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. (ક. ૧૫૭)

૮. દાવાનો કોઇ પક્ષકાર હાજર હોય અને કોરટના ફરમાવ્યા છતાં કાયદેસર સબબ શિવાય શાહેદી આપવાની ના કહે અગર તેની પાસે અગર અખત્યારમાં ત્યાં જે દસ્તાવેજો હોય તે રજુ કરે નહીં તો કોરટ પોતાની નજરમાં આવે તો તે પક્ષકાર વિરૂદ્ધ હુકમ નામું કરવાને અગર પોતાની નજરમાં આવે તેવો બીજો હુકમ કરવાને મુખત્યારછે (ક. ૧૭૭)

૧. વાદી પાસે કલમ ૧૩૧ મુજબ દસ્તાવેજ મંગાવવામાં આવ્યા હોય અને કોરટની ખાત્રી થાય કે તે જાણીબુજીને લાવતો નથી તો ક. ૧૩૬ મુજબ વાદીનો દાવો રદ કરવા તે કોરટ મુખત્યાર છે. ક. ૧૩૫.

પ્ર૦—૨૨. હુકમનામું થયા પહેલાં ક્યારે પકડાય? અને ક્યારે પ્રતિવાદીની મિલકત જપતી થઇ શકે?

ઉ૦—૧. સ્થાવર મિલકતના કબજા સિવાયના હરકોઇ દાવામા વાદીને હરકત અગર ઢીલ કરવાના ઈરાદાથી અગર કોરટના પ્રોસેસને નહીં મળવાના ઇરાદાથી અગર તેના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અગર ઢીલ થાય તે ઇરાદાથી પ્રતિવાદી નાશી ગએલો છે અગર કોરટની હકુમત છોડેલી છે અગર નાશી જવાનો છે અગર કોરટની હકુ-

મત છોડવાનો છે અગર કોરટની હકુમતમાંથી તેણે પોતાની મિલકત અગર તેના કાંઇ ભાગની વ્યવસ્થા કરેલી છે અગર ખસેડેલી છે અગર પ્રતિવાદી હિંદુસ્થાનમાંહેનું ઇંગરેજ સરકારનું રાજ્ય એવી હકીકતથી છોડી જવાનો છે કે જેથી પોતાઉપરનું હુકમનામું બજાવવાને હરકત થાય અગર થશે એવું કોરટને એફીડેવીટથી અગર બીજી રીતે વાદી શાબેત કરી આપે તો વાદી કોરટને એવી અરજ કરી શકે છે કે પ્રતિવાદીના જામિન તેના ઉપર જે હુકમનામું થાય તેનો જવાબ દેવાને હાજર થવાને લેવા જોઈએ. (ક. ૪૭૧-૪૭૮ અને તેપ્રમાણે હુકમ થયા છતાં જો જામીન ન આપેતો હુકમનામું થતાં અવલ તેને પકડવાનો હુકમ થઇ શકેછે. (ક.૪૮૧)

૨. કોઈ સરકારી નોકર ઉપર દાવો હશે અને તે દાવાનો બચાવ સરકાર માથે લેછે એમ ઠરાવેલ દિવશે અગર તે પહેલાં અરજી કરવામાં ન આવે તો ખાનગી સખસોની વચ્ચે ફરીયાદ હોય તે પ્રમાણે દાવો ચાલશે. પણ પ્રતિવાદીને હુકમનામાની બજાવણી શિવાય પકડવો નહી તેમ તેની મિલકત જપતી કરવી નહીં. ( ક. ૪૨૭ )

૩. જો કોરટને હરેકોઈ દાવામાં આફીડેવીટ કરી હરકોઇ વખતે એવી વાદી ખાત્રી કરી આપે કે, પ્રતિવાદી તેના ઉપર હુકમનામું થાય તેને હરકત અથવા ઢીલ કરવાને ઇરાદે પોતાની મિલકત અગર તેનો કાંઇ ભાગ વેચી કે આપી દેવાનો છે અગર કોરટની હકુમતમાંથી ફરીયાદ લઇ જવાનો છે અગર પોતાની મિલકત છોડી કોરટની હકુમતમાંથી તે ગએલો છે તો પ્રતિવાદીએ જે તેના ઉપર હુકમનામું થાય તે પુરૂ કરવાને જામીન આપવા જોઇએ અને જામિન આપવાને કસુર કરે તો કોરટના બીજે હુકમ થતા સુધી પ્રતીવાદીની કોર્ટની હકુમત માંહેની મીલકત અગર તેનો કાંઇ ભાગ જપ્તી કરવો જોઇએ એવી વાદી કોરટને અરજ કરી શકે છે, અને જો કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તે અરજીમાં જે મીલકત જપતી કરવાની હોય તે મિલકત તથા તેના આશરની કીમત બતાવવી. (ક. ૪૮૩)

અરજદારને તપાસ્યા બાદ તથા દુરસ્ત લાગે તેટલી બીજી તજવીજ કર્યા બાદ કોરટને ખાત્રી થાય કે વાદીની સદરહુ કલમ પ્રમાણેની અરજી બરાબર છે તો કોરટે અમુક મુદતમાં જામિન આપવાને અગર જયારે જોઇએ ત્યારે હુકમનામું પુરૂ થાય તેટલી મીલકત રજુ કરવાને અગર એ જામિન શા માટે નહી આપવા તેનું કારણ બતાવવાનો હુકમ કરવો વળી કોરટ તે હુકમમાં સરતી જપતી તમામ મિલકતની અગર તેના કાંઇ ભાગની કરવાનું ફરમાવવાને મુખત્યાર છે. (ક. ૪૮૪)

૪. જો પ્રતિવાદી કારણ બતાવે નહી અગર ઠરાવેલી મુદતમાં જામિન આપે નહી તો અરજીમાં બતાવેલી તમામ મીલકત અગર તેનો કાંઈ ભાગ કે જે હુકમનામુ બજાવવાને પુરો થાય તે જપતી કરવો એવો કોરટ હુકમ કરી શકે છે. ક. ૪૮૫

૫ જો પ્રતિવાદી કારણ બતાવે અગર માગેલા જામિન આપે અને અને અરજીમાં બતાવેલી મિલકત અગર તેનો કાંઇ ભાગ જપતી કરવામાં આવેલો હોય તો કોરટે તે જપતી ખશેડવાને હુકમ કરવો. (ક. ૪૮૫)

૬. પઈસા બાબતનું હુકમનામું બજાવવાને જે નિયમ બતાવેલા છે તેં પ્રમાણે આ જપતી કરવી. ( ક. ૪૮૬ )

૭. ફેંસલો થતા પહેલાં મિલકત જપત કરવાનો હુકમ કરવામાં આવેલો હોય તો

પ્રતિવાદી જ્યારે જપતીના ખરચ સુદ્ધાંતના જામિન આપે અગર દાવો કાહાડી નાંખવામાં આવે ત્યારે કોરટે તે જપતી ખશેડવી. (ક. ૪૮૮)

પ્ર૦—૨૩. દસ્તાવેજ રજુ કરવાની તથા કરાવવાની તથા તે પાછા આપવા વિશે શી રીત છે?

ઉ૦—૧. અરજીની સાથે દાવાવાળો દસ્તાવેજ તથા તેની નકલ રજુ કરવી. ક. ૫૯

૨. દાવો ચાલતાના દરમીયાનમાં હરકોઈ વખતે કોરટ કોઇ પક્ષકારના તાબામાં અગર અખત્યારમાં જે દસ્તાવેજો દાવામાં જે સવાલ હોય તે સવાલને લગતા હોય તે આફીડેવીટથી કહેવાને હુકમ કરી શકે છે અને તેજ પ્રમાણે કોઇ પક્ષકાર પહેલી રજુઆત પહેલાં તેવો હુકમ મેળવવાને અરજ પણ કરી શકે છે.

આ કલમ પ્રમાણે દરેક આફીડેવીટમાં કોઈ દસ્તાવેજ રજુ કરવાને હરકત હોય તો તે હરકત તેના કારણો સાથે બતાવવી. (ક. ૧૨૯)

૩. દાવાની સુનાવણીની ગમે તે વખતે કોઇ પક્ષકાર કોરટની મારફતે બીજા પક્ષકારને એવી નોટીસ આપી શકે છે કે, તેના કબજામાં કે અખત્યારમાં કોઈ દસ્તાવેજ હોય તે દસ્તાવેજ તે નોટીસ આપનાર પક્ષકારને અગર તેના વકીલને તપાસવા રજુ કરવો અને તે પક્ષકાર અગર તેના વકીલને તેની નકલ લેવા દેવી. કોઇ પક્ષકાર આવી નોટીસ મળ્યા છતાં જો તે કોરટની એવી ખાત્રી કરી આપશે નહી કે આ દસ્તાવેજ ફકત મારા હકક સંબંધી છે અગર નોટીસ પ્રમાણે ચાલવાને બીજુ મારે પુકત કારણ છે તો તે પક્ષકારને પોતાની તરફથી તે દસ્તાવેજ પછીથી રજુ કરવાને પરવાનગી આપવામાં આવશે નહીં. (ક. ૧૩૧)

૪. પ્રતિવાદી ઉપર હાજર થઇ જવાબ દેવાનો જે સમન્સ કાહાડવામાં આવે તેમાં વાદીના દાવાની હકીકત સબંધી કોઇ દસ્તાવેજી પુરાવ પ્રતિવાદીના કબજામાં હોય અગર જે દસ્તાવેજ ઉપર પ્રતિવાદી પોતાના જવાબની પુષ્ટીમાં આધાર રાખતો હોય તે દસ્તાવેજ રજુ કરવાને ફરમાવવું (ક. ૭૦)

૫, જ્યારે કોઇ પક્ષકારની સાહેદી લેવી હોય અગર દસ્તાવેજ રજુ કરાવવો હોય તો સાહેદી બાબત આ કાયદામાં જે નિયમો છે તે લાગુ પડશે. (ક. ૧૭૮)

૬. પક્ષકાર જે દસ્તાવેજી પુરાવ ઉપર આધાર રાખતા હોય અને તે પોતાના કબજામાં અગર અખત્યારમાં હોય અને જે કોરટમાં દાખલ કરવામાં આવેલા ન હોય તે તમામ દસ્તાવેજો અને જે દસ્તાવેજો રજુ કરવાને પહેલી રજુઆત પહેલાં તેમને ફરમાવવામાં આવેલું હોય તે તમામ દસ્તાવેજો તેમણે પહેલી રજુઆતને દીવસે કોરટ માગે એટલે રજુ કરવાને તૈયાર રાખવા. (ક. ૧૩૮)

૭. ક. ૧૩૮ પ્રમાણે કોરટે માગ્યા છતાં જે દસ્તાવેજો રજુ કરવામાં આવેલા નહી હોયતો, પહેલી રજુઆતે તે રજુ નહી કરવાનો પાકો સબબ બતાવ્યા વિના પાછળથી પુરાવમાં લેવામાં આવશે નહી પાકો સબબ બતાવવામાં આવે અને કોરટને તે બાબત ખાત્રી થાય તો તે પાછળથી લેવાના કારણો જંડજ દફતરમાં લખી તે લઈ શકે છે. (ક. ૧૩૯)

૮. પહેલી રજુઆતે પક્ષકાર જે દસ્તાવેજો રજુ કરે તે કોરટે લેવા, પરંતુ જે પ-

ક્ષકાર તે રજુ કરે તેણે તે બાબતની એક બરોબર યાદ તે સાથે આપવી જોઇએ.

દાવો ચાલતાની દરમીયાનમાં હરકોઈ વખતે કોરટ અમુક દસ્તાવેજ દાવામાં હકીકતને લગતો નથી અગર બીજી રીતે પુરાવમાં લેઇ શકાય તેવો નથી એમ કરી નામંજુર કરવાને મુખત્યાર છે પરંતુ તે વખતે તે ના મંજુર કરવાના સબબો લખવા. ( ક. ૧૪૦ )

૯. કોઇ પણ દસ્તાવેજ ચાલતા પ્રમાણુ શાસ્ત્રના નિયમ પ્રમાણે સાબેત કરવામાં આવેલો નહી હોય અગર કબુલ કરવામાં આવેલો નહી હોય તો તે દફતરમાં મુકવામાં આવશે નહિ જે તે પ્રમાણે સાબેત થયેલો હોય અગર કબુલ કરવામાં આવેલો હોય તેના ઉપર દાવાનો નંબર તથા પ્રકાર તથા તે રજુ કરનારનું નામ તથા રજુ કર્યાની તારીખોનો સેરો લખવો. પછી જડજે પોતાના હાથથી શેરો કરવો કે જે સખશના વિરૂદ્ધ તે વાપરવાનો છે તેના વિરૂદ્ધ સાબીત થયેલોછેછે અગર તેણે કબુલ કરેલો છે ત્યાર પછી તે દફતરમાં તેના એક ભાગ તરીકે ફાઇલ કરવામાં આવશે.

જો તે દસ્તાવેજ દુકાનના અગર બીજા ચોપડામાંની રકમ હોય તો જે પક્ષકારની તરફથી તે રજુ કરવામાં આવતા હોય તેણે તે રકમની નકલ આપવી અને તેના ઉપર સદરહુ પ્રમાણે શેરો કરી તે ફાઈલ કરવી ત્યાર પછી અસલ ચોપડામાં કોરટે નીશાન કરી તે ચોપડા રજુ કરનારને પાછા આપવા.

જે દસ્તાવેજો પહેલી રજુઆતે રજુ કરવામાં આવ્યા હોય તે ઉપર પ્રમાણે સાબેત કરવામાં આવે નહી અગર કબુલ કરવામા આવે નહી તો રજુ કરનાર પક્ષકારને પાછા આપવામાં આવશે. ( ક. ૧૪૧ )

૧૦. દસ્તાવેજો રજુ કરવાની દરખાસ્ત સાદા કાગળ ઉપર આપવી.

૧૧. દસ્તાવેજ સાબેત થયેલો અગર કબુલ કરેલો હોય પણ કોરટની નજરમાં દાખલ કરવા લાયક ન હોય તો કોરટે વધારામાં "નામંજુર" એવો શબ્દ લખવો, બાદ જે પક્ષકારે તે રજુ કરેલો હોય તેને પાછો આપવો. ( ક. ૧૪૨ )

૧૨. કલમ. ૬૨, ૧૪૧. તથા ૧૪૨માં ગમે તે ઠરાવ હોય પણ કોરટની નજરમાં પુકત સબબ લાગે તો હરકોઇ દસ્તાવેજ અગર ચોપડો જે રજુ થયેલો હોય તે અટકાવી કોરટના અધિકારીના કબજામાં પોતાની નજરમાં જે સરત વ્યાજબી લાગે તે સરત સાથે અને તેટલી મુદત રાખવામાં આવશે. ( ક. ૧૪૩ )

૧૩. જે દાવામાં તેનો ફેસલો થયા પછી તે ઉપર અપીલ ચાલતી ના હોય અગર અપીલ ચાલતી હોય અને અપીલની મુદત વીતી ગઇ હોય અગર અપીલ થયેલી હોય તો અપીલનો ફેંસલો થઈ ગયા પછી તે દાવામાં કોઇ પક્ષકારે અગર બીજા સખશે કોઈ દસ્તાવેજ રજુ કરેલો હોય અને દફતરમાં મુકાવવામાં આવેલો હોય તે પાછો લેવાની તેની ઈચ્છા હોય અને જો કલમ ૧૪૩ પ્રમાણે તે અટકાવવામાં આવેલો ના હોય તો તેને પાછો લેવાનો હકક છે.

પરંતુ તે દસ્તાવેજો હુકમનામાના જોરથી અગર બીજી રીતે નકામો થયેલો હોય તે પાછો આપવામાં આવશે નહિ.

જે દસ્તાવેજો પુરાવમાં દાખલ થયેલા હોય અને તે પાછો આપવામાં આવે તે તો

પાછો લેનાર સખશની એક પોહોંચની ચોપડી રાખવામાં આવશે તેનાં પોહોચ લેવી. (ક ૧૪૮

૧૪. કોરટ પોતાની મેળે અગર કોઈ પક્ષકારની અરજ ઉપરથી પોતાના દફતર-માંથી અગર હરકોઇ બીજી કોરટમાંથી કોઇ બીજા દાવાના અગર કામના કાગળો મંગાવી તપાસી શકે છે.

પણ પક્ષકાર જે કાગળો મંગાવવા અરજ કરે તેણે જાતે અગર તેના વકીલે આ-ફીડેવીટ કરવી કે જે કામમાં તે અરજ કરવામાં આવી છે તેમાં તે અગત્યના છે અને લાંબી મુદત સુધી તેની સહી વાળી નકલો મળે તેવું નથી અગર બે નકલો મળતા ગેરવ્યાજબી ખરચ થાય તેવું છે અગર ઈનસાફના કારણસર અસલ કાગળો મંગાવવા જરૂર છે.

હિંદુસ્તાનના પુરાવના આકટ પ્રમાણે જે દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવા લાયક નહી હોય તેને આ કલમથી કોરટ પુરાવમાં લઇ શકે છે એમ સમજવું નહી. (ક. ૧૩૭)

૧૫. જો કોરટના અભીપ્રાયમાં એમ આવે કે અમુક દસ્તાવેજ રજુ થયેલો નથી તે વાંચ્યા વિના ઇસ્યુ બરોબર કાહાડી શકાય તેવું નથી તો કોરટે કોઈ બીજા દીવસ સુધી ઇસ્યુ કાહાડવા બંધ રાખી જે સખશના કબજામાં કેઅખત્યારમાં દસ્તાવેજ હોય તે રજુ કરાવવાને ઇલાજ કરવો. ( ક. ૧૪૮ )

૧૬. કોઈ પણ સખશ ઉપર તેની સાક્ષી સારૂ નહી પણ ફક્ત દસ્તાવેજ રજુ કરવા સારૂ સમન્સ થઇ શકે છે માટે કોઇ સખશ ઉપર દસ્તાવેજ રજુ કરવાને સમન્સ કરવામાં આવેલો હોય તો તે જાતે આવી રજુ નહીં કરતાં બીજી રીતે રજુ કરે તો તે સમન્સ પ્રમાણે ચાલ્યો એમ સમજવું. ( ક. ૧૬૪ )

૧૭. પ્રતિવાદી ઉપર સમન્સ બજાવવામાં આવ્યા પછી પક્ષકારો કોરટને અગર તે બાબત નીમેલા અધીકારીને અરજ કરી શાક્ષીઓને દસ્તાવેજ રજુ કરવા સારૂ સમન્સ મેળવી શકે છે. ( ક ૧૫૯ )

૧૮. શાક્ષીઓને દસ્તાવેજ રજુ કરવા બાબતની અરજ સાદા કાગળે આપવી.

૧૯. આવા દરેક સમન્સમાં શાક્ષીએ કેઈ જગોએ અને ક્યારે તેણે દસ્તાવેજ રજુ કરવા સારૂ હાજર થવું તે બતાવવું. વળી તે સમન્સમાં જે દસ્તાવેજ હાજર કરવાનું હોય તેનું વર્ણન પણ જોઇતી રીતે સફાઇથી લખવું. (ક. ૧૭૩ )

૨૦ જ્યારે પક્ષકાર પાસેથી દસ્તાવેજ રજુ કરાવવો હોય તો સાહેદી બાબત આ કાયદામાં જે નિયમો છે તે લાગુ પડશે (ક. ૧૭૮ )

૨૧. કોઈ સખશ ઉપર દસ્તાવેજ રજુ કરવાને સમન્સ બજેલો હોય અને તે સમન્સ પ્રમાણે ચાલે નહી અગર જો કોઇ સખશને તે પ્રમાણે સમન્સ થવાથી તે હાજર થયો હોય અને કલમ ૧૭૩ માં બતાવ્યા પ્રમાણે નહી ચાલતાં જાય તો કોરટ તેને પકડીને પોતાની રૂબરૂ લાવવાને મુખત્યાર છે.

પરંતુ તે પ્રમાણે નહી ચાલવાને તે શખસને કાયદા પ્રમાણે કારણ છે એવું માનવાને કોરટને સબબ હોય તો સદરહુ પ્રકારનો હુકમ કરવો નહી.

જ્યારે કોઇ શખસને ઉપર પ્રમાણે ચાલવાને કાયદેસર કારણ હતું એવી ખાત્રી કરી આપે નહી તો કોરટ તેને રૂ.૫૦૦) સુધીના દંડની શિક્ષા કરવાને મુખત્યાર છે.

ક. ૧૬૦માં જે ખરચ બતાવેલું છે તે ખરચ સારૂ જોઇતી રકમ આપેલી ના હોય અગર આપવા માંડેલી ના હોય તો તે આ કલમના કારણુસર કાયદા પ્રમાણે સબબ સમજવો. જો કોઇ સખશને પક્ષકાર અગર તેમાંના કોઇની ગેરહાજરીને લીધે સમન પ્રમાણે સાહેદી ન પુરી શકે અગર દસ્તાવેજ રજુ નહીં કરી શકેતો કોરટ તેના હાજર થવાના યોગ્ય જામીન લેઇ છોડી શકેછે (ક. ૧૭૪)

૨૨. કોઇ સખસે સમન્સ પ્રમાણે ચાલવાને કસુર કરેલી હોય અને તે એવી રીતે નાશતો ફરતા હોય કે તેને પકડી કોરટની રૂબરૂ લાવી શકાય નહિ તો તેને ક. ૧૬૮–૧૬૯–૧૭૦ના નિયમ લાગુ પડશે. (ક. ૧૭૩)

દાવાનો કોઇ પક્ષકાર હાજર હોય અને કોરટના ફરમાવા છતાં કાયદેસર સબબ શિવાય તેની પાસે અગર અખત્યારમાં ત્યાંહાં જે દસ્તાવેજ હોય તે રજુ કરે નહી તો કોરટ પોતાની નજરમાં આવે તો પક્ષકાર વિરૂદ્ધ હુકમનામુ કરવાને અગર પોતાની નજરમાં આવે તેવો બીજો હુકમ કરવાને મુખત્યાર છે. ( ક. ૧૭૭ )

૨૪. કોઇ સખસ કોરટમાં હાજર હોય તો તેની પાસે અગર તેના અખત્યારમાં કોઇ દસ્તાવેજ હોય તો તે રજુ કરવાને કોરટ ફરમાવી શકે છે. (ક. ૧૬૫ )

૨૫. કોરટની નજરમાં પક્ષકાર શિવાય કોઈ બીજા સખશની પાસેથી દસ્તાવેજ રજુ કરાવવાની જરૂર જણાય તો તેના કબજામાં કોઈ દસ્તાવેજ હોય તે રજુ કરવાને નીમેલે દીવસે હાજર થવા સારૂ તેના ઉપર સમન્સ કરવાને કોર્ટમુખત્યાર છે. ( ક. ૧૭૧ )

પ્ર૦—૨૮ કયા સખસોને કોરટમાં ન હાજર થવાની છુટ છે?

ઉ૦—૧. જે ઓરતને દેશની રીત તથા રીવાજ પ્રમાણે બાહાર આવવાને ફરજ પાડી શકાતી નથી તેને કોરટમાં હાજર નહી થવાને માફી આપવી પરંતુ કોઇ દિવાની પ્રોસેસ બજાવવું હોય તો તેને પકડવાને હરકત નથી. (ક. ૬૪૦)

૨. જે સખ્સોની પદવી સરકારના અભિપ્રાયમાં એવી હોય કે તેઓને કોરટમાં હાજર નહી થવાને માફી આપવી જોઇએ, તો સ્થાનિક સરકાર સરકારી ગેજેટમાં જાહેર ખબર કરી તેઓને કોરટમાં જાતે હાજર નહી થવાની છુટ આપી શકાય છે અને તેવીજ જાહેર ખબર કરી તે હક પાછો પણ ખેંચી લેઈ શકે છે. વિગરે (ક. ૬૪૧)

૩. જો ઉપર પ્રમાણે છુટ મળી ન હોય તો પ્રતિવાદીએ જાતે હાજર થવું એમ ફરમાવવું કોરટની નજરમાં યોગ્ય લાગે તો સમનમાં બતાવેલા દીવસે જાતે હાજર થવાનું સમન્સમાં લખવું.

તેજ દીવસે વાદીને જાતે હાજર થવાની જરૂર છે એમ કોરટની નજરમાં આવે તો કોરટે તેને પણ જાતે હાજર થવાનો હુકમ કરવો. ( ક. ૬૬ )

૪. પેલાં તથા બીજા પ્રેરેગ્રાફમાં લખ્યા મુજબ છુટ મળી ન હોય તો નિચે લખેલા શખશોને કોરટ જાતે હાજર થવાનો હુકમ કરી શકે છે.

(અ) કોરટની સ્થાનિક સામાન્ય અસલ હકુમતની અંદર જે સખશ રહેતો હોય તેને.

(બ) કોરટના મકાનથી પચાસ માઇલની અંદર અગર રેલવે હોય તો બસે માઈલની અંદર કોઇ સખશ રહેતો હોય તેને (ક. ૬૭, ૧૭૮)

૫. હર કોઇ કોરટ હરકોઈ દાવામાં જે સખશ સ્થાનિક હકુમત બાહાર ર-

હેતો હોય અગર જે સખસ કોરટની હકુમતમાં હોય, પણ તેને કોરટમાં તપાસવાનો હોય તે તારીખ પહેલાં કોરટની હકુમતમાંથી જવાનો હોય તથા સરકારના સીવીલ તથા મીલટરી અધીકારીઓ જે શરકારી નોકરીને હરકત થયા વીના કોરટમાં આવી શકતા નથી એવું જડજની નજરમાં આવેતો કમીશન કાહાડી શકે છે ( ક. ૮૬ ) કોઇ સરકારી નોકર ઊપર દાવે હોય. ત્યારે જો તે કોરટની એવી ખાત્રી કરી આપે કે સરકારી નોકરીને હરકત થયા શિવાય હું કોરટમાં હાજર થઇ શકુ એવુ નથી, તો કોરટે તેને માફી આપવી. (૪૨૮) કોરટની હકુમતની અંદર જે સખસોને આ કાયદા પ્રમાણે કોરટમાં નહી આવવાની માફી આપેલી હોય અગર મંદગી. અગર અશકિતના કારણથી કોરટમાં આવવાને અશકત હોય તો કોરટ સવાલ પત્રથી અગર બીજી રીતે તપાસવાને કમીશન કહાડવાને મુખત્યાર છે. ( ક. ૩૮૩ )

૬. ક. ૨૮૬ મુજબ હુકમ કોરટ પોતાની મેળે અગર પક્ષકાર અગર શાક્ષીની અરજ ઉપરથી કરી શકે છે પણ તે અરજીના આધારમાં આફિડેવીટ હોવી જોઇએ. ( ક. ૩૮૪ )

૭. જે કોરટથી કમિશન કાહાડવામાં આવ્યું હોય તે કોરટની સ્થાનિક હકુમતમાં રહેનાર કોઇ સખસને તપાસવાને કમિશન કાહાડવું હોય તો કોરટ પોતાને યોગ્ય લાગે તે સખસને કમીશન આપી શકે છે. ( ક. ૩૮૫ )

૮. નિચે લખેલા સખસો જો તેઓને માફી નહી મળી હોય તો જાતે શાક્ષી પુરવાને કોરટમાં હાજર થવાને બંધાયેલા છે.

( અ ) કોરટની સામાન્ય અસલ હકુમતમાં જે રહેતા હોય તે.

( બ ) કોરટની સદરહુ હકુમતની બાહાર રહેતા હોય અને તેઓ કોરટના મકાનથી ૫૦ મૈલની અંદર દુર રહેતા હોય અગર રેલવે હોય તો ૨૦૦ મૈલ દુર રહેતા હોય તે. ( કલમ ૧૭૬ )

પ્ર૦—૨૫ કમિશનથી કયારે સાક્ષી લેવાય અને કમિશન કોના ઉપર કઢાય ?

ઉ૦—૧ કોરટની હકુમતની અંદર જે સખસોને આ કાયદા પ્રમાણે કોરટમાં આવવાની માફી આપવામાં આવી હોય અગર મંદગી અગર અશકતીના કારણથી કોરટમાં આવવાને અશકત હોય તો કોરટ સવાલ પત્રથી અગર બીજી રીતે તપાસવાને કમિશન કાહાડવાને મુખત્યાર છે ( ક. ૩૮૩ )

૨. ક. ૩૮૩ હુકમ કોરટ પોતાની મેળે અગર પક્ષકાર અગર શાક્ષીની અરેજ ઉપરથી કરી શકે છે પણ તે અરજીના આધારમાં આફીડેવીટ હોવી જોઇએ. ( ક. ૩૮૪. )

૩. જે કોરટ કમિશન કાહાડતી હોય તે પણ કોરટની સ્થાનિક હકુમતમાં રહેનાર કોઈ સખસને તપાસવાને એ કમિશન કાહાડવું હોય તો કોરટ પોતાને યોગ્ય લાગે તે સખસને તે કમિશન આપી શકે છે. ( ક. ૩૮૫ )

૪. હરકોઈ કોરટ હરકોઇ દાવામાં જે શખસ કોરટની સ્થાનિક હકુમત બાહાર રહેતો હોય અગર જે સખસ કોરટની હકુમતમાં હોય, પણ તેને કોરટમાં તપાસવાનો હોય તે તારીખ પહેલાં કોરટની હકુમતમાંથી જવાનો હોય તથા સરકારના સીવીલ તથા મીલટરી અધિકારીઓ જે સરકારી નોકરને હરકત થયા વિના કોરટમાં આવી શકતા નથી એવું

જડજની નજરમાં આવે તો કમિશન કાહાડી શકે નહીં.

૫. નિચે લખેલા સખસો જાતે સાક્ષી પુરવાને કોરટમાં હાજર થવાને બંધાયેલા છે.

( અ ) કોરટની સામાન્ય અસલ હકુમતમાં જે રહેતા હોય તે.

( બ ) કોરટની સ્થાનિક હકુમતની બાહાર રહેતા હોય અને તેઓ કોરટના મકાનથી ૫૦ માઇલની અંદર દુર રહેતા હોય અગર રેલવે હોય તો ૨૦૦ માઈલથી દુર રહેતા હોય તે ( ક. ૧૭૬ )

૬. હિંદુસ્થાનમાં ઇંગરેજ સરકારના રાજ્યની બહાર કોઈ સખસ રહેતા હોય, અને તેની શાહેદી લેવાની કોરટને જરૂર હોય તો પક્ષકારની અરજ ઉપરથી તેની શાહેદી સારૂ કોરટ કમિશન કાહાડી શકે છે. ( ક. ૩૮૭ )

૭. કોઇ પણ દાવામાં અમુક તકરારી હકીકત સમજવાને અગર મિલકતની બજાર કિંમત નકી કરવા વિગરે કારણસર સ્થાનિક તજવીજ કરવાની જરૂર હોય અને જડજ જાતે સુગમ રીતે કરી શકે છે એવું ના હોય તો તેણે પોતાની નજરમાં આવે તેના ઉપર તે બાબત તજવીજ કરી રીપોર્ટ કરવાનું કમિશન કાહાડી શકે છે પણ જ્યારે સ્થાનિક સરકારે એ બાબત નિયમ કરેલા હોય તેથી તે કોરટ બંધાયેલી છે. ( ક. ૩૯૨ )

૮. આ પ્રમાણે સ્થાનિક તજવીજ કરવા બદલ લીધેલી શાહેદી પોતાના રીપોર્ટ સાથે કમિશનરે મોકલી દેવી તે રીપોર્ટ તથા શાહેદી દાવામાં પુરાવ થશે પણ કોરટ અગર કોઇ પક્ષકાર કોરટની પરવાનગી સાથે ખુલ્લી કોરટમાં કમિશનની બાબતમાં તપાશી શકે છે. ( કલમ. ૩૯૩ )

૯. આ બાબ પ્રમાણે જે કમિશન નીમવામાં આવે તેને બીજી રીતે ફરમાવવામાં ન આવે તો તેમણે પક્ષકાર અગર સાહેદીઓ રજુ થાય અગર કરવામાં આવે અગર કમીશનની નજરમાં જેને તપાસવાની જરૂર લાગે તેનો તપાસવો તથા દસ્તાવેજ વિગરે તજવિજને લાગતુ હોય તે પણ તપાસવું. અને કાંઈ જમિન અગર ઇમારત હુકમમાં બતાવેલી હોય તેમાં હરકોઇ યોગ્ય વખતે જવું. ( ક. ૩૯૮ )

૧૦. શાહેદી વિગરે તપાસવા બાબત તથા તેમને હાજર થવા બાબત આ કાયદામાં જે નિમાય છે તે કમિશનરની રૂબરૂના શાહેદી વિગરેને લાગુ થશે. ( ક. ૩૯૯ )

૧૧. આ બાબ પ્રમાણે જ્યારે કમિશન કાહાડવામાં આવે ત્યારે કોરટે ફરમાવવું કે કમિશનરની રૂબરૂ દાવાના પક્ષકારોએ જાતે અગર તેમના એજંટ અગર તેમના વકીલોની મારફતે હાજર રહેવું અને જો પક્ષકારો હાજર નહીં રહે તો કમિશનર એકતરફી કામ ચલાવશે. ( ક. ૪૦૦ )

૧૨. જો અરજી આપવામાં આવે તો જડજે અરજદારને અગર તેના એજંટને દાવાની બાબતમાં તથા અરજદારની મિલકતની બાબતમાં તપાસવો જ્યારે અરજી અરજદારના મુખત્યારે આપેલી હોય અને કોરટની નજરમાં દુરસ્ત લાગે તો ગેરહાજરે શાહેદીની શાહેદી જેમ કમિશનથી લેવાય છે તે પ્રમાણે અરજદારને કમીશનથી તપાશી સકાય છે. ( ક. ૪૦૬ )

પ્ર૦—૨૬ જાહેરનામા વિશે તમે શું જાણો છો?

ઉ૦—૧ જેના ઉપર સમન શાક્ષી આપવાનો અગર દસ્તાવેજ રજુ કરવાને કાહાડ-

ડવામાં આવેલો હોય તેના ઉપર તે બજી શકતો નથી એવું તે બજાવનાર અમલદાર કહેતો તે બાબત કોરટે તે અમલદારને તપાસવો.

અને જો કોરટને ખાતરી થાય કે તે સખસની શાક્ષીની અગર જે દસ્તાવેજ રજુ કરવાનો છે તે દસ્તાવેજની અગત્ય છે અને તે સખસ સમન ન બજે તે કારણસરૂ નાસતો ફરે છે તો શાક્ષી આપવા સારૂ અગર તે દસ્તાવેજ રજુ કરવા સારૂ અમુક જગોએ તેણે હાજર થવું એવું જાહેરનામું કાહાડવાને કોરટ મુખત્યાર છે. આ જાહેરનામાની એક નકલ તે સખસ હમેશાં જે ઘરમાં રહેતો હોય તેને આગલે બારણે ચોડવી.

જો તે જાહેરનામામાં લખેલે દીવશે હાજર ના થાય તો જે પક્ષકારે સમન્સ કડાવેલો હોય તે સખસની અરજી ઉપરથી કોરટ પોતાની નજરમાં આવે તો પોતાને યોગ્ય લાગે તેટલી રકમની જે સખસના ઉપર સમન્સ કરવામાં આવેલો હોય તેની મિલકત જપ્ત કરવાને મુખત્યાર છે પણ તે જપ્તીનું ખરચ તથા કલમ ૧૭૦ માં બતાવેલા દંડની રકમથી તે વધારે કિંમતની મિલકત જપ્ત કરવી નહી.

કોઇ સ્માલકાજ કોરટે સ્થાવર મિલકત જપ્તી કરવાને હુકમ કરવો નહી. (ક. ૧૬૮)

૨. જે કોરટનું હુકમનામુ હોય તે હુકમનામાના દેણદારનો તે હુકમનામાવાળા ઉપર તે કોરટમાં દાવો ચાલતો હોય તો તે હુકમનામાની બજાવણી જરૂર જણાય તો બંધ રાખવાને કોરટ મુખત્યાર છે પછી તે દાવો ચુકતાં સુધી કોરટની નજરમાં આવે તે પ્રમાણે શરત કરે. (ક. ૨૪૩)

પ્ર૦—૨૭ દાવો ક્યારે બંધ પડે છે?

ઉ૦—૧ વાદી કીંવા પ્રતીવાદીના મરણથી જો દાવાનું કારણ પોહોચતું હશે તો તે દાવો બંધ પડશે નહી (ક. ૩૬૧)

૨ જો વાદી અગર પ્રતીવાદીઓ વધારે હોય અને તેમાંનો એકાદો મરણ પામે અને દાવાનું કારણ જે વાદી જીવતો હોય તેને પોહોચતું હોય, અગર જે પ્રતીવાદીઓ જીવતા હોય તેના વિરૂદ્ધ પોહોચતું હોય તે બાબંત કોરટે દફતરમાં લખી જીવતા વાદી અગર વાદીઓની ખાયસ ઉપરથી અગર જે જીવતા પ્રતીવાદી અગર પ્રતીવાદીઓ હોય તેમના વિરૂદ્ધ તે દાવો ચાલશે. (ક. ૩૬૨)

૩ જો વાદીયો એક કરતાં વધારે હોય અને તેમાંનો એક મરણ પામે અને દાવાનું કારણ જે વાદીયો જીવતા હોય તે એકલાને પોહોચતુ ના હોય પણ મરનાર વાદીના વારસ વકીલને તા. જીવતા વાદીયોને પોહોચતું હોય તો તે વારસ વકીલોના અરજ ઉપરથી તેમને મરનારને ઠેકાણે દાખલ કરી દાવો ચલાવવામાં આવશે. (ક. ૩૬૩)

૪ જો મરનાર વાદીના વારસ વકીલ તરીકે દાવો ચલાવવાને કોરટને જો કોઈ સખસ અરજ કરે નહી તો તે દાવો જીવતાં વાદી અગર વાદીઓ એકલાની ખાયસ ઉપરથી ચાલશે અને મરનાર વાદીના વારસ વકીલોને પક્ષકાર કરવામાં આવશે. બાદ તેમાં જે હુકમનામું કરવામાં આવશે તેઓના સંબંધી જે પ્રમાણે તેઓ જીવતા વાદીઅગર વાદીઓની સાથે રહી દાવો ચલાવ્યો હોત અને દાવાનું આગળ તે પ્રમાણે ચાલશે. (ક. ૩૬૪)

૫ એકના એક વાદી અગર બાકી રહેલા એકનાએક વાદીને દાવાનું કારણ પોહોચતું

હોય તો-ને વાદી મરણ પામે ત્યારે તેના કાયદેસર વારસ વકીલની અરજ ઉપરથી તેનું નામ વાદીને ઠેકાણે દફતરમાં દાખલ કરવાને કોરટ મુખત્યાર છે અને તે પ્રમાણે થયાબાદ દાવાનું કામ આગળ ચાલશે. (ક. ૩૬૫)

૬ ઉપલી કલમ પ્રમાણે કોઈ વારસ વકીલ અરજ નહી કરે તો કોરટે તે દાવો બંધ કરવાનો હુકમ કરવો અને પ્રતીવાદીને જે ખરચ થયેલું હોય તે મરનાર વાદીની મીલકતમાંથી અપાવવું. અગર કોરટની નજરમાં દુરસ્ત લાગે તો પ્રતીવાદીની અરજ ઉપરથી ખરચ વીગરેનો ઠરાવ કરી મરનાર વાદીના વારસ વકીલને સામેલ કરવા અગર દાવાનો છેવટ નિકાલ થાય તે ચલાવવાના કારણસર અગર તે બેઉ કારણસર બીજો હરકાંઇ હુકમ કોર્ટ કરી શકે છે. (ક. ૩૬૬)

૭ મરનાર વાદીનો કોણ વારસ છે એવી તકરાર ઉત્પન્ન થાય તો તે બાબતમાં કોરટ બીજા દાવામાં નકી થાય ત્યાં સુધી તે કામ બંધ રાખવાને અગર મુકરર કરેલી સુનાવણી થતાં પહેલાં અગર તે દીવશે મરનારનો વારસ ઠરાવવાને કોરટ મુખત્યારછે (ક.૩૬૭)

૮ જો એક કરતાં વધારે પ્રતીવાદી હોય અને તે હુકમનામુ કરતાં અવલ મરી જાય અને બાકી રહેલા જીવતા પ્રતીવાદી અગર પ્રતીવાદીયો વીરૂધ્ધ દાવાનુ કારણ પોહોચતું ના હોય અને એકનો એક પ્રતીવાદી મરી જાય અગર જીવતો રહેલો પ્રતીવાદી મરી જાય તો વાદી કોરટને તેના વારસ વકીલનું નામ ઠામ અને વર્ણન લખી આપી અરજ કરે કે તેમને મરનાર પ્રતીવાદીની જગોએ દાખલ કરવા જોઇએ તે ઉપરથી કોરટે તેમના નામ ઠામ વીગરે દફતરમાં દાખલ કરવાં હુકમ કરવા વીગરે (ક. ૩૬૮)

૯ કોઇ દાવામાં વાદી નાદાર થયો છે અગર દેવાળું કાઢયું છે તેનો કલમ ૩૫૧ મુજબ નિમેલા અસાઇની તથા વહીવટદાર તેના લેણદારોના ફાયદા માટે દાવો કરી શકેછે એમ કહેવામાં આવે તોપણ તે દાવાને હરકત થતી નથી. પણ જો તે અસાઇની અગર વહીવટદાર તે દાવો ચલાવવાની અને કોરટની ઠરાવેલી મુદતમાં ખરચના જામીન આપવાને ના પાડે તો તે દાવાને હરકત થાય છે.

જો અસાઇની અગર વહીવટદાર દાવો ચલાવવાને તા. ફરમાવેલી વખતમાં ખરચ આપવામાં કસુર કરેતો તો તે દાવો વાદીયે દેવાળું કાઢયું છે અગર નાદાર થયો છે માટે કાઢી નાખવો જોઇએ એવી અરજ પ્રતીવાદી કરી શકે છે, અને કોરટ તે દાવો કાઢી નાખવાને તા. પ્રતીવાદીને થયેલું ખરચ અપાવવાને મુખત્યાર છે (ક. ૩૭૦)

પ્ર૦—૨૮ નોટીસ વિષે તમે શું જાણો છો.

ઉ૦—૧ પહેલી રજુવાત પહેલાં અગર પહેલી રજુવાતને દીવસે બેમાંથી એક પક્ષકારની અરજ ઉપરથી કોરટને વાજબી લાગે તેવી સરતોની સાથે જે પક્ષકારને વાદીમાં અગર પ્રતીવાદીમાં ખોટી રીતે દાખલ કરેલો હોય તેને કોરટ કાઢી નાખવાને હુકમ કરી શકે છે અને કોરટ કોઇ પક્ષકારની અરજ ઉપરથી અગર અરજ વગર પોતાની નજરમાં યોગ્ય લાગે તેવી સરતોથી એવો પણ હુકમ કરી શકે છે કે અમુક વાદીને પ્રતીવાદીમાં અગર પ્રતીવાદીને વાદીમાં સામેલ કરવો. તેમજ જે પક્ષકાર કોરટની રૂબરૂ આપવો જોઈએ તેમ છતાં તે આવેલો ના હોય અને કોરટની નજરમાં એમ આવતું હોય કે સંપૂર્ણ રીતે ફ ઇસલ થયાને તે પક્ષકારનરવી જરૂર છે તો કોરટ તેને પક્ષકારમાં સામેલ કરી શકે છે પણ

કોઇ સગ અને વાદી તરીકે અગર તેના મીત્ર તરીકે દાખલ કરવો હોય તો તેની કબુલત શિવાય દાખલ કરવો નહી. કલમ ૩૦ પ્રમાણે જે સખસ તરફથી દાવાનો જુવાબ દેવામાં આવેલો હોય તે સખસ તે દાવાના પક્ષકારમાં સામેલ થવાની અરજ કરી શકે છે.

તમામ પક્ષકારો જેઓને પ્રતીવાદી તરીકે સામેલ કરવામાં આવેલા હોય તેમના ઉપર સમન હવે પછી જે રીતી કરેલી છે તે પ્રમાણે બજાવવો.

કોરટને યોગ્ય લાગે તે વાદીને દાવો ચલાવવા સોંપવો. (ક. ૩૨)

૨ દરેક તાકીદી બાબતના કામોમાં તાકીદ હુકમ મળવા બાબતની અરજીમાં સામા પક્ષકારને નોટીસ આપવી પરંતુ તેમ કરેથી તાકીદ આપવાની મતલબ પાર પડવામાં હરકત પડશે એમ કોરટને જણાયતો તેની નોટીસ કરવી નહી. (ક. ૪૯૪)

૩ દાવાની સુનાવણીના કોઇપણ વખતે કોઈ પક્ષકાર કોરટની મારફતે બીજા પક્ષકારને એવી નોટીસ આપી શકે છે કે બીજા પક્ષકારના કબજા અખત્યારમાં કોઈ દસ્તાવેજ હોય તે દસ્તાવેજ તે નોટીસ આપનાર પક્ષકારને અગર તેના વકીલને દેખાડવા તથા તેની નકલ લેવા દેવી.

કોઈ પક્ષકાર આવી નોટીસ મળ્યા છતાં જો તે કોરટની એવી ખાત્રી કરી આપશે કે આ દસ્તાવેજ ફકત મારા હક સંબંધી છે અગર નોટીસ પ્રમાણે નહી ચાલવાને બીજુ મારે પુખ્ત કારણ છે તો તે પક્ષકારને પોતાની તરફથી તે દસ્તાવેજ પછીથી રજુ કરવાને પરવાનગી આપવામાં આવશે નહી. (ક: ૧૩૧)

૪ જો કલમ ૧૦૨ પ્રમાણે તમામ દાવો અગર તેનો કાંઇ ભાગ કાહાડી નાખવામાં આવે તો તે બાબતનો બીજો નવો દાવો ચાલશે નહી પણ જો વાદી અરજી કરી એવું સાબેત કરી આપે કે તેને દાવાની સુનાવણી વખતે હાજર નહી થઇ શકવાનો જોઇતો સબબ હતો તો કોરટે તે દાવો કાઢી નાખ્યાનો હુકમ રદ કરવો; અને ખરચ બાબત જેવો વ્યાજબી લાગે તેવો હુકમ કરવો. અને દાવાની તપાસ કરવાનો દીવસ ઠરાવવો. પણ જો વાદીએ આ અરજી બાબતની લખેલી નોટીસ પ્રતીવાદી ઉપર બજાવી નહી હશે તો સદરહુ હુકમ રદ થશે નહી. (ક. ૧૦૩)

૫. કલમ ૧૦૦ પ્રમાણે કોઇ કામમાં પ્રતીવાદી ઉપર એક તરફી હુકમનામું થયેલું હોયતો પ્રતીવાદી તે હુકમનામું રદ કરવાનો હુકમ કરાવવાને અરજી કરી શકેછે.

અને જો કોરટની ખાત્રી થાય એમ તે સાબેત કરી આપે કે જે વખતે દાવાની સુનાવણી થઇ તે વખતે પાકા કારણને લીધે તે હાજર થઇ શકો નહી હતો તો ખરચ બાબત એટલે તે કોરટમાં ભરવા બાબત અગર બીજી રીતે કોરટને યોગ્ય લાગે તેવી શરતની સાથે તે હુકમનામુ કોરટે રદ કરવું અને તે દાવો ચલાવવાનો દીવસ ઠરાવવો. (ક. ૧૦૮)

૬ પણ જો વિરૂદ્ધ પક્ષકારના ઉપર સદરહુ અરજી બાબત લખેલી નોટીસ બજાવવામાં આવીનહી હશે તો અરજી ઉપરથી કોઇ હુકમનામું રદ કરવામાં આવશે નહી (ક. ૧૦૯)

૭. જો શાહેદી હકુમત છોડી જવાનો હોય અને તેની શાહેદી તુરત લેવાનું યોગ્ય જણાય તો એક દીવશ ઠરાવવો અને તે શાહેદીલેવાનો જે દીવસ ઠરાવ્યો હોય તે દીવસની પક્ષકારોને નોટીસ આપવી.

આ પ્રમાણે જે સાહેદી લેવામાં આવે તે તેને વાંચી બતાવવી અને તે સાચી છે તેમ કબુલ કરે તો તેની તે ઉપર સહી લેવી. પછી કામની હરકોઈ સુનાવણી વખતે તે વાંચી શકાશે (ક. ૧૯૨.)

૮. પુરાવ લીધા પછી પક્ષકારોને જાતે અગર તેમના વકીલો અગર કબુલ કરેલા તેમના મુખત્યારોની તકરાર સાંભળ્યા બાદ કોરટે એકદમ અગર કોઈ બીજે દીવસે ખુલી કોર્ટમાં ફેસલો આપવો; જો કોઈ બીજે દીવસે આપવાનો હોય તો તે વિશે જોઈતી નોટીસ પક્ષકારોને અગર તેમના વકીલોને આપવી. (ક. ૧૯૮)

૯. જે શખસના ઉપર હુકમનામુ બજાવવાને દરખાસ્ત કરવામાં આવી હોય તેને કોરટે ઠરાવેલા દીવસની અંદર તે હુકમનામુ શા વાસ્તે નહી બજાવવું તે બાબતનું કારણ બતાવવા નીચે લખેલાં કારણો હોયતો એટલે

(અ) હુકમનામુ થયાની તારીખથી તે દરખાસ્તની તારીખ સુધીમાં એક વર્ષ વીતી ગયું હોય અગર.

(બ) જે પક્ષકારના ઉપર હુકમનામુ થયું હોય તેના વારસ વકીલ ઉપર જો બજાવવું હોય તો કોરટે નોટીસ કહાડવી.

પણ જો કે હુકમનામાની તારીખથી દરખાસ્તની તારીખ સુધીમાં એક વરસ વીતી ગયું હોય, પણ તે ઉપર થયેલી અપીલમાં જે હુકમનામુ થાય તે તારીખથી વર્ષ થઈ ગયું ના હોય, અગર આગળ તે હુકમનામુ બજાવવાને દરખાસ્ત કરવામાં આવી હોય અને જેના ઉપર બજાવવાનું હોય તેના વિરૂદ્ધ છેલ્લો હુકમ કરેલો હોય ત્યારથી એક વર્ષ વીતી ગયું ના હોય, અગર હુકમનામાના દેણુદારના વારસ વકીલ ઉપર આગળ કરેલી દરખાસ્તમાં તે બજાવવાનો હુકમ થઈ ગયેલો હોય તો સદરહુ નોટીસ કરવાની જરૂર નથી.

પણ આ કલમમાં કોરટ એ શબ્દો લખેલા છે તેનો અર્થ હુકમનામુ કરનારી કોરટ અગર જો તે બીજી કોરટમાં બજાવવા મોકલવામાં આવ્યું હોય તો તે કોરટ સમજવી. (ક. ૨૪૮)

૧૦. જો મીલકત કોઈ કોરટમાં અગર કોઈ સરકારી અધીકારીની પાસે અનામત અગર કબજામાં હોયનો જપતી તે કોરટ અગર અધીકારીને નોટીસ આપી કરવી(ક.૨૭૨)

૧૧ જ્યારે જંગમ મીલકત ઉપર કબજો રાખવાનો કોઈ બીજા સખસનો હક હોય પણ તે હુકમનામાના દેણુદારનો હક ના હોયતો તે કબજેદારને નોટીસ આપી તેના ખરીદદારને કબજો આપવો. (ક. ૩૦૦)

૧૨. જો કોરટને એમ માલમ પડે કે ક. ૪૦૭ માં બતાવેલા કોઈ સબબ પ્રમાણે અરજી નામંજુર થઈ શકતી નથી તો કોરટે અરજદારની નાદારી બાબત પુરાવો લેવાને તથા તે નાદાર નથી તેવો પુરાવ લેવાને સામા પક્ષકારને તથા સરકારને ઓછામાં ઓછી ૧૦ દીવસની નોટીસ આપવી (ક. ૪૦૮.)

૧૩. જરૂરીયાત પુરાવ અગર હકીકત નહી મળવાની અગર બીજા કોઈ કારણથી લવાદો હુકમમાં બતાવેલી મુદતમાં પુરે પુરો ફેસલો આપી શકે નહીતો કોરટની નજરમાં આવેતો જાસ્તી મુદત વખતે વખતે તે કારણસર આપવી અગર લવાદો રદ કરીને તે મુકરદમો ચલાવવો (ક. ૫૧૪)

૧૪. જ્યારે સરપંચ નીમવામાં આવ્યો હોય અને નીમેલી મુદતે ફેંસલો આપ્યા વગર મુદત વીતી જવા દીધી હોય અગર લવાદોએ કોરટને અગર સરપંચને એવી લખેલી નોટીસ આપી હોય કે અમો એક મત થતા નથી, તો સરપંચે લવાદો ને બદલે પોતે રેફ્રન્સનું કામ કરવું. (ક. ૫૧૫)

૧૫. જ્યારે કોઇ દાવામાં ફેંસલો કરવામાં આવે ત્યારે તે ફેસલો કરનારે તે ઉપર સહી કરી કોરટમાં જુબાંનીયો તથા દસ્તાવેજો પોતાની રૂબરૂ સાબેત થયેલા હોયઅને પોતે જે દસ્તાવેજ લીધા હોયતે તમામ કોરટમાં ફાઇલકરવા અનેતે ફાઈલ કર્યાની નોટીસ પક્ષકારને આપવી (ક૫૧૬)

૧૬. જ્યારે કોઇ સખસો લખતથી એમ કબુલ કરે કે તેઓની વચમાં જે વાંધો છે તે કરારમાં લખેલ સખસોને લવાદ નીમીને નીકાલ કરવા સારૂ સોંપવો, અગર જે બાબત સબંધી તે કરાર હોય તે બાબત સંબંધી જે કોરટનો હકુમત હોય તે કોરટ નીમે તે લવાદને સોંપવો, તો તે કરારના પક્ષકાર અગર તેમાંનો કોઇ એવી અરજ કરી શકે છે કે સદરહુ કરાર કોરટમાં ફાઇલ કરો.

આ અરજી લખેલી જોઇએ અને તેના ઉપર નંબર નાખી પક્ષકારો વચ્ચે દાવો છે એમ સમજવું જોઇએ અને તેમાં જે પ્રમાણે તેનો સબંધ હોય તે પ્રમાણે વાદી અગર પ્રતીવાદી ગણુવા જોઈએ પણ તે પ્રસંગે તે અરજી તમામ પક્ષકારોએ આપેલી જોઈએ,અગર જો બીજી રીતે આપવામાં આવેલી હોય તો તે અરજી આપનાર પક્ષકારને વાદી અને બીજા પક્ષકારને પ્રતીવાદી ગણુવા જોઇએ.

સદરહુ અરજ થતાં કોરટે કરારના પક્ષકારો કે જે અરજ કરવામાં સામેલ ન હોય તેઓને નોટીસ આપવી કે તેમાં બતાવેલી મુદતમાં સરદહુ કરાર ફાઇલ શાવાસ્તે ના કરવો તેનું કારણ બતાવવું.

જો પાકુ કારણુ બતાવવામાં ના આવે તો કોરટે તે કરાર ફાઇલ કરવો અને તે ઉપરથી લવાદને સોંપવાને અને જો તે કરારમાં લવાદનું નામ બતાવવામાં આવેલું ના હોય તો લવાદ નીમવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. (૫૨૩)

૧૭. જ્યારે અપીલની યાદદાસ્ત નોંધવામાં આવે ત્યારે અપીલ કોરટે તે અપીલની નોટીસ જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટને મોકલવી.

પછી તે કોરટે જો તે કામના કાગળો અપીલ કોરટમાં મોકલ્યા ના હોય તો તે મોકલવા.

દરેક પક્ષકાર જે કોરટનું હુકમનામુ હોય તે કોરટને જે કાગળની નકલ જોઇતી હોય તે નકલો લેવા અરજ કરી શકે છે અને તે નકલ અરજદારના ખરચથી થશે. (ક. ૫૫૦)

૧૮. સદરહુ પ્રમાણે નીમેલા દીવસની નોટીસ અપીલ કોરટના મકાનમાં ચોહડવી અને જે કોરટના હુકમનામા ઉપર અપીલ થયેલી હોય તે કોરટને મોકલવી તથા રેસપાનડેન્ટ અગર અપીલ કોરટમાં તેના વકીલ ઉપર સમન્સ બજાવવા બાબત જે ઠરાવ છે તે પ્રમાણે બજાવવી (ક. ૫૫૩)

૧૯. અપીલના પ્રતીવાદી ઉપર જે નોટીસ કહાડવી તેમાં લખવું કે જો તે નીમેલે દીવસે હાજર થશે નહીંતો અપીલ એક તરફી સાંભળવામાં આવશે. (ક. ૫૫૪ )

૨૦. જો કોરટને એમ માલમ પડે કે ફરી તપાસ કરવાને કાંઇ જોઇતા સબબ ન-

યો તો કોરટે તે અરજ નામંજુર કરવી પણ જો જોઈતા સબબ હોય તો જડજે પોતાના હાથથી સબબો લખી મંજુર કરવી.

પણ સામા પક્ષકારને હુકમનામાની પુષ્ટીમાં સાંભળવાને નોટીસ આપ્યા વિના તે અરજ મંજુર કરવાનો હુકમ કરવો નહી.

વળી જે નવી હકીકત અગર પુરાવ હુકમનામુ અગર હુકમ થયો તે વખતે અરજદારના જાણવામાં હતો નહી અગર રજુ થઇ શકે એવો હતો નહી એવું જે અરજદારનું કહેવું હોય તેનો ખરેખરો પુરાવ ના હોયતો તે અરજી મંજુર કરવી નહી. (ક. ૬૨૬

૨૧. અરજી નામંજુર કરવાનો હુકમ છેવટનો છે એમ સમજવું. પણ જ્યારે તે મંજુર કરવામાં આવે ત્યારે તે ઉપર કેટલાક સબબોથી હરકત લઇ શકાય છે અને તે હરકતો તે હુકમ ઉપર અપીલ કરી તુરત લેવી અગર હુકમનામામાં અપીલ કરી તુરત લેવી વીગરે.

(अ) ક. ૬૨૪ થી અરજી વિરૂદ્ધ છે તેવી.

(ब) ક. ૬૨૬ થી વિરૂધ છે તેવી

(क) ઠરાવેલી મુદત વીતી ગયા પછી બીન વ્યાજબી કારણ વગર કરેલી છે તેવી. એવી હરકતો અરજી મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને લેઈ શકાય છે કીંવા મુકરદમાના છેવટ પરીણામ ઉપર જે અપીલ કરવામાં આવે તેમા લેઇ શકાયછે.

આવી અરજી અરજદારની ગેર હાજરીથી કાઢી નાખવામાં આવે તો ગેર હાજરનું કારણ બતાવવાથી ફરી તપાસમાં લેઈ શકાય ફરી તપાસનો જે ફરી તપાસ થયો હશે તેની ફરી તપાસ થશે નહી.

આ કલમ પ્રમાણે હુકમ કરતાં પહેલા સામાપક્ષકારને નોટીસ આપવી જોઈએ(ક.૬૨૯)

૨૨. સદરહુ પ્રમાણે હકુમતવાળી કોરટમાં તે કરાર દાખલ કરવામાં આવે તો તે કરારમાં પક્ષકારો જેઓ સબંધ રાખતા હોય તે પ્રમાણે વાદી પ્રતીવાદી ગણવા, અને તે કરાર જે પક્ષકારોએ રજુ કરયો હોય તે શિવાયના તમામ પક્ષકારોને નોટીસ આપવી(ક.૫૨૯

પ્ર૦—૨૯ હુકમનામાના દેણદારને ક્યારે પકડી ન શકાય?

ઉ૦—૧ હુકમનામાના દેણદારની જેલમાં ખોરાકી બાબત જે રકમ ભરવામાં આવશે તે હુકમનામાના ખરચ છે એમ સમજવું પણ તે વસુલ કરવાને કોઇ સખસને કેદ પકડવામાં આવશે નહી. (ક. ૩૪૦)

૨. કોઇ નાદારને ક. ૩૫૧ અને ક. ૩૫૫ પ્રમાણે છોડી દેવામા આવેલો તેને શેડયુલમાં દાખલ થયેલા કરજ બદલ પકડવામાં અગર કેદ કરવામાં આવશે નહી (ક. ૩૫૭

૩. મુજબ હુકમનામાને દેણુદારને તુરંગમાંથી છોડી મુકાવામાં આવ્યો હોય તેને જે હુકમનામાથી કેદ કરવામાં આવ્યો હોય તે હુકમનામા ઉપરથી ફરિથી પકડી શકાશે નહી. (ક ૩૫૧)

પ્ર૦—૩૦ કોરટના હુકમનું અપમાન કર્યુંતે બાબત દીવાની રાહે કેદની શિક્ષા કરવાનો દીવાની કોરટને અધિકાર છે.

ઉ૦—૧ ક. ૩૫૦ પ્રમાણે સુનાવણી થતા એક સાબેત થાય કે, અરજદારે પોતાની અરજીમાં જે હકીકત લખાંછે તે વિશે અગર પોતાની મીલકત બાબતમાં ગુનેગાર થઇ ચુકેલો છે તો કોરટે તેના લેણુદારની ખાયસ ઉપરથી હુકમ કર્યા તારીખથી એક વરસ સુ-

ધીની સીક્ષા કરી શકે છે, અગર કોરટની નજરમાં આવેતો કાયદા પ્રમાણે તેની• વ્યવસ્થા થવા માજીસ્ત્રેટ તરફ મોકલવા મુખત્યાર છે. (ક. ૩૫૯)

૨. ક. ૪૯૨ તથા ૪૯૩ પ્રમાણે આપેલી તાકીદ ન માનવામાં આવેતો છ મહીનાથી વધારે નહી એવી કાઇ મુદત સુધી પ્રતિવાદીને કેદમાં રાખીને અથવા તેની મિલકત જપ્ત કરીને અથવા બંને વાના કરીને તેના ઉપર કહાડેલી તાકીદ અમલમાં રાખી શકાશે.(ક.૪૯૩)

પ્ર૦—૩૧ હુકમનામાની બજાવણીમાં કઇ મીલકત જપ્ત થઇ શકાતી નથી ભાડાના હુકમનામાને એ નિયમ લાગુ પડેછે? સ. ૧૮૮૧ ના લશ્કરના આકટને એ નિયમથી કાંઈ બાધ આવેછે?

ઉ૦—૧ હુકમનામુ બજાવવામાં નિચે લખેલી મીલકત જપ્ત કરવામાંથી બાતલ કરીછે.

(अ) હુકમનામાના દેણદારનાં તથા તેની ઓરતના તથી તેના છોકરાંના જરૂરીઆત પહેરવાના લુગડાં.

(ब) કારીગરનાં હથીઆર, ખેતીવાડીનાં હથીઆર અને ઢોર કે જે કોરટના અભિપ્રાયમાં હુકમનામાના દેણદારને પોતાનું ગુજરાન ચલાવવાને ખેડુત તરીકે જોઈએ તે.

(क) ખેડુતો પોતાનાં ઘર અને બીજી ઇમારતોમાં રહેતા હોય અગર તેમનો જે હોય તેવા ઘરનો તથા ઇમારતનો સામાન.

(ड) હિસાબના ચોપડા.

(ई) નુકશાની વાસ્તે ફરિયાદ કરવાનો માત્ર હક.

(फ) જાતે નોકરી કરવાનો હક.

(ग) સરકારના મીલીટરી તથા મુલકી પેન્સનરને કરી આપેલી નેમણુંક તા. બક્ષીસ (ગ્રાચ્યુઇટી) તા. રાજકીય પેન્સન.

(ह) સરકાર અગર રેલવે કંપનીના નોકરનો રૂ ૨૦ નો પગાર અને વધારે હોય તો નિમે પગાર.

(आइ) જે સખસોને નેટીવ આરટીકલ્સ ઓફ્વોર લાગુ થાય છે તેના પગાર અને આલાવન્સ.

(ज) ઘરના નોકરોનો તથા મજુરોનો મુસારો.

(क) જીવતો રહેવાથી જે વારસો મળવાની ઉમેદ હોય તે અગર બીજો કાંઈ કે વળ આવ લખા કે શકય હોય તેવો હક સબંધ હોય તે.

(ल) હવે પછી ખોરાકી પોશાકી મળવાનો હક.

૨. (ग) (ह) (આઇ), જે, એ રકમોમાં કહેલા વાના તે ખરેખર આપવાને પાત્ર થાય તે પેહેલાં અથવા પછી પણ જપ્તીથી કે વેચાણમાંથી બાતલ કર્યાછે પણ એવું ઠરાવ્યું છે આ કલમના કોઇ પણ ઠરાવથી ભાડાને વાસ્તે થએલું હુકમનામુ બજાવવામાં ઘર અથવા બીજી ઈમારતોનો સામાન જપ્તીથી કે વેચાણમાંથી બાતલ છે એમ સમજવું નહી અને વળી સં.૧૮૮૧ના લશકરના આકટને કે જે તે વખતે અમલમાં હોય એવા કોઇ કાયદાને આ કલમના ઠરાવથી બાધ આવે છે એમ સમજવું નહી. (ક.૨૬૬)

પ્ર૦—૩૨ હુકમનામા પ્રમાણે તમામ પૈસા આપવા તથા શીરીતે ભરવા ?

ઉ૦ ૧ (अ) જે કોરટનું કામ તે હુકમનામુ બજાવવાનું હોય તે કોરટમાં ભરવા અગર

(ब) કોરટની બાહાર હુકમનામાવાળાને આપવા અગર

(क)હુકમનામુ કરનારી કોરટે બીજી રીતે ફરમાવ્યું હોયતો તેપ્રમાણે આપવા (કલમ ૨૫૭)

હુકમનામાના દેણદારને મુદત આપવાનો કરાર કોરટની મંજુરીથી કર્યો હશે તો મંજુર રહેશે નહી તો નહી ક. ૨૫૭ (અ)

૨ હુકમનામાના કરજની ભરપાઇ કરવા બાબત લેહેણી રકમ કરતાં વધારે આપવા સંબંધીના કરાર પણ કોરટની મંજુરી વગરના છે. ક. ૨૫૭ (અ)

૩ જો પૈસા કોરટની બાહાર આપવામાં આવેલા હોય અગર હુકમનામાનો ફેંસલો બીજી રીતે કરેલો હોયતો, હુકમનામાવાળાએ જે કોરટનું તે હુકમનામુ બજાવવાનું કામ છે તે કોરટમાં તે વાત નોધાવવી. પણ તે પ્રમાણે જો સરંહદુ હકીકત નોધવામાં આવેલી નહી હોયતો તે કોરટ કબુલ કરશે નહીં. તોપણ હુકમનામાના દેણદારની અરજ ઉપરથી હુકમનામાવાળાને તે પ્રમાણે કરવાને ફરમાવવા કોરટ મુખત્યારછે અને તે પ્રમાણે કરેલો હુકમ જો હુકમ નામાવાળો માને નહીંતો તે હુકમનામુ ફરીથી ન બજાવવાને કોરટ મુખત્યાર છે (ક. ૨૫૮)

પ્ર૦—૩૩ હુકમનામુ બજાવવામાં પ્રતિવાદીને પકડયો હોય તો પછી શી રીતે કરવું?

ઉ.—૧ પકડયા પછી કોરટમાં આણવાને ૨૦ મા બાબ મુજબ નાદાર ઠરવાને અરજ કરવાથી છુટકો મળશે એવી તેને સમજુત આપવી ને અરજ કરવાનો ઇરાદો જણાવી હાજર જામીન આપે તો તેને જામીન ઉપર છોડવો. નહી તો રીત મુજબ ભથુ લેઇ કેદમાં મોકલવો પકડયા બાદ પણ હુકમનામાના નાણાં અને ખરચ આપે તો પકડવો. (કલમ ૩૩૬.)

૨. જ્યારે અમલદારરે પ્રતીવાદીને પકડી આણેલો હોય ત્યારે તેની બાબત ક. ૩૫૧ પ્રમાણે તજવીજ થતા સુધી તેને કેદમાં મોકલવાનો હુકમ કરવાને અગર તેને કેદ પકડવાનું વારંટ જે અમલદારને આપવામાં આવ્યું હોય તે અમલદારના પેરામાં રહેવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે (ક. ૩૪૯)

૩ નીચેને પ્રસંગે હુકમનામાના દેણદારને તુરંગમાંથી છોડી મૂકવો.—

(अ) તુરંગમાં મોકલવા વિશેના વારંટમાં કહેલી રકમ જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને ભરે ત્યારે; અથવા

(ब) બીજી રીતે હુકમનામુ પુરેપુરૂ અદા થાય ત્યારે, અથવા

(क) જે સખસની દરખાસ્તથી તેને કેદ કરયો હોય તે સખસની અરજ ઉપરથી,

(ड) આ કાયદામાં પાછળ ફરમાવ્યા પ્રમાણે તે સખસ ખોરાકીની રકમ ન ભરે ત્યારે અથવા

(इ) હુકમનામાના દેણદારને, આગળ ઠરાવ્યું છે તે પ્રમાણે નાદાર ઠરાવવામાં આવે તો, અથવા

(फ) કલમ ૩૪૨ માં મર્યાદા કરી છે તે પ્રમાણે તેની કેદની મુદત પૂરી થાય ત્યારે, પરંતુ આ કલમમાં કહેલા બીજા, ત્રીજા ને પાંચમાં પ્રસંગોમાં કોરટના હુકમ વગર હુકમનામાના દેણદારને છોડી મુકવો નહિ.

૪ આ કલમ પ્રમાણે છોડીમુકેલો હુકમનામાનો દેણદાર તે છોડી મુકવા ઉપરથી રણમુક્ત (કરજમાંથી છુટો) થશે નહીં. પરંતુ જે હુકમનામું બજાવવામાં તેને કેદ કર્યો હોય

તે હુકમનામા ઉપરથી તેને ફરી પકડી શકાશે નહીં.

૫. ઠરાવેલે દીવશે અગર જે દીવશે તે કામ બંધ રાખવામાં આવ્યું હોય તે દીવસે જે સખસો ઉપર નોટીસ બજાવવામાં આવી હોય તે સખશો અગર તેમના વકીલોની રૂબરૂ અરજદારને તપાસ્યા બાદ ત્યારે સદરહુ લેણદારોની વીરૂદ્ધથી તકરાર સાંભળ્યા બાદ કોર્ટની નજરમાં એમ આવે કે હુકમનામાવાળા તથા લેણદારોને વિરૂદ્ધ પુરાવ ગુજારવાને મુદત આપવી જરૂર છે તો તે આપવાને કોર્ટ મુખત્યાર છે. (ક. ૩૫૦)

૬. જો કોર્ટની એવી ખાત્રી થાય કેઃ—

(अ) અરજીમાં લખેલી હકીકત ખરેખરી છે.

(ब) અરજદારે જે હુકમનામુ બજાવ્યું હોય તે હુકમનામાનો દાવો દાખલ થયા પછી કાંઇ મીલકત લેણદારોની સાથે કપટ કરવાના ઇરાદાથી છુપાવી બીજાને આપી નથી અગર ખસેડી નથી.

(क) તેણે જાણી બુજીને દેવું આપવાને અશક્તીવાન હોય તેમ છતાં બેફીકરાઇથી કરજ કાહાડે ગયો હોય.

(ड) અરજીના મજકુર બાબત તેણે કપટ બુદ્ધિનું બીજું કંઇ કૃત્ય કર્યું નથી;

તો, તે નાદાર છે એમ કોરટ ઠરાવે; તથા પોતાને યોગ્ય લાગે તો. તેની મિલકત વસુલદાર નીમવાનો હુકમ કરવાને પણ કોરટ મુખતિયાર છે; અથવા તે વસુલદાર ન નીમે તો, તે નાદારનો છુટકો કરવાને કોરટ મુખતિયાર છે

જો સદહુ પ્રમાણે કોરટની ખાત્રી ન થાય તો કોરટે અરજ ના મંજુર કરવાનો હુકમ કરવો.

પ્ર૦—૩૪ ફેસલો કરવાને લવાદીપર સોંપવા બાબત તા. લવાદોએ કરેલો ફેંસલાને અમલ કરવા સબંધી શું શું નિયમો છે તે ટુકામાં કહો.

ઉ. ૧—કોઈ દાવાના પક્ષકારોની મરજી એવી હોય કે દાવામાં જે વાંધાની વાત આમારા બેઉ વચમાં છે તે લવાદને સોંપવી જોઈએ, તો તેઓ જાતે અગર તે બાબતમાં નીમેલા વકીલની મારફતે લવાદને સોંપવાને અરજ કરી શકે છે. (ક. ૫૦૬)

તે અરજી લખેલી જોઇએ અને તેમાં જે વાંધાની વાત તેમને સોંપવી હોય તે લખવી જોઇએ.

૨ જો લવાદો નીમવાને બેઉ પક્ષકારો એકમત થએલા હોય તે લવાદોને નીમવા જોઇએ. જો પક્ષકારો કિયા લવાદોને નીમવા તે બાબત એકમત ના થાય અગર તેઓની મરજી કોરટ પાસે નીમાવવાની હોય તો કોરટે લવાદ નીમવા. (ક. ૫૦૭)

૩ કોરટે લવાદ નીમવાનો હુકમ કરવો તેમાં પક્ષકારો વચેના વાંધાની વાત તથા કેટલી મુદતમાં તેનો નીકાલ કરવો તે લખવું. (ક. ૫૦૮)

જ્યારે એક વખત મુકરદમો લવાદને સોંપવામાં આવે એટલે તેના તે દાવામાં હવે પછી જે ઠરાવ છે તે શિવાય કોરટે તેની કાંઇ વ્યવસ્થા કરવી નહી.

૪ જો બે અગર વધારે લવાદને મુકરદમો સોંપવામાં આવે અને તેઓના અભિપ્રાયમાં ફાવત પડે તો તે બાબત સરપંચ નીમવો વિગરે ઇલાજ કરવાનો ઠરાવ તેમાં લખવો. ક. ૫૦૯

જે કોઇ લવાદ અગર સરપંચ મરણ પામે અગર કામ કરવાને ના કહે અગર કસુર કરે અગર ના લાયક થાય વિગેરે કારણો હોય તો, કોરટ પોતાની નજરમાં આવે તે સખસને નવો લવાદ અગર સરપંચ નીમી શકે છે.

૫ જો લવાદોને સરપંચ નીમવાનો અખત્યાર આપવામાં આવેલો હોય અને તેઓ તે નીમવામાં કસુર કરે તો, કોઇ પણ પક્ષકાર લવાદો ઉપર સરપંચ નીમવાને લખેલી નોટીસ બજાવી શકે છે અને તે નોટીસથી સાત દીવસમાં અગર કોરટ બીજી જેટલી મુદત આપે તેટલી મુદતમાં સરપંચ નીમવામાં આવે નહી તો, જે પક્ષકારે નોટીસ આપી હોય તે પક્ષકારની અરજ ઉપરથી કોરટ સરપંચ નીમી શકે છે. (ક. ૫૧૧)

૬ કલમ ૫૦૯, ૫૧૦ અગર ૫૧૧ પ્રમાણે લવાદ અગર સરપંચ નીમવામાં આવ્યો હોય તો તેને જાણે લવાદ તરફ મુકરદમો મોકલવાનો હુકમ લખેલો હોય તેમાં નામ દાખલ હોય તે પ્રમાણે કરવાને અખત્યાર છે. (ક. ૫૧૨)

૭ જે પક્ષકાર અને શાહીદીયોને લવાદો અને સરપંચ તપાસવાને ઇચ્છા રાખતા હોય તે પક્ષકાર અને શાહેદીયોના ઉપર કોરટની રૂબરૂ મુકરદમાની તપાસ થતી હોય તે પ્રમાણે પ્રોસેસ કાહાડી શકે છે. (ક. ૫૧૩)

જે સખસો આ પ્રોસેસ પ્રમાણે હાજર થાય નહીં અગર બીજી કોઈ કસુર કરે તો, જાણે કોરટની રૂબરૂ તેવા કામમાં તેવોએ ગુન્હો કરયો હોય તે પ્રમાણે શિક્ષા તથા નુકશાનને પાત્ર થશે.

૮ જરૂરીઆત પુરાવ અગર હકીકત નહી મળવાથી અગર બીજા કોઈ કારણથી લવાદે હુકમમાં બતાવેલી મુદતમાં પુરેપુરો ફેંસલો આપી શકે નહી તો, કોરટની નજરમાં આવે તો જાસ્તી મુદત વખતે વખતે તે કારણસર આપવી અગર લવાદોને રદ કરીને તે મુકરદમો ચલાવવો. (ક. ૫૧૪)

૯ જ્યારે સરપંચ નીમવામાં આવ્યો હોય અને નીમેલી મુદતે ફેંસલો આપ્યા વગર મુદત વીતી જવા દીધી હોય અગર લવાદોએ કોરટને અગર સરપંચને એવી લખેલી નોટીસ આપી હોય કે અમો એકમત થતા નથી, તો સરપંચે લવાદોને બદલે પોતે રેફરન્સ કરવું. (ક. ૫૧૫)

૧૦ જ્યારે કોઈ દાવામાં ફેંસલો કરવામાં આવે ત્યારે તે ફંસલો કરનારે તે ઉપર સહી કરી કોરટમાં જુબાનીયો તથા દસ્તાવેજો પોતાની રૂબરૂ શાબેત થયેલા હોય અને પોતે જે લીધા હોય તે તમામ કોરટમાં ફાઇલ કરવા અને તે ફાઇલ કર્યાની નોટીસ પક્ષકારોને આપવી. (ક. ૫૧૬)

૧૧ જ્યારે કોરટના હુકમથી લવાદ તરફ કામ મોકલવામાં આવ્યું હોય ત્યારે લવાદ અગર સરપંચ કોરટના અનુમત સાથે તમામ બાબતનો અગર થોડી બાબતનો ખાસ હકીકત તરીકે ફેંસલો કોરટને અભિપ્રાય સારૂ આપે, પછી કોરટે તે ઉપર પોતાનો અભિપ્રાય આપવો અને તે અભિપ્રાય ફેંસલાનો એક ભાગ સમજવો. (ક. ૫૧૭)

જ્યારે કોરટને એમ જણાય કે ફેંસલાનો કોઇ ભાગ નહીં પુછેલી બાબત ઉપર કરવામ આવ્યો હશે અને તે ભાગ પુછેલી બાબતના ફેંસલાને હરકત નહી થતા જુદોની-

કળી શકે એવો છે, અગર નમુના પ્રમાણે તે ફેંસલો અધુરો છે અગર તેમાં કાંઇ દેખીતી ચુક છે અને તે ફેંસલાને હરકત થયા વિના દુરસ્ત થઇ શકે એવી છે તો, કોરટ તે ફેંસલો દુરસ્ત કરવાને હુકમ કરી શકે છે.

૧૨ જો કાંઈ ખરચ સબંધી સ્વાલ ઉત્પન્ન થાય અને ફેંસલામાં તે સબંધી જોઇતો ઠરાવ ના હોય તો તે બાબતમાં કોરટને દુરસ્ત લાગે તેવો હુકમ કરવો. (ક. ૫૧૮)

૧૩ જ્યારે કાંઇ પુછેલી બાબતનો નીકાલ કરવો ફેંસલામાં રહી ગયો હોય અગર નહી પુછેલી બાબતનો નીકાલ કરવામાં આવેલો હોય અગર ફેંસલો એવો દદ પગરનો હોય કે જેથી તે બજાવી શકાય એવો ના હોય અગર ફેંસલો જોતાંજ કાયદાની હરકત હોય તો, કોરટ લવાદોને અગર સરપંચને ફરીથી વિચાર કરવા સારૂ વ્યાજબી જણાય તેવી શરતોની સાથે તે ફેંસલો અગર કાંઇ બાબત સોંપી શકે છે. (ક. ૫૨૦)

૧૪ કલમ ૫૨૦ પ્રમાણે ફેંસલો પાછો સોપવામાં આવેલો હોય અને તે બાબત લવાદ અગર સરપંચ તેનો ફરીથી વિચાર કરવાની ના કહે તો તે ફેંસલો રદ થાય છે. પરંતુ કોઇ ફેંસલો નીચેના કારણ શિવાય બીજી રીતે રદ કરવામાં આવશે નહી. (ક. ૫૨૧)

(अ) લવાદ અગર સરપંચ રૂસ્વત લે અગર બદચાલ ચલાવે;

(ब) કોઇ પક્ષકાર જે હકીકત જાહેર કરવી જોઈએ તે કપટથી છુપાવે અગર જાણીબુજીને લવાદ સરપંચને આડે રસ્તે દોરે અગર ઠગે;

(क) કોરટે લવાદ રદ કરવાને મુકરદમો પાછો મોકલવાનો હુકમ કરયા પછી ફેંસલો આપવામાં આવેલો હોય તો; અને કોરટે નીમેલી મુદતમાં કોઈ ફેંસલો આપવામાં આવે નહી તો તે ફેંસલો બળવાન નથી.

૧૫ ફરીથી વિચાર કરવાને ફેંસલો અથવા તેમાંની કાંઈ પણ બાબત પાછી સોંપવાનું કાંઇ પણ કારણ કોરટની નજરમાં ના આવે અને તે ફેંસલો રદ કરવાને માટે કાંઇ અરજી કરવામાં આવેલી ના હોય અગર કરવામાં આવેલી હોય તો તે ના મંજુર કરવામાં આવી હોય તો, તેવી અરજી કરવાની મુદત વિતી ગયા પછી કોરટે લવાદના ફેંસલા પ્રમાણે ફેંસલો આપવો, અગર લવાદનો ફેંસલો ખાસ હકીકત તરીકે કોરટના અભિપ્રાય સારૂ મોકલવામાં આવ્યો હોય તો તે બાબતમાં કોરટે પોતાના અભિપ્રાય પ્રમાણે ફેંસલો આપવો તે ઉપરથી હુકમનામું થશે, અને આ કાયદામાં જે હુકમનામાં બજાવવાના રીતી બનાવવામાં આવી છે તે પ્રમાણે બજશે. જો તે હુકમનામું ફેંસલા પ્રમાણે નહી હોય અગર તેથી કાંઇ તેમાં વધારે હશે તો તે ઉપર અપીલ ચાલશે, શિવાય તે ઉપર અપીલ ચાલશે નહી(ક.૫૨૨)

૧૬ જ્યારે કોઇ સખશો લખતથી એમ કબુલ કરે કે તેઓની વચમાં જે વાંધો છે તે કરારમાં લખેલા સખસોને લવાદ નીમીને નીકાલ કરવા સારૂ સોંપવો, અગર જે બાબત સંબંધી તે કરાર હોય તે બાબત સંબંધી જે કોરટને હકુમત હોય તે કોરટ નીમે તે લવાદને સોંપવો તો તે કરારના પક્ષકાર અગર તેમાંનો કોઇ એવી અરજ કરી શકે છે કે સદરહુ કરાર કોરટમાં દાખલ કરો. (ક. ૫૨૩)

૧૭ આ અરજી લખેલી જોઈએ અને તેના ઉપર નંબર નાંખી પક્ષકારો વચ્ચે દાવો છે એમ સમજવું જોઇએ, અને તેમાં જે પ્રમાણે તેનો સંબંધ હોય તે પ્રમાણે વાદી અગર

પ્રતીવાદી ગણવા જોઈએ, અગર જો બીજી રીતે આપવામાં આવેલી હોય તો તે અરજી આપનાર પક્ષકારને વાદી અને બીજા પક્ષકારને પ્રતીવાદી ગણવા જોઇએ.

સદરહુ અરજ થતાં કોરટે કરારના પક્ષકારો કે જે અરજ કરવામાં સામેલ ના હોય તેઓને નોટીસ આપવી કે. તેમાં બતાવેલી મુદતમાં સદરહુ કરાર ફાઇલ શા વાસ્તે ના કરવો તેનું કારણ બતાવવું.

જો પાકું કારણ બતાવવામાં ના આવે તો કોરટે તે કરાર ફાઇલ કરવો અને તે ઉપરથી લવાદને સોંપવાને અને જો તે કરારમાં લવાદનું નામ બતાવવામાં આવેલું ના હોય તો લવાદ નીમવાનો હુકમ કરવો.

કલમ ૫૨૭ પ્રમાણે જે કાંઇ કામ ચાલવામાં આવ્યું હશે તથા તે ઉપરથી જે લવાદે ફેંસલો કરયો હશે અને તેની રૂઇએ જે હુકમનામું થયું હશે તે હુકમનામાની બજાવણીને આ બાબમાં આગળ જે ઠરાવો છે તે સદરહુ ફાઇલ કરેલા કરારથી વિરૂદ્ધ ના હોય તે લાગુ થશે. (ક. ૫૨૪)

૧૮ જ્યારે કોઇ બાબત લવાદોને ઇનસાફની કોરટ મારફતે સોંપવામાં આવી ના હોય અને ફેંસલો લવાદોએ કરેલો હોય તો, તે ફેંસલામાં જે સખસનું હીત હોય તે સખસે તે બાબતમાં નીચમાં નીચા દરજ્જાની હકુમતવાળી કોરટમાં તે ફેંસલો ફાઇલ કરવાને અરજી કરવી.

તે અરજી લખેલી જોઇએ અને તેના ઉપર નંબર નાંખી જાણે અરજદાર વાદી અને બીજા પક્ષકાર પ્રતીવાદી હોય એ પ્રમાણે ગણી નોંધવી જોઇએ.

ત્યાર પછી કોરટે અરજદાર શિવાય બીજા પક્ષકારોને નોટીસ આપવી કે તેમાં બતાવેલી મુદતમાં તે ફેંસલો શાવાસ્તે ફાઈલ ન કરવો તેનું કારણ બતાવવું.

કલમ ૫૨૦ અને ૫૨૧ માં બતાવ્યા પ્રમાણે કાંઇ કારણ બતાવવામાં આવે નહી તો, કોરટે ફેંસલો ફાઈલ કરવાનો હુકમ કરવો, અને તે ફેંસલાનો અસર જાણે આ બાબનાઠરાવ પ્રમાણે ફેંસલો કર્યો છે તે પ્રમાણે થશે. ક. ૫૨૬

પ્ર૦—૩૫ હુકમનામાની બજાવણીમાં વેચાએલી મીલકતનો કબજો શી રીતે આપવો અને ખરીદદારને કબજો અપાવતાં હરકત પડે તો શી રીતે કરવું. તથા ખરીદદારે શા શા ઇલાજો લેવા? કબજા સંબંધી પરચુરણ કામમાં હુકમ થયા હોય તેનું જોર ક્યાં સુધી રહેછે?

ઉ.—૧ જ્યારે વેચાએલી મીલકત હુકમનામાના દેણદારના અગર તેની તરફના બીજા કોઈ સખશના અગર તે દેણદારને મીલકત જપ્ત થયા પછી ઉત્પન્ન કરેલા દાવાના આધારથી કોઇ સખસના કબજામાં હોય, અને કલમ ૩૧૬ પ્રમાણે ખરીદદારને સર્ટિફીકટ આપવામાં આવેલું હોય તો તેની અરજ ઉપરથી તેને અગર તેના નીમેલા માણસને કોરટે કબજો અપાવવો, અને જરૂર હોય તો કબજેદાર કબજો આપવાની ના કહેતો હોય તો તેને ખશેડવો. ક. ૩૧૮

૨ જો તે મીલકત ભાડુવાત અગર કબજો રાખવાનો હક હોય તેવા સખસના કબજામાં હોય અને ખરીદદારને કલમ ૩૧૬ પ્રમાણે સર્ટિફીકટ આપવામાં આવેલું હોય, તો કોરટે તે સર્ટિફીકટની નકલ જ્યાંહાં તે મીલકત હોય ત્યાહાંની પ્રસિદ્ધ જગો ઉપર ચોહોડી તથા ડાંડી પીટી તથા હરકોઈ રીવાજ પ્રમાણે બીજી રીતે તે હુકમનામાના દેણદારનો તે મીલકત ઉપર જે હક સંબંધ હતો તે વેચેલો છે એવી ખબર કરી કબજો અપાવવો. ક. ૩૧૯

૩ મીલકતનો કબજો મળવા બાબત હુકમનામું બજાવવાનું વાર'ટ જે અમલદારને સોંપવામાં આવ્યું હોય તેને જે સખશ હરકત અથવા અટકાવ કરે તો, તે હરકત અથવા અટકાવ કર્યાની તારીખથી એક મહિનામાં હુકમનામાવાળાએ કોરટને તે બાબત ફરિયાદ કરવી ૩૭.

૪ પછી તે ફરિયાદનો તપાસ કરવાને કોરટે દીવસ ઠરાવવો, અને જે શખસ વિરૂદ્ધ ફ્રીયાદ કરવામાં આવી તેને જવાબ દેવા આવવાને સમન્સ કાહાડવો.

જો કોરટની એવી ખાત્રી થાય કે અટકાવ અથવા હરકત હુકમનામાના દેણદાર અગર તેની ઉસકેરણીથી બીજા સખસે કરેલી છે, તો કોરટે તે બાબતનો તપાસ કરી યોગ્ય લાગે તેવો હુકમ કરવો. ક. ૩૨૯

૫ જો કોરટની એવી ખાત્રી થાય કે અટકાવ અગર હરકત કાંઇ પણ વ્યાજબી કારણ શિવાય કરવામાં આવેલું છે. અને ફરિયાદીને હજુ કબજો મળવામાં હુકમનામાનો દેણદાર અગર તેની ઉસકેરણીથી બીજો કોઇ સખસ હરકત કરે છે તો, કોરટ હુકમનામાવાળાની બાએસથી તે દેણદાર અગર બીજા માણસને ૩૦ દીવસ સુધી જેલમાં મોકલી હુકમનામાવાળાને મીલકતનો કબજો આપવો એવો હુકમ કરી શકે છે. પણ તેથી ચાલુ કાયદા પ્રમાણે તે સખસો જે શિક્ષાને પાત્ર થતા હશે તેને હરકત થતી નથી. ક. ૩૩૦

૬ જો અટકાવ અગર હરકત હુકમનામાના દેણદાર શિવાય કોઇ શખસ શુદ્ધબુદ્ધિથી પોતાના હિસાબે અગર અદરહુ દેણદારણ શિવાય બીજાને હિસાબે હક રાખતો હોય, તો તેદાવા ઉપર હુકમનામાવાળો જાણે વાદી હોય અને દાવેદાર પ્રતીવાદી હોય તે પ્રમાણે દાવો ગણી નંબર પાડવો અને તે નોંધવો, અને તેની તજવીજ સન ૧૮૭૭ નો ખાસ ન્યાયાબાકટ છે તેની કલમ ૯ પ્રમાણે કરવી, પણ તેથી તે સખસ ચાલુ ફોજદારી કાયદા પ્રમાણે જવાબદાર થતા હશે તો તેને હરકત થતી નથી. ક. ૩૩૧

૭ કલમ. ૩૩૩, ૩૩૧ અને ૩૩૨ પ્રમાણે જે હુકમો કરવામાં આવેલા હશે તેનો અમલ હુકમનામાં પ્રમાણે થશે, અને તેને અપીલના અગર બીજી રીતના તમામ નિયમો લાગુ થશે (ક. ૩૩૩)

૮ હુકમનામું બજાવવામાં પ્રતીવાદી શિવાય કોઇ બીજા સખસ પાશેથી કબજો લેવામાં આવ્યો હોય. અને તે સખશ એવી તકરાર કરતો હોય કે હુકમનામાવાળાને હુકમનામાની રૂઇએ મારી પાસે કબજો લેવાનો હક નથી. કારણ કે તે મારે પોતાને હિસાબે અગર હુકમનામાના દેણદાર શિવાય કોઇ બીજાને હિસાબે મારા કબજામાં છે, અને તે મીલકત હુકમનામામાં આવેલી નથી અગર જો તે આવેલી છે તો તે દાવામાં હું પક્ષકાર નહી હતો, તો તે સખસ કોરટને તેવી અરજ કરવાને મુખત્યાર છે. ક. ૩૩૨

૯ જો અરજદારને તપાસતાં એમ માલમ પડે કે તેને અરજી કરવાનો સબબ સંભવિત છે, તો તે અરજી ઉપર જે અરજદાર તે વાદી અને હુકમનામાવાળો પ્રતીવાદી ગણી પાડી નોંધવી, અને તેની તપાસ ઉપલી કલમમાં કહ્યા પ્રમાણે કરવી. પછી કોરટની નજરમાં આવે તે પ્રમાણે હુકમનામું બજાવવાનો અગર બંધ રાખવાનો હુકમ કરવો.

આ અરજી સાંભળતાં ઉપર લખેલી તકરારના સબબો કોરટે જોવા જોઇએ.

જે દાવામાં હુકમનામું થએલું હોય તે દાવો દાખલ થયા પછી મીલકત કોઇ બીજાને

આપી હોય તો તે બીજા સખસને આ કલમ અગર કલમ ૩૩૦ લાગુ થશે નહીં.

૧૦ હુકમનામું બજાવવાથી થએલા લીલામમાં સ્થાવર મીલકતનો કોઇ ખરીદદાર હોય, તેને હુકમનામાનો દેણદાર અગર તેની તરફનો કોઈ માણસ કબજે મળવામાં હરકત કરતો હોય તો તેને હુકમનામાવાળાને મીલકત કબજે લેવામાં હરકત થવા બાબત આ બાબમાં જે નિયમો છે તે લાગુ પડશે. ક. ૩૩૪

૧૧ જો એમ જણાય કે તે હરકત હુકમનામાના દેણદાર નહી પણ માલેક. ગીરો રાખનાર, પટે રાખનાર અગર હરકોઇ બીજા હકથી કરવામાં આવતી હોય તો, ખરીદદારની ફરીયાદ ઉપરથી કોરટે તે હરકત અગર અટકાવ બાબત તપાસ કરી વ્યાજબી લાગે તેવો હુકમ કરવો, ક. ૩૩૫

૧૨ કલમ ૩૩૨ અને ક. ૩૩૫ જેની વિરૂદ્ધ તે હુકમ કરવામાં આવે તે તેનો હક ઠરાવ્યા દાવો કરી શકેછે, પણ તે દાવાનો પરિણામ થતાં સુધી સદરહુ ઠરાવ નિશ્ચય કારકછે.

પ્ર૦—૩૬ વહીવટદાર નીમવા સબંધી શાશા નિયમોછે

ઉ. ૧—દાવાવાળી અગર જપ્તીમાં આવેલી કાંઇપણ સ્થાવર અગર જગંમ મીલકતનું રક્ષણ કરવાની અગર તેને બરાબર રીતે સાચવવાની કોરટને જરૂર જણાય તો તે મીલકતનો વહીવટદાર નીમવો અને તે પ્રમાણે નિમાયલા વહિવટદારે તે મીલકતની બાબતમાં જે કાંઈ તેના કબજામાં આવે તેનો વ્યાજબી રીતે હિસાબ આપે તેને સારૂ કોરટને યોગ્ય લાગે તેટલી રકમનો જામીન આપવો. (ક. ૫૦૩

૨ જો તે મીલકત સરકારને મેહેસુલ આપનારી જમીન હોય અને કોરટની નજરમાં આવે કે લાગતા વળગતા વાળાના હકને કલેકટરને વહિવટ મળવાથી ફાયદો થશે, તો કલેકટરને વહિવટદાર નીમવો. (ક. ૫૦૪

આ બાબથી મળેલો અધિકાર ફક્ત હાય કોરટ અને ડીસ્ત્રીકટ કોરટનેજ છે. પણ ડીસ્ત્રીકટ કોરટના તાબાની કોઇ પણ કોરટને પોતાની આગળ ચાલતા કોઇ પણ મુકરદમામાં વહિવટદાર નીમવાની જરૂર માલમ પડે તો, પોતાને યોગ્ય લાગે તેનું નામ લખીને ડીસ્ત્રીકટ કોરટને મોકલવું. પછી તે કોરટ તે માણસને નીમવાની પરવાનગી આપે અગર પોતાની નજરમ આવે તેવો બીજો હુકમ કરે.

પ્ર૦—૩૭ હુકમનામાના દેણદારને નાદાર દેવાદાર ઠરાવવાને દીવાની કાયદામાં જે નિયમો છે તે ટુકામાં આપો ?

ઉ. ૧–પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં કોઈ હુકમનામાના દેણદારને પકડયો અથવા કેદ કર્યો હોય તો, અથવા તેની મિલકત વિરૂદ્ધ એવાં હુકમનામાની બજાવણીમાં જપ્તીનો હુકમ આપ્યો હોય તો તે પોતાને નાદાર દેવાદાર ઠરાવવાસારૂ લેખી અરજ કરવાને મુખત્યારછે,

કોઇ પણ પૈસા બાબતનાં હુકમનામા વાળો, હુકમનામાના દેણદારને નાદાર દેવાદાર ઠરાવવાસારૂ લેખી અરજ કરાવાને મુખત્યારછે.

એવા પ્રકારની દર એક અરજ, જે ડિસ્ત્રિકટ કોરટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુકમનામાનો દેણદાર રહેતો હશે અથવા કેદમાં હશે તે ડિસ્ત્રિકટ કોરટને કરવી જોઇએ, ક. ૩૪૪

૨ તે અરજીમાં નીચેની બાબત લખવી.

(अ) તે સખશને કેદ કર્યાની અગર પકડયાની હકીકત, કેઇ કોરટના હુકમથી કેદ કર્યો અને કેઇ જગોએ તે પેરામાં છે.

(ब) તેની મીલકતની કીમત, જાત; અને હકીકત, અને જે તે મીલકતની કીમત પઇ-સા થતા ના હોયેં તો;

(क) તેવી મીલકત જે જગા અગર જગાઓએ હોય તે;

(ड) કોરટના સ્વાધીનમાં તે મીલકત આપવાની તેની ખુશી છે તે;

(ई) તેનેકેટલું દેવું છે તેની વીગત; અને

(फ) લેહેણુદારોના તેના જાણુવા તથા માનવા પ્રમાણે નામ ઠામ ક. ૩૪૫

૩ તે અરજી ઉપર દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા કરવી. (ક. ૩૪૬)

૪ કોરટે અરજીની સુનાવણી બાબત એક દીવસ ઠરાવવો અને તેની એક નકલ નોટીસ સાથે કોરટમાં ચોહોડવી તથા અરજદારના ખરચથી જે હુકમનામાવાળાની અરજ ઉપરથી તેને પકડવામાં આવ્યો હોય તેના ઉપર તથા તેની અરજીમાં બતાવેલા બીજા લેહેણુદારો ઉ-પર તે બજાવવી અને કોરટની નજરમાં આવેતો અરજદારના ખરચથી તે અરજી સરકારી ગેજીટમાં તથા વરતમાન પત્રમાં પ્રસિદ્ધ કરવી.

વળી કોઈ બીજો સખશ તે અરજદારનો હું લેહેણદાર છું માટે મને સંભાળવો જો-ઈએ એવા કોરટની પરવાનગી મળવા અરજ કરતો હોય તો તે સખસ ઉપર પણ કોરટને વ્યાજબી લાગે તો અરજીની નકલ તથા નોટીસ બજાવવી. (ક. ૩૪૮)

૫ જ્યારે અરજદારને પકડી આણેલો હોય ત્યારે તેની બાબત કલમ ૩૫૦ પ્રમાણે તજ-વીજ થતાં સુધી તેને કેદમાં મોકલવાનો હુકમ કરવાને અગર તેને પકડવાનું વારંટ જે અ-મલદારને આપવામાં આવ્યું હોય તે અમલદારના પેહેરામાં રહેવાનો હુકમ કરવાને કોરટ મુ-ખત્યાર છે.

ઠરાવેલે દીવશે અગર જે દીવશે તે કામ બંધ રાખવામાં આવ્યું હોય તે દી-વશે જે સખસો ઉપર નોટીસ બજાવવામાં આવી હોય તે સખસો અગર તેમના વકીલોની રૂબરૂ અજદારને તપાસ્યા બાદ તથા સદરહુ લેણુદારોની વિરૂધ તકરાર સાંભળ્યા બાદ કોર-ટની નજરમાં એમ આવે કે હુકમનામાવાળા તથા લેહણુદારોને વિરૂધ પુરાવ ગુજારવાને મુ-દત આપવી જરૂર છે તો તે આપવાનો કોરટ મુખત્યાર છે. ક. ૩૫૦

૬ જો કોરટની એવી ખાતરી થાય કે

(अ) અરજીમાં લખેલી હકીકત ખરેખરી છે;

(ब) અરજદારે જે હુકમનામું બજાવ્યું હોય તે હુકમનામાનો દાવો દાખલ થયા પછી કાંઇ મીલકત લેણુદારોની સાથે કપટ કરવાના ઈરાદાથી છુપાવી બીજાને આપી નથી અગર ખરોડી નથી;

(क) તેણે જાણીબુજીને દેવું આપવાને અશકતીવાન હોય તેમ છતાં બેફીકરા-ઇથી કરૅજ કાહાડે ગયો હોય અગર કાહાડે ગયો ના હોય અગર પોતાના લેહેણુદારોમાંથી કોઇ લેહેણુદારને ગેરવ્યાજબી મીલકત આપી ના હોય;

(ड) અરજીની કોઈ બાબતમાં તેણે બદદ્યાનત કરી ના હોય તો કોરટ તેને ના-

દાર ઠરાવી શકે છે, અને વળી દુરસ્ત લાગે તો તેની મીલકતનો વહિવટદાર ઠરાવી શકેછે, અગર જો વહિવટદાર ઠરાવવામાં ના આવે તોપણ તે નાદારને છોડી શકે છે."

અરજીમાં લખેલા લેહેણદારો તથા બીજા સખસો જેઓ નાદારના લેહેણદારો છીએ એમ કહેતા હોય તેઓએ પોત પોતાના દાવાનો પુરાવ આપવો, અને કોરટે નકકી કરવું કે નાદારનો કોણ કોણ લેહેદાર છે, અને તેમનું કેટ કેટલું લેહેણું છે. પછી તે સખસોનું તથા લેહેણાનું શેડયુલ તૈયાર કરવું અને કલમ ૩૫૧ પ્રમાણે જે ઠરાવ થએલો હોય તે પ્રમાણે દરેક લેણદારે પોતાના લેહેણાને માટે હુકમનામું સમજવું. (ક ૩૫૨)

૭ સદરહુ શેડયુલની એક નકલ કોરટના મકાન ઉપર ચોહોડવી.

સદરહુ શેડ્યુલમાં જે લેહેણદારનું નામ દાખલ ના હોય તે શેડયુલ પ્રસિદ્ધ થયાની તારીખથી ત્રણ મહાનાની અંદર કોરટને અરજ કરે કે મારો તે નાદાર પાસે અમુક પઈસા બાબતનો દાવો છે, માટે તે સાબેત કરવાને પરવાનગી આપવી જોઈએ. (ક. ૩૫૩)

૮ જે લેહેણદારનું નામ શેડયુલમાં દાખલ હોય તે શેડયુલ પ્રસિદ્ધ થયા તારીખથી ત્રણ મહીનાની અંદર કોરટને એવી અરજ કરી શકે છે કે, મારા લેહેણાની હકીકત બાબતમાં ફેરફાર થવો જોઇએ અગર બીજા લેહેણદારોનું નામ કાહાડી નાંખવું જોઇએ વિગેરે.

આ કલમ પ્રમાણે કોઇ અરજી કોરટને દુરસ્ત લાગે તો અરજદારના ખરચથી નાદારને તથા બીજા લેહેણદારને નોટીસ આપી તેમની તકરારો સાંભળ્યા બાદ કોરટ મંજુર અગર નામંજુર કરવાને મુખત્યાર છે.

કલમ ૩૫૧ પ્રમાણેના તમામ હુકમો સ્થાનિક સરકારી ગેજીટમાં પ્રસિદ્ધ કરવામાં આવશે, અને તેથી નાદારની મીલકત તેના વહિવટદારને મળશે. (ક. ૩૫૪)

૯ જે વહિવટદારો નીમવામાં આવશે તેણે કોરટ ફરમાવે તેટલા જામીન આપવા પડશે, અને તેને તમામ મીલકત પોતાના કબજામાં લેવી જોઇએ, અને તેણે તે મીલકત પોતાના કબજામાં લીધી એવું તે સર્ટિફીકટ આપે એટલે કોરટ પોતાની નજરમાં આવે તે શરતોની સાથે નાદારનેપકડયો હોય તાંહાંથી અગર કેદખાનામાંથી છોડવાને મુખત્યારછે. (૩૫૫)

૧૦ તે વહિવટદારે નીચે લખેલી બાબતમાં કોરટના હુકમ પ્રમાણે કામ કરવું (ક. ૩૫૬)

(अ) મીલકતના નાણાં કરવાં.

(ब) કરજ, દંડ વિગેરે જે સરકારનું નાદાર પાસે હોય તે આપવું.

(क) હુકમનામાવાળાનું ખરચ આપવું.

(ड) બાકી રહે તે શેડયુલમાં દાખલ થએલા લેહેણદારોને ફાળા પડતાં વેહેંચી આપવું. પછી વહિવટદાર કોરટ ઠરાવે તેટલું તે કામ કરવા બદલ કમીશન લેશે, પરંતુ જે બાકી સદરહુ પ્રમાણે વેહેચવામાં આવે તે બાકીની રકમ ઉપર દર સેંકડે પાંચ ટકા કરતાં વધારે કમીશન હોવું નહી જોઇએ, અને કાંઈ વધારો વધે તો તે તેણે નાદારને અગર તેના કાયદાસર વારસ વકીલને આપવો.

કોઈ નાદારને કલમ ૩૫૫ પ્રમાણે છોડી દેવામાં આવે તો તેને શેડયુલમાં દાખલ થએલા કરજ બદલ પકડવામાં અગર કેદ કરવામાં આવશે નહી, પરંતુ કલમ ૩૫૮ ના નિયમ સાથે તેણે જે મીલકત પ્રથમ અગર પાછળથી મેળવેલી હશે તે કોરટના હુકમથી જ

પ્તી અને વેચાણુને પાત્ર થશે.

કલમ ૩૫૧ અથવા ૩૫૫ પ્રમાણે જે નાદારને છોડી મુકયો હશે તેને પત્રકમાં દાખલ કરેલા કોઈ કરજને વાસ્તે પકડવામાં અથવા કેદ કરવામાં આવશે નહીં પરંતુ,(કલમ ૩૫૮ ના ઠરાવને અનુસરીને) પત્રકમાં લખેલા લેહેણદારોની લેહેણાંની એક તૃતિયાંશ સુધીની ભરપાઇ થાય ત્યાં સુધી, અથવા ૩૫૧ મી અથવા ૩૫૫ મી કલમ પ્રમાણે છુટકો કરવા બાબત થયલા હુકમની તારિખથી બારવરસ થઇ જાય ત્યાંહાં સુધી પહેલાં અથવા પછીથી મેળવેલી (કલમ ૨૬૬ના પહેલા વિશેષ ઠરાવમાં બતાવેલા વાંનાં શિવાયની તથા વસુલદારને જે મિલકતનો હકક પ્રાપ્ત થયો હોય તે શિવાયની) તેની મિલકત કોરટના હુકમથી જપ્ત કરીને વેચવાને પાત્ર થશે. (ક. ૩૫૭).

પત્રકમાં દાખલ કરેલા કરજની કુલ રકમ બસે રૂપીઆ અથવા તે કરતાં ઓછી હોય તો, તે કરજોની બાબતની જાસ્તી જવાબદારીમાંથી સદરહુ પ્રમાણે છોડી મુકેલા નાદારને મુક્ત કરવાનો ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે. પણ પત્રકમાં લખેલા કરજના એક તૃતિયાંશ સુધીની ભરપાઈ થઈ હોય, અથવા છુટકો કરવા બાબતના હુકમની તારિખથી બારવરસ થઇ ગયાં હોય એવી કોઇ પણ બાબતમાં સદરહુ નાદાર સદરહુ પ્રમાણે મુકત થયો એવું કોરટે ઠરાવવું જોઈએ. જો શેડયુલમાં દાખલ થએલું દેવું ૨૨૦૦) અગર તે કરતાં ઓછી રકમનું હોય તો, કોરટ તે બાબતની જવાબદારીમાંથી મુકત કરવાને મુખત્યાર છે. ( ક. ૩૫૮ )

૧૧ કલમ. ૩૫૦ પ્રમાણે સુનાવણી થતાં એવું શાબેત થાય કે, અરજદારે પોતાની અરજીમાં જે હકીકત લખી છે તે વિશે અગર પોતાની મીલકત બાબતમાં ગુન્હેગાર થઈ ચુકેલોછે તો કોરટ તેના લેહેણદારની ખાએશ ઉપરથી હુકમ કર્યા તારીખથી એક વરસ સુધીની શિક્ષા કરી શકે છે, અગર કોરટની નજરમાં આવે તો કાયદા પ્રમાણે તેની વ્યવસ્થા થવા માજીસ્ત્રેટતરફ મોકલા મુખત્યાર છે. (ક. ૩૫૯)

૧૨ સ્થાનિક સરકાર સરકારી ગેજીટમાં જાહેર ખબર છપાવી કલમ ૩૪૪ થી તે કલમ ૩૫૯ સુધી જીલ્લાકોરટને જે અખત્યાર આપવામાં આવેલો છે તે હરકોઇ કોરટને આપી શકે છે, અને જીલ્લા કોરટ કલમ ૩૪૪ પ્રમાણેનું કામ પોતાના જીલ્લામાંની હરકોઇ કોરટને મોકલી શકે છે. ( ક. ૩૬૦ )

૧૩ જે કોરટને તેવો અખત્યાર આપવામાં આવેલો હોય તે હુકમનામું બજાવવાને જે સખસને પકડી આણેલો હોય તેની કલમ ૩૪૪ પ્રમાણેની અરજી લેઇ શકે છે. ( ક. ૩૬૦ )

પ્ર૦—૩૮ કોરટની હકુમત બાબત દોવાની કાયદામાં શા શા ઠરાવછે તે ટુંકામાં કહો?

ઉ૦—૧. દરેક દાવો નીચા દરજ્જાની મુખત્યાર કોરટમાં કરવો.

૨. કોઇ પણ કાયદામાં પઇશા વિગેરે બાબતની જે કાંઈ હદ ઠરાવેલી હશે તે હદની સાથે નીચે લખેલી બાબતોના દાવા એટલેઃ—

(अ) સ્થાવર મીલકત લેવા બાબત.

(ब) સ્થાવર મીલકતની વેહેચણ કરવા બાબત.

(क) ગીરો મુકેલી સ્થાવર મીલકત છોડાવવાના અગર તે છોડાવવું બંધ કરવા બાબત.

(ड) સ્થાવર મીલકતમાં અગર તે સબંધી હરકોઈ બીજો હકસબંધ હોય તેનો નિર્ણય કરવા બાબત.

(ई) સ્થાવર મીલકતને નુકશાન કરવાથી કંપનસેશન લેવા બાબત.

(फ) જંગમ મીલકત જે ઉપર જપ્તી હોય તે લેવા બાબત.

જે કોરટની સ્થાનિક હકુમતની અંદર મીલકત હશે તે કોરટમાં કરવા, પણ જે સ્થાવર મીલકતને નુકશાન થવાથી કંપનસેશન લેવા અગર તે સબંધી જે દાવા હોય, અને તે મીલકત પ્રા. અગર તેની તરફથી કોઇના કબજામાં હોય તેથી તે પ્રા. જાતે માગે અને તે દાવો કરતી વખત માગેલી દાદ મળી શકે તેવું હોય તો તે દાવા જે કોરટની હકુમતમાં તે મીલકત હોય તે કોરટમાં અગર જે કોરટની હકુમતમાં પ્રા. ખરી રીતે રહેતો હોય અગર કામ ધંધો કરતો હોય તે કોરટમાં ચાલશે. (ક. ૧૬)

૩. સદરહુ હદની સાથે તમામ બીજા દાવા જે કોરટની હકુમતની અંદર.

(अ) દાવાનું કારણ ઉત્પન્ન થયું હશે અગર,

(ब) તમામ પ્રતિવાદીઓ દાવો કરતી વખતે ખરી રીતે અને ખુશીથી રહેતા હોય અગર કામ ધંધો કરતા હોય અગર,

(क) તેમાંનો કોઇ પ્રતિવાદી દાવો કરતી વખતે ખુશીથી ખરી રીતે રહેતો હોય અગર કામ ધંધો કરતો હોય, પણ તેવા દાવામાં કોરટની પરવાનગી જોઈએ અગર જે પ્રતિવાદી કોરટની હકુમતની અંદર રહેતો ના હોય અગર કામ ધંધો કરતો ના હોય તેની તેમાં કબુલત જોઈએ ( ક. ૧૭ )

૪ કોઇ સખસને અગર જંગમ મીલકતને નુકશાન કરવાથી કંપનસેશન લેવા બાબત ના દાવા હોય, અને તે નુકશાન એક કોરટની હકુમતની અંદર થએલું હોય અને પ્રતીવાદીઓ બીજી કોરટની હકુમતની અંદર રહેતા હોય અગર કામ ધંધો કરતા હોય તો તે દાવા વાદી પોતાની મરજીમાં આવે તે બે કોરટમાંથી એક કોરટમાં કરવાને મુખત્યાર છે. (ક. ૧૮)

૫ સ્થાવર મીલકતને નુકશાન થવાથી કંપનસેશન લેવા બાબત અથવા તે સબંધી દાવા હોય અને તે મીલકત એક જીલ્લામાં હોય પરંતુ જુદી જુદી કોરટોની હકુમતની અંદર હોય તો, તે દાવા જે કોરટની હકુમતની અંદર તે મીલકતનો કંઇ ભાગ હોય તે કોરટમાં થઇ શકે છે. પણ દાવાનો આક જે કોરટમાં તે દાવો દાખલ કરવામાં આવે તે કોરટનેસાંભળવા લાયક હોવો જોઇએ. જો સ્થાવર મીલકત જુદા જુદા જીલ્લાઓની અંદર હોય અને તે જીલ્લાની કોઇ પણ કોરટ તે બાબત દાવો સાંભળવાને બીજી રીતે મુખત્યાર હોય અને તે કોરટની હકુમતમાં મીલકતનો કાંઇ ભાગ હોય તો તે કોરટમાં તે બાબતનો દાવો દાખલ થઇ શકે છે. (ક. ૧૯)

૬ એક કરતાં વધારે કોરટોમાં કોઈ દાવો દાખલ થઇ શકે તેવો હોય અને તે દાવો જે કોરટની હકુમતમાં પ્રતીવાદી અગર તમામ પ્રતીવાદીઓ ખરી રીતે અને ખુશીથી રહેતો અગર રહેતા ના હોય અગર કામ ધંધો કરતા ના હોય અને તે કોરટમાં દાખલ કરવામાં આવ્યા હોય તો તે પ્રતીવાદીનો આ કામ બંધ રાખવાની અરજ કરવાનો ઇરાદો છે એવી સામા પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે કોરટને તેવી અરજ કરી શકે છે. જો તે કોરટને પક્ષકારોને સાંભળ્યા બાદ એવી ખાત્રી થાય કે જો દાવો કોઇ બીજી કોરટમાં દાખલ

કરવામાં આવ્યો હોય ત્યાંહાં ન્યાય થવાનો વધારે સંભવ છે તો તે દાવો આખરે સુધી અગર બીજો હુકમ થતાં સુધી બંધ રાખવાને તથા પક્ષકારોને જે ખરચ થયું હોય તે સબંધી યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. પણ આવા પ્રસંગે વાદીને દાવાની અરજી પાછી જોઇતી હોય તો કોરટે તે ઉપર કામ બંધ રાખવાનો શેરો કરી તે અરજી પાછી આપવી પણ આવી તમામ અરજ જેમ બને તેમ જલદીથી અને તમામ કામોમાં ઇસ્યુ નક્કી કરતાં પેહેલાં કરવી જોઇએ, અને કોઇ પ્રતિવાદી તે પ્રમાણે અરજ કરશે નહી તોતે દાવો દાખલ કરવામાં તેની કબુલત છે એમ સમજવામાં આવશે. (ક. ૨૦)

૭ કલમ ૨૦ પ્રમાણે જ્યારે કોકુ કામ બંધ રાખે અને વાદી પોતાનો દાવો બીજી કોરટમાં દાખલ કરે ત્યારે તે દાવાની અરજીને બીજી કાંઈ કોરટ ફીની જરૂર નથી, પણ પ્રથમની કોરટમાં જે વખતે દાવાની અરજી દાખલ કરવામાં આવી હોય તે વખતે તે અરજી ઉપર બરોબર સ્ટાંપ લીધેલો હોય અને તે અરજી કોરટે પાછી આપેલી જોઇએ. (ક. ૨૧)

૮ જ્યારે એક દાવો એક કરતાં વધારે કોરટમાં દાખલ થઈ શકે એવું હોય, અને તે કોર્ટો તેની તેજ અપીલ કોરટના તાબાની કોરટ હોય, અને કોઇ પ્રતિવાદીને તે દાવો બીજી કોરટમાં મોકલાને અરજ કરવાનો ઇરાદો છે એવી સામા પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે પ્રતિવાદી તેવી અરજ કરવાને મુખત્યાર છે. અને અપીલ કોરટ બેઉ પક્ષકારને સાંભળ્યાબાદ કેઇ કોરટમાં તે દાવો ચાલશે એ બાબતનો નિર્ણય કરવો. (ક. ૨૨)

૯ જ્યારે જુદી જુદી અપીલ કોર્ટોના તાબામાં તાબાની કોર્ટ હોય, પરંતુ તેની તેજ હાયકોરટના તાબાની તે કોર્ટો હોય; અને કોઇ પ્રતિવાદીનો ઇરાદો બીજી હકુમતવાળી કોરટમાં દાવો મોલવાની અરજ હાયકોરટમાં કરવાનો હોય તો, તેવી નોટીસ સામા પક્ષકારને આપ્યા બાદ તે પ્રમાણે તે અરજ કરવાને મુખત્યાર છે. પણ જો તે દાવો કોઇ જીલ્લા કોરટની તાબાની કોરટમાં કરવામાં આવેલો હોય તો, આવી અરજી તથા તે વિરૂદ્ધ સામા પક્ષકારે જે હરકતો લીધેલી હોય તે જે જીલ્લા કોરટના તાબાની તે કોરટ હોય તે જીલ્લા કોરટની મારફને મોકલવી અને હાયકોરટે સામા પક્ષકારની કાંઇ હરકતો હોય તો તેનો વિચાર કરી નક્કી કરવું કે કોઇ હકુમતવાળી કોરટમાં આ દાવો ચાલશે. (ક. ૨૩)

૧૦ જ્યારે જુદી જુદી હાઈકોરટના તાબાની કોરટો હોય અને કોઇ પણ પ્રતિવાદીનો સદરહુ કલમ પ્રમાણે અરજી કરવાનો ઇરાદો હોય તો તે બાબતની સામા પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે પ્રમાણે તે અરજી કરવાને મુખત્યાર છે વિગરે (ક. ૨૪)

૧૧ હાઈકોરટ અગર કોઇ જીલ્લા કોરટ કોઇ પક્ષકારની અરજ ઉપરથી પક્ષકારોને નોટીસ આપ્યા બાદ તથા તેમને સાંભળ્યા બાદ અગર પોતની મેળે સદરહુ નોટીસ આપ્યા વિના કોઈ પણ દાવો પેહેલા દરજ્જાની કોરટમાં અગર પોતાના તાબાની અપીલ કોરટમાં અગર જીલ્લા કોરટમાં ચાલતો હોય તે ખેંચી લેવાને, અને તેનો તપાસ પોતે કરવાને અગર બીજી કોઈ તાબાની મુખત્યાર કોરટ હોય તેને તેનો તપાસ કરવાને તે દાવો મોકલવાને મુખત્યાર છે. આ કલમના કારણુસર વધારેના તથા આસીસ્ટંટ જડજોની કોરટો જીલ્લા કોરટના તાબાની કોરટો સમજવી, અને આ કલમ પ્રમાણે સ્માલકાજ કોરટમાંથી કોઈ દાવો ખેંચી લેવામાં આવ્યો હોય તેનો જે કોરટ તપાસ કરે તે કોરટ સ્માલકાજ કોરટ સમજવી. (ક. ૨૫)

પ્ર૦—૩૫ જપ્તીમાં આવેલી જંગગતા. સ્થાવર મીલકતના વેચાણુ બાબત તથા તે સ્વાધીન કરવા વિશે સામાન્ય નિયમો છે તે વિશે શું જાણો છો.

ઉ.—૧ હુકમનામું બજાવવામાં લીલામ કોરટના અમલદારે અગર કોરટે નીમેલા બીજા કોઇ સખસે કરવું. પરંતુ આ નિયમને કલમ ૨૯૬ મીનો અપવાદ છે. (ક. ૨૮૬)

૨ જ્યારે કોરટ મીલકત લીલામ કરી વેચવાનો હુકમ કરે ત્યારે તે બાબતનાં કોરટની ભાષામાં જાહેરનામાં કરવા વિગરે. (ક. ૨૮૭)·

૩ કલમ ૨૮૭ પ્રમાણે કરેલાં જાહેરનામામાં બદઘાનતથી કાંઇ ચુક થએલી નહી હોય અગર ખોટું લખેલું નહી હોય અગર લખવું રહી ગયું નહી હોય તો, જડજ અગર કોઇ સરકારી નોકર તે બાબત જવાબદાર નથી. (ક. ૨૮૮)

૪ તે જાહેરનામાં કલમ ૨૭૪ માં બતાવેલી રીત પ્રમાણે કરવાં, અને કોરટ ફરમાવે તો સ્થાનિક સરકારી ગેઝીટમાં અગર સ્થાનિક વર્તમાન પત્રમાં પ્રસિધ્ધ કરવાં, અને તે કરતાં જે ખરચ થાય તે દાવાનું ખરચ થયું સમજવું. (ક. ૨૮૯)

૫ કોઈ લીલામ સ્થાવર મીલકતની બાબતમાં ઓછામાં ઓછા ૩૦ દીવસ અને જંગમ મીલકતની બાબતમાં ઓછામાં ઓછા ૧૫ દીવશ પુરા થએ હુકમનામાના દેણુદારની લખીત કબુલત લીધા વિના કરવામાં આવશે નહી. (ક. ૨૯૦)

૬ જે અમલદાર લીલામ કરે તેની નજરમાં આવે તો જોઈતાં કારણો લખી તે બંધ રાખી શકે છે. પરંતુ જો તે લીલામ કોરટના મકાનની હદમા કરવામાં આવતું હોય તો તે કોરટની રજા શિવાય બંધ રાખી શકતો નથી વિગરે. (ક ૨૯૧)

૭ આ બાબ પ્રમાણે થતા લીલામ સબંધી કંઇ પણ કામ કરવાને કોઇ અમલદાર હોય તેણે શીધી અગર આડી રીતે તે લીલામમાં માગણી કરવી નહી. તથા તે લીલામમાં જે મીલકત વેચાતી હોય તેમ કાંઇ હક સબંધ મેળવવો નહી અગર મેળવવાને મેહેનત કરવીનહી. ૨૯૨

૮ ખરીદદાર રૂપીઆ ભરવામાં કસુર કરે અને તેથી ફરી લીલામ કરતાં ઓછી કીમત ઉપજે તે તથા તે ફરી લીલામ કરવામાં જે ખરચ થાય તે તે લીલામકરનાર અમલદારે કોરટને બતાવવું. અને હુકમનામાના દેણદાર અગર દેણુદારની ખાએશ ઉપરથી તે કસુર કરનાર પક્ષકાર પાસેથી તે કીમતમાં ખુટતી રકમ તથા ખરચ આ બાબમાં હુકમનામું બજાવવાને જે નિયમો ઠરાવેલા છે તે પ્રમાણે કરી વસુલ કરવામાં આવશે. (ક. ૨૯૩)

૯ કોઇ પણ હુકમનામાવાળાએ પોતાનું હુકમનામું બજાવવામાં જે લીલામ થાય તે લીલામમાં કોરટની સ્પષ્ટ પરવાનગી વગર માગણી કરવી નહી! જો તે પરવાનગી સાથે ખરીદ કરે તો તે ખરીદીની કીમત હુકમનામા વિરૂદ્ધ સેટાફ થશે, અને તે હુકમનામું બજાવનારી કોરટે તે હુકમનામા ઉપર વસુલ ભરવું. (ક. ૨૯૪)

૧૦ હુકમનામું બજાવવામાં લીલામમાંથી અગર બીજી રીતે ઉપજ થએલી હોય અને તે ઉપજ થતાં પેહેલાં જે કોરટની પાસે તે ઉપજ હોય તે કોરટને પઈસા બાબતનાં હુકમનામા તેના તેજ હુકમનામાના દેણુદાર ઉપર બજાવવાને એક કરતાં વધારે સખસોએ અરજ કરી હોય, અને તે હુકમનામાં પતેલાં ના હોય તો સદરહુ ઉપજમાંથી તે ઉપજ મેળવતાં જે ખરચ થએલો હોય તે બાદ કરી તમામ સખસોને ફાળા પ્રમાણે વેંહેંચી આપવું. (ક. ૨૯૫)

૧૧ જે મીલકત વેચાય એવા લેખ હોય અગર કોઇ કંપની અગર કારપોરેશનના શેર હોય તો, કોરટ તેનું જાહેરાંત લીલામ કરવાને બદલે તે લેખ અગર શેર, બજાર ભાવે દલાલની મારફતે વેચવાનો હુકમ કરી શકે છે. (ક. ૨૯૬)

૧૨ જંગમ મીલકતમાં દરેક લાટની કીમત વેચાણની વખતે અગર અમલદાર ફરમાવે તે વખત તુરત આપવી. અને તે આપવામાં જો કસુર કરવામાં આવે તો તે ફરીથી વેચવી ૨૯૭

ખરીદીનાં નાણાં આપવાથી જે અમલદારે લીલામ કર્યું હોય તેણે પોંહોંચ આપવી એટલે તે લીલામ કાયમ થયું સમજવું. (ક. ૨૯૭)

૧૩ જંગમ મીલકતનું લીલામ પ્રસિદ્ધ કરવામાં અગર ચલાવવામાં કાંઇ ગેરશીરસ્તે થયું હશે તો તેથી લીલામ રદ થશે નહી. પણ કોઇ સખશને તે ગેરશીરસ્તે થવાથી નુકશાન થયું હશે તો તે બાબત કંપનશેશન લેવા દાવો કરી શકે છે, અગર અમુક મીલકત લેવા અને તે મીલકત ના આપે તો તેનુ કંપનશેશન લેવા પણ દાવો કરી શકે છે. (ક. ૨૯૮)

જ્યારે વેચાય એવા લેખ અગર બીજી જંગમ મીલકત કબજે લેઇ જપ્તી કરેલી હોય ત્યારે તે મીલકત ખરીદારને આપવી. (ક. ૨૯૯)

૧૪ જ્યારે જંગમ મીલકત ઉપર કબજે રાખવાનો કોઇ બીજા સખસનો હક હોય પણ તે હુકમનામાના દેણદારને હક ના હોય તો, તે કબજેદારને નોટીસ આપી તેના ખરીદદારને કબજો અપાવવો. (ક. ૩૦૦)

૧૫ જ્યારે વેચાય એવું લેહેણું હોય અગર કોઈ કંપની અગર કારપોરેશનના શેર હોય તો તેનો કબજો મનાઇ હુકમથી અપાવવો. (ક. ૩૦૧)

૧૬ જ્યારે કોઈ વેચાય એવા લેખ અગર શેર બીજાના નામ ઉપર ચડાવી આપવાનો શેરો કરી આપવાનો હોય, અગર વેચાણ દસ્તાવેજ લખી આપવાનો હોય અને તે લખી આપવામાં આવે નહી તો તે શેરો વિગરે જડજ કરવાને મુખત્યાર છે. (ક. ૩૦૨)

૧૭ જે જંગમ મીલકત વિષે આગળ ઠરાવ કરવામાં નહી આવ્યો હોય તે વિષે કોરટ એવો હુકમ કરી શકેછે કે તે મીલકત ખરીદદારની છે અને તે મીલકત ખરીદદારની થશે. (ક. ૩૦૩)

૧૮ સ્માલકાઝ કોરટ શિવાયની હરકોઇ કોરટને સ્થાવર મીલકતનું લીલામ કરવાનો હુકમ કરવાને અખત્યાર છે. (ક. ૩૦૪)

૧૯ જ્યારે સ્થાવર મીલકતનું લીલામ કરવાનો હુકમ કરવામાં આવે ત્યારે જો હુકમનામાનો દેણદાર કોરટની એવી ખાત્રી કરી આપે કે, આ મીલકત અગર તેનો કાંઇ ભાગ અગર તેની બીજી કાંઇ સ્થાવર મીલકત ગીરો મુકી અગર ભાડે આપી અગર ખાનગી રાહે વેચવાથી હુકમનામાની રકમ મેળવી શકાય એમ માનવાને કારણ છે, તો કોરટ તે દેણદારની અરજ ઉપરથી તે પ્રમાણે રકમ મેળવવાને યોગ્ય લાગે ત્યાંહાં સુધી લીલામ બંધ રાખી મુદત આપી શકે છે. અને તે પ્રમાણે કરવામાં અડચણ ન પડે તેને સારૂ કોરટ સરટીફીકેટ પણ આપી શકે છે.

૨૦ સદરહુ આપેલું સર્ટિફીકેટ જ્યાંહાં સુધી અમલમાં હોય ત્યાંહાં સુધી કલમ ૨૭૬ ના નિયમ લાગુ પડશે નહી. (ક. ૩૦૫)

૨૧ દરેક સ્થાવર મીલકતના લીલામમાં કોઇ સખસ તે મીલકત ખરીદ કરે તો તેને તુરત તે મીલકતની કીમતના સેંકડે પચીસ ટકા પ્રમાણે રૂપીયા તે લીલામ કરનાર અમલદારને આ-

નામત આપવા જોઈએ, અનેતે આપવામાં કસુર કરે તો તે મીલકત તુરત ફરીથી વેચાશે ક. ૩૦૬

૨૨ ખરીદીની કીંમતનાં તમામ નાણું ખરીદદારે વેચાણ થયા તારીખથી પંદરમે દીવસે કોરટ બંધ થતાં પેહેલાં આપવાં જોઈએ, પણ તે પંદરમે દીવસે રવીવાર અગર બીજો તહેવાર હોય તો તે પંદરમાં દીવસ પછી જ્યારે આફીસ ખુલ્લે ત્યારે આપવાં જોઇએ. (ક. ૩૦૭)

૨૩ સદરહુ કલમમાં બતાવેલી મુદતમાં નાણું આપવાને કસુર કરવામાં આવે તો અનામત જે રકમ મુકેલી હોય તેમાંથી લીલામનું ખરચ બાદ જતાં બાકી રેહે તે સરકાર દાલ થશે અને તે મીલકત ફરીથી વેચવામાં આવશે અને કસુર કરનાર ખરીદદારનો તે ઉપરથી તમામ હક જશે, અગર પછાડીથી જે રકમ વાસ્તે વેચવામાં આવશે તે રકમની કોઇ પણ ભાગ ઉપર દાવો રહેશે નહી (ક. ૩૦૮)

૨૪ ઠરાવેલી મુદતમાં ખરીદીનાં નાણું આપવામાં કસુર કરવામાં આવે અને તેથી ફરીથી લીલામ કરવું પડે તો, આગળ બતાવ્યા પ્રમાણે મુદતનાં તથા તેવી રીતનાં તે લીલામ કરતાં પેહેલાં જાહેરનામાં કરવાં. (ક. ૩૦૯)

૨૫ જ્યારે, કાંઇ અવિભક્ત સ્થાવર મીલકતનો હિસ્સો વેચવામાં આવે અને બે અગર વધારે સખસો કે જેમાંનો એક સહહિસ્સેદાર હોય તેઓ લીલામમાંની માગણી વખતે રકમ એડવાન્સ આપે તો, તે માગણી તે સહહિસ્સેદારની સમજવી. (ક. ૩૧૦)

૨૬ કોઇ હુકમનામાવાળાની અગરકોઈ બીજા સખસની સ્થાવર મીલકત વેચવવામાં આવી હોય તો તે વેચાણ રદ કરવાને અરજ કરી શકે છે, એવા સબબથી કે તે વેચાણ પ્રસિદ્ધ કરવામાં તથા ચલાવવામાં ઘણું ગેરસીરસ્તે થએલું છે. પરંતુ જો અરજદાર એમ શાબેત કરે નહીં કે તેથી મને ખરેખરૂં નુંકશાન થએલું છે તો ગેરસીરસ્તે થવાના કારણથી તે લીલામ રદ કરવામાં આવશે નહી. (ક. ૩૧૧)

૨૭ ઉપલી છેલ્લી કલમમાં કહ્યા પ્રમાણે કાંઇ અરજ કરવામાં આવે નહી અગર કરવામાં આવી હોય અને તે નામંજુર કરવામાં આવી હોય તો દાવાના પક્ષકારો તથા ખરીદાર સબંધી લીલામ મંજુર કરવાનો હુકમ કરવો. (ક. ૩૧૨)

જો અરજ મંજુર કરવામાં આવે તો કોરટે લીલામ રદ કરવાનો હુકમ પી કોરટે કરવો. આ કલમ પ્રમાણે કરેલો હુકમ જે પક્ષકારના વિરૂદ્ધ કરવામાં આવેલો હોય તે પક્ષકારનો ગેરસીરસ્તપણાના કારણથી તે હુકમ રદ કરાવવાનો દાવો ચાલશે નહી. (ક. ૩૧૨)

પ્ર૦—૪૦. જપ્તી ખસેડવા બાબતની અરજી કરવા તથા હુકમ મેળવવા બાબત શું કાયદો છે અને આવા પ્રચુરણ કામમાં થએલા હુકમનું જોર ક્યાં સુધી રહે છે.

૧ જો હુકમનામાની ખરચ સુધાંતની રકમ જપ્તી કરતાં જે ખરચ થાય તે સાથે કોરટમાં ભરવામાં આવે અગર કોરટની મારફતે બીજી રીતે કોરટમાં તે હુકમનામું પતાવવામાં અગર રદ કરવામાં અગર ફેરવવામાં આવેતો, તે મીલકતમાં જે કોઈ સખસ સબંધ રાખતો હોય તે સખસની અરજી ઉપરથી જપ્તી ખશેડવાનો હુકમ કરવો. (ક. ૨૭૫)

૨ જો જપ્તી કબજે લેઇ કરવામાં આવી હોય અગર લખેલા હુકમથી કરવામાં આવી હોય તે દરમિયાતમાં જપ્તી વાળી મીલકત વેચાણ, બક્ષીસ, ગીરો અગર બીજી રીતે કોઇ બીજાને આપવામાં આવે તો, સદરહુ જપ્તી વાળા તમામ દાવા વિરૂદ્ધ તે રદ સમજવું. (ક.૨૭૬)

૩ હુકમનામું બજાવવામાં કાંઇ મીલકત જપ્તી કરવામાં આવી હોય અને તે મીલકતની જપ્તી કરવામાં કોઇ સખસ હરકત અગર દાવો કરે તો, તે દાવા અગર હરકતની તપાસ કોરટે કરવી. પરંતુ જ્યારે કોરટની નજરમાં એમ આવે કે ઇરાદાથી અગર વગર કારણે દાવો અગર હરકત કરવામાં ઢીલ કરી છે તો તેનો તપાસ કરવો નહી. (૨૭૮)

૪ દાવેદારે અગર હરકત લેનારે એવો પુરાવ ગુજારવો જોઇએ કે જપ્તીની તારીખે તેનું જપ્તીવાળી મીલકતમાં અમુક હોત હતું અગર તેના પોતાના સ્વના કબજામાં હતી. (ક ૨૭૯)

૫ તપાસ કરતાં કોરટની એવી ખાત્રી થાયકે જપ્તીની તારીખે હુકમનામાના દેણદારનો અગર તેની તરફથી ટ્રસ્ટી જપ્તી વાળી મીલકતનો દાખલ કબજો નહી હતો અગર હુકમનામાના દેણદારના પોતાના કબજામાં તેને પોતાને હિસાબે તે મિલકત નહી હતી અગર હતી તો થોડી તેને પોતાને હિસાબે અને થોડી કોઇ બીજા તરફથી હતી તો, કોરટે તે તમામ મીલકત ઉપરથી અગર જેટલી તેમને યોગ્ય લાગે તેટલી મીલકત ઉપરથી જપ્ત ઉઠાવવાનો હુકમ કરવો. (ક. ૨૮૦)

૬ પણ જો કોરટને એવી ખાત્રી થાય કે જપ્તીની વખતે તે જપ્તી વાળી મીલકત હુકમનામાના દેણદારના કબજામાં પોતાને હિસાબે હતી, અગર તેની તરફથી ટ્રસ્ટી તરીકે કોઇ બીજાના કબજામાં અગર ભાડુઆત અગર કોઇ બીજો સખસ જે ભાડુ આપતો હોય તેના કબજામાં હતી તો કોરટે તે દાવો નામંજુર કરવો. (ક. ૨૮૧)

૭ જો કોરટને એવી ખાત્રી થાય કે કોઇ સખસનો જપ્તીવાળી મીલકતમાં ગીરો વિગેરેનો હક સબંધ છે પણ તે તેના કબજામાં નહી હતી તો તે હક સબંધના સાથે બોજા કોરટ પોતાને દુરસ્ત લાગે તો જપ્તી રાખી શકે છે. (૨૮૨)

૮ કલમ ૨૮૦, ૨૮૧ અગર ૨૮૨ પ્રમાણે જે પક્ષકાર વિરૂદ્ધ હુકમ કરવામાં આવે તે પોતાને હક ઠરાવવાને દાવો કરી શકે છે. પરંતુ તે દાવાના પરિણામની જવાબદારી સાથે સદરહુ હુકમ નિશ્ચય કારક પુરાવ સમજવો. (ક. ૨૮૩)

૯ જપ્તી વાળી મીલકત અગર તેમાંનો કાંઇ ભાગ હુકમનામું વસુલ થવાને જરૂર જણાય તેટલો વેચાશે એવો હુકમ હરકોઇ કોરટ કરી શકે છે. અને તે વેચાણમાંથી ઉપજેલી રકમ હુકમનામાથી જે પક્ષકારને તે લેવાનો હક હોય તેને આપવામાં આવશે. (ક. ૨૮૪)

૧૦ જ્યારે કેટલીક કોરટના હુકમનામાથી મીલકત જપ્ત કરવામાં આવી હોય અને તે મીલકત કોરટના કબજામાં ના હોયતો તે જપ્તી ઉઠાવવા બાબતના દાવાનો નીકાલ ઉંચામાં ઉંચા દરજાની કોરટે કરવો અને જો તે કોરટના દરજામાં કાંઇ તફાવત ના હોયતો જે કોરટથી પેહેલી જપ્તી કરવામાં આવી હોય તે કોરટે કરવો. (ક. ૨૮૫)

પ્ર૦—૪૧. મિસ જોઇન્ડર ઓફ પારટીસ અને મીસ જોઇન્ડર ઓફ કોઝીસ ઓફ આકસન એટલે ખોટી રીતે પક્ષકાર કરવાથી અને ખોટી રીતે દાવાના જુદા જુદા કારણો એકઠા કરવાથી તેનો પરિણામ શું થાય છે?

ઉ૦—૧. ખોટી રીતે પક્ષકાર કરવાથી દાવો રદ થતો નથી. પણ ખોટી રીતે દાવાના જુદા જુદા કારણો એકઠા કરવાથી દાવો રદ કરવો જોઇએ. ઇ.લા. રી. સી. ૭. મુંબઇ ૨૮૯.

પ્ર૦—૪૨. લેખી કેફીયત વિશે શું કાયદો છે અને સામો દાવો ક્યારે માગી શકાયછે.

ક°—૧. પેહેલી રજુવાત પેહેલાં અગર તે દીવસે પક્ષકારો પોત પોતાની લખેલી હકીકત આપી શકે છે. માટે જો તે આપવામાં આવે તો કોરટે લેવી અને દફતરમાં મુકવી. (ક. ૧૧૦)

૨ પઈશા લેવા બાબતના દાવામાં કાંઇ મુકરર કરેલી રકમ જે વાદી પાસેથી કાયદા પ્રમાણે પ્રતીવાદીને વસુલ કરવાનો હક હોય તેવા લેહેણાનો પ્રતિવાદીને સામો દાવો માગવો હોય, અને વાદીના દાવામાં વાદી તથા પ્રતીવાદીનું જે રૂપ હોય તેવુંજ રૂપ સામા દાવામાં તે બેઉ પક્ષકારનું હોય તો, પેહેલી રજુવાતે (અને કોરટની પરવાનગી શિવાય પાછળથી નહી) પ્રતીવાદી પોતાના સામા દાવાની લખેલી હકીકત આપી શકે છે. (ક. ૧૧૧)

૩ પછી કોર્ટે ઉપર પ્રમાણેછે કે નહી તે બાબતની તપાસ કરી પૈસા બાબતની પોતાની હકુમત ઉપર નજર રાખતાં સામો દાવો સાંભળવાનું બરોબર લાગે તો તે સાંભળવો.

આ સામો દાવો જાણે મુળ દાવા વિરૂધ બીજો દાવો કરયો હોય તે પ્રમાણે જાણી અસલ અને સામો એ બેઉ દાવાનો એક વખતે કોર્ટે એકઠો ફેંસલો આપી શકે. પણ તેથી જે રકમનું હુકમનામું થએલું હોય તે બાબત વકીલનો ને જે ખરચ મળવાજેવું થતું હોય તે બાબત તે વકીલોના હકને હરકત થતી નથી.

૪ ગ્રાઇ છેલ્લી કલમમાં જે ઠરાવછે તે શિવાય પહેલી રજુવાત પછી કોઇ લખેલી હકીકત લેવી નહી. પણ કોરટે હરકોઈ વખતે હરકોઇ પક્ષકાર પાસેથી લખેલી હકીકત અગર વધારાની લખેલી હકીકત લેઇ શકેછે, અને તે કેટલી મુદતમાં આપવી તેવી મુદત પણ કોરટ ઠરાવી શકેછે. (ક. ૧૧૨)

૫ આવી રજુ થએલી હકીકતનો જવાબ દેવા સારૂ કોરટની પરવાનગી સાથે હરકોઇ વખતે લખેલી હકીકત અગર વધારાની લખેલી હકીકત આપી શકાય છે. ક. ૧૧૨

૬ ઠરાવેલી મુદતમાં લખેલી હકીકત રજુ કરવામાં ના આવે તો જે પક્ષકારે તે રજુ કરવાને કશુર કરી હોય તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને અગર દાવા સિરો યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. (ક. ૧૧૩).

૭ લખેલી હકીકત ટુંકાણમાં હકીકતના રૂપમાં જોઇએ પણ તકરારના રૂપમાં નહી જોઈએ, અને તેમાં તે રજુ કરનાર પક્ષકાર પોતાના કામને જે હકીકત લાગતી માનતો હોય અને જે પોતે કબુલ કરતો હોય અગર જે પોતે શાબેત કરી શકે તેવી જોઈએ. (ક. ૧૧૪)

૮ આ હકીકતમાં દરેક બાબતવાર કલમો પાડી લખવી અને તે કલમો ઉપર અનુક્રમે નંબર પાડવો. લખેલી હકીકત ઉપર, દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા જોઇએ નહી તો તે લેવામાં આવશે નહી. (ક. ૧૧૫)

**કોરટના માગવાથી અગર પક્ષકાર પોતાની મેળે કોઈ લખેલી હકીકત રજુ કરતો હોય તે તકરારના રૂપમાં અગર નકામી લંબાણથી લખેલી હોય અગર દાવાને લાગતી ના હોય તેવી લખેલી હોયતો કોરટ તેને તેજ વખતે દુરસ્ત કરી શકે છે, અગર તે હકીકત ઉપર હુકમનો શેરો લખી નામંજુર પણ કરી શકે છે, અગર ખરચ બાબતનો ઠરાવ કરી તે રજુ કરનાર પક્ષકારને અમુક મુદત ઠરાવી તેમાં દુરસ્ત કરી આપવાને પાછી પણ આપી શકે છે. (ક. ૧૧૬)**

આ કલમ પ્રમાણે જ્યારે લખેલી હકીકત નામંજુર કરવામાં આવે ત્યારે કોરટની પ-પરવાનગી વિના અગર કોરટના માગ્યા વિના તે હકીકત રજુ કરનાર પક્ષકારની બીજી લખેલી હકીકત લેવામાં આવશે નહી.

પ્ર૦—૪૩. આફ્રીડેવીટ એટલે શું અને એ દાખલ કરવા સંબંધી શા ધારા છે?

ઉ૦-૧ કોઈ પણ અસલ કોરટ અને અપીલ કોરટ હરકોઇ વખતે પાકું કારણ હોય તો અમુક હકીકત અગર હકીકતો આફ્રીડેવીટથી શાબેત કરવાને હુકમ કરી શકેછે. અગર કોઈ શાહેદીની આફ્રીડેવીટ રજુ વાતની વખતે કોરટને વ્યાજબી લાગે તે શરતોથી વાંચી શકાયછે. (ક. ૧૯૪)

૨ પણ જ્યારે કોરટને એમ માલુમ પડે કે કોઈ પક્ષકાર કોઇ સાહેદીને આડા અવળા સ્વાલ કરવાને બોલવાની શુદ્ધ અંતઃકરણથી ઈચ્છા રાખેછે અને તે શાહેદી રજુ થઇ શકે એવો છે તો તે શાહેદી આફ્રીડેવીટથી લેવાને હુકમ કરવામાં આવશે નહી.

૩ કોઈપણ અરજ ઉપરથી શાહેદી આફ્રીડેવીટથી લેઇ શકાયછે પરંતુ કોઇ પણ પક્ષકારની ખાએશ ઉપરથી તે આફ્રીડેવીટ કરનાર સખસને આડા અવળા સવાલ કરવાને હાજર થવાને કોરટ ફરમાવી શકે છે. (ક. ૧૯૫)

૪ જો કોરટમાં હાજર થવાને આ કાયદા પ્રમાણે તેને માફી ના હોય અને કોર્ટ બીજી રીતે નહી ફરમાવે તો તેણે કોરટમાં હાજર થવું

૫ આફ્રીડેવીટ કરનારે પોતની સ્વમાહીતીથી જે હકીકત શાબેત કરી શકે તે હકીકત બાબત આફ્રીડેવીટ કરવી જોઇએ. પરંતુ જો કાંઈ વ્યાજબી કારણ હોય તો વચમાં અરજ કરવા ઉપરથી તેના માનવા પ્રમાણે જે હકીકત હોય તે દાખલ થઇ શકે છે. જો આફ્રીડેવીટમાં વગર કારણે સાંભળેલી બાબત અગર તકરારના રૂપમાં અગર કોઇ દસ્તાવેજ અગર ઇંતેકાફ હોય અને કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તેનું ખરચ તે રજુ કરનારે આપવું. (ક. ૧૯૬)

૬ આ કાયદા પ્રમાણે આફ્રીડેવીટ કરવામાં કોઈ કોરટ અગર માજીસ્ટ્રેટ અગર હાયકોરટે કોઇ નીમેલા અધિકારી અગર સ્થાનિક સરકારે કોઇને ખાસ અધિકાર આપેલો હોય તે કોરટે આ બાબતમાં તે નીમેલો અધિકારી તે આફ્રીડેવીટ કરનારને સોગન આપી શકે છે. (ક. ૧૯૭)

પ્ર૦—૪૪. કઇ કોરટો હુકમનામાં બજાવી શકે છે. એક કોરટનું હુકમનામું બીજી કોરટમાં બજાવવા સારૂ શી રીતે મોકલવું અને તેની જોડે શું મોકલવું?

ઉ૦-૧ જે કોરટ હુકમનામું તે અગર કરે હવે જે ઠરાવ છે તે પ્રમાણે જે કોરટને બજાવવા સારૂ તે મોકલવામાં આવે તે કોરટ હુકમનામું બજાવવાને મુખત્યારછે. (ક. ૨૨૩)

૨ નીચેની હકીકત હોય તો હુકમનામાવાળાની અરજ ઉપરથી તે હુકમનામું કરનારી કોરટ હુકમનામું બીજી કોરટમાં બજાવવાસારૂ મોકલી શકે છે.

અ. જો હુકમનામાનો દેણદાર બીજી કોરટની હકુમતમાં રહેતો હોય અગર કામ ધંધો કરતો હોય, અગર.

બ જો હુકમનામું કરનારી કોરટની હકુમતમાં હુકમનામાના દેણદારની જોઈએ તેટલી

મીલકત હુકમનામું વસુલ થવાને ના હોય અને બીજી કોરટની હકુમતમાં હોય, અગર.

**क** જો જે જીલ્લામાં હુકમનામું કરનારી કોરટ હોય તે જીલ્લાની બાહારની સ્થાવર મી લકત વેચવવાનું હુકમનામામાં કરાવેલું હોય, અગર.

(**ड**) જો હુકમનામું કરનારી કોરટની નજરમાં આવે કે હરકોઇ બીજા કારણથી હુકમનામું બીજી કોરટમાં બજાવવું જોઇએ તો તે કારણ દફતરમાં દાખલ કરવું.

હુકમનામું કરનારી કોરટ પોતાની મેળે પણ પોતાના તાતાની કોરટમાં હુકમનામું બજાવવા સારૂ મોકલી શકે છે.

જે કોરટ તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવેલું હોય તે કોરટે હુકમનામું કરનારી કોરટને સર્ટિફીકટ આપવું કે તે હુકમનામું બજેલું છે, અગર જો તે બજેલું નહી હોય તો જે હકીકતથી તે બજેલું ના હોય તે હકીકત લખવી.

સ્માલકાજ કોરટને સાંભળવા લાયક કોઈ મુકરદમામાં હુકમનામું થએલું હોય અને તે હુકમનામું કલકત્તા, મદ્રાસ, મુંબાઇ અગર રંગુનમાં બજાવવાનું હોય તો, કલમ ૨૨૪ માં **अ. ब.** અને **क.** રકમોમાં બતાવેલા સર્ટિફીકટ વિગરે સુધાંત ત્યાંહાંની સ્થાનીક સ્માલકાજ કોરટ તરફ તે હુકમનામું બજાવવા મોકલી દેવું.

જે કોરટમાં હુકમનામું બજાવવા મોકલવાનું હોય તે જે જીલ્લામાં ને હુકમનામું કરનારી કોરટ હોય તેના તેજ જીલ્લામાં હોય તો, તે હુકમનામું તે કોરટમાં બારોબાર મોકલવું પરંતુ જો તે કોરટ બીજા જીલ્લામાં હોય તો તે હુકમનામું તે બીજા જીલ્લાની જીલ્લાકોરટમાં મોકલવું

જે કોરટ હુકમનામું બજાવવા બીજી કોરટમાં મોકલે તેમણે તે સાથે નીચે લખેલા કાગળો મોકલવા.

(**अ**) હુકમનામું નકલ;

(**ब**) હુકમનામું કરનારી કોરટની હકુમતમાં હુકમનામું બજેલું નથી અગર બજેલું છે. તો તેનો એક ભાગ બજેલો છે અને જેટલું બજવું બાકી રહ્યું હોય તે મતલબનું સરટિફીકટ; અને.

(**क**) હુકમનામુ બજાવવાનો કાંઇ હુકમ કરવામાં આવેલો હોય તો તેની નકલ પણ, અને જો તેવો હુકમ કરવામાં આવેલો ના હોય તો તે બાબતનું સર્ટિફીકટ. (ક.૨૨૪)

૩ ઉપલી કલમમાં બતાવેલા કાગળો સાથે જે કોરટ તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવે તે કોરટે કાગળો ફાઇલ કરવા, પણ જો તે કોરટના જડજ પોતાના હાથથી કાંઇ ખાસ કારણ દફતરમાં લખી તે કાગળોની અગર હુકમનામું કરનારી કોરટની હકુમત વિષે પુરાવ માગી શકે છે. (ક. ૨૨૫)

૪ સદરહુ પ્રમાણે જ્યારે નકલો ફાઇલ કરવામાં આવે ત્યારે તે જો જીલ્લાકોરટ હોય તો તે કોરટે બજાવવું અગર હરકોઇ તાબાની કોરટ તરફ બજાવવાને ફરમાવી શકેછે. ક ૨૨૬.

૫ જે કોરટને હુકમનામું મોકલવામાં આવ્યું હોય અને તે જો હાયકોરટ હોય તો, તે હાયકોરટ જાણે પોતાની સામાન્ય અસલ દિવાની હકુમત વાપરી કરેલું હોય તે પ્રમાણે બજાવવું (ક. ૨૨૭)

૬ જે કોરટ આ બાબ પ્રમાણે હુકમનામું બજાવે તે કોરટે પોતે હુકમનામું કરેલું હોય

તે પ્રમાણે બજાવવાને તેને અખત્યાર છે, માટે તે હુકમનામું બજાવવામાં જે સખસી અપમાન અગર હરકત કરે તો જાણે તે કોરટે હુકમનામું કરેલું તે પ્રમાણે સિક્ષાને તેઓ માત્ર થશે. અને તે બજાવવામાં કોરટ જે હુકમ કરે તે જાણે તે હુકમનામું પોતે કરેલું હોય તે પ્રમાણે તે હુકમો બાબત અપીલના નિયમો લાગુ પડશે. (ક. ૨૨૮)

૭ કોઇ દેશી સ્વસ્થાનમાં ગવરનર જનરલ ઇનકૌંસિલના હુકમથી કોઈ કોરટ સ્થાપવામાં આવેલી હોય, તે કોરટનું કરેલું હુકમનામું તે કોરટની હકુમતની અંદરબજી શકે એવું ના હોય તો, તે હુકમનામું હિંદુસ્થાનમાં ઇંગ્રેજ સરકારના રાજ્યમા હરકોઇ કોરટમા સદરહું ઠરાવો બજી શકશે. (ક.૨૨૯)

પ્ર૦—૪૫ કયા કયા સવાલોનો નિકાલ હુકમ નામુ બજાવનારી કોર્ટ કરી શકે છે.

ઉ૦-૧ નીચે લખેલા સ્વાલોનો નીકાલ હુકમનામું બજાવનારી કોરટે કરવો અને તેનો જુદો દાવો ચાલશે નહી.

(अ) દરમિયાન ઉપજની રકમ બાબત હુકમનામામાં તજવીજ કરવાને ફરમાવ્યું હોય તો તે ઉપજના સબબો;

(ब) દરમિયાન ઉપજ અગર વ્યાજ હુકમનામામાં દાવો દાખલ થયા તારીખથી તે હુકમનામું બજ્યા સુધી અપાવવામાં આવે એમ હોય તો, તે નિયમ બાબત અગર હુકમનામાની તારીખથી ત્રણ વર્ષ સુધી તે બાબતની રકમ.

(क) દાવાના પક્ષકારની વચે અગર તેઓના વારસ વકીલોની વચે હુકમનામું બજાવવા સંબધી બીજા કાંઈ ઉત્પન્ન થએલા સ્વાલો.

પણ દરમિયાન ઉપજ બાબત હુકમનામામાં ઠરાવ નહી હોય તો તે બાબત જુદો દાવો ચાલવાને આ કલમ પ્રમાણે હરકત થતી નથી. (ક. ૨૪૪)

પ્ર૦—૪૬ કામ ચલાઉતા બાબત દીવાની કાયદામાં શા શા નિયમો છે,

ઉ–૧ કોઇ દાવામાં આફીડેવીટથી અગર બીજી રીતે એમ સાબેત કરી આપવામાં આવે કે દાવાવાળી મીલકત તરફ કે કરવાની અગર તેને નુકશાન પોહેચવા વિગરેની ધાસ્તી છે, તો કોરટ થોડા દિવસને માટે એવો હુકમ કરી શકે છે કે તે પ્રમાણે કરવું નહી, અગર કોરટની નજરમાં આવે તો તે અરજી નામંજુર કરે અગર કોઇ બીજી રીતનો હુકમ કરે.(ક. ૪૯૩)

૨ કોઇ દાવામાં પ્રતીવાદી કરાર તોડતો હોય અગર નુકશાન કરતો હોય પછી તેનું કંપનશેશન લેવા દાવો કર્યો હોય કિંવા નહી પણ તે કરાર તોડવો નહી અગર નુકશાન કરવું નહી એ બાબતનો દાવો હોય તો, તે દાવાની શરૂઆત પછી હરકોઇ વખતે પ્રતીવાદી ઉપર તાકીદી હુકમ કાહાડવાને વાદી અરજ કરી શકે છે, અને કોરટ તેવો તાકીદી હુકમ આપી શકે છે વિગરે. (ક. ૪૯૩)

૩ દરેક તાકીદી બાબતના કામોમાં તાકીદી હુકમ મળવા બાબતની અરજીમાં સામા પક્ષકારને નોટીસ આપવી. પરંતુ તેમ કર્યાથી તાકીદી આપવાની મતલબ પાર પડવામાં હરકત પડશે એમ કોરટને જણાય તો તેવી નોટીસ કરવી નહી. (ક. ૪૯૪)

૪ કોઇ કંપની અગર કારપોરેશન ઉપર આવો તાકીદી હુકમ કાહાડવામાં આવ્યો હોય તો તે કંપની અગર કારપોરેશન એકલીજ નહી પણ તેના અંગભુતો તથા અધિકારીયો

જેઓને અટકાવવાનો હુકમ કરવામાં આવ્યો હોય તેઓને પણ બંધન કારક છે. (ક.૪૯૫)

૫ સદરહુ પ્રકારની હુકમથી જે પક્ષકારને હરકત થએલી હોય તેની અરજ ઉપરથી તેમાં કોરટ ફેરફાર અગર રદ કરી શકે છે. (ક. ૪૯૬)

૬ જો કોરટને એમ માલુમ પડે કે તાકીદી હુકમ પાકા સબબથી માગવામાં આવ્યો નહી હતો તો કોરટ પ્રતીવાદીની અરજ ઉપરથી પોતાના હુકમનામામાં રૂ ૧૦૦૦) સુધી વ્યાજબી લાગે તેટલું કંપનસેશન અપાવી શકે છે વિગરે. (ક. ૪૯૬)

પ્ર૦—૪૭ ફેશલાની ફરિ તપાસને માટે દીવાની કાયદામાં શા શા ઠરાવ છે.

ઉ૦—૧ જે કામમાં હુકમનામાં ઉપર અપીલ ચાલતી હોય પણ તે કરવામાં આવી ના હોય તે હુકમનામાંથી કોઈ પક્ષકારે અસંતોષ હોય અગર જે હુકમનામાં અગર હુકમ ઉપર આ કાયદાથી અપીલ ચાલી શકે એવું ના હોય તેથી અગર સ્માલકાજ કોરટના પુછવા ઉપરથી જે ફેંસલો થયો હોય તે ઉપરથી કોઈ સખશ અસંતોષ થએવો હોય તે સખસે જે વખત હુકમનામું અગર હુકમ કરવામાં આવ્યો તે વખતે યોગ્ય તત્પરતા રાખ્યા છતાં કાંઈ અમુક હકીકત તેના જાણવામાં આવી ના હોય અને તે રજુ કરી શકયો ના હોય અગર તેવી નવી અગત્યની હકીકત તથા પુરાવ હાથ લાગ્યો હોય અગર દફતર જોતાં કાંઇ ભુલ અગર ચુક દેખીતી થએલી હોય અગર હરકોઈ બીજા પાકા કારણને લીધે કાંઇ હુકમ અગર હુકમનામાની ફરી તપાસ કરાવવાને ઇચ્છા રાખતો હોયતો, તેણે તે હુકમનામું અગર હુકમ કરનારી કોરટને અગર તે કોરટનું કામ જે કોરટને સોંપવામાં આવ્યું હોય તે કોરટને ફેંસલાની ફરી તપાસ કરવા અરજ કરવાને મુખત્યાર છે વિગરે. (ક. ૬૨૩)

૨ તે અરજી હાયકોરટ શિવાય બીજી કોરટનો ફેસલો હોય તો તે ફેંસલો આપનાર જડજે કરવી. (ક. ૬૨૪)

૩ તે અરજી અપીલની યાદદાસ્તના રૂપમાં લખવી. (ક. ૬૨૫)

૪ જો કોરટને એમ માલમ પડે કે ફરી તપાસ કરવાને કાંઇ જોઇતા સબબ નથી તો કોરટે તે અરજ નામંજુર કરવી. પણ જો જોઇતા સબબ હોય તો જડજે પોતાના હાથથી સબબો લખી મંજુર કરવી. ( ક. ૬૨૬ )

૫ પણ સામા પક્ષકારને હુકમનામાની પુષ્ટીમાં સાંભળવાને નોટીસ આપ્યા વીના તે અરજ મંજુર કરવાનો હુકમ કરવો નહી.

વળી જે નવી હકીકત અગર પુરાવ હુકમનામુ અગર હુકમ થયો તે વખતે અરજદારના જાણવામાં હતો નહી અગર રજુ થઈ શકે એવો હતો નહી એવું જે અરજદારનુ કહેવુ હોય તેનો ખરેખરો પુરાવ ના હોય તો તે અરજી મંજુર કરવી નહી.

જ્યારે કોઇ જડજ અગર જડજોએ કાંઇ હુકમનામુ અગર હુકમ કરેલો હોય અને જે કોરટમાં તે કરેલો હોય તેને તે કોરટમાં તે જડજ અગર જડજો કાયમ હોય અને ફરી તપાસની અરજી કરયા તારીખથી ૭ માસ ગેરહાજરી અગર બીજા કારણથી તે હુકમનામાનો અગર હુકમનો જે બાબતમાં આ અરજી આપવામાં આવી હોય તેનો વિચાર કરવાને અટકાવ ના થાય તો તે અરજી તે જડજ અગર જડજો સાંભળશે અને બીજા જડજ અગર જડજો સાંભળશે નહી. (ક. ૬૨૭)

૬ જો ફરી તપાસની અરજી એક કરતાં વધારે જડજોએ સાંભળેલી હોય અને તે વિષે કોરટના અભીપ્રાયમાં સરખા ભાગ પડે તો તે અરજી નામંજુર કરવી, પણ જો ઘણા મત થાય તો તે ઘણા મત પ્રમાણે ઠરાવ કરવો. (ક. ૬૨૮ )

અરજી નામંજુર કરવાનો હુકમ છેવટનો છે એમ સમજવુ, પણ જ્યારે તે મંજુર કરવામાં આવે ત્યારે તેઉપર કેટલાક સબબોથી હરકત લેઇ શકાયછે અને તે હરકતો વિશે જે હુકમ કરવામાં આવ્યો હોય તે ઉપર અપીલ કરી શકાય છે અગર હુકમનામા ઉપર અપીલ થાય તેમાં તે વિશે હરકત લેઇ શકાય છે.

હરકતો નિચે મુજબ લેવાય.

अ. કલમ ૬૨૪ થી અરજી વિરૂદ્ધછે.

ब. કલમ ૬૨૬ થી વિરૂદ્ધ છે.

क. ઠરાવેલી મુદત વીતી ગયા પછી અને વ્યાજબી કારણ વગર કરેલી છે. (ક. ૨૬૪)

આવી હરકતો અરજી મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને લેઈ શકાય છે કિંવા મુકરદમાના છેવટ પરિણામ ઉપર જે અપીલ કરવામાં આવે તેમાં લેઇ શકાય છે.

૭ આવી અરજી અરજદારની ગેરહાજરીથી કાઢીનાંખવામાં આવે તો ગેરહાજરીનુ કારણ બતાવવાથી ફરી તપાસમાં લેઈ શકાય. ફરી તપાસનો જે ફરી તપાસ થયો હશે તેની ફરી તપાસ થશે નહી.

આ કલમ પ્રમાણે હુકમ કરતાં પેહેલાં સામા પક્ષકારને નોટીસ આપવી જોઇએ.

જ્યારે ફરી તપાસની અરજી મંજુર કરવામાં આવે ત્યારે તે રજીષ્ટરમાં નોંધવી અને મુકદમાની સુનાવણી તરત કરવી અગર સુનાવણી બાબત જે વ્યાજબી લાગે તેવો હુકમ કરવો. ( ક. ૬૩૦ )

પ્ર૦—૪૮ હુકમનામાની બજાવણીની દરખાસ્તમાં શું શું આવવુ જોઇએ અને મીલકત જપ્તી કરવાની તથા કેદની એકજ વખતે દરખાસ્ત મંજુર કરી શકાય છે?

ઉ૦–૧ હુકમનામુ બજાવવાની દરખાસ્ત લખેલી કરવી અને તે ઉપર દાવાની અરજી ઉપર જે પ્રમાણે પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે પ્રમાણે પ્રતિજ્ઞા કરવી, અને તે દરખાસ્તમાં નીચે પ્રમાણે હકીકત લખવી.

(अ) દાવાનો નંબર.

(ब) પક્ષકારોનાં નામ.

(क) હુકમનામાની તારીખ.

(ड) હુકમનામા ઉપર અપીલ કરી છે કે નહી.

(ई) હુકમનામુ થયા પછી તકરારી બાબતનો કાંઇ ફેંસલો થયો છે કે નહી.

(फ) પ્રથમ કોઇ દરખાસ્ત કરવામાં આવી હતી અને તે કેવી કરવામાં આવી હતી અને તેનો શો પરિણામ થયો તે.

(ग) લેહેણાની અગર કંપનસેસન અગર કોઇ વ્યાજ હોય તો તે વ્યાજ સાથે હુકમનામાની રૂઈએ જે લેહેણુ નીકળતુ હોય અગર બીજી કાંઇ દાદ આપવામાં આવી હોય તો તે

(ह) ખરચ અપાવામાં આવ્યુ હોય તો તેની રકમ.

(આઇ) જે શખસ ઉપર હુકમનામુ બજાવવામાં આવ્યુ હોય તે;

(જે) અને હુકમનામુ કેવી રીતે બજાવવુ તે.

૨ એક વખતે જપ્તી તથા કેદની દરખાસ્ત મંજુર કરવી તે કોરટની મરજી ઉપર આધાર રાખે છે. (ક. ૨૩૦ )

પ્ર૦—૪૯ હુકમનામાની બજાવણી કયારે બંધ રહી શકે છે?

ઉ૦—૧ આ બાબતના આધારે જે કોરટને હુકમનામૂ બજાવવા સારૂ મોકલ્યુ હોય તે કોરટને પૂરતુ કારણ દેખાડવામા આવે તો યોગ્ય મુદત સુધી તે હુકમનામુ બજાવવુ બંધ રાખવુ, એટલા માટે કે જે કોરટે તે હુકમનામૂ કરયુ હોય તે કોરટ પાસે અથવા તે હુકમનામા બાબત કે તેની બજાવણી બાબત જે કોરટને અપીલ હકૂમત હોય તે કોરટ પાસે બજાવણી બંધ રાખવાનો હુકમ કરાવવા સારૂ અથવા તે અવલ કે અપીલ કોરટે બજાવણીનો હુકમ કાઢયો હોત ત્યારે કે તે કોરટોને બજાવણીની દરખાસ્ત કરવામાં આવી હોત ત્યારે તે અવલ કે અપીલ કોરટ હુકમનામા બાબત કે બજાવણી બાબત બીજો જે હુકમ કરી શકત તે કરાવવા સારૂ હુકમનામાનો દેણદાર તે અવલ કે અપીલ કોરટને અરજ કરી શકે છે અને બજાવવાના કામમાં જે હુકમનામાના દેણદારને પકડયો હોય અથવા તેની મીલકત ધરી હોય તો સદરહુ હુકમને વાસ્તે કરેલી અરજનો નીકાલ થતાં સુધી જે કોરટે બજાવવાનો હુકમ કાઢયો હોય તે કોરટ પ્રતીવાદીને છોડવાનો અથવા મીલકત પાછી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે, (ક. ૨૩૯ )

૨ કોઇ કોરટમાં હુકમનામુ થયુ હોય અને તેજ કોરટમાં તે હુકમનામાના માલીક ઉપર જેની વિરૂદ્ધ તે હુકમનામૂ થયુ હોય તેની ફરિયાદ ચાલતી હોય તો (પોતાને યોગ્ય લાગે તો ) ચાલૂ ફરિયાદનો નિકાલ આવે ત્યા સુધી પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી અથવા બીન શરતે તે હુકમનામુ બજાવવુ બંધ રાખવાને કોરટ મૂખત્યાર છે. ( ક. ૨૪૩ )

૩ હુકમનામૂ બજાવવાની દરખાસ્ત મળ્યા પછી કોરટે નકકી કરવુ કે તે કામને લાગુ પાડી શકે તેવા ૨૩૫ મી ૨૩૬ મી ૨૩૭મી અને ૨૩૮મી કલમના ઠરાવ પ્રમાણે જે કરવું જોઇએ તે કરયુ કે નહી; અને તે પ્રમાણે કર્યું ન હોય તો દરખાસ્ત નામંજુર કરવાને અથવા તેજ વખતે ત્યાંજ અથવા કોરટ નીમે તે વખતની અંદર દુરસ્ત કરવા દેવાને કોરટ મૂખત્યાર છે; આ પ્રમાણે દરખાસ્ત દુરસ્ત ન કરે તો તે રદ કરવી. આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે પોતાની સહી કરવી.

દરખાસ્ત મંજુર થાય ત્યારે કોરટે તે દરખાસ્ત આવ્યાનો શેરો અને જે તારીખે દરખાસ્ત કરી હોય તે તારીખ ફરિયાદના રજીષ્ટરમાં દાખલ કરવી અને દરખાસ્તના સ્વરૂપ પ્રમાણે હુકમનામુ બજાવવાનો હુકમ કરવો. પરંતુ પૈસાનુ હુકમનામુ હોય ત્યારે જે રકમનુ હુકમનામુ કર્યું હોય તે રકમની સાથે જપ્ત કરવાની મિલકતની કિંમત બને તેટલી બતાવવી જોઇએ. (ક. ૨૪૫ )

૪ જે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તે હુકમનામૂ બજાવવાનો હુકમ કરવામાં આવે ત્યારે હુકમનામુ કરનારી કોરટને અપેલેન્ટ પુરતુ કારણ બતાવે તો હુકમનામુ બજાવવામાં જે મીલકત લેવામાં આવે તે પાછી અપાવાના અથવા તે મીલકતની કિંમત અપા-

વાના અને અપીલ કોરટનું હુકમનામુ અથવા હુકમ આય તે બરાબર રીતે પૂરો કરવાના જા મીન આપવાનુ હુકમનામુ કરનારી કોરટે ફરમાવવુ. અથવા તેવા કારણ ઊપરથી હુકમનામુ કરનારી કોરટને તેવા જામીન લેવાનુ ફરમાવવાને અપીલ કોરટ મુખત્યાર છે.

૫ પૈસા બાબતનુ હુકમનામુ બજાવવામાં સ્થાવર મીલકત વેચવાનો હુકમ કર્યો હોય અને તે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તો હુકમનામાના દેણદારે અરજ કરવાથી જામીન આપવા વિશેની અથવા બીજી રીતની હુકમનામુ કરનારી કોરટને યોગ્ય લાગે તેવી સરતો કરીને અપીલનો નિકાલ થતાં સુધી વેચાણ બંધ રાખવાનો હુકમ કરી શકાયછે. (ક. ૫૪૬)

પ્ર૦—૫૦ મોઘમ જપ્તી થઈ શકે છે? નહીં તો જપ્તી શી રીતે થાય છે?

ઉ૦—૧ના જપ્ત કરવાની મિલકતમાં (अ) વેચી શકાય એવા લેખ ઉપર ન હોય તેવુ લેહેણુ હોય (ब) કોઇ જાહેર કંપની અથવા કારપોરેશનના ભંડોળના શેર હોય (क) કોઈ કોરટમાં અથવા કોરટના સંભાળ તળે રાખેલી મિલકત શિવાયની જે જંગમ મિલકત હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી જંગમ મિલકત હોય ત્યારે લખેલા હુકમથી મનાઇ કરીને જપ્ત કરવી, અને તે મનાઈ હુકમમાં નિચે પ્રમાણે લખવું એટલે—

(अ) લેહેણુ હોય ત્યારે કોરટનો બીજો હુકમ થતા સુધી દેણદારે દેવું આપવુ નહી તથા લેહેણદારે તે લેવુ નહી.

(ब) શેર હોય ત્યારે જે શખસના નામ ઉપર તે શેર ચાલતો હોય તે શખસે શેર બીજાના નામ ઉપર ચહાવી આપવો નહી અથવા તે ઉપર નફાનો ફાળો (ડેવીડેન્ટ લેવો નહી

(क) સદરહુ બાતલ કર્યા શિવાયની બીજી જંગમ મિલકત હોય ત્યારે તે જેના કબજામાં હોય તે શખસે તે મીલકત હુકમનામાના દેણદારને આપવી નહી.

તે મનાઇ હુકમની એક નકલ કોરટના મકાનમાં કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને તેની એક બીજી નકલ લેહેણાની બાબતમાં દેણદારને મોકલવી; શેરની બાબતમાં કંપની અથવા કારપોરેશનના યોગ્ય અમલદારને મોકલવી અને (સદરહુ પ્રમાણે બાતલ કરી છે તે શિવાયની) બીજી જંગમ મિલકતના બાબતમાં જે શખસના કબજામાં તે હોય તે શખસને મોકલવી.

આ કલમની अ રકમ પ્રમાણે જેને મનાઇ થઈ છે તે દેણદાર પોતાનુ દેવું કોરટમાં ભરી શકે; અને તે પ્રમાણે ભર્યું એટલે તે લેવાને હકદાર શખસને આપવાથી તેનો જેવી રીતે છુટકો થાત તેવો છુટકો થશે.

સરકારી અમલદાર અથવા રેલવે કંપનીના નોકરના પગારની બાબતમાં લખેલો હુકમ કરીને જપ્તી કરવી, અને તે હુકમમાં જે અમલદારનુ કામ સદરહુ પગાર આપવાનુ હોય તે અમલદારને કોરટ ફરમાવે તેટલો ભાગ કોરટ બીજો હુકમ કરે ત્યાંહાં સુધી દર મહીને રાખી મુકવાનો હુકમ કરવો.

તે મનાઇ હુકમની એક નકલ કોરટના મકાનમાં કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને સદરહુ પ્રમાણે જરૂર હોય તેવા અમલદારને આપવી.

સદરહુ પ્રમાણે રાખી મુકેલી રકમ વખતે કોરટમાં ભરવાનો અખત્યાર સદરહુ પ્રકારના દરેક અમલદારને છે અને તે પ્રમાણે ભરી એટલે હુકમનામાના દેણદારને આપવાથી સ-

રકારનો અથવા રેલવે કંપનીનો (જેમ હોય તેમ) જે રીતે છુટકો થાત તેવો છુટકો થશે. (ક. ૨૬૮)

૨ કલમ ૨૬૬ના પેહેલા વિશેષ ઠરાવમાં કહેલી છે તે શિવાયની બીજી કોઈ જંગમ મિલકત હુકમનામાના દેણદારના તાબામાં હોય ત્યારે ખરેખર કબજો લેઇને તેની જપ્તી કરવી, અને જપ્તી કરનાર અમલદારે તે મિલકત પોતાની સંભાળમાં અથવા પોતાના હાથ નિચે કોઇ શખસના સંભાળમાં રાખવી અને તેની યોગ્ય સંભાળને માટે તે જવાબદાર થશે, પરંતુ કબજે લીધેલી મીલકત અને સ્વભાવીક રીતે આપોઆપ બગડી જાય એવી હોય અથવા તેને સંભાળવાનું ખરચ તેની કીંમત કરતાં બધારે થાય તેમ હોય ત્યારે તે એકદમ વેચી નાંખવાને તે યોગ્ય અમલદાર મુખત્યાર છે.

૩ જનાવર તથા બીજી જંગમ મીલકત જપ્તીમાં રહે ત્યાં સુધી તેના ગુજરાન તથા સંભાળને વાસ્તે વખતે વખતે નિયમ કરવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે. અને આ કલમ પ્રમાણે મીલકત જપ્ત કરનાર અમલદારે આ કલમના પેહેલા ભાગમાં ઠરાવેલુ છે તે છતાં તે નિયમો પ્રમાણે વરતવુ. (ક. ૨૬૯)

૪ કોઇ કોરટમાં અથવા સરકારી અમલદારની સંભાળમાં અનામત રાખેલી મિલકત હોય. ત્યારે તે કોરટ અથવા અમલદારને નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં નોટીસ કરનાર કોરટે એમ લખવું, કે અમારો બીજો હુકમ થાય તે પ્રમાણે તે મીલકતની અથવા તે ઉપર કંઈ વ્યાજ કે ડેવીડેન્ટ આપવાનું થાય તેની તજવીજ કરવાને આપની પાસે રાખસો. તે મીલકત કોઇ કોરટમાં અનામત હોય અથવા કોરટની સંભાળમાં રાખેલી હોય, અને લખી આપ્યાના સબબથી, જપ્ત કરી ના સબબથી, અથવા બીજા કોઇ સબબથી, પ્રતીવાદી શીવાય બીજા કોઇ સખસ તે મીલકતમાં પોતાનો હક્ક સબંધાછે એમ કરે, અને તે સખશ તથા હુકમનામાવાળો એ બેની વચે તે મીલકતની માલકીના હક્ક વીશે અથવા પહેલો હક્ક કોનો છે એ વીશે તકરાર ઉઠેતો તેનો નીવેડો જે કોરટમાં અથવા કોરટની સંભાળમાં હોય તે કોરટે કરવો (ક. ૨૭૨)

૫ જપ્ત કરવાની મીલકતમાં પૈસાનું હુકમનામું હોય અને જે હુકમનામુ બજાવવાને યત્ન હોય, તે હુકમનામુ કરનારી કોરટેજ તે જપ્ત કરવાનું હુકમનામુ કર્યું હોય, તો કોરટે હુકમ કરીને જપ્ત કરવું, અને તે હુકમમાં એમ લખવું કે જપ્ત કરવાની હુકમનામાંથી જે ઉપજે તે બજાવવાનું હુકમનામુ પુરૂ કરવામાં કામે લગાડવું.

૬ બીજી કોઇ કોરટે કરેલુ પૈસા બાબતનું હુકમનામુ જપ્ત કરવાનું હોય, તો હુકમનામુ બજાવવાનો યત્ન હોયતે હુકમનામુ કરનાર કોરટના જડજની સહીથી તે કોરટને લખેલી નોટીસ આપીને જપ્તી કરવું તે નોટીસમાં નોટીસ મોકલનાર કોરટે એમ લખવું કે, અમે તે નોટીસ રદ કરીએ ત્યાં સુધી આપે કરેલા હુકમનામાની બજાવણી આપ બંધ રાખસો આવી નોટીસ મળે તે કોરટે,—

(अ) જે હુકમનામુ બજાવવાનો યત્ન હોયતે હુકમનામુ કરનારી કોરટ નોટીસ રદ ન કરે તો અને તે રદ કરતાં સુધી અથવા.

(ब) જે બજાવવાનો યત્ન હોય તેનો માલીક, નોટીસ મળે તે કોરટે કરેલુ હુકમનામું

બજાવવાની દરખાસ, નોટીસ મળે તે કોરટને ન કરેતે અને કરતાં સુધી નોટીસ પ્રમાણે બજાવણી બંધ રાખવી. સદરહુ પ્રમાણે દરખાસ મળે ત્યારે કોરટે હુકમનામું બજાવવાનું કામ ચલાવવું, અને તેથી જે ઉપજે તે જે હુકમનામું બજાવવાનો યત્ન હોય, તે હુકમનામું પુરૂં કરવામાં કામે લગાડવું. બીજા બવા હુકમનામાં જપ્ત કરવાની બાબતમાં જે હુકમનામું જપ્ત કરવાનો યત્ન હોય તેના માલેકને, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોરટના જડજની સહીથી લખેલી નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં તે માલેકને એવી મનાઇ કરવી કે, તમારે કોઇપણ રીતે તે બીજાને આપવું નહી અથવા તેના ઉપર કંઈ બોજો નાંખવો નહીં; અને તે હુકમનામું કોઇ બીજી કોરટે કર્યું હોય તો તે કોરટને પણ તેવી લખેલી નોટીસ મોકલવી; અને તેમાં નોટીસ મોકલનાર કોરટે એમ જણાવવું કે તે નોટીસ અમારી તરફથી રદ કરવામાં આવે ત્યાં સુધી જપ્ત કરવાનો યત્ન હોય તે હુકમનામુ તમારે બજાવવું નહીં. જે કોરટને આવી નોટીસ મળે તે પ્રત્યેક કોરટે તે નોટીસ રદ થાય ત્યાં સુધી તેને અમલમાં લાવવી. આ કલમ પ્રમાંણે જપ્ત થયેલા કોઇ હુકમનામાનો માલિક તે હુકમનામું બજાવનારી કોરટને વ્યાજબી રીતે જોઇએ તે માહિતી અને મદદ આપવાને બંધાયેલી છે. (ક. ૨૭૩)

૫. સ્થાવર મિલકત હોય તો મનાઈ હુકમ કરીને તે જપ્ત કરવી. તે મનાઇ હુકમમાં એવી મનાઇ કરવી કે હુકમનામાના દેણદારે કોઇ રીતે તે મિલકત બીજાને આપવી નહીં અથવા તેના ઉપર કંઇ બોજો નાખવો નહીં, અને કોઇપણ સખસો ખરીદીથી, બક્ષીસથી અથવા બીજી રીતે તેની પાસેથી તે મિલકત લેવી નહીં. તે મિલકત ઉપર અથવા તેની પાસે કોઇ ઠેકાણે, તે હુકમ દાંડી પીટીને અથવા સદરહુ પ્રમાણે બીજી રીતે પ્રસિદ્ધ કરવો. અને હુકમની એક નકલ તે મીલકતના તથા કોરટના મકાનના કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી.

મિલકતમાં સરકારને મેહેસુલ ભરવું પડે એવી જમીન હોય તો જે ડીસ્ટ્રીકટમાં જમીન હોય તે ડિસ્ટ્રીકટના કલેકટરની કચેરીમાં પણ તે હુકમની એક નકલ ચોઢવી. (ક. ૨૭૪)

પ્ર૦ ૫૧—પૈસા બાબતનું, અમુક જંગમ મિલકતનું, ઓરત તાબે લેવાનું, કરાર પુરો કરવાનું, કેબલગનના હક પુરા પાડવા વિશેનું, અને સ્થાવર મિલકત બાબતનું અને વહેંચણ સંબંધીનું હુકમનામું શી રીતે અમલમાં લાવી શકાય છે?

ઉ. ૧—જે હુકમનામા અથવા હુકમમાં નુકશાનીના બદલા તરીકે અથવા ખર્ચ તરીકે અથવા તે હુકમનામામાં કે હુકમમાં અપાવેલી બાજી કોઇ દાદને મો બદલો ઠરાવેલી રકમ તરીકે. અથવા બીજી કોઈ રીતે—કોઇ પક્ષકારને પૈસા આપવાનું ફરમાવ્યું હોય તે પ્રત્યેક હુકમનામું અથવા હુકમ–હુકમનામાના દેણદારને કેદ કરીને અથવા આ આકટમાં હવે પછી ઠરાવ કર્યો છે તે રીતે તેની મીલકત જપ્ત કરી તથા વેચીને, અથવા તે બંને વાના કરીને અમલમાં લાવી શકાય. ( ક. ૨૫૪ )

૨. કંઇ ખાસ જંગમ મિલકત વિશે અથવા ખાસ જંગમ મિલકતના હિસ્સા વિશે અથવા વહુ તાબે લેવા વિશે, હુકમનામું હોય ત્યારે તે હુકમનામું આ પ્રમાણે અમલમાં લાવી શકાયઃ—એટલે બને તો તે જંગમ મિલકત કે તેનો હીસ્સો કરીને જે પક્ષકારને તે આપવાનું ઠરાવ્યું હોયે તે પક્ષકારને સ્વાધિન કરવો, અથવા તે પક્ષકાર પોતાની વતી સ્વા-

ધિન લેવાને જે સખસને નીમે તે સખસને સ્વાધિન કરવો; અથવા હુકમનામાના દેણુદારને કેદ કરવો; અથવા તેની મિલકત જપ્ત કરવી અથવા જરૂર હોય તો કેદ તથા જપ્તી બંને વાનાં કરવાં. આ કલમ પ્રમાણે કરેલી કોઇ જપ્તી છ મહિના સુધી અમલમા રહેલી હોય ને જો હુકમનામાનો દેણુદાર હુકમનામા પ્રમાણે ન વરત્યો હોય, અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો. સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે. અને કલમ ૨૦૮ મી પ્રમાણે કાંઇ રકમ ઠરાવી હોય તેવી બાબતમાં, વેચવાથી જે ઉપજે તેમાંથી હુકમનામાવાળાને તે ઠરાવેલી રકમ આપવાને તથા બીજી બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ આપવાને કોર્ટ મુખત્યાર છે, અને જો કાંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણુદાર અરજ કરે ત્યારે તેને આપવી. હુકમનામાનો દેણુદાર હુકમનામુ માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને બંધાએલો છે તે સઘળો ખરચ આપે તો. અથવા જપ્તીની તારીખથી છ માસની આખરે સદરહુ મીલકત વેચવા બાબત દરખાસ્ત ન થઇ હોય તો અથવા દરખાસ્ત થઇ હોય પણ તે નામંજુર કરી હોય તો જપ્તીનો અમલ બંધ થશે. ક. ૨૫૯ )

૩ કરાર વિશેશ રીતે પુરો કરવા બાબત અથવા લગ્નના હક પુરા કરવા સારૂ અથવા બીજુ બિશેશ કૃત્ય કરવા બાબત અથવા ન કરવા બાબત જે પક્ષકાર ઉપર હુકમનામૂ થયુ હોય તે પક્ષકારને તે હુકમનામા પ્રમાણે અથવા તાકીદ પ્રમાણે વરતવાને તક મળ્યા છતાં જાણી જોઇને તે પ્રમાણે તે વરત્યો ન હોય તો તેને કેદ કરીને અથવા તેની મિલકત જપ્ત કરીને અથવા તે બંને વાનાં કરીને તે હુકમનામૂ અમલમાં લાવી શકાય. આ કલમ પ્રમાણે કરેલી કોઇ જપ્તી એક વરસ સુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણુદાર હુકમનામા પ્રમાણે ન વરત્યો હોય અને હુકમનામાવાળાએ જપ્તી કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી કોરટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ હુકમનામાવાળાને આપવાને અને જો કાંઈ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણુદાર અરજ કરે તો તેને આપવાને કોરટ મૂખત્યારછે. "હુકમનામાનો દેણુદાર હુકમનામુ માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાએલો છે તે સઘળો ખરચ આપે તો અથવા જપ્તીની તારીખથી એક વરસની આખરે સદરહુ મિલકત વેચવા બાબતની દરખાસ્ત ન થઇ હોય અને તે મંજુર ન કરી હોય તો સદરહુ જપ્તીનો અમલ બંધ થશે. (ક. ૨૬૦ )

૪ ભાડુતના કબજામાંની અથવા જેને મિલકતનો કબજો રાખવાનો હક હોય અને તે કબજો રાખવાનો હક છોડી દેવાને હુકમનામા ઉપરથી બંધાએલો ન હોય તેવા બીજા શખસના કબજામાંની કાંઇ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનુ હુકમનામુ હોય ત્યારે તે સ્વાધીન કરવાનો કોરટે હુકમ કરવો તે એવી રીતે કે—તે મીલકત ઉપર કોઇ પ્રસિધ્ધ ઠેકાણે વારંટની એક નકલ ચોઢવી, અને કોઇ સોઇવાર ઠેકાણે દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે તે મીલકત સબંધી હુકમનામાનો મતલબ કબજેદારને પ્રસિધ્ધ કરવો. પરંતુ કબજેદાર મળી શકે તો સદરહુ મતલબવાળી લખેલી નોટીસ તેના ઉપર બજાવવી અને તેવે પ્રસંગે કોઇ પ્રસિધ કરવાની જરૂર નથી. (ક. ૨૬૪)

૫ સરકારને મેહેસુલ ભરનારી કંઇ અવિભક્ત ઇસ્ટેટની વેહેચણ બાબત અથવા તે ઇસ્ટેટના કોઇ હિસ્સાનો જુદો કબજો લેવા બાબત હુકમનામુ હોય ત્યારે કલેકટરે તે ઇસ્ટેટની વેહેચણ કરવી અથવા તે હિસ્સો જુદો પાડવો અને તે કામ સદરહુ પ્રકારના ઇસ્ટેટની વેહેચણ કરવા બાબત અથવા હિસ્સો જુદો કબજો લેવા બાબત જે વખતે જે કાયદો અમલમાં હોય (જો હોય તો) તે કાયદા પ્રમાણે કરવુ. [ક. ૨૬૫ ]

પ્ર૦—૫૨ વાદીના જામીન ક્યારે લેવા?

ઉ૦—૧ આ પ્રમાણે ઠરાવેલી મુદતમાં તેવા જામીન આપવામાં ન આવે અને કલમ ૩૭૩ ના ઠરાવ પ્રમાણે વાદી અથવા વાદીઓને ફરિયાદ કાઢી લેવાની રજા આપવામાં ન આવે તો કોરટે તે ફરિયાદ કાઢી નાંખવી. (ક. ૩૮૧)

૨ કોઈ શખસ એવે પ્રસંગે બ્રીટિશ ઇન્ડિયા છોડીને જાય કે તે ઉપરથી ખરચ આપવાનું તેને કેહેવામાં આવે ત્યારે તે મળવાનો નહી એવો વ્યાજબી સંભવ જણાય તો તે કલમ ૩૮૦ ના અર્થ પ્રમાણે બ્રિટિશ ઈન્ડિયાની બાહાર રહેનારો ગણાશે. (ક. ૩૮૨ )

૩ કોરટની હકુમતની સ્થાનિક હદમાં રહેનારા જે શખસોને કોરટમાં હાજર રહેવાની આ કાયદા પ્રમાણે માફી મળી હોય અથવા મંદવાડ કે નબળાઇને લીધે જેઓ કોરટમાં હાજર રહી શકે એવા ન હોય તેમની સવાલનાગાથી અથવા બીજી રીતે જબાની લેવા સારૂ કોઇ પણ કોરટ કોઇ પણ ફરિયાદમાં કમીશન કાડવાને મુખત્યાર છે. (ક. ૩૮૩)

પ્ર૦—૫૩ બીજી કોરટમાંથી કાગળો મંગાવવાને માટે શું ધારો છે?

ઉ૦—કોરટ પોતાની મેળે અથવા ફરીયાદના કોઇ પક્ષકારની અરજ ઉપરથી પોતાની મરજીમાં આવે તો પોતાના દફતરમાંથી અગર બીજી કોઈ કોરટમાંથી બીજી કોઇ ફરીઆદના અથવા કામના કાગળ મંગાવીને જોવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક અરજને (કોરટ બીજી રીતે ન ફરમાવે તો) અરજદારે અથવા તેના પ્લીડરે સોગનનામુ કરીને પુષ્ટી આપવી. તે સોગનનામામાં—જે ફરીઆદમાં અરજ કરી હોય તે ફરીયાદમાં તે કાગળો શી રીતે જરૂરના છે તથા તે કાગળોની કે તે પૈકી અરજદારને જોઈએ તેટલા તેના ભાગની યોગ્ય રીતે સહી સુધાંતની નકલો ઘણી ઢીલ અથવા ખરચ કર્યા વગર મળે તેમ નથી, અથવા ઇનસાફ થવા સારૂ અસલ હાજર કરવાની જરૂર છે—એ લખવું.

હિંદુસ્થાનના સન ૧૮૭૨ ના પુરાવાના આકટ પ્રમાણે જે દસ્તાવેજ ફરીયાદમાં અઆહ થતા હોય, તે દસ્તાવેજ કોરટ પુરાવામાં વાપરી શકે એમ આ કલમની કાંઈ પણ વાતથી સમજવું નહી. [ ક. ૧૩૭ ]

પ્ર૦—૫૪ જમીન તાબે લેવાના દાવા સાથે બીજા કયા દાવા એકઠા થઇ શકે છે? અને તેમાં કાંઈ પરવાનગીની જરૂર છે કે નહી?

ઉ૦—૧ સ્થાવર મીલકત લેવાની અથવા સ્થાવર મીલકત ઉપર હકજાાપલ કરવાનિ ફરીઆદમાં કોરટની રજા વગર બીજા કોઇ દાવાનુ કારણ સામીલ કરવુ નહી; આ નિયમના અમવાદ નિચે મુજબ.

(અ) દાવાવાળી મીલકત સબંધી ચઢેલ ભાડાના અથવા તે સબંધી દરમીયાન ઉપજના દાવા, તથા

(બ) જે કરારની રૂએ તે મીલકત કે તેનો કાંઈ ભાગ તાબામાં હોય તે કરાર તોડ્યાથી થયેલા નુકશાનના દાવા, તથા

(ક) ધરાર્ણાઓને આધારે પોતાના જે ઇલાજો હોય તે પૈકી કંઇ ઈલાજ અમલમાં લાવવાને ધરાણે લેનાર કરે તે દાવા એ રીતે દાવા આ સ્થાવર મીલકત સબંધીના દાવામાં સામીલ કરવાને હરકત નથી. (ક. ૪૪ (અ)

૨ મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહીવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે કોઇ દાવો કરે અથવા તે તરીકે તેના ઊપર દાવો થાય તેમાં પોતાના જાતીકા હકથી કરે તે અથવા તે હકથી તેના ઊપર કરવામા આવે તે દાવા સામીલ કરવા નહી. પરંતુ મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મીલકતનો વહીવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે જે ઈસ્ટેટ વિશે વાદીએ ફરીયાદ કરી હોય કે પ્રતિવાદીના ઉપર ફરીયાદ થઇ હોય તે ઇસ્ટેટના સંબંધમાં છેલ્લા કહેલા દાવા ઉત્પન્ન થયા છે એમ કેહેવામાં આવતુ હોય અથવા જે મૈયતનો વારસ વકીલ હોય તેની સાથે મળીને તે હકદાર થાય કે તેના ઉપર જવાબદારી પડે એવા તે ( છેલ્લા કહેલા ) દાવા હોય તો તે સામીલ કરી શકાય. ક. ૪૪ (બ)

પ્ર૦—૫૫ દાવાની અરજી કેવી રીતે કરવી અને તેમાં તમામ દાદ માગવી જોઇએ કે ઓછી દાદ માગી હોય તો ચાલે?

ઉ૦—૧ પ્રત્યેક ફરીયાદ બને ત્યાં સુધી એવી રીતે તૈયાર કરવી કે તેથી ટંટાની બાબતો ઉપર આખરનો ઠરાવ કરવાનુ કારણ મળી આવે, અને તેથી તે બાબતોનો વધારે વાદ ચાલતો અટકે. (ક. ૪૨ )

૨ પ્રત્યેક ફરિયાદમાં દાવાના કારણ સબંધી જે દાવો માગવાનો હક વાદીને હોય તે તમામ દાવો આવવો જોઇએ, પરંતૂ કોઇ કોરટની હકુમતમાં ફરિયાદ લાવવાને માટે પોતાના દાવાનો કાંઇ ભાગ છોડી દેવાને વાદી મુખત્યાર છે. જો વાદી પોતાના દાવાના કંઈ ભાગ વિશેની ફરીયાદ કરવી રહેવા દે અથવા તે ભાગ બુદ્ધિપુરવક છોડી દે તો એ પ્રમાણે રહેવા દીધેલા અથવા છોડી દીધેલા ભાગ વિશેની ફરિયાદ પછીથી ચાલી શકશે નહી. એકજ દાવાના કારણની બાબતમાં એક કરતાં વધારે ઇલાજ મેળવવાનો જેને હક હોય તે પોતાના બધા ઇલાજ થવાને પૈકી કોઈ પણ ઈલાજ મેળવવાવીશે ફરિયાદ કરવાને અખત્યાર છે. પરંતુ તે ઇલાજો પૈકી એકાદો ઇલાજ માગવાની ફરીયાદ કરવાનું વાદી (પહેલી સુનાવણી પહેલાં કોરટની પરવાનગી લીધા વગર) છોડીદેતો, એ છોડી દીધેલા ઈલાજ બદલ તેની પછીથી ફરિયાદ ચાલશે નહી.

આ કલમના કારણ સારૂ. ખત અને તે પ્રમાણે વર્તવાને પેટાના રણ તરીકે જે કરી આપ્યું હોય તે દાવાનુ પાત્ર એકજ કારણ છે એમ સમજવું.

દર સાલે રૂ ૨૦૦ ભાડું કરીને અએ બને ઘર આપ્યું સ.૧૮૮૧ અને સં. ૧૮૮૨ એમે સાલોનુ ભાડું લેણું થયુ છતાં તે ગળ્યું નહીં. ફકત સ. ૧૮૮૨ની સાલના ભાડા બદલ અએ બ ઉપર ફરિયાદ કરીતો પછીથી સ. ૧૮૮૧ ની શાલના ભાડા બદલ ઉપર અને ફરિયાદ ચાલનાર નહીં. (ક. ૪૩)

# સન ૧૮૭૭ નો આકટ ૧ લો.

## વિશેષ ન્યાયનો આકટ.

પ્ર૦ ૧—આ કાયદાનું નામ શું અને કયાં કયાં લાગુ છે ?

ઉ૦—આ આકટને "સન ૧૮૭૭ નો વિશેષ ન્યાયનો આકટ" કહેવો આ આકટ સન ૧૮૭૪ ના ૧૪ મા આકટમાં શેડયુલ્ડ ડિસ્ટ્રીકટોની વ્યાખ્યા કરી છે તે ડિસ્ટ્રીકટો સિવાય સઘળા બ્રિટિસ ઈંડિયાને લાગે છે. ક. ૧

પ્ર૦ ૨—આ આકટ ક્યારથી અમલમાં આવ્યો છે:

ઉ૦— આકટ સન ૧૮૭૭ ના મે મહિનાની પેહેલી તારીખે અમલમાં આવ્યો છે. ક. ૧

પ્ર૦ ૩—આ આકટથી કયા આકટો રદ કરવામાં આવ્યા છે?

ઉ૦—આ આકટમાં જોડેલાં પરિશિષ્ટમાં આકટ લખ્યા છે તે તેજ પરિશિષ્ટનાં ત્રીજા આસનમા કહ્યું છે તેટલે સુધી સદરહુ તારીખે તથા તે તારીખથી રદ કરયા છે એમ સમજવું. ક. ૨

પ્ર૦ ૪—આવસ્યકતા, ટ્રસ્ટ, ટ્રસ્ટી અને સેટલમેન્ટની વ્યાખ્યા દૃષ્ટાંતો સુધાંત આપો

ઉ૦ ૧—"અવસ્યકતા" આ શબ્દમાં જે જે કર્ત્તવ્ય કર્મ કાયદા પ્રમાણે કરાવવાનો અધિકાર છે તે તે કર્ત્તવ્ય કર્મનો સમાસ થાય છે, ક. ૩

૨ "ટ્રસ્ટ" (જુમ્મો) આ શબ્દમાં વિશ્વાસથી સોપેલી દરએક જાતની ઉકત અથવા ગર્ભિત અથવા અર્થસિદ્ધમાલકીનો સમાસ થાય છે. ક. ૩

૩ "ટ્રસ્ટી" (જુમેદાર) આ શબ્દમાં જે જે માણસ વિશ્વાસથી સોંપેલો અધિકાર ઉકત અથવા ગર્ભિત અથવા અર્થસિદ્ધરીતે ધારણ કરતો હશે તે તે માણસનો સમાસ થાય છે. ક. ૩

### દૃષ્ટાંતો.

(અ) જમીનની (ઉપજમાંથી) બ જીવતા લગી તેને ૧૦૦૦ રૂપિઆ ન્યુંઈટી અ ને જમીન આપી એવુંઝ પોતાના મૃત્યું લેખમાં લખે છે અ તે મૃત્યું લેખ્ના પતદાન કબુલ કરે છે તે આન્યુઇટીના જેટલોજ અ આ આકટના અર્થ પ્રમાણે બ નો ટ્રસ્ટી થાય છે.

(બ) અ બ નો કાયદા સંબંધી અથવા ધર્મ સંબંધી સલાહ આપનાર તરીકે અ પોતાના હુદ્દાની મદદ લઈ દ્રવ્યનો જે કાંઈ ફાયદો બ ને થયો હોત તે ફાયદો કરી લે છે આ આકટના અર્થ પ્રમાણે અ તે ફાયદા બાબત બ નો ટ્રસ્ટી છે.

(ક) અ બ નો શાહુકાર છે ને તે ખુદ પોતાના કારણ સારૂ બ ના ખાતાની સ્થિતી ખુલ્લી કરયાથી અ ને જે ફાયદા થાય છે તે ફાયદા બાબત ને આ આકટના અર્થ પ્રમાણે બ નો ટ્રસ્ટી છે.

(ડ) કેટલીએક પટે આપેલી જમીન ધરાણે રાખનાર અ છે તે પોતાના નામથી પટો નવો કરાવી લે છે અ અસલ પટામાં જે માણસોનો સંબંધ હશે તે માણસોનો નવા કરી બાંધેલા પટા બાબત આ આકટના અરથ પ્રમાણે ટ્રસ્ટી છે.

(ઈ) કેટલાએક ભાગીયાઓ પછકી અ એક ભાગીયાને પેહેડી સારૂ માલ ખરીદ ક-રવાને કહ્યું છે. માલની કીંમત અગાઉ ઓછી હતી ત્યારે પોતે ખરીદ કરેલો માલ અ પો-તાના બીજા ભાગીયાઓને ન જણવતાં તેઓને બજાર ભાવે આપે છે અને તેમ કરીને મ-હોટો નફો મેળવે છે સદરહુ પ્રમાણે મેળવેલા નફા બાબત આ આકટના અરથ પ્રમાણે અ બીજા ભાગીયાઓનો ટ્રસ્ટી છે.

(ફ) અ બ ના ગળીના કારખાનાનો વહીવટદાર છે તે ગળીના બી વેચનારા ક નો મુખત્યાર થાય છે તથા કારખાના સારૂ ક ની પાસેથી વેચાતા લીધેલા બી ઉપર બ ના અનુમત વગર કમીશન (દસ્તુરી) લે છે સદરહુ પ્રમાણે લીધેલાં કમીશન બાબત અ આ આકટના અરથ પ્રમાણે બ નો ટ્રસ્ટી છે.

(ગ) બ ફલાણી જમીન વેચાતી લેવાનો કરાર કરી ચુકો છે એવી અને માહીતી છતાં તે તે જમીન વેચાતી લે છે. અ સદરહુ પ્રમાણે વેચાતી લીધેલી જમીન બાબત આ આકટના અરથ પ્રમાણે બ નો ટ્રસ્ટી છે.

(હ) જમીન ક ના ભોગવટામાં છે એવી અ ને ખબર છતાં તે તે જમીન બ પા-સેથી વેચાતી લે છે. તે જમીન ઉપરના ક ના હક સંબંધતા પ્રકાર વિશે ચોકશી કરવાને અ ચુકે છે અ તે હક સબંધના જેટલોજ આ આકટના અરથ પ્રમાણે કનો ટ્રસ્ટી છે.

૪ "સેંટલમેન્ટ" આ શબ્દનો અરથ હિંદુસ્તાનનો વારસા બાબતનો આકટછે તે આ-કટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે વસિયતનામુ અથવા વસિયતનામાની પુરવણીનહી હોય તેવા જે બીજા કોઇ દસ્તાવેજ ઉપરથી સ્થાવર અથવા જંગમ માલ મિલકત ઉપરના હક સ-બંધની પરંપરાની આગલી યોજના અથવા આગળ તે કોની તરફ જવો જોઇએ એની યોજના કરી હશે અથવા યોજના કરવાનું કબુલ કરયું હશે તે દસ્તાવેજ એમ સમજવો ક. ૩

પ્ર૦ ૫—આ આકટમાં બીજી રીતે ખાસુસ ઠરાવ કર્યો હશે તે શિવાય આ આકટ માંહેના હરકોઇ ઠરાવ ઉપરથી જ્યારે કોઇ કબુલાયત કરાર નહી હોય તે કબુલાયત બાબત ન્યાય મળવાનો કાંઈ પણ હક પ્રાપ્ત થાય છે? એ ઠરાવ ઉપરથી કંઇપણ કરાર વિશેષ રીતે પુરો કરવો તે શિવાય જે બીજો કાંઈ ન્યાય મળવાનો કોઇ માણસને કરાર પ્રમાણે હક્ક હશે તે તેનો હક નહી સરખો થાય છે? એ ઠરાવ ઉપરથી હિંદુસ્તાનનો નોંધવાનો આકટ દસ્તા-વેજને લાગુ થવો જોઇએ તેને બાધ આવે છે?

ઉ૦—ના, ક. ૪

પ્ર૦૬—શું કરવાથી વિશેષ ન્યાય આપ્યો એવું થાય છે?

(અ) વિશેષ માલ મિલકતનો કબજો લઇને તે કબજો દાવો કરનારને આપ્યાથી અથવા

(બ) કોઇ પક્ષકારને જે કૃત્ય કરવાની અવસ્યકતા છે તેજ કૃત્ય કરવાનો તેને હુકમ કરયાથી, અથવા

(ક) કોઇ પક્ષકારને જે ન કરવાની આવસ્યકતા તે તેને ન કરવા દીધાથી; અથવા

(ડ) નુકશાન બદલો અથવા શિવાય બીજી રીતે પક્ષકારોના હક ઠરાવ્યાથી તથા સ્થા-પિત કરયાથી, અથવા

(ઈ) રિસીવર નેમ્યાથી ક. ૫

પ્ર૦૭—નિવારક એટલે શું

ઉ૦—આ આકટની પાંચમી કલમની (ક) રકમ પ્રમાણે આપેલા વિશેષ ન્યાયને નિવારક ન્યાય કહે છે. ક. ૬

પ્ર૦૮—શિક્ષાનો કાયદો અમલમાં લાવવા સારૂ ન્યાય આપી શકાય છે.

ઉ૦—ના. ક. ૭

પ્ર૦૯—વિશેષ સ્થાવર જંગમ મિલકતની પ્રાપ્તી પાછી શી રીતે કરી લેવી.

ઉ૦—વિશેષ સ્થાવર મિલકતના કબજા બાબત જે માણસનો હક હશે તેને તે કબજાની પ્રાપ્તી દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કહેલી રીતે પાછી કરી લેવાનો અધિકાર છે. ક. ૭-૧૦

પ્ર૦૧૦—સ્થાવર મિલકતનો કબજો જે માણસનો કાહાડી લીધો હશે તેણે ફરિયાદ કેટલી મુદતમાં આ આકટ પ્રમાણે કરવી અને તે બાબત શા નિયમ છે.

ઉ૦—૧ કાયદા પ્રમાણે યોગ્ય રીતે કામ ચાલ્યા વગર બીજી રીતે કોઇ માણસના કબજામાંથી તેના અનુમત વગર સ્થાવર મિલકત કહાડી લીધી હોય તો તેને અથવા તેના સંબંધથી દાવો કરનારા કોઇ માણસને કબજો કહાડી લીધાની તારીખથી છ મહિનાની અંદર ફરિયાદી કરીને તે મિલકતનો કબજો પાછો પ્રાપ્ત કરી લેવાનો અધિકાર છે. તે ફરિયાદીમાં બીજો કોઈ હક ઊભો કરયો હોય તોપણ ચિંતા નથી. સદરહુ પ્રમાણે મિલકત ઉપર પોતાનો હક શાબેત કરવા સારૂ તથા તેનો કબજો પાછો પ્રાપ્ત કરી લેવા સારૂ ફરિયાદ કરવા બાબત કોઈ માણસને આ કલમના કોઇ ઠરાવ ઉપથી પ્રતિબંધ થાય એમ સમજવું નહી.

૨ આ કલમ પ્રમાણે કાંઈ ફરિયાદ સરકાર ઉપર ચાલશે નહી.

૩ આ કલમ પ્રમાણે કરેલી કોઇ ફરિયાદીમાં કંઈ હુકમ અથવા હુકમનામું થાય તેની ઉપર અપીલ ચાલશે નહી અથવા સદરહુ પ્રકારના કોઇ હુકમની અથવા હુકમનામાની કાંઇ ફરી તપાસ ચાલશે નહીં. ક. ૯

પ્ર૦૧૧—કોઇ માણસ ધણી ન છતાં તેના કબજામાં માલ હશે તે માણસને તે માલ જે માણસને તાબડતોબ કબજે લેવાનો હક હશે તેને સ્વાધીન કરવાની ફરીયાદ માંડવા શીરીતછે?

ઉ૦—જંગમ માલના જે વિશેષ દાગીનાનો કોઇ માણસ ધણી નહી હોય તેમ છતાં તે દાગીના તેના કબજામાં હશે અથવા નિરબંધમાં હશે તે માણસને હેઠળ લખ્યા પ્રમાણે કરવાની ફરજ પાડવાનો અધિકાર છે એટલે તે દાગીના તાબડતોબ કબજામાં લેવાનો જે માણસનો હક હશે તે માણસને સ્વાધીન હેઠળ લખેલે કોઇપણ પ્રસંગે વિશેષ રીતે આપવાની ફરજ પાડવાનો અધિકાર છે.

(અ) દાવો કરેલી વસ્તુ પ્રતિવાદીની પાસે દાવો કરનારના મુખત્યાર થવાથી ટ્રસ્ટી તરીકે હશે ત્યારે

(બ) દાવો કરેલી વસ્તુના વીયોગ બાબત નુકશાનીના અવેજમાં પઈસા આપ્યાથી દાવો કરનારાને યોગ્ય ન્યાય મળતો નહી હોય ત્યારે.

(ક) વસ્તુના વિયોગથી ખરેખરૂં નુકશાન કેટલું થયું એ ઠરાવવું ઘણુંજ કારણ હોય ત્યારે

(ડ) દાવો કરેલી વસ્તુનો કબજો દાવો કરનારની પાસેથી ગેર વ્યાજબી રીતે બીજાને

આપવામાં આવ્યો હોય ત્યારે. ક. ૧૧

**દ્રષ્ટાંતો.**

(અ રકમનું) **અ** યુરોપ જતી વખતે પોતાનો સામાન પોતાની ગેર હાજરીમાં પોતાના મુખત્યાર તરીકે **બ** ને સ્વાધિન કરીને જાય છે **બ** **અ** ના હુકમ વગર તે સામાન **ક** ને તાંહાં ઘરાણે મુકે છે અને તે સામાન વેચવાનો છે એવી જાહેર ખબર **ક** છાપે છે તે સામાન **અ** ને આપવાની **ક** ને ફરજ પાડવાનો અધિકાર છે કારણ કે તે સામાન **અ** ના ટ્રસ્ટીનાં નામથી **ક** ધારણ કરે છે

(**બ** રકમનું) **બ** ના કુટંબની એક મુર્તિનો કબજો **ઝ** ની પાસે છે તથા તેનો ખરો રાખનાર **અ** છે તે મુર્તિ **અ** ને આપવાની **ઝ** ને ફરજ પાડવાનો અધિકાર છે.

(**ક** રકમનું) કોઇ ચીતારો હાલમાં મરણ પામ્યો છે તેણે માહાડેલા ચિત્ર ઉપર તથા નહી મળે એવી ચીનાઇ વાસણના જોડી ઉપર **અ** નો હક છે તે ચિત્ર તથા તે જોડી **બ** ના કબજામાં છે તે પદાર્થોનો બજારભાવ ઠરાવી શકાતો નથી એવા તે ઘણા વિશેષ પ્રકારના પદાર્થ છે તે **અ** ને આપવાની **બ** ને ફરજ પાડવાનો અધિકાર છે.

**પ્ર૦ ૧૨.**—કરાર **વિશેષ** રીતે **અમલમાં** લાવવા વિશે શા શા નિયમો છે અને કયા કયા કરારો વિશેષ રીતે અમલમાં લાવી શકાતા નથી.

ઉ૦—આ બાબતમાં બીજી રીતનો ઠરાવ કરયો છે તે શિવાય કાંઇ પણ કરાર હેઠળ લખેલે પ્રસંગે વિશેષ રીતે અમલમાં લાવવો એ કોરટના પ્રસંગાનુંસાર વર્ત્તનાધિકારમાંની વાત છે એટલે—

(**અ**) જે કૃત્ય કરવાનું કબુલ કરયું **હોય** તે કૃત્ય સઘળું અથવા થોડું ટ્રસ્ટ પુરૂં કરવા બાબતનું **હશે** ત્યારે**,** **અથવા;**

(**બ**) જે કૃત્ય કરવાનું કબુલ કરયું હોય તે ન કરયાથી થયેલું વાસ્તવિક નુકશાન ઠરાવવા બાબત કાંઇ પ્રમાણ **નહી હોય** ત્યારે અથવા

(**ક**) જે કૃત્ય કરવાનું કબુલ કરયું હોય તે એવા પ્રકારનું હોય કે તે ન કરયા બાબત નુકશાનના અવેજમાં પઈશા આપવાથી યોગ્ય ન્યાય થતો નહી હોય ત્યારે, અથવા

(**ડ**) જે કૃત્ય કરવાનું કબુલ કરયું હોય તે કૃત્ય ન કરયા બદલ પઇશાથી નુકશાનનો બદલો મળવાનો નથી એવો સંભવ **હશે** ત્યારે

ખુલાસો—ઉલટુ સાબેત કરવામાં આવ્યા વગર તથા ઉલટુ સાબેત કરવામાં આવે ત્યાંહા સુધી કોરટે હેઠળ લખ્યા પ્રમાણે સિદ્ધત સમજતા જવું એટલે સ્થાવર મિલકત બીજાને નામે કરવાનો કરાર તોડયા બદલનાં નુકશાનના અવેજમાં પઇશા આપવાથી યોગ્ય ન્યાય થતો નથી અને જંગમ માલ બીજાને નામે આપવાનો કરાર તોડયા બદલનાં નુકશાનના અવેજમાં સદરહુ પ્રમાણે કરયું હોય તો ન્યાય થાય છે એવું સિદ્ધત સમજતાજવું

**દ્રષ્ટાંતો.**

(અ રકમનું) અ કાંઈ સ્ટાક **બ** ની વતી ટ્રસ્ટમાં ધારણ કરે છે. **અ** તે સ્ટાક ગેર બાજબી રીતે વેચે ને તેટલોજ સ્ટાક **બ** ને પાછો આપવાની આવશ્યકતા વિશેષ રીતે પુરો કરવાનો અધિકાર બને છે.

(બ રકમનું) કોઇ ચિતારો હાલ મરણ પામ્યો છે તેણે કાહાડેલું ચિત્ર તથા ન મળે તેવા બે ચિનાઇ વાસણ વેચાતાં લેવાનું અ કબુલ કરે છે અને બ તે વેચવાનું કબુલ કરે છે. બ એ આ કરાર વિશેષ રીતે પુરો કરવાની ફરજ પાડવાનો અધિકાર અ ને છે. કારણ કે તે કરાર પુરો ન કર્યાથી વાસ્તવીક નુકશાન કેટલું થયું એ ઠરાવવા બાબત કાંઈ પ્રમાણ નથી.

(ક રકમનું) અ એક ઘર બ ને ૧૦૦૦ રૂપીએ વેચવાનો તેની સાથે કરાર કરે છે. બ ખરાજીના પઇશા આપે તો અ એ તે ઘર બ ને નામે કરી આપવા બાબતનું હુકમનામું મળવાનો હક બ ને છે.

એક રેલવે કંપનીના સંસ્થાપિતપણાના આકટ ઉપરથી તે કંપની ઉપર કાંઇ આવસ્યકતા હોય તેમાંથી મુક્ત થવા સારૂ તે કંપની ઝની સાથે હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો કરાર કરે છે એટલે ઝ નાં જમીનના પોતાની રેલવેથી વિભાગ થયા છે તે જોડવાસારૂ રેલવેમાંથી કમાનનો રસ્તો કરવાનો તથા કાંઈ નિર્દિષ્ટ કરેલા ઠેકાણાનાં દરમિયાન રસ્તો બાંધવાનો તથા તે રસ્તો યથાસ્થિત રાખવા સારૂ કાંઇ વારષિક રકમ આપવાનો તથા કરારમાં નિરદિષ્ટ કર્યા પ્રમાણે સૈડિંગ તથા વ્હાર્ફ બાંધવાનો કરાર પણ રૈલવે કંપની કરે છે. આ કરાર વિશેષ રીતે પુરો કરાવવાનો હક જેને છે કારણ કે તે કરાર પુરો કરવામાં તેનું જે હિત છે તે હિતનો બરોબર બદલો પઈશાથી થતો નથી, અને કમાનનો રસ્તો તથા રસ્તો તથા સૈંડિંગ તથા વ્હાર્ફ બાંધવાનાં કામની દેખરેખ રાખવાસારૂ યોગ માણસ નિમવાનો અધિકાર કોરટને છે.

વિશેષ પ્રકારની રેલવેના કાંઈ શેર અ વેચવાનો તથા બ તે વેચાતા લેવાનો કરાર કરે છે. અ તે વેચાણ પુરૂ કરવાની ના કહે છે. આ કબુલાયત વિશેષ રીતે પુરી કરવાની અ ને ફરજ પાડવાનો અધિકાર બ ને છે. કારણ કે તે શેર થોડા છે તથા હમેશાં બજારમાં મળતા નથી. અ શેર ધારણ-કરનારની જે સ્થિતિ બીજી રીતે મેળવી શકાતી નથી તે સ્થિતિ તે શેર મળ્યાથી પ્રાપ્ત થાય છે.

બ ને એક ચિત્ર રંગવતી કાહાડી આપવાનો અ બ ની સાથે કરાર કરે છે. અને બ તે ચિત્ર બદલ ૧૦૦૦ રૂપીઆ આપવાનું કબુલ કરે છે. ચિત્ર કાહાડીને તઇયાર થયું છે. ૧૦૦૦ રૂપીયા આપેથી અથવા આપવાને કાહાડેથી તે ચિત્ર પોતાને સ્વાધીન કરી લેવાનો હક બ ને છે.

(ડ રકમનું) શેરો લખ્યા વગર પણ કિંમતી અવેજને બદલે અ એક પ્રામીસરી નોટ બ ને કરી આપે છે અ નાદાર થાય છે તથા ક ને તેનો આસેની નીમવામાં આવે છે ક ને તે નોટ ઉપર શેરો લખવાની ફરજ પાડવાનો અધિકાર બ ને છે કારણ કે ક અ ના દેવાના પેચ બાબત તેનો સ્થાનાપન થયો છે અ ને નોટ ઉપર શેરો ન લખ્યા બદલ નુકશાનના બદલામાં પઈસા આપવા બાબતનું હુકમનામું કરયું હોય તો તે નિશફળ થશે. ક.૧૨

(બ) હિંદુસ્તાનનો કરાર બાબતનો આકટછે તેઆકટની ૫૬ મી કલમમાં ગમે તે ઠરાવ હોયતોપણ કરાર પુરો કરવાનું હેઠળ લખેલા કારણ ઉપરથી સઘળું અશક્ય થાયછે એમ નથી એટલે કરારના વિષયનો જે ભાગ કરારની તારીખે વિદ્યમાન હતો તે ભાગ કરાર પુરો ક-

સ્વાની વખતે વિદ્યમાન નથી એનો થયાના કારણથી સઘળુ અશક્ય થાય છે એમ નથી.

દષ્ટાંતો.

(અ) અ એક ઘર બ ને એક લાખ રૂપિયે વેચવાનો કરાર કરે છે કરાર થયાને બીજે દિવશે તોફાનથી તે ઘરનો નાશ થાય છે. ખરીદીના પઇસા આપીને તે કરારનો પોતાનો ભાગ પુરો કરવા બાબતની બ ને ફરજ પાડવાનો અધિકાર છે.

(બ) બ એ પઇસાની રકમ આપવાના અવેજમાં બ ને બની હયાતી સુધી અન્યુઇટી આપવાનો અ કરાર કરે છે. કરાર થયા પછી બીજે દિવશે બ પોતાના ઘોડા ઉપરથી પડે છે તથા મરણ પામે છે ખરીદીના પઇસા આપવાની બ ના વારસ વકીલને ફરજ પાડવાનો અધિકાર છે. ક. ૧૩

(ક) કરારના એક પક્ષકારથી જે કરવું હોય તે સઘળુ પુરૂં કરી શકાતું નહી હોય, પણ પુરો કરવા વગર રેહેવાનો ભાગ એકંદર જોતાં કીમતમાં ઘણો થોડો હશે અને તે બદલના નુકશાનનો બદલો પઇસાથી આપી શકાતો હશે ત્યારે કોઇ પણ પક્ષકારની ફરિયાદી ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે હુકમ કરવાનો અધિકાર કોરટને છે એટલે જેટલો કરાર પુરો કરી શકાતો હશે તેટલો તે વિશેષ રીતે પુરો કરવાનો તથા ન્યુનતા બાબત નુકશાનનો બદલો પઇસાથી આપવાનો હુકમ કરવાનો અધિકાર કોરટને છે.

દષ્ટાંતો.

(અ) ૧૦૦ વિઘા જમીન બ ને વેચવાનો અ કરાર કરે છે (પછી) એવું નિષ્પન્ન થાય છે કે તે જમીન પઇકી માત્ર ૯૮ વિઘા અ ની છે તથા બાકીની બે વિઘા ત્રાહેતની છે તથા તે તે આપવાની ના કહે છે ૯૮ વિઘાના ઉપયોગ સારૂ અથવા ઉપભોગ સારૂ તે બે વિઘાની જરૂર નથી અથવા તે બે વિઘા ન મળ્યાનું નુકશાન પઇસાથી ભરી આપી શકાતું નથી એવા તે બે વિઘા-સદરહુ ઉપયોગ સારૂ અથવા ઉપભોગ સારૂ અગત્યની નથી બ ફરિયાદ કરે ત્યારે ૯૮ વિઘાનું ખત બ ને કરી આપવા બાબત તથા બાકીના બે વિઘાનું ખત ન કરી આપ્યા બાબત નુકશાનનો બદલો આપવા વિષે અને હુકમ કરવો અથવા અ ફરિયાદ કરે ત્યારે બ એ જમીનનું ખત તથા તેનો કબજો લઇને ઓછી જમીન બદલના નુકશાનની રકમ ઠરાવી હશે તે ખરીદીના ઠરેલા પઇસામાંથી બાદ કરીને બાકી રકમ અ ને આપવા બાબત બ ને હુકમ કરવો.

(બ) ઘર તથા જમીન બે લાખ રૂપિયે વેચવાના તથા વેચાતી લેવાના કરારમાં એવી કબુલાયત છે કે રાચરચીલાંનો કાંઇ ભાગ કીમત કરીને લેવો. રાચ રચીલાંની કિમત બાબત પક્ષકાર એકમત થઇ શકતા ન હોય તોયપણ કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત હુકમ કરવાનો અધિકાર કોરટને છે. અને. રાચરચીલાંની કિમત ફરિયાદીમાં ઠરાવીને (કરાર) વિશેષ રીતે પુરો કરવા બાબતમાં હુકમનામામાં તે કિમત સામેલ કરવાનો અથવા ઘર બાબતજ હુકમનામું કરવાનો અધિકાર કોરટને છે. ક. ૧૪

(ક) કરારના એક પક્ષકારથી જે કરવું હોય તે સઘળુ પુરૂ કરી શકાતુ નહી હોય તથા જે ભાગ પૂરો કરવા વગર રેહેવાનો હોય તે સઘળો કર્ત્તવ્યનો મોહોટોજ ભાગ હશે

અથવા તે બાબતના નુકશાનનો બદલો પઈશાથી આપી શકાતો નહી હોય ત્યારે તેને (કરાર) વિશેષ રીતે પુરો કરવા બાબત હુકમનામુ મળવાનો હક નથી. પણ બીજો પક્ષકાર ફરીઆદ કરે ત્યારે જે પક્ષકાર કરાર પ્રમાણે ચાલ્યો નહી હોય તેનાથી કરારનું જેટલું પોતાનું કર્તવ્ય કરી શકાય તેટલું તે વિશેશ રીતે પુરૂં કરવા વિશે તેને ફરમાવવાનો અધિકાર કોરટને છે પણ એવું ઠરાવ્યું છે કે વાદીએ વળી તે કરાર પુરો કરવા બાબતના સઘળા દાવા છોડી દેવા જોઇએ અને ન્યુનતા બાબતના અથવા પ્રતિવાદી કરાર પ્રમાણે ન ચાલ્યાથી પોતાને થએલા તોટાના અથવા નુકશાનના બદલાનો સઘળો હક છોડી દેવો જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ ૧૦૦ વિઘા જમીન બ ને વેચવાનો કરાર કરે છે પછી. એવું નિષ્પન્ન થાય છે કે ૫૦ વીઘા જમીન માત્ર અ ની છે તથા બીજી ૫૦ ત્રાહેતની છે તથા તે તે આપવાની ના કહે છે કરાર વિશેષ રીતે પુરો કરવા બાબતનું હુકમનામુ બ ની ઉપર અ ને મલી શકશે નહી પણ બ કબુલ કરેલી કિમત આપવાને તથા અ ના જે ૫૦ વિઘા છે તે લેવાને રાજી હશે અને ન્યુનતા બાબતના અથવા અ ની ગલફતને લીધે અથવા તે કરાર પ્રમાણે ન ચાલ્યાને લીધે પોતાને થએલા નુકશાનના બદલા. બાબતનો સઘળો હક છોડી દે તો ખરીદીના પઇશા આપેથી તે ૫૦ વિઘાનું ખત અ એ બને કરી આપવું એવું હુકમનામું મળવાનો હક બ ને છે.

(બ) ઘર તથા બાગ સુધાં એક ઈસ્ટેટ બ ને એક લાખ રૂપિયે વેચવાનો અ કરાર કરે છે ઘરનો ઉપયોગ કરવાને તે બાગ અગત્યનો છે. અ થી બાગનું ખત કરીઆપી શકાતું નથી એવું નિષ્પન્ન થાય છે. કરાર વિશેષ રીતે પુરો કરવા બાબતનું હુકમનામું બ ની ઉપર અ ને મળી શકતુ નથી પણ બ કબુલ કરેલી કિમત આપવાને તથા બાગ વગર તે ઇસ્ટેટ તથા ઘર લેવાને રાજી હશે અને ન્યુનતા બાબતના અથવા અ ની ગફ્લત ને લીધે અથવા તે કરાર પ્રમાણે ન ચાલ્યાને લીધે પોતાને થયેલા નુકશાનના બદલા બાબતનો સઘળો હક છોડી દેશે તો ખરીદીના પઇશા આપેથી ઘરનું ખત અ એ પોતાને કરી આપવું એવું હુકમનામુ મળવાનો હક બ ને છે. ક. ૧૫

(ઈ) કરારનો જે ભાગ જુદોજ ગણ્યો હોય તો વિસેષ રીતે પૂરો કરી શકાય છે તથા વિશેષ રીતે પુરો કરવો જોઇએ તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે હોય ત્યારે એટલે તેજ કરારનો જે બીજો ભાગ વિશેષ રીતે પુરો કરી શકાતો નથી અથવા વિશેષ રીતે પુરો કરવો નહી તે ભાગથી જુદો તથા સ્વતંત્ર હોય ત્યારે પેહેલો ભાગ વિશેષ રીતે પુરો કરવા વિશે ફરમાવવાનો અધિકાર કોરટને છે. ક. ૧૬

(એફ) ઉપરની છેલી ત્રણ કલમો પઇકી કોઈ કલમ લાગુ હોય તેવા પ્રસંગ શિવાય બીજે પ્રસંગે કરારનો ભાગ વિશેષ રીતે પુરો કરવા બાબત કોરટે ફરમાવવું નહી. ક. ૧૭

(જી) કાંઈ મિલકત ઉપર અપૂર્ણ માત્ર હક છતાં તે મિલકત કોઈ માણસ વેચવાનો અથવા ભાડે આપવાનો કરાર કરે છે. ત્યારે, (આ બાબમાં બીજી રીતે ઠરાવ કર્યો હોય તે શિવાય) વેચાતી લેનારને અથવા પટે લેનારને હેઠળ લખેલા હક છે—

(અ) માલ મિલકત વેચ્યા પછી અથવા પટે આપ્યા પછી વેચનારને અથવા પટે

કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ. ને છે.

(જ) અ લગતાં બે ઘરોનો માલેક તે એક ઘર બ ને ભાડે આપે છે અને પછી બીજું ઘર ક ને ભાડે આપેછે બ.ને ભાડેઆપેલાંઘરનોસુખથીઉપભોગ ન કરી શકાય એવો ફેરફાર ક.ને ભાડે આપેલા ઘરમાં અ.તથા ક. કરવા માંડેછે સદહુ પ્રમાણે કરવાની તેઓને મનાકરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ. ને છે.

(ક) અ. વાવેતર કરરવા જેવી કાંઇ જમીન ખેતીના કામ સારૂ બ, ને ભાડે આપેછે પણ વાવેતર કરવાની રીત બાબત કાંઇ વિશેષ કરાર કરતો નથી તે ડિસ્ટ્રિકટમાં વાવેતર કરવાની જે રીત છે તે રીત વિરૂધ તે જમાનામાં જે બાંધા યોગથી તે જમીનની ખરાબી થશે તથા જે કાહાડી નાખવાને ઘણાં વરસ લાગે તેવાં બી રોપવાની બ. બીક બતાવે છે. ખેતીની રીત પ્રમાણે જમીનનો ઉપયોગ કરવાનો બ. નો મરજીાત કરાર છે તે કરાર વિરૂધ જમીન રોપવાની બ. ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ. ને છે.

(લ) અ. તથા બ. તથા ક. ભાગીયા છે પંતિયાળુ મરજીમાં આવે ત્યારે કાહાડી નંખાય તેવું છે ભાગની માલમિલકતના નાશનું કારણ થાય એવુ કૃત્ય કરવાની અ બીક બતાવે છે પંતિઆળુ કહાડી નાખવા બાબતની માગણી ન કરતાં તે કૃત્ય કરવાની મના અ. ને કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ. તથા ક. ને છે.

(મ) અ એક હિંદુ વિધવાના કબજામાં પોતાના મૈયત ધણીની માલમિલકત છે તે માલ મિલકતનો તેણીએ નાશ કરવા વાજબી છે એ બાબત પુરતું કારણ હોયા વગર તે માલમિલકતનો નાશ કરે છે. તેણીને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર જે વારસને તે માલમિલકત આગળ મળવાની હશે તેને છે.

(ન) અ તથા બ તથા ક એક અવિભકત હિંદુ કુટંબના માણસો છે. તે કુટંબની મિલકત ઉપર ઉગેલાં ઇમારતી લાકડાંનાં ઝાડ અ કાપે છે તથા કુટંબના ઘરના ભાગનોનાશ કરવાની તથા કુટંબના કાંઇ વાસણ વેચવાની બીક બતાવે છે. તેને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ તથા ક ને છે.

(અ) અ. કલકત્તા માંહેનાં કેટલાંએક ઘરોનો માલેકછે તે નાદાર થાય છે. બ તે ઘરો આફિશિયલ આસૈનીની પાસેથી વેચાતા લેછે તથા તેનો કબજો લેછે અ તે ઘરમાં અતિક્રમણ કરવાનો તથા તેને નુકશાન કરવાનો હક કરે છે તેથી બ ને પોતાનો કબજો સંભાળી રાખવા સારૂ ઘણો ખરચ કરીને માણસો રાખવાની જરૂર પડે છે. અતિક્રમણનાં બીજાં કૃત્યો કરવાની મના થવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ નેછે

(પ) એક ગામના લોકો અ ની જમીન ઉપર થઇને જવા આવવાના હકનો દાવો કરે છે તેઓ પઇકી કેટલાએક ઉપર ફરિયાદ કરીને પોતાની જમીન ઉપર સદરહુ પ્રકારનો હક નથી એવું સાપિત કરવાનું હુકમનામું અ કરાવી લેછે. પછી ગામના બીજા રેહેવાશીઓ પઇકી દરએક આશામી તે જમીન ઉપર થઇને જવા આવવાના પોતે કહેલા પોતાના હકને પ્રતિબંધ કરાવા બાબત અ ઉપર ફરિયાદ કરે છે તેને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

(કયુ) વહિવટ કરવાની જે ફરિયાદીમાં બ એક લેણદાર જે પક્ષકાર નથી તે ફરિયાદ અ ને ક ની માલમિલકતનો વહિવટ કરવાનું હુકમનામું મળે છે બ પોતાના લેણા બાબત ક ના ઈસ્ટેટ ઉપર ફરિયાદ કરે છે બ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

(ર) અ અને બ ના કબજામાં લગતી જમીન તથા તેની હેઠળ ખાણ છે અ પોતાની ખાણ બ ની ખાણની હેઠળ જાય એવી રીતે ખોદે છે અને બ. ની ખાણને આધાર આપવા જે થાંભલા મદદ કરે છે તે થાંભલા કાહાડી નાંખવાની બીક બતાવે એવું કરવાની અ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ. નેછે.

(સ) એક ઘરનો ભોગવટો કરનારા બ. ના શરીર સુખને ઘણી તમા ગેરવાજબી રીતે હરકત થાય એવી રીતે ઘરની પાસે અ ઘંટો વગાડે છે અથવા નિરર્થ કારણ બીજો ઘોંઘાટ કરે છે તે ઘોંઘાટ કરવાની અ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(ટ) બ. તથા ક જેઓ પાડોશના ઘરમાં કામ કરે છે તેઓ શરીર સુખને મોહોટી હરકત થાય એવી હવા અ ધુમાડો કરીને ખરાબ કરે છે હવા ખરાબ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાર કરવાનો અધિકાર બ ને છે.

(યુ) અ બ નું પેટંટ તોડે તે પેટંટ વ્યવહારપયોગી છે તથા તે તોડયું છે એવી કોરટની ખાતરી થાય તો તોડવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકારબ. નેછે

(વ) અ બ નો ગ્રંથસ્વામીત્વનો હક ચોરે છે જે ગ્રંથના ગ્રંથસ્વામીત્વ બાબત દાવો હશે તે ગ્રંથ નિંદ્યાનો અથવા બીભસ્ત નહી હોય તો તે ચોરી કરવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ. ને છે.

(ડબલ્યુ) બ. ની વેપારની નીશાનીનો અયોગ્ય રીતે ઉપયોગ કરે છે બ તે નીશાનીનો ઉપયોગ કરે છે તે પ્રમાણીક છે એવું હોય તો તે ઉપયોગ કરનારને અ ને મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ક્ષ) બ ની મરજી વિરૂધ તથા તેણે અધિકાર આપ્યા વગર અ એક ધંધાદાર બ પોતાનો ભાગીયો છે એવું કહે છે અ ને તેમ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ.ને છે.

(ય) અ મોહોટો નામાંકિત માણસ છે તે કુટંબ સંબંધી વિષય ઉપર બ ને પત્ર લખે છે અ તથા બ. મરણ પામ્યા પછી ક જે બ. ના શેષ ધનનો મૃતલેખ દાનાધિકારી છે તે અ ના પત્રો પ્રસિધ કરીને પઇશા મેળવવાનું ધારે છે. ડ જે અ નો એકિસકયુટર (મૃત્યુપત્ર ચલાવનારો) છે તેનું એક પ્રકારનું તે પત્રો ઉપર સ્વામીત્વ છે. અને તે પત્રો પ્રસિધ કરવાની ક ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર તેને છે.

(ઝ) અ એક કારખાનું ચલાવે છે. તથા બ. તેનો મદદગાર છે પોતાનું કામ ચલાવવાના દરમિયાન અ, એક કીમતી ગુપ્ત ક્રિયા બ. ને શિખવે છે આગળ જતાં બ. અની પાસે પઇસા માગે છે અને પઇશા ન આપે તો તે ક્રિયા ક. જે પ્રતિસ્પર્ધી કારખાના વાળો

છે તેને જણાવીશ" એવી બીક બતાવે છે તે ક્રિયા ઉઘાડી કરવાની બ. ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે. ક. ૫૪

(ક) આવસ્યકતાના ભાગની મના કરવા સારૂ કેટલાએક કૃત્યો જે કોરટથી જબરીથી કરાવી શકાયછે તે કરવાની ફરજ પાડવાની અવસ્ય હશે ત્યારે જે ભાગ બાબત ફરિયાદ હશે તે ભાગની મના કરવાસાર તથા જરૂરનાં કૃત્યો કરવાની ફરજ પાડવા સારૂ પણ તાકીદ પોતાની નજરમાં આવે તો આપવાનો અધિકાર કોરટને છે.

દ્રષ્ટાંતો

(અ) જે અજવાળું મળવાનો તથા જેનો ઉપયોગ કરવાનો હક બ. ને હિંદુસ્તનના મુદત બાબતના આકટ ૪ થા ભાગ પ્રમાણે પ્રાપ્ત થાય છે તે અજવાળું અ નવી ઈમારત બાંધીને બંધ કરે છે ઇમારત બાંધવાનું કામ આગળ ચલાવવાની અ ને મના કરવાબાબતજ માત્ર નહિ, પણ તે ઇમારતના જેટલા ભાગથી બ નું અજવાળું બંધ થતું હશે તેટલો ભાગ પાડી નાખવા બાબતની પણ તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(બ) બ. ની જમીન ઉપર નેવાં પડે એવું ઘર અ બાંધે છે. નેવાનો જેટલો ભાગ સ દરહુ પ્રમાણે આગળ આવ્યો હોય તેટલો પાડવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ. ને છે.

(ક) ૫૪ મી કલમના (ઐ) દ્રષ્ટાંત તરીકે જે મુકદમો લખ્યો છે. તે મુકરદમામાં અ એ વઈદના ધરાક તરીકે જે પત્રો અ ને પોતાના વઇદ તરીકે લખેલાં હશે તે સઘળા પત્રોનો નાશ કરવા બાબતનો હુકમ કરવાનો પણ અધિકાર કોરટને છે.

(ડ) ૫૪ મી કલમના (ય) દ્રષ્ટાંત તરીકે જે મુકરદમો લખ્યો છે તે મુકરદમામાં અ ના પત્રોનો નાશ કરવા બાબતનો હુકમ કરવાનો પણ અધિકાર કોરટને છે.

(ઇ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૨૧ મા બાબ પ્રમાણે શીક્ષાને પાત્ર થાય એવી તપશીલ બ. બાબત પ્રસિધ કરવાની અ બીક બતાવે છે તપશીલ પ્રસિધ કર્યાથી બ ની માલમિલકતને નુકશાન થનાર નથી એવું જો કે બતાવવામાં આવ્યું હોય પણ તે પ્રસિધ કરવાની મના કરવા બાબતની તાકીદ આપવાનો અધિકાર કોરટને છે.

(ફ) અ બ. નો વઇદ છે બ. દુરાચરણી છે એવું બતાવનારા પત્રો તેણે (બ એ) અ. ને લખ્યાં તે પ્રસિધ કરવાની બીક અ. બતાવે છે પ્રસિધ કરવાનો મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ગ) ૫૪ મી કલમના (વ) તથા (ડબલ્યુ) દ્રષ્ટાંતો તરીકે અને આ કલમના (ઇ) તથા (ફ) દ્રષ્ટાંતો તરીકે જે મુકરદમામાં લખ્યા છે તે મુકરદમામાં ગ્રંથ સ્વામીત્વની ચોરી કરીને જે પ્રતો કાહાડી હશે તે પ્રતો તથા તે મુકરદમામાં કહેલી વેપારની નિશાણીઓ તથા તપસીલ તથા પત્રો આપી દેવા બાબતનો અથવા તેઓને નાશ કરવા બાબતનો હુકમ કરવાનો અધિકાર પણ કોરટને છે. ક. ૫૫

(ડ) હેઠળ લખેલે પ્રસંગે તાકીદ આપવાનો અધિકાર નથી.

(અ)જે ફરિયાદમાં તાકીદ માગીહશે તે ફરિયાદ કરતી વખતે ઇનસાફનું કામ ચાલ્યું હશે તે હેઠળ લખેલું કારણ હોયા વગર મોકુફ રાખવા સારૂ એટલે ફરિયાદનું કામ ઘણું વધવું

ન જોઈએ એવી મના કરવાનું કારણ હોયા વગર મોકુફ રાખવા સારૂ.

(બ) જે કોરટની પાસેથી તાકીદ માગી હશે તે કોરટના તાબા માંહેની કોરટ નહી હોય એવી કોરટમાં કામ ચાલતું હશે તે મોકુફ રાખવા સારૂ.

(ક) કાયદા કરનારી હરકોઇ મંડળીને અરજી કરવાની લોકોને મના કરવા સારૂ.

(ડ) ઈંડિયા સરકારના અથવા સ્થાનિક સરકારના હરકોઇ ખાતાના સાર્વજનિક કર્તવ્ય કર્મમાં અથવા પારકી સરકારના પ્રભુત્વના કૃત્યમાં દખલગીરી કરવા. સારૂં

(ઇ) કોઇ પણ ફોજદારી મુકરદમામાં ચાલેલું કામ મોકુફ રાખવા સારૂં.

(ફ)જે કરાર વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી તે કરાર તોડવાની મના કરવાસાર,

(ગ) કાંઈ કૃત્ય અપકારક થાય એવું બાજબી રીતે સ્પષ્ટ નહી હોય તે કૃત્ય અપકારક છે માટે કૃત્યની મના કરવા સારૂ.

(હ) જે બાગ અરજદારને કબુલ છે તે બાગ ચાલુ રહેવાની મના કરવા સારૂ.

(ઐ) ટ્રસ્ટ તોડવાના પ્રસંગ શિવાય બીજે પ્રસંગે કામ ચલાવવાની બીજી કોઈ મામુલ રીતે તેવોજ બરોબર ન્યાય ખચીત મેળવી શકાતો હશે ત્યારે.

(જ) કોરટની મદદ મળવાનો હક નહી સરખો થાય એવી અરજદારની અથવા તેના મુખત્યારોની વરતણુંક હોય ત્યારે.

(કે) અરજીના વિષયમાં અરજદારની જાતનો સબંધ નહી હોયત યારે તેબાબતમાં.

દ્રષ્ટાંતો.

(અ) પોતાના ભાગીયા બ. ને બાગનું કરજ તથા માલ લેવાની મના કરવા સારૂ અ. તાકીદ માગે છે. પેહેડીના ચોપડા અ. એ યોગ્ય રીતે પોતાના કબજામાં લીધા અને બ. ને તેણે તે જોવા દીધા નહી એવું દેખાય છે કોરટે તાકીદ આપવાને ના કહેવી.

(બ) અ. કુલ્લી તઇયાર કરીને "સનંદથી મળેલા હક ઉપરથી પ્લંબેગાની તંઇયાર કરેલી કુલ્લી" એવું તેને નામ આપીને તે વેચે છે પણ ખરૂ કહીએ તો તે બાબત કદી સનદ મળી નથી બ. તે નામ ચોરેછે તે ચોરવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર અ. ને નથી.

(ક) અ"મેકિસકન બામ" એ નામનો એક પદારથ જુદા જુદા નદી મળે તેવા અર્ક એકઠા કરીને કરેલો તથા ખચીત ગુણ લાગે તેવી તેમાં અઉપધી શકતી છે એવું કહીને તે પદારથ વેચે છે બ. તે પદારથના જેવો એક પદારથ વેચવાનું શરૂ કરે છે એ આપણે અનો "મેકિશકન બામ" વેચાતો લઇએ છીએ એવું લોકોને લાગવા જેવું તે પદારથને નામ તથા વરણન આપે છે આ વેચાણ બંધ કરવાની તાકીદ મળવા સારૂ અ બ. ની ઉપર ફરીયાદ કરે છે અ નો "મેકિસકન બામ" સુગંધી વસાણા ભેળવેલી ડુકરની ચરબી છે બીજુ કાંઇ નથી એવું બ સાબીત કરે છે સદરહુ વરણનનો અ જે ઉપભોગ કરે છે તે પ્રમાણીક નથી.અને તેને તાકીદ મળી શકતી નથી. ક. ૫૬

(ઈ) છપનમી કલમનો (ફ) રકમમાં ઠરાવ છે તોયપણ કોઇ કૃત્ય ન કરવા બાબત ઉકત અથવા ગરભિત નાની કબુલાયત સહિત કોઇ કૃત્ય કરવા બાબતની હાની કબુલાયત કરારમાં હશે ત્યારે હાની કબુલાયત વિશેષ રીતે પૂરી કરવાની કોરટ ફરજ પાડી શકતી ન-

થી આજ કારણને લીધે નાનાં કબુલાયત પુરી કરવા બાબતની તાકીદ આપવાનો કોરટે મના થાય છે એમ સમજવું નહીં પણ એવું ઠરાવ્યું છે કે કરાર જેટલે સુધી અરજદારને બંધક છે તેટલે સુધી તે પુરો કરવાને અરજદાર ચુકયો એવી હકીકત હોવી જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) કામ ચલાવવાની ઇમારતી સાથે સંબંધ ન રાખતાં તે કામનું ગુડવિલ બ ને ૧૦૦૦ રૂપિયે વેચવાનો અ કરાર કરે છે અને તે કામ કલકત્તામાં ન ચલાવવાનું પણ વળી કબુલ કરે છે બ ૧૦૦૦રૂપિયા અ ને આપેછે પણ અ તે કામ કલકત્તામાં ચલાવે છે અ ના ઘરાક બ ની પાશે મોકલવાની અ. ને ફરજ કોરટ પાડી શકતી નથી પણ અ. તે કામ કલકતામાં ચલાવવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ. ને છે.

(બ) એક કામનું ગુડવિલ બ ને વેચવાનો અ. કરાર કરે છે પછી અ.બ. ની દુકાન પાશે તેવુંજ કામ ચલાવવાનું શરૂ કરે છે, પછી અ. ને પોતાનાં જુનાં ઘરાકોને પોતાની સાથે વેહવાર રાખો એવું કહે છે આ તેના ગરભિત કરારની વિરૂધ છે ઘરાકોને (પોતાની સાથે વેહેવાર રાખવાનું) કેહેવાની અને જે કૃત્યથી ઘરાકનું ગુડવિલ બ. ની પાસેથી નીકલી જાય એવું હોય તેવું કાંઈ કૃત્ય કરવાની અ. ને મના કરવા બાબત તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ક) તાહારા નાટક ગૃહમાં બાર મહિના સુધી ગાઈશ અને બીજે ઠેકાણે કોઇ ચાર માણસમાં ગાનાર નથી એવો અ. બ. ની સાથે કરાર કરે છે ગાવા બાબતનો કરાર વિશેષ રીતે બ. થી પુરો કરાવી શકાતો નથી પણ સર્વજનીક ગમતને હરકોઇ બીજે ઠેકાણે ગાવાની અ. ને મના કરવા બાબતની તાકીદ મળવાનો હક બ. ને છે.

(ડ) હું બાર મહિનાસુધી તારી કારકુનની ચાકરી ઈમાનથી કરીશ એવો બ. અની સાથે કરાર કરે છે. આ કરાર વિશેષ રીતે પૂરો કરવા બાબતનું હુકમનામું મળવાનો હક અ. ને નથી પણ પ્રતિસ્પર્ધી. પેહેડીમાં ચાકરી કરવાની બ.મના કરવા બાબતની તાકીદ મળવાનો હક તેને છે,

(ઇ) ઠરાવેલે દિવશે ૧૦૦૦ રૂપિયા તમે આપશો તેને પેટે હું ફલાણું કામ ઠરાવેલા અંતરમાં ચાલુ કરનાર નથી એવો અ. બ. ની સાથે કરાર કરે છે બ, પઇસા આપવાને ચુકે છે ઠરાવેલા અંતરમાં અ એ તે કામ ચલાવવુ નહીં એવી મના કરી શકાતી નથી.



# મુદતનો કાયદો.

## સન ૧૮૭૭ નો આક્ટ ૧૫ મો.

પ્રશ્ન૦—૧, વાદી ઈઝમેન્ટ૦બીલ ઓફ એકસચેંજ, બાંડ, વાયદા ચીઠી, ટ્રસ્ટી ફરિયાદ નોંધેલા શુદ્ધ બુદ્ધિથી અને પારકો દેશ એ શબ્દોની વાખ્યાઓ આપો?

ઉ૦—૧ સગીર એટલે ન્હાની ઉમરનો માણસ આ શબ્દનો અરથ જે માણસની ઊમર પુરેપુરાં અઢાર વરશની થઈ ન હોય તે માણસ એવું સમજવું.

૨ વાદી આ શબ્દમાં વાદી જે માણસની મારફતે દાવો કરતો હોય તે માણસનો સમાસ થાય છે એવું સમજવું.

૩ લોકાપકારક કૃત્ય આ શબ્દોનો અર્થ બીજાની સ્થાવર મિલકતનું નુકશાન અથવા ઇજા થાય તેવી કાંઇ વાત કરી હોય તે અતિક્રમણ કરવાના ગુન્હા કરતાં ઉતરતા દરજાની હોય તે વાત એવો સમજવો.

૪ બીલ ઓફ એકસચેંજ એ શબ્દમાં હુંડી પત્રીનો સમાવેશ થાય છે.

૫ પારકો દેશ એટલે બ્રિટીશ ઈંડિયા શિવાયનો હરકોઇ દેશ.

પ્ર૦—૨ તેમાં નીચે લખેલી બાબતોમાં દાવો કર્યો ક્યારે કહેવાય? સાધારણ બાબતમાં નાદારની બાબતમાં અને (૩) જે કંપની કોરટથી બંધ થઇ શકે તેવી બાબતમાં દાવો દાખલ કર્યો ક્યારે કહેવાય.

ઉ૦—૧ જ્યારે ફરિયાદી યોગ્ય અમલદારને આપવામાં આવે ત્યારે.

૨ જ્યારે તેની અરજી નાદારોમાં કરવાની રજાને વાસ્તે નોંધવામાં આવે ત્યારે.

૩ જ્યારે દાવેદાર પોતાનો દાવો ઓધાની રૂઇએ વસુલ કરનારને મોકલે છે ત્યારેક.૪

પ્ર૦—૩ ફરિયાદ કરવાના કે અરજી કકવાના હક ઉત્પન થાય તે વખતે તે કાયદાસર નાલાયક હોય તો ક્યારે ફરિયાદી કે અરજી કરી શકે?

ઊ૦—નાલાયકી દુર થયા પછી અથવા તેને બે પ્રકારની ના લાયકી હોય તો તે બંને પ્રકારની (સગીર પણું તથા ગાંડાઈ પણુ) નાલાયકી દુર થયા પછી તે નાલાયકી નહીં હોતતો આ આક્ટને જોડેલાં બીજા પરિશિષ્ટના ત્રીજા આસનમાં કહેલી તારીખથી જેટલી મુદતમાં ફરિયાદ કે અરજી કરી શકત તેટલી મુદતમાં ફરિયાદ કે અરજી કરવાનો તેને અધિકાર છે (ક. ૭)

પ્ર૦—૪ સામાઇક લેણદાર અથવા દાવાદારની સામે એક સામાઇક લેણદારની ન લાયકી દાવાનું કે અરજ કરવાનું કારણ ઉત્પન થતા વખતે હોય તો મુદત ક્યારે જશે અને ક્યારે નહી જાય?

ઉ૦—નાલાયક સખસનો અનુમત વગર ફારગતી આપાતી હોય તો મુદત સઘળાને લાગુ થશે, પણ ફારગતી આપાતી નહીં હોય તો ના લાયકી દુર થાય ત્યાં સુધી કાયદાની મુદત તેઓમાંના કોઈને લાગુ થશે નહી. ક. ૮

પ્ર૦—૫ દાવાનું કારણ ઉત્પન થયા બાદ ના લાયકી ઉત્પન થાય તો ફરિયાદ કરવાની મુદત બંધ પડશે કે નહી? અને જો નહી પડે તો ક્યારે?

ઉ૦—એકવાર મુદત ચાલુ થઇ એટલે દાવાનું કારણ ઉત્પન થયા પછી ના લાયકી અ થવા અશકતતા આવ્યાથી તે મુદત બંધ પડશે નહી પણ લેણદારની મિલકતનો વહિવટ ચલાવવાની સણંદ તેના દેણદારને આપી હોય ત્યારે કરજ વસુલ કરવાની, ફરિયાદ કરવાની મુદત કઇ છે તે મુદત તેનો વહિવટ ચાલુ હશે ત્યાંહાં સુધી બંધ રહેશે.(ક. ૯) આ કલમથી કા. ૧૪ મુજબ કાયદો લેતાં બાદ આવશે નહી.

પ્ર૦—૬ મુદ્દામ ટ્રસ્ટી અને તેઓના વારસ વકીલની ઉપર ફરિયાદ કરવાની મુદત કેટલી છે.

ઉ૦—ફરિયાદ કરવાને માટે ગમે તેટલી મુદત થઇ ગઇ હોય તોપણ હરકત નથીકિમત આપીને ટ્રસ્ટી (એટલે જુમેદાર) ની પાસેથી સુધ બુધિથી માલ મિલકત જેણે ખરીદ કીધી હોય તે આકલમના અરથ પ્રમાણે તેનો વારસ વકીલ નથી. (ક. ૧૦)

પ્ર૦—૭ પરરાજ્યમાં થયેલા કરાર ઉપરથી બ્રિટિશ ઇંડિયામાં ફરિયાદીઓ થશે તેને કયો કાયદો લાગુ થશે!

ઉ૦—આ આકટમાં કહેલા નિયમો. (ક. ૧૧)

પ્ર૦—૮ પરરાજ્યના મુદતના કાયદાના નિયમથી બ્રિટિશ ઇંડિયામાં ફરિયાદીઓ કરી હોય તેની વિરૂધ બચાવ ક્યારે કરી શકાય

ઉ૦—પરરાજ્યની કાનુન ઉપરથી કરાર ઉપરથી ફરિયાદ આણી હશે તે કરાર નહીંસરખો થઇ જતો હશે અને તે કાનુનમાં કહેલી મુદતમાં પક્ષકારોની તે મુલકમાં સ્થાનીક વસ્તીથઇ હશે તોતે કાનુનથી આવી ફરિયાદીની સામે પ્રતિવાદીનો બચાવ સારી રીતે ચાલશે. ક. ૧૨

પ્ર૦—૯ મુદત ગણતાં કયો દિવશ મુકી દેવો જોઇએ અને અપીલ, નાદારીમાં અપીલ કરવાને માટે પરવાનગી સારૂ અરજી, બીજી અપીલ અને ફરી તપાસની અરજીઓ તથા પંચનો ફેંસલો રદ કરવાની બાબતમાં કયો વખત મુકી દેવો જોઇએ?

ઉ૦—જે દીવસથી મુદતસર થવાનીહોય તે દીવસ મુદત ગણતાં મુકી દેવો તથા હુકમનામાં અથવા શીક્ષાના ઠરાવની અથવા હુકમની અથવા ફેંસલાની એટલેજ એની અગર પંચના ફેંસલાની નકલ મળતાં જેટલો વખત રોકાયો હોય તેટલી મુદત મૂકી દેવી.

પ્ર૦—૧૦ બીજી કઇ બાબતમાં વાદીને ફાયદો મળે છે?

ઉ૦—૧ પ્રતિવાદી બ્રિટિશ ઇંડિયામાંથી જેટલી મુદત સુધી ગેરહાજર હોય તેટલી મુદત સુધી ગણતાં મુકી દેવી (ક. ૧૪)

૨ હકુમત વગરની કોરટમાં પ્રમાણીક પણે કરેલી ફરીવાદીઓને કે અરજને જેટલી મુદત લાગી હોય તેટલી મુકી દેવી. અને ક. ૨૦ મુજબ કામ ચલાવવાનું મોકુફ રાખવાનો હુકમ કરવામાં આવ્યો હોય તે કામની દાખલતારીખ.તા. હુકમની તારીખ.તા.જતાં આવતાં વખત જાય તેટલી મુદત બાદ કાપવી ક. ૧૪

૩ ફરિયાદી કરવા માંડવાનું કામ જેટલી મુદત સુધી તાકીદ ઉપરથી બંધ રહ્યું હોય તેટલી મુદત મુકી દેવી.

૪ ખરીદદાર કબજે લેવાને દાવો કરે તેની મુદત ગણતાં તે હુકમનામુ બજાવવા સારૂ કરેલુ વેચાણ રદ કરવાને હુકમવાળા દેણદારે ફરીયાદ કરી હોય તે મુદત મુકી દેવી.

૫ ફલાણું માણસ જીવતું હોય તો તેને ફરિયાદ કે અરજી કરવાનો હક મળત તેમા ણુસ તે હક પ્રાપ્ત થયા પેહેલાં મરણ પામે તો તે ફરિયાદ કે અરજી કરવાની મુદત તે મ રનાર માણસના હક સબંધનો વારસ વકીલ કરવાને લાયક થયો હોય ત્યારથી ગણવી ફલાણું માણસ જીવતું હોય તો તેની ઉપર ફરિયાદ કે અરજી કરવાનો હક મળત તે માણસ તે હ ક પ્રાપ્ત થયા પેહેલાં મરણ પામે તો જે વારસ વકીલની ઉપર વાદી ફરિયાદ કે અરજીકરી શકે તેવો કોઈ વારસ વકીલ થયો હોય ત્યારથી તે ફરિયાદ કરવાની મુદત ગણવી. જમીન નો અથવા વૌંશપરંપરાના વતનનો કબજો લેવાની તા. અગ્રકીયા અધિકાર સબંધીની ફરિ- યાદોને આ કલમનો પેહેલો ભાગ લાગુ નથી. (ક. ૧૭)

૬ કોઇ માણસને ફરિયાદ કે અરજી કરવાનો હક હોય તેને તે હક છે એ વાત તેને કપટથી માલમ પડવા દીધી ન હોય અથવા જે આધાર ઉપરથી તેને હક છે તે આધાર ક પટથી માલમ પડવા દીધો ન હોય અને તે હક સાબેત કરવાને જે દસ્તાવેજની જરૂર હોય તે દસ્તાવેજ કપટથી સંતાયો હોય તો જે માણસે કપટ કરયું હોય અથવા કપટ કરવામાં જે ણે મદદ કરી હોય તે માણસ અથવા તે માણસની તરફથી પ્રમાણીક પણે દાવો કરતો નહી હોય અથવા કિંમતવાર બદલો આપ્યા વગર દાવો કરતો હોય તે માણસ ઉપર ફરિયાર શ રૂ કરવાની મુદત કપટથી જે માણસને નુકશાન થયું હોય એ માણસને કપટ પેહેલ વેહેલું જયારે સમજાયું હોય ત્યારથી ગણવી અથવા સંતાડેલો દસ્તાવેજ તે પેહેલ વેહેલો જ્યારેહા જર કરી શકવાનો અથવા જબરાઇથી હાજર કરાવી શકવાને તેને સાધન હોય ત્યારથી દા વો કરવાની કે અરજી કરવાની મુદત ગણવી. (ક. ૧૮)

(૭) કોઇ માલમીકત બાબત અથવા હક બાબત ફરિયાદ અથવા અરજી કરવાની મુદત કહી હોય તે મુદત પુરી થવાની અગાઊ સદરહું પ્રકારની માલમીલકત બાબતની અ- થવા હક બાબતની પાત્રતાનુ અંગીકારણ લખેલુ થાય ને તે માલમીલકત બાબત અથવા હક બાબત જે આસામી ઉપર દાવો હોય તે માણસે અથવા જે માણસ સબંધી તેને અ- ધીકાર અથવા પાત્રતા પ્રાપ્ત થઇ હોય તે માણસે તે લેખ ઉપર સહી કરી હોય તો અસલની પાત્રતાના સ્વરૂપ પ્રમાણે નવી મુદત અંગીકારણના લેખ ઉપર જે વખતે સદરહુ પ્રમાણે સહી થઈ તે વખતથી ગણવી.

અંગીકરણના લેખ ઉપર તારીખ ભરી ન હોય ત્યારે કઈ વખતે તે લેખ સહી થ- ઇ એ બાબત મોહોડાની સાક્ષી લેવાનો અધીકાર છે. પણ તે લેખમાંના મજકુર બાબત મોહોડાની સાક્ષી લેવી નહી.

ખુલાસો ૧—અંગીકારણના લેખમાં માલમીલકતનો અથવા હકનો બરોબર પ્રકાર લ- ખેલો નહી હોય અથવા અવેજ આપવાની અથવા સ્વાધીન કરવાની અથવા પુરો કરવાની અથવા ઉપભોગ કરવાની વખત રજુઆત નથી એવું તેમાં લખ્યું હોય અથવા અવેજ આપવા બાબતનો અથવા સ્વાધીન કરવા બાબતનો અથવા પુરો કરવા બાબતનો અથવા ઉપભોગ કરવા દેવા બાબતનો નકાર તેમાં હોય અથવા કંઈ રકમ ગજરે લેવાનો દાવોતે- માં સામેલ કરયો હોય અથવા માલમીલકત ઉપર અથવા હક ઉપર જે માણસનો અ- ધિકાર હોય તે માણસ શિવાય બીજા માણસોના નામનો તે લેખ હોય તોય પણ તે અંગી

કરણુનો લેખ આ કલમના કારણ સારૂ પુરતો છે એમ સમજવું.

ખુલાસો—૨ આ કલમમાં "સહીકરી" આ શબ્દોનો અરથ જાતે અથવા યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યાર મારફત સહી કરી એવો સમજવો. ક. ૧૯

કરજનું અથવા મૂતલેખાર્પિતદાનનું વ્યાજ ઠરાવેલી મુદત પુરી થયા પહેલાં તે કરજ અથવા મૂતલેખાર્પિતદાન આપવાને તે માણસ પાત્ર હોય તેણે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારે વ્યાજ એવું સમજીને આપ્યું હોય ત્યારે.

અથવા કરજના મુદ્દતનો ભાગ ઠરાવેલી મુદત પુરી થયા પહેલાં દેણદારે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારે વ્યાજ એવું સમજીને આપ્યુ હોય ત્યારે.

અથવા કરજના મુદલનો ભાગ ઠરાવેલી મુદત પુરી થયા પહેલાં દેણદારે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા તે મુખત્યારે આપ્યો હોય ત્યારે.

અવેજ આપ્યો તે વખતથી અસલની પાત્રતાનાં સ્વરૂપ પ્રમાણે નવી મુદત ગણવી

પણ એવું ઠરાવ્યું છે કે કરજના મુદલનો ભાગ આપ્યો હોય તે પ્રસંગે અવેજ આપ્યાની વાત અવેજ આપનારા માણસના ખુદના હાથ લેખ ઉપરથી દેખાઇ આવવીજોઈએ

ગીરવી મુકેલી જમીન ગીરવી રાખનારના કબજામાં હોય ત્યારે તે જમીનની ઉપજ પોહોચી હોય તે આ કલમના કારણ સારૂ અવેજ આપ્યા પ્રમાણે સમજવી. ક. ૨૦

૯ કેટલાએક સામાઇક કરાર કરનારાઓ પઈકી અથવા ભાગીઆઓ પઈકી મૃત્યુપત્ર ચલાવનારાઓ પઈકી અથવા ગીરવી રાખનારાઓ પઇકી આશામી હેઠળ લખેલા સબબથી, ૧૯ તથા ૨૦ ની કલમના કોઈ ઠરાવ ઉપરથી પાત્ર થાય છેએ મસમજવું નહી.એટલે તેઓ પઇકી બીજા એકે અથવા અધીક અથવા તેઓ પઈકી બીજા કોઇ એકનાઅથવા અધિકના મુખત્યારે સહી કરેલાં અંગીકરણના લેખ ઉપરથી માત્ર અથવા આપેલાઅવેજ ઉપરથીજ માત્ર પાત્ર થાય છે એમ સમજવું નહી. ક. ૨૧

પ્ર૦—૧૧ વાદી અથવા પ્રતિવાદી બદલાય અથવા નવો સામીલ થાય તો તેથી શું પરિણામ થાય છે? પક્ષકાર મરી જાય તે પ્રસંગ બાબત વિશેસ શો ઠરાવ છે?

ઉ૦—(અ) પક્ષકાર કર્યો તે વખતથી તેની બાબત તે ફરિયાદ શરૂ થઇ એવુંસમજવું

(બ) ફરિયાદ મરનાર વાદીએ જે વખતે કરી ત્યારથી તેના વારસ વકીલની બાબત શરૂ થઈ એવું સમજવું અને પ્રતિવાદીની ઉપર જે વખતે કરી તેજ વખતથી તે શરૂ થઇ એવું તેના વારસ વકીલની બાબત સમજવું (ક. ૨૨)

પ્ર૦—૧૨ કરાર તોડવાનું કામ સતંત ચાલુ હોય ઉપર અવલ ખત હોયા વગર નુકસાન કરવાનું કૃત્ય સતંત ચાલુ હોય ત્યારે મુદત શી રીતે ગણવી.

ઉ૦—કરાર તોડયાના દરેક પ્રસંગે ફરિયાદ કરવાથી નવો હક પ્રાપ્ત થાય છે અને નવી મુદત શરૂ થાય છે. ક. ૨૩

કરાર તોડવાનું કામ જારી રહે છે મુદતની પ્રત્યેક ક્ષણે ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય છે અને નવી મુદત શરૂ થાય છે.

લોકાપકારક કે બીજુ નુકશાન કારક કૃત્ય જારી હોય તે મુદતની પ્રત્યેક ક્ષણે ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય છે અને નવી મુદત સિરૂ થાય છે.

પ્ર૦—૧૩ કાયદા વિરૂધ કામ બાબત વિશેષ નુકશાન વાસ્તવીક થાય અગર ફરિયાદ થઇ શકતી નથી એવી નુકશાનીની ફરિયાદની મુદત ક્યારથી ગણાય છે?

ઉ૦—નુકશાન થયું હોય ત્યારથી. (ક ૨૫)

પ્ર૦—૧૪ લેખમાંની તારીખ શી રીતે ગણવી?

ઉ૦—ગ્રેગોરિયન ક્યાલેન્ડરમાં લખેલા કાળમાંન પ્રમાણે.

પ્ર૦—૧૫ ઇજમેન્ટ નોટ ક્યારે પ્રાપ્ત થાય છે?

ઉ૦—કોઇ ઈમારતમાં તથા ઈમારતને સારૂ અજવાળુ અથવા હવા આવવી. તથાતેનો ઉપયોગ્ય થવો આ વાતનો ઉપભોગ ઇજમેન્ટ તરીકે તથા હકથી ખાડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે ઇમારત સાથે કર્યો હોય ત્યારે.

અને હરકોઇ મારગના અથવા પાણીના પાટના અથવા કોઇ પાણી વાપરવાના અથવા બીજા કોઈ ઈજમેંટના (તે વિધિ પક્ષે હોય કે વિશેષ્ય પક્ષે હોય) ઉપભોગ બાબતનો દાવો કરનારા કોઇ માણસે ઇજમેંટ તરીકે તથા હકથી ખાડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે કરયો હોય ત્યારે.

સદરહુ પ્રમાણે અજવાળુ અથવા હવા આવવી તથા તેનો ઉપભોગ થવો એ બાબતનો હક અથવા સદરહુ પ્રકારના મારગને અથવા પાણીના પાટનો અથવા પાણી વાપરવાનો અથવા બીજા ઈજમેંટના હક અનિરબંધ તથા અપરિહાસ્ય થશે.

ઉપર વીસ વીસ વરસની મુદતો કહી છે તેમાં દરએક મુદતને દાવાને તે મુદત લાગુ હશે તે દાવા બાબતની જે ફરિયાદમાં તકરાર હશે ત ફરિયાદ ઠરવાની અગાઉનાં બે વરસની એકંદર પુરી થવાની મુદત છે એમ સમજવું.

ખુલાશો—દાવો કરનાર શિવાય બીજા કોઈ માણસનાં કૃત્યથી હરકત થઇ હોય તેથી કબજો અથવા ઉપભોગ ખરેખાત બંધ પડયા વગર અને તે હરકત બાબતની તથા તે હરકત કરનાર અથવા કરવાનું કહેનારાં માણસ બાબતની ખબર દાવો કરનારને પડયા પછી એક વરસ સુધી તે હરકત આવા વગર અથવા કબુલ કરવા વગર આ કલમના અરથપ્રમાણે આડો છે એમ સમજવું નહી.

## દ્રષ્ટાંતો

(અ) મારગના હકને હરકત કરવા બાબત સને ૧૮૮૧ ના વરસમાં ફરિયાદ થઇછે. પ્રતિવાદી હરકત કબુલ કરે છે પણ મારગનો હક કબુલ કરતો નથી. વાદી એવું સાબેત કરે છે કે ઇજમેંટ તરીકે તથા હકથી તે હક બાબતના અધિકારનો દાવો કહીને તે હકનોઉપભોગ સને ૧૮૬૭ ના જાનીવારી મહિનાની ૧ લી તારીખથી શને ૧૮૮૦ ના જાનીવારી મહીનાની ૧ લી તારીખ સુધી ખાડો પડયા વગર બીન હરકતે તથા ઉઘાડી રીતે કરયો છે ત્યારે વાદીને (પોતાની તરફનું) હુકમનામું મળવાનો હક છે.

(બ) સને ૧૮૮૧ ના વરસમાં તેવીજ એક ફરિયાદ થઇ તે ફરિયાદમાં સને ૧૮૫૮ ની સાલથી સને ૧૮૭૯ ની સાલ સુધીમાં સદરહુ રીતે હકનો ઊપભોગ કર્યો એટલુંજ માત્ર વાદી સાબેત કરે છે, આ ફરિયાદ કાહાડી નાખવી. કારણ કે ખરેખરો ઉપભોગ કરીને

તે હક તે ફરિયાદ કરવાની અગાઉ બે વરસની એકંદર ચલાવવાની વાત સાબેતથઈ નથી.

(ક) તેવીજ એક ફરિયાદમાં વાદી સાબેત કરે છે તે હકનો મે વીસ વરસ સુધી વ. ગર હરકતે તથા ઉઘાડો રીતે ઉપભોગ કર્યો છે. અને પ્રતીવાદી એવું સાબેત કરે છે કે તે હકનો ઉપભોગ કરવા સારૂ વાદીએ વીસવરસની એકંદર એક પ્રસંગે મારી પરવાનગી માગી હતી તો તે ફરિયાદ કાહાડી નાખવી. (ક. ૨૬)

પણ એવું ઠરાવ્યુંછે કે કોઇ ઇઝમેંટ જે જમીન ઉપર અથવા પાણી ઉપર અથવા જે જમીનમાંથી અથવા પાણીમાંથી ભોગવાતું હોય અથવા મળતું હોય તે જમીન અથવા પાણી હયાતી સુધીના હક્ક સબંધી ઉપરથી અથવા હક્ક સબંધ આપ્યા પછીની તારીખથી ત્રણ વરસ કરતાં વતી મુદતના હક સબંધ ઉપરથી ધારણ કરેલું હોય ત્યારે સદરહુ પ્રકાર નો હક સબંધ અથવા મુદત ચાલુ હોય ત્યારે જેટલા વખત સુધી સદરહું પ્રકારનાં ઇઝમેંટનો ઉપભોગ થયો હોય તેટલો વખત ઉપર છેલી કહેલી વીસ વરસની મુદતમાંથી બાદ કરવો તે એ રીતે કે સદરહુ પ્રકારનો હક સબંધ અથવા મુદત પુરી થયા પછી તે જમીન ઉપર અથવા પાણી ઉપર જે માણસનો અધિકાર હોય તે માણસે તે હક સબંધ અથવા મુદત પુરી થયા પછી ત્રણ વરસમાં તે જમીનના અથવા પાણીના દાવા બાબત તકરાર કરી હોય તે બાદ કરવો.

દ્રષ્ટાંત

બ ની જમીનમાંથી જવાનો અને હક છે એવું સ્રાપિત થવા બાબત અ ફરિયાદ કરેછે મેં પચીસ વરસ સુધી તે હક ભોગવ્યો તે એવું અ સાબેત કરે છે. પણ તે પચીસ વરસ માંહેના દસ વરસ સુધી ક નામની એક હિંદુ વિધવાનો તે જમીન ઉપર હયાતી લગી હક સબંધ હતો અને ક મરણ પામ્યો પછી બ નો તે જમીન ઉપર હક પ્રાપ્ત થયા અને ક મરણ પામ્યા પછીબે વરસની એકંદર અ ના તે હક સબંધના દાવા બાબત મે તકરાર કરી એવું બ સાબેત કરે છે ત્યારે આ ફરિયાદ કાહાડી નાખવી જોઈએ કારણકે આ કલમના ઠરાવ પ્રમાણે અ એ પંદર વરસ સુધીજ ઉપભોગ કરવાની વાત સાબીત કરેછે ક.૨૭

પ્ર૦—૧૬ મીલકત ઉપરનો હક શાથી જતો રહે છે?

ઉ૦—આ આકટ ઉપરથી જે મુદત ઠરાવી તે મુદત પુરી થયા પછી મીલકત ઉપર હક નહી સરખો થઇ જાય છે. (ક. ૨૮)

પ્ર૦—૧૭ બીજા પરિશિષ્ટના કેટલા ભાગ કર્યા છે અને તેના પેહેલા બીજા અનેત્રીજા ભાગમાં શાનું વર્ણન આવે છે?

ઉ૦—ત્રણ, પેહેલામાં ફરિયાદીઓ, બીજામાં અપીલ, ત્રીજામાં અરજીઓ,બીજુપરિશિષ્ટ

પ્ર૦—ફરિયાદ અરજીઓ બાબત બીજા પરશિષ્ટમાં શા શા નિયમો છે.

ઉ૦—એ બાબતનો ખુલાસો નિચેના કોઠા ઉપરથી જણાય છે.

| ફરીઆદીનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | વીભાગ ૧ લો. ત્રીસ દીવસ. | |
| ૧. પડતર જમીન ઉપર દાવાનો નિકાલ કરવા બાબત નિયમ ઠરાવવા બાબત સન ૧૮૬૩ નો ૨૩ મો આક્ટ છે તે આક્ટ પ્રમાણે રેવેન્યુ બોરડે કરેલા નિવાડા બાબત તકરાર કરવા સારૂ. | ત્રીસ દીવસ. | નિવાડાની નોટીસ વાદીને આપવામાં આવે છે ત્યારે |
| | વિભાગ ૨ જો. નેવું દીવસ. | |
| ૨. બ્રિટિશ ઇંડીયામાં જે વખતે જે કોઇ આક્ટ ચાલુ હોય તે આક્ટ પ્રમાણે ફલાણું કૃત્ય છે એમ કેહેતા હોય તે કૃત્ય કરવા બદલ અથવા કરવાની કસુર કરવા બદલ નુંકશાનનો બદલો મળવા સારૂ. | નેવું દવસ, | કૃત્ય બને અથવા કરવાની કસુર કરવામાં આવે ત્યારે. |
| | વીભાગ ૩ જો છ મહીના | |
| ૩. સન ૧૮૭૭ ના વિશેષ ન્યાયના આક્ટના ૯ મી કલમ પ્રમાણે સ્થાવર મિલકતનો કબજો પાછો લેવા બાબત. | છ મહીના. | કબજો કાઢુડવાની વાત બને ત્યારે ૨૪ વી. રી ૪૩૫. જુઓ. |
| ૪. લોહોડાંની સડકનાં કામ તથા બીજાં સારવજનિક કામ કરનારા અને તેઓને કામે રાખનારાની વચે કેટલીએક તકરારો પડે તેઓનો વેહેલો નિકાલ થવા સારૂ ઠરાવ કરવા બાબત સન ૧૮૬૦ નો ૯ મો આક્ટ છે તે આક્ટનાં ૧ લી કલમ પ્રમાણે. | એજન. | જે પગાર બાબત અથવા ભાડાંબાબત અથવા જે કામકીધું હોય તેની કિંમત બાબત દાવો હોય તે પગાર અથવા ભાડું અથવા કિંમત આપવાની થાય ત્યારે. |
| | વીભાગ ૩ જો છ મહીના. | |
| ૫. વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત કામ ચલાવવાની રીત વિશેનો દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાનો ૩૯ મો બાબ છે તે બાબ પ્રમાણે. | છ મહીના. | જે દસ્તાવેજ ઉપરથી ફરિયાદ કરવાની હોય તે દસ્તાવેજની મુદત ભરાઇને તેનો અવેજ આપવાનો થાય ત્યારે. |
| | વીભાગ ૪ થો એક વરસ | |
| ૬. દંડ બાબત અથવા ગુન્હેગારી બાબત કોઇ સ્ટાટયુટ પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે અથવા કાયદા પ્રમાણે અથવા પેટાની કાનુન પ્રમાણે. | એક વરસ. | દંડનો અથવા ગુન્હેગારીનો પેચ આવે ત્યારે. |
| ૭. ઘરના ચાકરના અથવા કારીગરના અથવા મજુરના પગાર બાબત; જે વિશે આ પરિશિષ્ટના ૪ થા નંબરમાં ઠરાવ કરેલ નહીં હોય. | એજન. | પગાર જ્યારે દેવો થાય ત્યારે. ૮ મ. હા રી. ૮૭ અને ૬ વી. રી. ૩૩ જુઓ. |
| ૮. હોટેલના અથવા ટાવરનના અથવા બર્જિંગ હાઉસના કીપરે ખાવાપીવાની જનસો વેચી હોય તેની કિંમત બાબત. | એજન. | ખાવાની અથવા પીવાની જનસ આપવામાં આવે ત્યારે. |
| ૯. રેહેવાનાં ભાડાં બાબત. | એજન. | કિંમત આપવાની થાય ત્યારે |
| ૧૦ અગ્રક્રિયાધિકાર (એટલે બીજાના કરતાં પેહેલાં ખરીદ કરવાનો અધિકાર) અમલમાં લાવવા બાબત. પછી તે અધિકાર | એજન. | જે વેચાણ રદ કરવાનો બ્યદો હોય તે વેચાણ ઉપરથી ખરીદદાર વેચેલી સઘળી માલ |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| કાયદા ઉપરથી હોય અથવા લોક રૂઢીઉપરથી હોય અથવા વિશેષ કરાર ઉપરથી હોય | | મિલકત સ્થુલ પદાર્થ રૂપ કબજે લે ત્યારે અથવા વેચાણનો વિષય સ્થુલ પદારથરૂપ કબજે લેવા જેવો નહોયતો વેચાણનો દસ્તાવેજ નોંધવામાં આવે ત્યારે. ઇં લો. રી. ૧ અલ્હાબાદ ૩૧૧ જુઓ. |
| ૧૧. જે માણસ વિરૂધ્ધ, દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૮૦મી અથવા ૨૮૧મી અથવા ૨૮૨મી અથવા ૩૩૫ મી કલમ પ્રમાણે હુકમ થયો હોય તેણે હુકમ ગાંહેની માલમિલકત ઉપર પોતાનો હક્ક સાબેત કરવા સારૂ કરવાની . | એજન. | હુકમની તારીખ. |
| ૧૨. હેઠળ લખેલાં વેચાણ પઇકી કોઇ વેચાણ રદ કરવા બાબતઃ—<br>(અ) દિવાની કોરટનું હુકમનામું બજાવવા સારૂ કરેલું વેચાણ.<br>(બ) કલેકટરનાં અથવા બીજા રેવેન્યુઆફિસરનાં હુકમનામાં પ્રમાણે અથવા હુકમ પ્રમાણે કરેલું વેચાણ.<br>(ક) સરકારી મેહેસુલની ચઢેલી બાકીબાબત અથવા સદરહુ પ્રકારની ચઢેલી બાકી પ્રમાણે વસુલ કરવા જોગ કાંઈ માગણું બાબત કરેલું વેચાણ.<br>(ડ) ભાડાની ચાલુ બાકી બાબત પટણીતાલુકનું કરેલુ વેચાણ.<br>ખુલાસો—આ રકમમાંના "પટણી" શબ્દમાં ભાડાની ચાલુ બાકીબાબત વેચવાનો પાત્ર હોય તેવા કોઇ દરમિયાનના સત્તા પ્રકારનો સમાસ થાય છે. | એજન. | વેચાણ કાયમ કરવામાં આવે ત્યારે, અથવા એવી ફરિયાદ થઈ નહોત તો તે વેચાણ બીજી રીતે આખરનું તથા નિશ્ચયકારક થાત ત્યારે. ૧૧ મું. હા. રી. ૧૭૪ જુઓ ઈં. લો. રી, ૨ કલકત્તા, ૯૮ ૨૪ વી. રી. ૮૪ |
| ૧૩. ફરિયાદ શિવાય બીજા કોઈ લાવેલાં કામમાંનો દિવાની કોરટનો ફેસલો અથવા હુકમ ફેરવવા બાબત અથવા રદ કરવા બાબત. | એજન. બીભાગ ૪થો. એક વરસ. | પ્રકરણમાં આખરનો ઠરાવ કરવાનો અધિકાર હોય તેવી કોરટે કરેલા આખરના ફેસલાની અથવા હુકમની તારીખ. |
| ૧૪. સરકારી અમલદારે પોતાના હુદાના સબબથી કાંઈ કૃત્ય અથવા હુકમ કરયો હોય તથા જે બાબત આ આકટમાં ખસુસ બીજી રીતનો ઠરાવ કરેલો નહી હોય તે કૃત્ય અથવા હુકમ રદ કરવા બાબત. | એક વરસ. | તે કૃત્યની અથવા હુકમની તારીખ. |
| ૧૫ સરકારી મેહેસુલની ચઢેલી બાકી બાબત રેવેન્યુ અધિકારીએ કાંઇ સ્થાવર મિલ | એજન. | જપ્તી અથવા પટે અથવા બીજાને કરી આપવું એ કરવા |

| ફરિયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| કતની જપ્તી કરી હશે અથવા તેનો પટો આપ્યો હશે અથવા બીજાને કરી આપીધ શે તે જપ્તી અથવા પટો અથવા બીજાને કરી આપેલું રદ કરવા બાબત સરકાર ઉપર કરવાની. | | માં આવે ત્યારે. |
| ૧૬. મેહેસુલની ચઢેલી બાકી બાબત અથવા મેહેસુલની ચઢેલી બાકી પ્રમાણે વસુલ થઇ શકે તેવા લેણા બાબત રેવેન્યુ અધિકારીએ કરેલા દાવાનો નિકાલ કરવા સારૂ તકરાર કરીને પઈશા આપ્યા હોય તે પાછા લેવા બાબત સરકાર ઉપર કરવાની. | એજન. | નાણું ભરવામાં આવે ત્યારે. |
| ૧૭. સારવજનિક કામ સારૂ જમીન લીધી હોય તેનો બદલો મળવા સારૂ સરકાર ઉપર કરવાની. | એજન. | બદલાની રકમ ઠરાવ્યાની તારીખ. |
| ૧૮. જમીન લેવાનું કામ પુરૂં થયું નહી હોય ત્યારે બદલા બાબત તેવીજ ફરિયાદ. | એજન. | પુરૂં કરવાંની ના કહ્યાની તારીખ |
| ૧૯. ખોટી રીતે કેદ કરવા બાબતનો બદલો મળવા બાબતની. | એજન. | કેદ પુરી થાય ત્યારે. |
| ૨૦. કેટલીએક અપકૃતી બાબત એક્સિક્યુટર (મૃત્યુપત્ર ચલાવનાર) અથવા આડમિનિસ્ટરેટર (મૈયતના ઈસ્ટેટનો વહિવટદાર) અથવા રેપ્રેઝેનટેટિવ (વારસ વકીલ) ફરીયાદ કરી શકે, તથા તેઓની ઉપર ફરિયાદ થઇ શકે એવો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૫૫ નો ૧૩ મો આકટ છે તે આકટ પ્રમાણે એકિસકયુટરોએ અથવા આડમિનિસ્ટરેટરોએ અથવા વારસ વકીલોએ કરવાની. | એજન. | જે માણસનું નુકશાન થયું હોય તેના મરણની તારીખ. |
| ૨૧. ફરિયાદ કરવા લાયક અપકૃતીનાં કારણથી કોઇ માણસ મરણ પામ્યાને લીધે થયલાં નુકશાનનો બદલો કુટંબને અપાવવા બાબત સન ૧૮૫૫ નો ૧૩ મો આકટ છે તે આકટ પ્રમાણે એકિસકયુટરોએ, અથવા આડમિનિસ્ટરેટરોએ અથવા વારસ વકીલોએ કરવાની. | એજન. | મરણ પામેલા માણસનાં મરણની તારીખ. |
| ૨૨ શરીરને થયેલા બીજા કાંઇ નુકશાન બાબતનો બદલો મળવા સારૂ. | એજન. | નુકશાન કરવામાં આવે ત્યારે. |
| ૨૩. અદાવતથી ફોજદારીમાં કામ ચલાવ્યું તે બાબતનાં નુકશાનનો બદલો મળવા સાર. | એજન. | વાદી બીન તકશીરછે એવો ઠરાવ થાય ત્યારે અથવા ફરીયાદીનો બીજી રીતે છેડો આવે ત્યારે. |
| ૨૪. લાઇબલ બાબત (આબરૂ લેનારો | એજન. | લાઇબલ પ્રસિદ્ધ કરવામાં |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ગજકુર પ્રસિદ્ધ કરયા બાબત) નુકશાનનો બદલો મળવા સારૂ. | | આવે ત્યારે. |
| ૨૫. આબરૂ લેનારો ગજકુર બોલ્યા બાબત. | એજન. | તે શબ્દ બોલવામાં આવે ત્યારે અથવા શબ્દો ઉપરથી જ ફરિયાદ કરવાનો અધિકાર નહોય તો જે વિશેષ |
| | વીભાગ ૪ થો એક વરસ. | નુકશાન બાબત ફરિયાદ હોય તે નુકશાન થાય ત્યારે. |
| ૨૬. વાદીના ચાકરને અથવા છેકરીને ફિટવ્યાથી ચાકરીને નુકશાન થયા બાબતનો બદલો મળવા સારૂ. | એક વરસ. | નુકશાન થાય ત્યારે. |
| ૨૭. વાદીની સાથે કરેલો કરાર તોડવાને કોઈ માણુસને પ્રવૃત્ત કરવા બાબત બદલો મળવા સારૂ. | એજન. | કરાર તોડવાની તારીખ. |
| ૨૮. કાયદા વિરૂદ્ધ અથવા ગેર રીતની અથવા વધારે જંગમ માલની જપ્તી કરયા બાબતનો બદલો મળવા સારૂ. | એજન. | જપ્તીની તારીખ. |
| ૨૯. કાયદાસર પ્રોસેસ ઉપરથી જંગમ માલ ગેર વાજબી રીતે પકડયા બાબતનો બદલો મળવા સારૂ. | એજન. વીભાગ ૫ મો બે બરસો. | પકડયાની તારીખ. |
| ૩૦. માલ ખોયા બાબત અથવા તેને નુકશાન કર્યા બાબતનો બદલો મળવા સારૂ હુંડા ભાડાવાળા ઉપર. | બે વરસો. | માલ ખોવાય અથવા તેને નુકશાન લાગે ત્યારે. |
| ૩૧. માલ આપવાને વાર લગાડી હોય તે બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ હુંડા ભાડાવાળા ઉપર. | એજન. | માલ જ્યારે પોહોચાડવો જોઈતો હતો ત્યારે. |
| ૩૨. વિશેષ કારણ સારૂ માલનો ઉપયોગ કરવાનો હક કોઈને હોય ને તે તે માલ બીજા કામમાં વાપરે તો તેની ઉપર. | એજન. | માલ બીજા કામમાં લગાડવાથી જે માણસનું નુકશાન થતુ હોય તેને માલ બીજા કામમાં લગાડયાની વાત પેહેલ વેહેલાં જણાય ત્યારે. |
| ૩૩. કેટલીએક અપકૃતી બાબત એકિસકયુટર અથવા આડમિનિસ્ટ્રેટર અથવા રેપ્રેઝેનટેટિવ ફરિયાદ કરી શકે તથા તેઓની ઉપર ફરીયાદ થઇ શકે એવો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૫૫ નો. ૧૨ મો આકટ છે તે આકટ પ્રમાણે એકિસક્યુટરની ઉપર અથવા આડમિનિસ્ટરેટરની ઉપર અથવા રેપ્રેઝેનટેટિવની ઉપર. | એજન. | જે અપકૃતી બાબત ફરિયાદ હોય તે અપકૃતી કરવામાં આવે ત્યારે. |
| ૩૪. બાયડી પાછી લેવા બાબત. | એજન. | કબજો માગવામાં આવે અને તે આપવાની ના કહે ત્યારે. |

| ફરિયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૩૫. લગનના હક પાછા મળવા બાબત. | એજન. | વર અથવા વહુ પુખ્ત ઉમરનાં તથા અકલ હુશીઆરીમાં હોય અને લગ્નના હક પાછા માગવામાં આવે અને તે આપવાને તે વર અથવા વહુ ના કહે ત્યારે. |
| ૩૬. જે વાત કરારને લાગુ નહી હોય તથા જે વિશે આ આકટમાં ખસુસ કરીને ઠરાવ કરેલો નહીં હોય તથા એવું કાંઇ ગેર કાયદાસર કૃત્ય કરવા બાબતના અથવા કાંઇ ગેરકાયદેસર કૃત્ય અયોગ્ય રીતે કરવા બાબતના અથવા જે કરવાની અવસ્ય હોય તે વરજ કરવા બાબતના બદલા બાબત. | એજન. વીભાગ ૬ ઠો ત્રણ વરસો. | ગેરકાયદાસર કૃત્ય કરવાની અથવા કાયદાસર કૃત્ય અયોગ્ય રીતે કરવાની અથવા કરવાની જરૂર હોય તે વરજ કરવાની વાત બને ત્યારે. |
| ૩૭. માર્ગને અથવા પાણીના પાટને અટકાવ કરયા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ. | ત્રણ વરસો. | પ્રતીબંધની તારીખ. |
| ૩૮. પાણીના પાટને બીજી તરફ વાળ્યા બાબતનાં નુકશાનનો બદલો મળવા સારૂ, | એજન. | વાળ્યાની તારીખ. |
| ૩૯. સ્થાવર મિલકત ઉપર અતિક્રમણ કર્યા બાબતનાં નુકશાનનો બદલો મળવા સારૂ. | એજન. વીભાગ છઠો ત્રણ વરસો. | અતીક્રમણ કરવાની તારીખ. |
| ૪૦. કોપીરાઇટનો (ગ્રંથ સ્વામિત્વનો હક અથવા કાંઇ અનન્યઆધિકાર તોડવા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ. | ત્રણ વરસો. | તોડયાની તારીખ |
| ૪૧. વ્યર્થ ખરચ કરવાનો પ્રતિબંધ કરવા બાબત. | એજન. | વ્યર્થ ખરચ કરવાનો પ્રારંભ થાય ત્યારે. |
| ૪૨. ગેરવાજબી રીતે મળેલી તાકીદ ઉપરથી નુકશાન થયું હોય તે બાબતનો બદલો મળવા સારૂ. | એજન. | તાકીદ બંધ થાય ત્યારે. |
| ૪૩. જે માણસને એક્સિકયુટરે અથવા આડમિનિસ્ટરેટરે વસિયત નામામાં લખેલું દાન આપ્યું હોય અથવા માલ મિલકતની વેહેચણી આપી હોય તે માણસની પાસેથી તે અવેજ પાછો અપાવવા બાબત સન ૧૮૬૫ ના હિંદુસ્થાનના વારસા બાબતના આકટની ૩૨૦ મી અથવા ૩૨૧ મી કલમ પ્રમાણે કરવાની. | એજન. | અવેજ આપવાની અથવા વેંહેંચણી આપવાની તારીખ. |
| ૪૪. પોતાના પાલન કરનારાએ કરેલું | એજન. | વારડ જ્યારે પુખ્ત ઉમરમું |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખત મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| વેચાણ રદ કરવા બાબત જે વારડ મુખ્ત ઊમરમાં આવ્યો હોય તેણે કરવાની. | | આવે ત્યારે. |
| ૪૫. બંગાળાના કાયદા પુસ્તકમાંહેના હેઠળ લખેલા કાયદા પ્રમાણે કરેલા નિવાડા બાબત તકરાર કરવા સારૂ. સન ૧૮૨૨ નો કાયદો ૭ મો તથા સન ૧૮૨૫ નો કાયદો ૯ મો તથા સન ૧૮૩૩ નો કાયદો ૯ મો. | એજન. | તે કામના આખરના નિવાડાની અથવા હુકમની તારીખ. |
| ૪૬. સદરહુ પ્રકારના નિવાડામાં લખેલી કાંઇ માલમિલકત પાછી લેવાની જે પક્ષકારને તે નિવાડા ઉપરથી જરૂર હોય તેણે કરવાની. | એજન. | તે કામના આખર નિવાડાની અથવા હુકમની તારીખ. |
| ૪૭. ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૦ મા બાબ પ્રમાણે અથવા મુંબઇના મામલતદારોની કોરટોના આકટ પ્રમાણે મિલકતના કબજા બાબત કરેલા હુકમ પ્રમાણે ચલાવવાની જે માણસને જરૂર હોય તે માણસે અથવા સદરહુ પ્રકારના માણસના સંબંધથી જે કોઇ દાવો કરતો હોય તેણે તે હુકમમાં લખેલી મિલકત પાછી લેવા બાબતની. | એજ | કામના આખરના હુકમની તારીખ ૯ મુ. હા. રી. ૩૨૪ ૧૦. મુ. હા. રી. ૪૭૯. જુઓ. |
| ૪૮ જે વિશેષ જંગમ માલ ખોવાયો હશે અથવા ચોરીથી મેળવ્યો હશે અથવા જેનો બદ દાનતથી ખોટો ઉપયોગ કરયો હશે અથવા તેનું રૂપાંતર કરયું હશે તે વિશેષ જંગમ માલ સારૂ અથવા તે માલ ગેરવ્યાજબી રીતે લેવા બાબતના અથવા અટકાવી રાખવા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ. | એજન. | તે માલના કબજા બાબત જે માણસને હક હશે તેને તે કોહોના કબજામાં છે એ જયારે પ્રથમ સમજાય ત્યારે. |
| | વીભાગ છઠો. | |
| ૪૯. બીજા વિશેષ જંગમ માલ સારૂ અથવા ગેર વ્યાજબી રીતે તે લીધા બાબતનો અથવા તેને નુકશાન કરયા બાબતનો અથવા તે ગેર વ્યાજબી રીતે અટકાવી રાખવા બાબતનો બદલો મળવા સારૂ. | ત્રણ વરસો. | તે માલ ગેરવ્યાજબી રીતે લેવામાં આવે અથવા તેને નુકસાન કરવામાં આવે ત્યારે અથવા અટકાવી રાખનારનો કબજો જ્યારે ગેર કાયદાસર થાય ત્યારે. |
| ૫૦. જનાવરનાં અથવા વાહનનાં અથવા હોડીના અથવા ઘરગતી સામનના ભાડાં બાબત. | એજન. | ભાડુ આપવાનું થાય ત્યારે. |
| ૫૧. માલ આપવો હોય તેને પેટે અગાઉ ઉપર નાણું આપ્યું હોય તેની બાકી બાબત. | એજન. | માલ આપવો જોઇએ ત્યારે. |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| પર. વેચેલા તથા સ્વાધિન કરેલા માલની કિંમત બાબત જ્યારે તેનું નાણું આપવાની મુદત ઠરાવી નહી હોય ત્યારે. | એજન | માલ આપ્યાની તારીખ. |
| પ૩. વેચેલા તથા સ્વાધીન કરેલા માલનું નાણું ઠરાવેલી મૂદત પૂરી થયા પછી આપવાનું હોય તે વેચેલા તથા સ્વાધિન કરેલા માલની કિંમત બાબત. | એજન. | નાણું આપવાની મુદત જ્યારે. મુદત પુરી થાય ત્યારે. |
| પ૪. વેચેલા તથા સ્વાધીન કરેલા માલનું નાણું ×બિલ આફ એકસચેંજથી આપવાનું હોય ને તે પ્રમાણે બિલ આફ એકસચેંજ આપ્યું નહી હોય, તે વેચેલા તથા સ્વાધિન કરેલા માલની કીંમત બાબત. | એજન | આપવાના યોજેલા બિલની મુદત પુરી થાય ત્યારે. |
| પપ. વાદીએ પ્રતિવાદીને વેચેલાં ઝાડનો અથવા ઉછરના પાકની કિંમત બાબત નાણું કયારે આપવુ તેની મુદત ઠરાવેલી નહી હોય ત્યારે. | એજન | વેચાણની તારીખ. |
| પ૬. પ્રતિવાદીના કેહેવા ઉપરથી વાદીએ કરેલાં કામની કીમત બાબત તેનુંનાણું આપવાની મુદત ઠરાવેલી નહી હોય ત્યારે. | એજન | કામ કરવામાં આવે ત્યારે ૬ મ. હા. રી. ૨૬પ. |
| પ૭. નાણું ધીરયું હોય તે બાબત નાણું લેવાનું હોય તે બાબત. | વીભાગ ૬ ટો ત્રણ વરશે. | નાણું ધીરવામાં આવ્યું ત્યારે |
| પ૮. નાણું ધીરનારે નાણા બાબત ‡ચેક આપ્યો હોય ત્યારે તેનીજ ફરીયાદ. | એજન | ચેકનું નાણું આપવામાં આવ્યું ત્યારે |
| પ૯. નાણુ માગે ત્યારે આપવાનું થશે એવી કબુલાયતથી નાણું ધીરયું હોય તે બાબત. | એજન | નાણું ધીરવામાં આવ્યુંત્યારે. |
| ૬૦. નાણું માગે ત્યારે આપવાનું થશે એવી કબુલાયતથી નાણું મુકયું હોય તે બાબત. | એજન | ઉઘરાણી કરી હોય ત્યારે ૨૪ વી. રી. ૪૨ જુઓ |
| ૬૧. પ્રતિવાદીની વતી રૂપીયા ભરયા હોય તે બાબત વાદીને રૂપીઆ મળવાના હોય તે રૂપીઆ બાબત. | એજન | નાણું આપ્યું ત્યારે. |
| ૬૨. વાદીના ઉપયોગ સારૂ પ્રતીવાદીને પોહોચેલાં નાણાં બાબત પ્રતીવાદીની | એજન | નાણું પોહોચ્યું હોય ત્યારે ઈં. લા. રી. ૨ કલકત્તા ૩૯૩ |

× બિલ આફ એકસચેંજ એટલે જે હુંડીની બે અથવા ત્રણ નકલો મળીને એક સેટ થાય છે તે હુંડી.

‡ ચેક એટલે અવેજ આપવા બાબત બ્યાંક વગેરે તેની ઉપર શાહાજોગ છાપેલ ચીઠી ભરી આપે છે તે.

| ફરીયાદીના પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| પાસેથી વાદીને નાણુ મળવાનું હોય તે નાણું બાબત. | | |
| ૬૩. પ્રતિવાદીની પાસે વાદીનું નાણું લેણું હોય તેના વ્યાજના રૂપિયા મળવાના હોય તે બાબત. | એજન | વ્યાજ આપવાનું થાય ત્યારે |
| ૬૪. વાદી પ્રતિવાદીની વચ્ચે નકી થયલા હિસાબ ઉપરથી પ્રતિવાદીની પાસે વાદીના રૂપીઆ લેણુા નિકળ્યા હોય તે બાબત વાદીને રૂપીયા મળવાના હોય તે બાબત. | એજન | પ્રતિવાદીએ અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા તેને મુખત્યારે સહી કરેલા લેખ ઉપરથી હિસાબ નકી થાય ત્યારે, પણ કરજ આગળ ફલાણી વખતે વાળવું એવી તેજ વખતે લખેલા કબુલાયત થઇને તેની ઊપર સદરહુ પ્રમાણે સહી થઇ હોય તો તે વખત આવે ત્યારે |
| ૬૫. નિરદિષ્ટ કરેલી વખતે અથવા નિરદિષ્ટ કરેલી અનિશ્ચિત વાત બન્યા પછી કોઈ વાત કરવાનો કરાર હોય તે તોડયા બાબતના નુકશાનના બદલા સારૂ. | એજન | નિરદિષ્ટ કરેલી વખત આવે ત્યારે અથવા તે અનિશ્ચિત વાત બને ત્યારે |
| ૬૬. જે *સિંગલ બાંડમાં નાણું આપવા બાબત દિવસ નિરદિષ્ટ કરયો હોય તે સિંગલબાંડમાં સદરહુ પ્રકારનો દિવસ નિરદિષ્ટ કરયો નહી હોય તે સિંગલ બાંડ ઉપરથી. | વીભાગ છઠો. ત્રણ વરસો. | નિરદિષ્ટ કરેલો દિવસ. |
| ૬૭. જે સિંગલબાંડમાં સદરહુ પ્રકારનો દીવસ નીરદીષ્ટ કરયો નહી હોયતે શીંગલ બાંડ ઉપરથી. | એજન | બાંડકરી આપ્યાની તારીખ. |
| ૬૮. જે બાંડમાં શરત હોય તે બાંડ ઉપરથી. | એજન | શરત તોડવામાં આવે ત્યારે |
| ૬૯. જે બિલ ઓફ એકસચેંજનો અથવા વાયદા ચિઠીનો અવેજ તેની તારીખ પછીની નિશ્ચિત વખતે આપવાનો હોય તે બિલ આફ એકસચેંજ ઉપરથી અથવા વાયદા ચિઠી ઉપરથી. | એજન | બિલની અથવા ચિઠીની મુદત ભરાય ત્યારે |
| ૭૦. જે બિલ આફ એકસચેંજનો અવેજ ઠરાવેલી વખતે આપવાનો નહી હોય પણ તે દેખાડયું એટલે અથવા દેખાડા પછી ફલાણી વખતે આપવાનો હોય તે બિલ આફ એકસચેંજ ઉપરથી. | એજન | તે બિલઆફ એકસચેંજ દેખાડવામાં આવે ત્યારે. |
| ૭૧. ફલાણી વિશેષ જગાએ અવેજ | એજન | તે જગાએ તે બીલ દેખાડ |

* સિંગલબાંડ એટલે જે બાંડમાં ગુન્હેગારી આપવાનું ઠરાવ્યું નહી હોય તે.

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| આપવાનો શીકારેલાં બિલ આફ, એકસચેંજ ઉપરથી. | | વામાં આવે ત્યારે. |
| ૭૨. દેખાડયા પછી અથવા અવેજ માગ્યા પછી અવેજ નિશ્ચિત વખતે આપવો એવાં બિલ આફ એકસચેંજ ઉપરથી અથવા વાયદા ચીઠી ઉપરથી. | વીભાગ છઠો. ત્રણ વરશો. | નિશ્ચિત વખત પૂરી થાય ત્યારે. |
| ૭૩. માગે એટલે અવેજ આપવો એવાં બીલ આફ એકસચેંજ અથવા વાયદા ચીઠી હોય તથા જે લેખથી ફરીયાદ કરવાના હકને પ્રતિબંધ અથવા વિલંબ થાય તેવો લેખ તે બિલ આફ એકસચેંજ સાથે અથવા વાયદા ચીઠીની સાથે નહી હોય તેવાં બિલ આફ એકસચેંજ ઉપરથી અથવા વાયદા ચીઠી ઉપરથી. | એજન | બિલની અથવા ચિઠીની તારીખ. |
| ૭૪ હફતે હફતે જેનો અવેજ આપવો હોય એવી વાયદાચીઠી ઉપરથી અથવા બાંડ ઊપરથી. | એજન | અવેજ આપવાની પેહેલી મુદત પુરી થાય ત્યારે જે ભાગ તે વખતે આપવો હોય તે ભાગ બાબત અને બાકીના ભાગો બાબત તે આપવાની મુદત પુરી થાય ત્યારે. |
| ૭૫ હફતે હફતે જેનો અવેજ આપવો હોય તેવી વાયદાચીઠી અથવા બાંડમાં એક હફતો પડે તો બધા રૂપીયા આપવા એવો ઠરાવ હોય તેવી વાયદાચીઠી ઉપરથી અથવા બાંડ ઉપરથી. | એજન | અવેજ આપવાને પેહેલ વેહેલાં ચુકે ત્યારે, પણ જેને રૂપીયા આપવાના હોય અથવા તે ચિઠી અથવા બાંડ જેને લખી આપ્યું હોય તે તે ઠરાવનો ફાયદો મુકી દે ત્યારે અને અવેજ આપવાની જ્યારે ફરીથી ચુક કરવામા આવે તથા તે બાબત સદરહુ પ્રમાણે ફાયદો મુકી દીધો નહોય ત્યારે ૧૧ મુ. હા. રી. ૧૫૭ જુઓ. ૪, હા. રી. ૧ મુંબાઈ ૧૨૫ |
| ૭૬ ફલાણી વાત બન્યા પછી વાયદાચીઠી જેને અવેજ આપવાનો હોય તેને સ્વાધીન કરવા સારૂ તે વાયદાચીઠી લખી આપનારે તે ચીઠી ત્રીજા માણસને આપી હોય તે વાયદાચીઠી ઉપરથી. | એજન | જેને નાણું આપવાનું હોય તેને સ્વાધિન કરયાની તારીખ. |
| ૭૭ *ફારેન બિલ ન કર્યાને લીધે | એજન | નોટીસ આપવામાંઆવે ત્યારે. |

* ફારેન બિલઓફ એકસચેંજ એટલે હિંદુસ્થાન માંહેના અંગ્રેજ સરકારના મુલક બહાર હુંડી લખી હોય તેનો અવેજ હિંદસ્થાનમાંહેના અંગ્રેજ સરકારના મુલકમાં અથવા મુલક બાહાર મળવાનો હોયે તે હુંડી; અથવા હિંદસ્થાનમાંહેના અગ્રેજ સરકારના મુલકમાંહુંડી લખી હોય તેનો અવેજ તે મુલક બાહાર મળવાનો હોય તે હુંડી.

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| *પ્રોટેસ્ટ કરીને નોટીસ આપી હોય તે ના કરેલાં ફારેન બિલ ઉપરથી. | | |
| ૭૮. નહી શીકારીને જે બિલઆફ એકસચેંજ નકારયું હોય તે બીલ જેણે લખ્યું હોય તેની ઊપર જેને અવેજ ગળવાનો હોય તેણે કરવાની. | વીભાગ છઠો ત્રણ વરશો. | શીકારવાની ના કહ્યાની તારીખ. |
| ૭૯ આકોમોડેશન બિલ શીકારનારાએ તે લખનારની ઉપર કરવાની. | એજન | શીકારનાર તે બિલની રકમ આપે ત્યારે. |
| ૮૦ જે બિલઆફ એકસચેંજ બાબતઅથવા વાયદાચીઠી બાબત અથવા બાંડ બાબત આ આકટમાં ખસુસ ઠરાવ કર્યો નહીં હોય તે બિલઆફ એકસચેંજ ઉપરથી અથવા વાયદાચિઠી ઊપરથી અથવા બાંડ ઉપરથી ફરિયાદ. | એજન | બિલ આફ એકસચેંજનો અથવા વાયદા ચિઠીનો અથવા બાડનો અવેજ આપવાનો થાય ત્યારે |
| ૮૧. જામીને મુખ્ય દેણદાર ઉપર કરવાની. | એજન | જામીન લેણદારને અવેજ આપે ત્યારે |
| ૮૨. એક જામીને સામાઈક જામીન ઉપર કરવાની. | એજન | જામીન પોતાના હિસ્સા કરતાં વધારે અવેજ આપે ત્યારે. |
| ૮૩ માથાનું જોખમ ઉતારવાના બીજા કાંઇ કરાર ઊપરથી. | એજન | વાદીને વાસ્તવિક જોખમ લાગે ત્યારે |
| ૮૪ અટરનિએ અથવા વકીલે ફરિયાદના અથવા વિશેષ કામના પોતાનાખરચબાબત કરવાની; તે ખરચ કયારે આપવો એ બાબત ખસુસ કરીને કબુલાયત ન હોય ત્યારે. | એજન | તે ફરિયાદ અથવા કામ પુરૂ થવાની તારીખ અથવા અટરનિ અથવા વકીલ ફરિયાદ અથવા કામ ચલાવવાનું યોગ્ય રીતે બંધ કરે ત્યારે કામ ચલાવવાનું સદરહુ પ્રમાણે બંધકરવાની તારીખ |
| ૮૫ માંહોમાંહે ઉઘાડા તથા ચાલુ ખાતાં ઉપરથી બાકી દેવી હોય તે બાબતની ફરિયાદ, જયારે પક્ષકારોની દરમિયાન માંહોમાંહે ઉઘરાણી કરી હોય ત્યારે. | એજન | કબુલ કરેલી અથવા સાબેત કરેલી છેલ્લી રકમ જે વરસમાં ખાતામાં દાખલ કરેલી હશે તે વરસની આખર; સદરહુ વરસ ખાતામાં હોય તે પ્રમાણે ગણવું. |
| ૮૬. જે રકમનો વિમો ઉતરાવ્યો હોય તે રકમ મરણનો અથવા નુકશાન થયાનો પૂરાવો વિમાવાળાને આપ્યા પછી અથવા પોહોચ્યા પછી તાબડતોબ આપવી પડતી હશે ત્યારે વિમાના ખત ઉપરથી. | એજન | મરણનો અથવા નુકશાનનો પુરાવો વાદીએ અથવા બીજા કોઇ માણસની પાસેથી વિમાવાળાને આપ્યો હોય અથવા પોચ્યો હોય ત્યારે |

* પ્રોટેસ્ટ એટલે હુંડી સીકારવાની અથવા હુંડીનાં નાણાં ભરવાની ના કહે ત્યારે તે બાબત નોટરી પબ્લિક આ નામનો અમલદાર પોતાની સહી મોહોર સાથે દાખલો આપે છે તે દાખલો.

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૮૭ વિમાવાળોની મરજીમાં આવે ત્યારે વિમાનું ખત રદ કરી શકે તેવાં ખત ઉપરથી સલામતીનો અવેજ વિમો ઊતરાવનારાએ પાછો લેવા સારૂ કરવાની. | એજન | વિમાવાળા વિમાનું ખત રદ કરે ત્યારે |
| ૮૮ હિસાબ લેવા સારૂ આડતીઆ ઉપર. | એજન | આડત ચાલુ હોયતે વખતે હિસાબ માગ્યો હોય ને તે આપવાની ના કહેવામાં આવે ત્યારે અથવા સદરહુ પ્રમાણે માગ્યો નહોય તો આડત બંધ થાય ત્યારે. |
| ૮૯ પોતાના મુખત્યારને જંગમ માલ પોહોચ્યો હોય અને તેનો તેણે હિસાબ આપ્યો નહી હોય તે જંગમ માલ બાબત તેની ઉપર મુખ્યે કરવાની. | વીભાગ છઠો. ત્રણ વરસો. | એજન |
| ૯૦ ગફલત બાબત અથવા ગેરચાલ બાબત મુખ્યે મુખત્યાર ઉપર કરવાની બીજી ફરિઆદ. | એજન | ગફલતની અથવા ગેરચાલની વાદીને ખબર પડે ત્યારે. |
| ૯૧ જે દસ્તાવેજ બાબત બીજી રીતનો ઠરાવ કરેલો નહીં હોય તે ચેહેરવા બાબત અથવા રદ કરવા બાબત. | એજન | દસ્તાવેજ ચેહેરયાનો અથવા રદ કરવાનો અધિકાર જે વાત ઉપરથી વાદીને પ્રાપ્ત થાય છેતે વાતની તેને ખબર પડે ત્યારે. |
| ૯૨ જે દસ્તાવેજ આપ્યો અથવા નોધાવ્યો તે દસ્તાવેજ ખોટો બનાવટનો છે એવું જ્ઞાપિત થવા શારૂ. | એજન | આપ્યાની અથવા નોંધાવ્યાની વાદીને ખબર પડે ત્યારે. |
| ૯૩ જે દસ્તાવેજ વાદી વિરૂદ્ધ અમલમાં લાવવાનો કોસીસ કરવામાં આવી તે દસ્તાવેજ ખોટો બનાવટનો છે એવું જ્ઞાપિત થવા સારૂ. | "એજન" | કોશીસની તારીખ. |
| ૯૪ વાદી દિવાનો હોય ત્યારે જે માલ મિલકત તેણે બીજાને કરી આપી હતી તે માલ મિલકત બાબત. | એજન | વાદી દિવાનો હતો તે ઠેકાણે આવ્યા પછી તેને માલમિલકત બીજાને કરી આપ્યાની ખબર પડે ત્યારે. |
| ૯૫ કપટથી મેળવેલું હુકમનામું રદ કરવા બાબત અથવા કપટના સબબથી બીજો ન્યાય મળવા સારૂ. | એજન | જે માણસનું નુકશાન થયું હોય તેને તે કપટ માલમ પડે ત્યારે. |
| ૯૬ ચુકના સબબથી ન્યાય મળવા સારૂ. | એજન | ચુક વાદીને માલમ પડે ત્યારે. |
| ૯૭ જે વિદ્યમાન બદલવા સારૂ નાણું આપ્યું હોય તે બદલો આગળ જતાં ડુબ્યો હોય તો તે નાણાં બાબત. | એજન | બદલો ડુબ્યાની તારીખ. |
| ૯૮. ત્રસ્ટ તોડવાથી થયલું નુકશાન ભરનારિ ત્રસ્ટીના કુલ એકંદર સ્ટેટમાંથી ભ | એજન | ટ્રસ્ટીના મરણની તારીખઅથવા નુકસાન તે વખતે થયું |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| રી લેવા બાબત. | | નહોય તો નુકશાન થયાની તારીખ. |
| ૯૯ સામાઇક મઝિયારા) હુકમનામા ઉપરથી જે રકમ દેણી હોય તે સઘળી એક પક્ષકારે આપી હોય ત્યારે તે પક્ષકારે, અથવા પોતે અથવા પોતાના સામાઇક ભાગીઆએ જે મેહેસુલ આપવાનું હોય તેની સઘળી રકમ સામાઇક ઇસ્ટેટમાંથી એક ભાગીઆએ આપ્યા હોય ત્યારે તે ભાગીયાએ ફાળો વસુલ કરવા બાબત. | વીભાગ છઠો. ત્રણ વરશ. | વાદીએ ખુદ પોતાના હિસ્સાના કરતાં વધારે નાણું ભરયાની તારીખ. |
| ૧૦૦ મરનાર ટરસ્ટીના ઇસ્ટેટ ઉપર ફાળાનો દાવો અમલમાં લાવવા બાબત સામાઇક ટરસ્ટીએ કરવાની | એજન | ફાળો મળવાનો હક પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૦૧ દરીઆવરથી લોકોના પગાર બાબત. | એજન | જે સફર બદલ પગાર મળવાનો થયો હોય તે સફરની આખર. |
| ૧૦૨ જે પગાર બાબત આ પરિશિષ્ટમાં ખસુસ બીજી રીતનો ઠરાવ કરેલો નહી હોય તે પગાર બાબત. | એજન | તે પગાર જ્યારે દેવાનો થાય ત્યારે. |
| ૧૦૩ મુઅજજલ બાબત એટલે માગી લેવાય તેવી મેહેર બાબત સલામ કરવાની. | એજન | મેહેર માગી હોય અને આપવાની ના કહેવામાં આવે ત્યારે અથવા લગ્ન સંબંધ ચાલુ હોય તેવામાં સદરહુ પ્રકારની માગણી કરી નહી હોય તો મરણના અથવા તલાકના સબબથી લગન સબંધ તુટે ત્યારે ર. મુ. હા. રી. ૩૦૯ જુઓ. |
| ૧૦૪ મુઅજજલ બાબત એટલે કેટલીએક મુદત પછી આપવાની મેહેર બાબત મુસલમાને કરવાની. | એજન | મરણથી અથવા તલ્લાકથી લગ્ન સંબંધ તુટે ત્યારે ૬ વી. રી. ૧૯ જુઓ. |
| ૧૦૫ ગીરવી રાખનારને (મળવાની રકમના કરતાં) વધારે ઉપજ પોહોંચી હોય તે ગીરવીનું નાણું વળયા પછી પાછી લેવા બાબત ગીરવી મુકનારે કરવાની. | એજન | ગીરવી મુકેલી મિલકતનો કબજો ગીરવી મુકનાર પાછો લે ત્યારે. |
| ૧૦૬ બંધ થયેલાં સંસ્થાળાના નફાના હિસાબ બાબત તથા હિસ્સા બાબત કરવાની. | વીભાગ છઠો ત્રણ વરસ. | બંધ થયાની તારીખ. |
| ૧૦૭ અવિભકત કુટંબના સામાઇક ઇસ્ટેટના વહિવટદારે તે ઇસ્ટેટ ખાતે નાણું આપ્યું હોય તેનો ફાળો લેવા સારૂ તે વહિવટદારે કરવાની. | એજન | નાણું આપ્યાની તારીખ. |
| ૧૦૮ પટે રાખનારને પટાની સરત વિ | એજન | ઝાડ કાપ્યા હોય ત્યારે. |

| ફરિયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૩૬ ઝાડો કાપ્યાં હોય તેની કીંમત બાબત પટો આપનારાએ કરવાની. | | |
| ૧૦૯ વાદીની સ્થાવર મિલકતની ઉપર પ્રતીવાદીએ અન્યાયથી લીધાં હોય તે ઉપજ બાબત. | એજન | ઉપજ લેવામાં આવે ત્યારે અથવા વાદીનો કબજો હુકમ નામા ઉપરથી તુટયો હોય ને તે હુકમનામું અપીલમાં પછી રદ થયું હોય તો તેને કબજો પાછો મળે, ત્યારે ( ૨૧ વી. રી. ૧૩૭ જુઓ. |
| ૧૧૦ ભાડાની ચઢેલી બાકી બાબત. | એજન. | ચઢેલી બાકી દેવી થાય ત્યારે. |
| ૧૧૧ સ્થાવર મિલકતની ખરીદીનું નાણું દેવું રહ્યું હોય તે બાબત પોતાની કબુલાયત અમલમાં લાવવા સારૂ સ્થાવર મિલકત વેચનાર કરવાની. | એજન | વેચાણ પુરૂં કરવા સારૂ ઠરાવેલો વખત અથવા (વેચાણ) પુરૂ કરવા સારૂ ઠરાવેલા વખત પછી (તે મીલકત ઉપરનો) હક કબુલ કરયો તો તે કબુલાયતની તારીખ. |
| ૧૧૨ કોઇ સ્ટાટયુટ પ્રમાણે અથવા આકટ પ્રમાણે નોંધેલી કંપનીના "કોલ" બાબત. | એજન | "કોલ" આપવાનો થાય ત્યારે. |
| ૧૧૩ કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત. | એજન | તે પુરો કરવાની કરેલી તારીખ અથવા સદરહું પ્રકારની તારાખ ઠરાવેલી નહીહોય તો પુરો કરવાની ના કહી છે એવું વાદીને સમજાય ત્યારે ઇં. લા. રી. કલકત્તા ૩૨૩ |
| ૧૧૪ કરાર રદ કરવા સારૂ | એજન | કરાર રદ કરવાનો હક વાદીને જે વાત ઉપરથી પ્રાપ્ત થતો હોય તે વાત તેને પ્રથમ માલમ પડે ત્યારે. |
| ૧૧૫ જે સ્પષ્ટ અથવા ગરભિત અર્થનો કરાર લખેલો તથા નોંધેલો નહી હોય તે કરાર તોડવા બાબત નુકશાનના બદલાસારૂ | વીભાગ છઠો. ત્રણ વરશ.<br>વીભાગ ૭ મો. ૭ વરશ. | કરાર તોડવામાં આવે ત્યારે અથવા તે વારેઘડીએ તોડયો હોય તો તોડવાનાં જે કૃત્ય બાબત ફરીઆદ હોય તે કૃત્ય થાય ત્યારે અથવા તોડવાનું કૃત્ય હમેશાં ચાલુ હોય તો તે બંધ થાય ત્યારે. |
| ૧૧૬ લખેલો કરાર નોંધેલો હોય તે તોડયા બાબતના નુકશાનના બદલા સારૂ. | ૭ વરશ. | તેવોજ કરાર નોંધેલો નહી હોય તે કરાર ઉપરથી કરવાની ફરીયાદીની મુદત ચાલુ થાય ત્યારે. |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૧૭ પરરાજના ફેંસલાની વ્યાખ્યા હિંદના ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કરી હોય તેવા ફેંસલા ઉપરથી. | એજન | ફેંસલાની તારીખ. |
| ૧૧૮ દત્તવિધાન થયાનું કહેતા હોય તે વ્યવહારોપયોગી નથી અથવા ખરેખર તે કદી થયુંજ નથી એવું જ્ઞાપિત કરી લેવા સારૂ. | એજન | દત્તવિધાન થયાનું કહે છે તેની વાદીને ખબર પડે ત્યારે. |
| ૧૧૯ દત્તવિધાન વ્યવહારોપયોગી છે એવું જ્ઞાપિત કરી લેવા સારૂ. | એજન | દત્તક છોકરાને દત્તકપણાના સબબથી જે હક હશે તે હકને હરકત થાય ત્યારે. |
| ૧૨૦ જે ફરિયાદ કરવાની મુદત આ પરિશિષ્ટમાં બીજે કોઇ ઠેકાણે ઠરાવી નહીં હોય તે ફરિયાદ. | એજન<br>વીઆમ ૮ મો.<br>બાર વરશો. | ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૨૧ સરકારી મેહેસુલની ચઢેલી બાકી બાબત વેચેલાં સઘળાં ઈસ્ટેટ ઉપરના અથવા ભાડાની ચઢેલી બાકી બાબત વેચાયેલા પટણીતાલુકા ઉપરના અથવા વેચવાજોગ બીજા સત્તાપ્રકાર ઉપરનાં કરજો અથવા પેટાસત્તા પ્રકાર દુર કરવા સારૂ કરવાની. | બાર વરશો. | વેચાણ આખરનું તથા નિશ્ચયકારક થાય ત્યારે. |
| ૧૨૨ બ્રિટિશ ઇંડીયામાં કરાવી લીધેલા ફેંસલા ઉપરથી અથવા મુચરકા ઉપરથી કરવાની. | એજન | ફેંસલાની અથવા મુચરકાની તારીખ. |
| ૧૨૩ વસિયતનામુ કરનારાએ વસિયતનામું કરીને આપેલા દાન બાબત અથવા શેષધનના હિસ્સા બાબત અથવા વસિયતનામું કરયા વગર કોઈ મરણ પામ્યું તેની માલમિલકતની વેહેચણના હિસ્સા બાબત. | બાર વરશો. | મતલેખારપિતદાન અથવા હીસ્સો આપવાનો અથવા સ્વાધિન કરવાનો થાય ત્યારે ઇ. લો. રી. ૨ કલકત્તા ૪૫. |
| ૧૨૪ વંશપરંપરાના હુદાના કબજાસારૂ. | એજન | વાદીને વિરોધપૂર્વક હુદાનો કબજો પ્રતિવાદીલે ત્યારે.<br>ખુલાસો— વંશપરંપરાના હુદાની ઉપજ મામુલ પ્રમાણે મળે ત્યારે અથવા ઉપજ નહીં હોય તો તે હુદાના કર્તવ્ય કરમો મામુલ પ્રમાણે કરવામાં આવે ત્યારે તે હુદાનો કબજોછે એમ થાયછે. |
| ૧૨૫ કોઇ હિંદુ અથવા મુસલમાન સ્ત્રી ફરિયાદ કરવાની તારીખે મરણ પામે તો જમીનનો કબજો મળવાનો હક જે હિંદુને | એજન | બીજાને કરી આપ્યાની તારીખ. |

| ફ્રીઆદીનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| અથવા મુસલમાનને પ્રાપ્ત થાય તે હિંદુએ અથવા મુસલમાને તે સ્ત્રિ જીવતી હોય તો હેઠળ લખેલાં કારણ સારૂ કરવાની ફ્રિયાદ એટલે તે સ્ત્રિએ તે જમીન બીજાને કરી આપી હોય તો તે કરી આપવાનું તે જીવતી છે ત્યાંહાં સુધી અથવા તે પાછી લગન કરે ત્યાંહાં સુધી કાયમ રહે અને ત્યાર પછી રદ છે એવું સાબિત થવા સારૂ કરવાની ફ્રિયાદ. | | |
| ૧૨૬ વડીલોપારજીત મિલકત બાપે બીજાને કરી આપી હોય તે કરી આપવાનું રદ કરવા સારૂ મિતાક્ષરાના નિયમ જે હિંદુને લાગુ હોય તે હિંદુએ કરવાની. | એજન | મિલકત જેને કરી આપી હશે તે તેનો કબજો લે ત્યારે. |
| ૧૨૭ અવિભકત કુટંબની મિલકતમાંથી જે માણસને બાતલ કરયું હશે તે માણસે તે મિલકતમાંના હિસાનો હક અમલમાં લાવવા સારૂ કરવાની. | એજન. | બાતલ કરયાની વાત વાદીને માલમ પડે ત્યારે. |
| ૧૨૮ અન્નવસ્ત્રની ચઢેલી બાકી બાબત હિંદુએ કરવાની. | એજન | ચઢેલી બાકી આપવાની થાય ત્યારે. |
| ૧૨૯ અન્નવસ્ત્ર બાબતનો પોતાનો હક સાબિત થવા સારૂ હિંદુએ કરવાની. | બાર વરસો. | હક નથી એવું કહેવામાં આવે ત્યારે. |
| ૧૩૦ વસુલ માફીની જમીન પાછી લેવા સારૂ અથવા તેની ઉપર આકાર બેસાડવા સારૂ. | એજન | જમીન પાછી લેવાનો અથવા આકાર બેસાડવાનો હક પ્રથમ પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૩૧ મુદતે ને મુદતે જે હક પાછો મળવાનો હોય તે સાબેત કરવા બાબતની | એજન | તે હકનો ઉપભોગ કરવાની વાદીને પ્રથમ ના કહેવામાં આવે ત્યારે. |
| ૧૩૨ જે નાણાનો ચારજ સ્થાવર મિલકત ઉપર હશે તે નાણું આપવા બાબતની | એજન | જે નાણાં બાબત ફ્રિયાદ હોય તે નાણું આપવાનું થાય ત્યારે. |
| ખુલાસો—જે નિમણુકને અને ફીને માલિકાના અને હક કહે છે તે નિમણુંક અને ફી આ રકમના કારણસારૂ સ્થાવરમિલકત ઉપરચાર્જહોય તેનું નાણું છે એમ સમજવું. | | |
| ૧૩૩ જે જંગમ માલ ટરસ્ટમાં લેખ કરીને આપ્યો હોય અથવા વસિયતનામું કરીને આપ્યો હોય અથવા અનામત મુકયો હોય અથવા ગીરવી મુકયો હોય તથા જે તે ટ્રસ્ટીની પાસેથી અથવા જેને ત્યાંહાં અનામત મુકયો હોય તેની પાસે અથવા જેને | એજન | ખરીદીની તારીખ. |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ત્યાંહા ગીરવી મુકયો હોય તેની પાસેથી આગળ જતાં કીમતદાર બદલો આપીને વેચાતો લીધો હોય તેપાછોલેવાસારૂ. | | |
| ૧૩૪. જે સ્થાવર મિલકત ટ્રસ્ટમાં લેખ કરીને આપી હોય અથવા વસિયતનામુ કરીને આપી હોય અથવા ગીરવી આપી હોય તથા જે તે ટ્રસ્ટીની પાસેથી અથવા જેને ત્યાંહાં ગીરવી મુકી હોય તેની પાસેથી આગળ જતાં કિમતદાર બદલો આપીને ખરીદ કરી હોય તેનો કબજો પાછો મળવા સારૂ. | એજન. | એજન. ઈં. લો. રી. ૧ મુંબાઈ ૨૬૯. |
| ૧૩૫ ગીરવી મુકેલી સ્થાવર મિલકતનો કબજો લેવા સારૂ ગીરવી રાખનારે બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી નહી હોય તેવી કોરટમાં કરવાની ફરિયાદ. | બાર વરશે. | કબજા બાબતનો ગીરવીમુકનારનો હક જ્યારે પુરો થાય ત્યારે રીરજ વી. ૨૪ ૪૩૩ |
| ૧૩૬. સ્થાવર મિલકત ઘરમેળે વેચી તે તારીખે તે ગીલકતનો કબજો વેચનાર પાસે નહી હોય ત્યારે જેણે ઘરમેળે વેચાતી લીધી હોય તેણે તે મિલકતના કબજા સારૂ કરવાની. | એજન. | વેચનારને કબજો લેવાનો હક જ્યારે પેહેલવેહેલો પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૩૭ હુકમનામું બજાવવા સારૂં કરેલાં વેચાણની તારીખે હુકમનામામાંના દેણદારનો કબજો નહી હોય ત્યારે તે વેચાણમાંથી ખરીદ કરનારે તે કરવાની તેવીજ ફરિયાદ. | એજન. | હુકમનામામાંના દેણદારને કબજા બાબત જ્યારે પેહેલવેહેલા હક પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૩૮ હુકમનામું બજાવવા સારૂં કરેલા વેચાણની તારીખે હુકમનામામાંના દેણદારનો કબજો હોય ત્યારે ખરીદ કરેલી જમીનના કબજા સારૂં. તે વેચાણમાં જેણે જમીન ખરીદ કરી હોય તેણે કરવાની. | એજન. | વેચાણની તારીખ. |
| ૧૩૯ ખેડુત પાસેથી કબજો પાછો લેવા સારૂ જમીનદારે કરવાની. | એજન. | ઉપભોગ કરવાનો અધિકાર પુરો થાય ત્યારે. |
| ૧૪૦ સ્થાવર મિલકતનો કબજો લેવાસારૂ જે રિમેંડરમ્યાન (એક જણનો હક પુરો થયા પછી જે બીજા માણસને હક પ્રાપ્ત થતો હોય તે માણસ) અથવા રિવરશનર (જેને હક આપ્યો હોય તેનો હક પુરો થયા પછી તે પાછો મળવાનો જેને હક હોય તે માણસ) જમીનદ્ધાર નહી હોય તેણે અથવા ડિવ્હેએશી(વસિયતનામા ઉપરથી જેને માલ મિલકત કરી આપી હોયતે માણસે)કરવાની. | એજન. | જ્યારે તેનું ઇસ્ટેટ કબજામાં આવે ત્યારે. |

| ફરિયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૪૧ કોઇ હિંદુ અથવા મુસલમાન સ્ત્રી મરણ પામી હોય ત્યારે સ્થાવર મિલકતના કબજા બાબત જે હિંદુને અથવા મુસલમાનને હક હોય તેણે કરવાની તેવીજ ફરીઆદ. | બાર વરસો. | તે સ્ત્રિ મરણ પામે ત્યારે. |
| ૧૪૨ સ્થાવર મિલકતનો કબજો વાદીની પાસે હોય તેવામાં તેની પાસેથી કબજો લઇ લીધો હોય અથવા તેણે છોડયો હોય તે મિલકતના કબજા સારૂ કરવાની. | એજન | તે કબજો લઈ લેવાની અથવા છોડી દેવાની તારીખ. |
| ૧૪૩ હક ડુબ્યાના સબબથી અથવા શરત તોડયાના સબબથી વાદીને હક પ્રાપ્ત થયો હોય ત્યારે તેવીજ ફરીયાદ. | એજન. | હક ડુબવામાં આવે અથવા સરતતોડવામાં આવે ત્યારે. |
| ૧૪૪. સ્થાવર મિલકત બાબત અથવા તે ઉપરના કંઇ હક સંબંધ બાબત આ પરિશિષ્ટમાં બીજી રીતે ખસુસ ઠરાવ કરેલો નહી હોય તે સ્થાવર મિલકતનો અથવા તે ઉપરના તે હક સંબંધનો કબજો લેવા સારૂ. | એજન | વાદીને વિરોધ પુરવક પ્રતીવાદીનો કબજો થાય ત્યારે. |
| | વીભાગ ૯ મો. | |
| ૧૪૫. જંગમ માલ અનામત મુકયો હોય અથવા ગીરવી મુકયો હોય તે પાછો લેવા બાબત, તે અનામત રાખનાર ઉપર અથવા ગીરવી રાખનાર ઉપર કરવાની. | ત્રીસ વરસો. | અનામત મુકવાની અથવા ગીરવી રાખવાની તારીખ. |
| ૧૪૬. ગીરવી મુકેલી સ્થાવર મિલકતનો કબજો ગીરવી મુકનારની પાસેથી લેવા સારૂ, ગીરવી રાખનારાએ બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી કોરટ અસલ મુકરદમા લેવાની પોતાની મામુલ દિવાની હકુમત ચલાવતી હોય ત્યારે તે કોરટમાં કરવાની. | એજન. | ગીરવી મિલકત ઉપર કાઢેલા કરજ બાબત મુદલને પેટે અથવા વ્યાજને પેટે છેલવેહેલું જે કાંઈ ભરવામાં આવ્યું ત્યારે, |
| | વીભાગ ૧૦ મો. | |
| ૧૪૭. ગીરવી મુકનારનો ગીરો છોડવવાનો હક રદ કરવા સારૂ અથવા વેચાણ સારૂ, ગીરવી રાખનારે કરવાની. | સાઠ વરસો. | ગીરો ઉપરથી નકી કરેલું નાણું જ્યારે આપવાનું થાય ત્યારે. |
| ૧૪૮. ગીરવી મૂકેલી સ્થાવર મિલકતનો કબજો છોડાવવા સારૂ અથવા પાછો લેવા સારૂ, ગીરવી રાખનાર ઉપર કરવાની | એજન. | કબજો છોડાવવાનો અથવા પાછો લેવાનો હકપ્રાપ્તથાયત્યારે<br>પણ એવું ઠરાવ્યુંછે કે બ્રિટિશબરમાં માંહેની સ્થાવર મિલકતનો ગીરવીનો લેખ સન |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૪૯. ઇંડીયાના સેક્રેટરી ઑફ સ્ટેટ ઈનકૉંસીલશીલે અથવા એઓની તરફથી કરવાની કોઇ ફરીયાદ. | સાઠ વરસો. | ૧૮૬૩ ના મે મહિનાની પેહેલી તારીખની અગાઉ થયો હોય તે લેખ ઉપરથી સ્થાવર મિલકત છોડાવવાના દાવા ઉત્પન થયા હોય તે સઘળા દાવાની તે તારીખ પેહેલા તે પ્રાંતમાં મુદત બાબતની જે કાનુનો અમલમાં હશે તે કાનુનો લાગુ થશે. ખાનગી માણસે કરવાનીતે વીજ ફરીયાદી બાબત આ આકટ ઉપર મુદત ચાલુ થાય ત્યારે |

પ્ર૦—અપીલો બાબત બીજા પરિશીષ્ટમાં શા શા ઠરાવ છે.

ઉ૦—નિચે બતાવેલા કોઠામાં જે ઠરાવો છે તે મુજબ છે.

| અપીલનો પ્રકાર. | મુદત. | મુદત જે વખતથી ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૫૦. સેશન જડજે કરેલી મોતની શિક્ષાના ઠરાવ ઉપર ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | સાત દીવસ. | શિક્ષાના ઠરાવની તારીખ |
| ૧૫૧. કલકતા તથા મદ્રાસ તથા મુંબાઈની ઇનસાફની હાઇ કોરટો પઈકી હરકોઈ કોરટે અસલ ફરીઆદ લેવાની પોતાની હકુમત ચલાવીને કરેલા હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર કરવાની. | વીસ દીવસ. | હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૫૨. દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે ડિસ્ત્રિકટ જડજને કરવાની. | ત્રીસ દીવસ. | જે હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૫૩. હાઈકોરટને તેજ કાયદાની ૬૦૧ લી કલમ પ્રમાણે કરવાની. | એજન | સરટીફીકેટ આપવાની ના કહ્યાના હુકમના તારીખ |
| ૧૫૪. હાઇકોરટ શિવાય બીજી કોઇ કોરટને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે કરવાની. | એજન | શિક્ષાના જે ઠરાવ ઉપર અથવા જે હુકમ ઉપર અપીલ હોય તે ઠરાવની અથવા હુ |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખત મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | | કમની તારીખ |
| ૧૫૫. જે પ્રસંગ બાબત ૧૫૦ મા નંબરમાં તથા ૧૫૭ મા નંબરમાં ઠરાવ કરયો છે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે તેજ કાયદા પ્રમાણે હાઇકોરટને કરવાની. | સાઠ દીવસ. | શિક્ષના જે ઠરાવ ઉપર અથવા જે હુકમ ઉપર અપીલ હોય તે ઠરાવની અથવા હુકમની તારીખ ઇ. લોરી. ૨ કલકત્તા ૪૩૬ |
| ૧૫૬. જે પ્રસંગ બાબત ૧૫૧ મા નંબરમાં તથા તથા ૧૫૩ મા નંબરમાં ઠરાવ કરયો છે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે, દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે હાઇકોરટને કરવાની. | નેવું દીવસ. | જે હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૫૭. બિન તકશીર છે એવા ઠરાવના ફેંસલા ઉપર ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે. કરવાની | છ મહીના. | જે ફેંસલા ઉપર અપીલ હોય તે ફેંસલાની તારીખ |

પ્ર૦—અરજીઓની બાબત બીજા પરિશીષ્ટમાં શા શા ઠરાવ છે.

ઉ૦—નિચે બતાવેલા કોઠા ઊપરથી એ ઠરાવો જણાઈ આવશે.

| અરજીનો પ્રકાર. | મુદત. | મુદત જે વખતથી ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ૧૫૮. પંચનો નિવાડો રદ કરવા બાબત દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | દસ દીવસ | પંચનો નિવાડો કોરટમાં ગુજારવામાં આવે ત્યારે |
| ૧૫૯. દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૯ મા બાબ પ્રમાણે દાવામાં હાજર થઇને જવાબ કરવાની પરવાનગી મળવા સારૂ કરવાની. | એજન. | સમન બજાવવામાં આવે ત્યારે |
| ૧૬૦ ફરી તપાસની ના મંજુર કરેલી અરજી ફરીથી ફૈલ ઉપર લેવા સારૂ તેજ કાયદાની ૬૨૯ મી કલમ પ્રમાણે હુકમ થવા સારૂ. | પંદર દીવસ. | તપાસ બાબતની અરજી ના મંજુર કરવામાં આવે ત્યારે |
| ૧૬૧. ભરણું અથવા તોડજોડ થયા બદલ હુકમનામાવાળાની પાસે જાહેર કરાવવા બાબતનો હુકમ તેજ કાયદાની ૨૫૮ મી કલમ પ્રમાણે થવા સારૂ. | એજન | ભરણું અથવા તોડજોડ કરવામાં આવે ત્યારે |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૬૨. કલકત્તા તથા મદ્રાસ તથા મુંબાઈની ઇનસાફની હાઇકેરટ પૈકી હરકોઇ હાઇકોરટે અવલ ફરિયાદી લેવાની પોતાની હકુમત ચલાવીને ફેંસલાની ફરી તપાસ કરવા સારૂ. | વીસ દીવસ. | હુકમનામાની અથવા હુકમની તારીખ. |
| ૧૬૩. કસુરને લીધે (ફરિયાદ વિગરે કાહાડી નાખી હોય તે કાહાડી નાખ્યાનો હુકમ રદ કરવા સારૂ હુકમ થવા બાબત વાદીએ કરવાની. | ત્રીસ દીવસ. | કાહાડી નાખ્યાની તારીખ. |
| ૧૬૪. એક તરફી થયેલો ફેંસલો રદ કરવાનો હુકમ થવા સારૂ પ્રતિવાદીએ કરવાની. | ત્રીસ દીવસ. | ફેંસલો અમલમાં લાવવા સારૂ કોઈ પ્રોસેસ બજાવવાની તારીખ ઈ. લો. રી. ૨ કલકતા ૧૨૮ |
| ૧૬૫. સ્થાવર મિલકતનો કબજો જે જે માણુસની પાસેથી લઇ લીધો હોય અને જે હુકમનામાવાળાના અથવા હુકમનામુ બજાવવા સારૂ કરેલા વેચાણ માંહેના ખરીદદારનો કબજો મળવાના શક બાબત તકરાર જે માણુસ કરતો હોય તે માણુસે દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | એજન | કબજો લઇ લીધાની તારીખ. |
| | ત્રીજો ભાગ—અરજીઓ. | |
| ૧૬૬. હુકમનામુ બજાવવા સારૂ વેચાણ કીધું તે જાહેર કરવામાં અથવા તેનું કામ ચલાવવામાં ગેર શિરસ્તપણું થયું છે એ સબબથી તે વેચાણ રદ કરવા બાબત | ત્રીસ દીવસ. | વેચાણની તારીખ. |
| ૧૬૭. જે સ્થાવર મિલકત બાબત હુકમનામુ થયું હોય અથવા જે હુકમનામુ બજાવવા સારૂ વેચી હશે તેનો કબજો આપવાને હરકત અથવા હુકમનામા વાળાનો અથવા ખરીદદારનો સદરહુ પ્રકારનો મિલકતનો કબજો સ્વાધીન કરતા હોય તેવામાં તે પાછો લઇ લીધા બાબત. | એજન | હરકત અથવા અટકાવ કરવાની અથવા કબજો લઇ લેવાની તારીખ |
| ૧૬૮. આગળ કામ ચલાવવામાં આવ્યુ નહી હોય તેથી અપીલ કાહાડી નાખી હોય તે પાછી લેવા બાબત. | એજન | કાહાડી નાખ્યાની તારીખ |
| ૧૬૯. રેસ્પાંડેંટની ગેર હાજરીમાં અપીલની એક તરફી ચોકશી કરી હોય તેની ફરી ચોકશી થવા સારૂ. | એજન | જે હુકમનામાં ઉપર અપીલ હશે તે હુકમનામાની તારીખ. |

| અરજીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | ત્રીજો ભાગ—અરજીઓ. | |
| ૧૭૦ નાદારીમાં અપીલ કરવાની પરવાનગી સારૂ. | ત્રીસ દીવસ. | જે હુકમનામાં ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામાની તારીખ. |
| ૧૭૧ મૈયત વાદીનો કાયદાસર વારસ વકીલ છે એવું કેહેનારા માણસે દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૬૩ મી અથવા ૩૬૫ મી કલમ પ્રમાણે કરવાની. | સાઠ દીવસ. | વાદીના મરણની તારીખ |
| ૧૭૨ હુકમનામુ બજાવવા સારૂ કરેલાં વેચાણ માંહેના ખરીદદારે તે વેચાણ હેઠળ લખેલા સબબો ઉપરથી રદ કરવા બાબત કરવાની એટલે માલ મિલકતમાંનો જે માણસનો હક સબંધ નથી એ સબબથી તે વેચાણ રદ કરવા બાબત કરવાની. | એજન | વેચાણની તારીખ |
| ૧૭૩ જે પ્રસંગ બાબત ૧૬૨ મા નંબરમાં ઠરાવ કરયો છે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે ફેસલાની ફરી તપાસ સારૂ. | નેવુ દીવસ. | હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૭૪. ફેસલામાંના નાદાર દેવાદારના લેણદારે, દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૫૩ મી કલમ પ્રમાણે કરવાની. | એજન | શેડયુલ પ્રસિદ્ધ થયાની તારીખ, |
| ૧૭૫. હુકમનામાની રકમ હફતે હફતે આપવા બાબત. | છ મહીના. | હુકમ નામાની તારીખ. |
| ૧૭૬ પંચનો નિવાડો કોર્ટમાં ફાઇલ કરવો એવું દિવાની ઈનસાફનુ કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૫૧૬ મી અથવા ૫૨૫ મી કલમ પ્રમાણે કરવાની. | એજન | પંચના નીવાડાની તારીખ. |
| ૧૭૭. મલિકા મોઆઝમા ઇન કૌંસિલને કરેલી અપીલ લેવા બાબત | એજન | જે હુકમનામા ઉપર અપીલ હોયત હુકમનામાનીતારીખ |
| ૧૭૮. જે અરજીઓ બાબત આ પરિશિષ્ટમાં બીજે કોઇ પણ ઠેકાણે અથવા દિવાની ઇનસાફનુ કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૩૦ મી કલમમાં મુદત ઠરાવેલી નહી હોય તે અરજીઓ. | ત્રણ વરસો. | અરજી કરવાનો હક પ્રાપ્ત થાય ત્યારે |
| ૧૭૯. કોઈપણ દિવાની કોર્ટનું હુકમનામું અથવા હુકમ જે બાબત ૧૮૦ મા નંબરમાં ઠરાવ કરેલો નથી અથવા દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૩૦ મી કલમમાં ઠરાવ કરેલો | એજન અથવા હુકમનામાની અથવા હુકમની સહીની નકલ નોંધી હોય ત્યારે ૭ વરસો. | હુકમનામાની અથવા હુકમની તારીખ અથવા. ૨ અપીલ થઈ હોય ત્યારે અપીલ કોરટના આખરના હુકમનામાની અથવા હુકમ |

| અરજીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મૂદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| નથી તે હુકમનામુ અથવા હુકમ બજાવવા સારૂ. | | ની તારાખ, અથવા ઇ. લા રી ૨. કલકતા ૩૩૬ ૨૪ વી. રી. ૩૩૯<br>૩ (ફેસલાની ફરી તપાસ થઇ હોયતો ) ફરી તપાસથયા પછી ફેંસલો થયો હોય તે તેની તારીખ, અથવા<br>૪ (આ પરિશિષ્ટમાં આગળ કહેલી અરજી કરી હોયતો) હુકમનામું અથવા હુકમ બજાવવા સારૂ અથવા બજાવવામાં મદદ થવા માટે કાંઈ તજવીજ કરવા સારૂ કાયદા પ્રમાણે યોગ્ય કોરટને અરજી કરયાની તા અથવા<br>૫ (આ પરિશીષ્ટમાં આગળ કહેલી નોટીસ કરી હોય તો) દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૪૮ મી કલમ પ્રમાણે નોટીસ કરયાની તારીખ, અથવા<br>૬ હુકમનામુ અથવા હુકમ નિરદિષ્ટ કરેલી તારીખે અવેજ આપવાનું ફરમાવે તે અપાવવા બાબતની અરજી હોય ત્યારે સદરહુ પ્રમાણે નિરદિષ્ટ કરેલી તારીખ.<br>ખુલાશો ૧—એકથી વધારે માણસોની તરફેણમાં હુકમનામૂ અથવા હુકમ પૃથક થયો હોય તેથી દરએકને દાવાના વિષયનો ભાગ આપવાનો અથવા સ્વાધિન કરવાનો હોય તેની તેમાં તપસીલ લખી હોય ત્યારે આ કલમની ૪થી રકમમાં કહેલી અરજી સદરહુ માણસો પઇકી અથવા તેઓના વારસ વકીલો પઇકી જેઓએ તે કરી હોય તેઓ બાબત માત્ર અમલમાં આવશે. પણ હુકમનામુ અથવા હુકમ એ |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | ત્રીજો ભાગ અરજીઓ. | કના કરતાં વધારે માણસોની તરફેણમાં જ્યારે સામાઇક થયો હોય ત્યારે તેઓ પઈકી એક અથવા અધિકે અથવા તેના અથવા તેઓના વારસ વકીલોએ સદરહુ પ્રકારની અરજી કરી હોય તોતે સઘળાઓની બાબત અમલમાં આવશે.<br>એકથી વધારે માણસોની વિરૂધ હુકમનામું અથવા હુકમ પૃથક થયો હોય તથા દર એક જણે દાવાના વિષયનો હિસ્સો આપવાનો અથવા સ્વાધીન કરવાનો હોય તેની તેમાં તપશીલ લખી હોય ત્યારે તે અરજી સદરહુ માણસો પઈકી અથવા તેઓના વારસ વકીલ પઇકી જેઓની વિરૂદ્ધ હોય તેઓની વિરૂદ્ધ માત્ર અમલમાં આવશે પણ હુકમનામું અથવા હુકમ એકથી વધારે માણસોની વિરૂદ્ધ સામાઈક થયો હોય ત્યારે તેઓ પઇકી એકની અથવા અધિકની અથવા તેઓના વારસ વકીલોની વિરૂદ્ધ અરજી કરી હોય તો તે સઘળાઓની વિરૂદ્ધ અમલમાં આવશે.<br>ખુલાસો ૨-"યોગ્ય કોરટ" આ શબ્દોનો અર્થ હુકમનામું અથવા હુકમ બજાવવો એ જે કોરટનું કર્તવ્યકર્મ હોય પછી તે દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૨૬ મી અથવા ૨૨૭ મી કલમ પ્રમાણે હોય કે બીજી રીતનો હોય તે કોરટ એવો સમજવો. |
| ૧૮૦. બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી કોઈ કોરટે અસલ ફરિયાદ લેવાની પોતાની મામુલ દિવાની હુકુમત ચલાવીને કરેલો કાંઇ ફેંસલો અથવા હુકનામું અથવા હુ | બાર વરસો. | ફેસલો અથવા હુકમનામું અથવા હુકમ અમલમાં આણવાનો હાલનો હક જે માણસથી છોડી દેવાતો હોય તે મ |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| કમ અથવા મલિકામાઆઝમા ઈન્કાઉન્સીલનો હુકમ અમલમાં લાવવા બાબત કરવાનો. | બાર વરસો. | ણસને તે હક પ્રાપ્ત થાય ત્યારે. પણ એવું ઠરાવ્યું છે કે ફેસલો અથવા હુકમનામું અથવા હુકમ જ્યારે પાછો સંસ્થિત કરયો હોય અથવા તે ઉપરથી નકકી કરેલું મુદલ નાણું અથવા તેનું વ્યાજ આપવાને પાત્ર હોય તેવાં માણસે અથવા તેના મુખત્યારે તે મુદલ નાણાનો કાંઇ અંશ અથવા તે નાણાનું કાંઇ વ્યાજ હકવાળા માણસને અથવા તેના મુખત્યારને આપ્યું હોય અથવા તે બાબતના હકના અંગીકરણનો લેખ સહી કરીને આપ્યો હોય ત્યારે બાર વરસ પ્રસંગ પ્રમાણે સદરહુ પ્રમાણે સંસ્થિત કરયાની અથવા નાણું આપ્યાની અથવા અંગીકરણના લેખની તારીખથી ગણવાં અથવા છેક છેલ્લી વાર સંસ્થિત કરયાની અથવા નાણુ આપ્યાની અથવા અંગીકરણના લેખની તારીખથી ગણવાં. |

# કોર્ટ ફી આક્ટ.

## સન ૧૮૭૦ નો આક્ટ ૭ મો.

---

પ્ર૦—૧ સન ૧૮૭૦ ના આક્ટ ૭ માનું નામ શું, તે કયારે અને કયાં કયાં અમલમાં આવ્યો ?

ઉ૦—કોરટ ફીનો આક્ટ તે તા૦ ૧ અપ્રેલ સન ૧૮૭૦ થી આખા બ્રિટિશ ઈંડિયામાં અમલમાં આવ્યો.

પ્ર૦—૨ નિચે લખેલા દાવાની અરજીઓમાં શા પ્રમાણે સ્ટાંપ બેસશે?

૧ વારષિક આમદાની અગર ગુજરાનના અવેજ બદલ.

૨ જંગમ મિલકત બદલ.

૩ પૈસા બાબતની અરજીઓ બદલ.

૪ જેની બજારમાં કિંમત નથી એવી જંગમ મિલકત મજીઆરા કુટુંબની મિલકતમાંથી ભાગ લેવા બદલ હકનું હુકમનામુ તથા દાદ મેળવવા બદલ મનાઇ હુકમ બદલ, ઈજમેંટ બદલ અને હિસાબ બદલ.

ઉ૦—૧ દાવાની કિંમત મુજબ પણ તે કિંમત એક વરસના આંકડા કરતાં દશ ઘણી ગણવી.

૨ મિલકત બદલ બજારની કિંમત મુજબ.

૩ દાવાનાં આંક મુજબ.

૪ જેટલો અરજીમાં આંક બાંધ્યો હોય તે પ્રમાણે.

પ્ર૦—૩ લોકોપયોગી બાબતને સારૂ લીધેલી જમીનના દાવાના કંમપનશેશન બાબતની અરજીમાં શા પ્રમાણે ફી લેવી?

ઉ૦—જે રકમ ઠરાવી હોય તે અને જે રકમ પોતે માગતો હોય તે બે વચ્ચે જેટલો તફાવત હોય તે મુજબ દાવાનો આંક બાંધવો. (ક ૮)

પ્ર૦—૪ એકઠા દાવાઓમાં એટલે જે દાવામાં બે અથવા વધારે બાબતો આવે તેમાં શા પ્રમાણે સ્ટાંપ લેવો?

ઉ૦—એ જુદી જુદી હકીકતો પૈકી દરેકને વાસ્તે આ આક્ટ પ્રમાણે જે સ્ટાંપ જોઇએ તે બધાને માટે એકંદર જે સ્ટાંપ થાય તેટલો લગાવવો (ક૦ ૧૭)

પ્ર૦—૫ કયા ગુન્હાની ફરીયાદીમાં આઠ આનાનો સ્ટાંપ જોઈશું?

ઉ૦—જે ગુન્હા બદલ પોલીસ ઓફીસર વગર વારંટે પકડી શકે તે શિવાયના ગુન્હાની ફરિયાદી બદલ (ક. ૧૮)

પ્ર૦—૬ કઇ કઇ બાબતમાં કોરટ ફી માફ કરવામાં આવી?

ઉ૦—૧ લસ્કરી માણસે આપેલું વકીલાતનામું.

૨ કલમ ૧૧૮ તથા ૧૬૪ (સીવીલ પ્રોસીજર કોડ) મુજબના ઈકરાર.

૩ પેહેલી રજુવાત પછી કોરટે માગેલી હકીકત.

૪ મિલીટરી કોરટ આફ રીકવેસ્ટને હુકમાનામુ બજાવવાની અરજી.

૫ એક હજાર રૂપીઆથી ફગતી મિલકતને માટે સરટીફીકેટો.

૬ કલેકટર અથવા બીજા મોહ્ય રેવન્યુ અધિકારીને જમીનના દર બાબતની અરજી.

૮ સરકારી જમીનની માહાદુરી અથવા જમીનનું ખેડાણ વધારવા બાબતની અરજી.

૭ સરકારી ઇરીગેશનના પાણી બાબતની અરજી.

૯ જમીન છોડી દેવા અગર ભાડુ વધારવા બાબતની નોટીસ પહોંચાડવા બાબતની અરજી.

૧૦ મુનમને જપ્તી કરવા બાબતનો લખેલો અખત્યાર.

૧૧ શાહેદો બોલાવવા અગર પુરાવ રજુ કરવાની પેહેલી દરખાસ્ત.

૧૨ ફરીયાદ કરવા અથવા શાહેદી આપવા બાબતના મુચરકા (ફોજદારી અગર જમાની ખત.)

૧૩ પોલીસ ઓફીસર અગર પોલીસ પટેલ રૂબરૂ ગુન્હાની ફરીયાદ.

૧૪ કેદીની અરજી.

૧૫ સરકારી નોકરની ફરીયાદ કે કોઈ મ્યુનિસીપાલ અથવા રેલવે કંપનીના નોકરની ફરીયાદ.

૧૬ સરકારી જંગલમાંથી ઝાડ કાપવા બાબતની અરજી.

૧૭ સરકાર પાસે કોઇનું લેહણું હોય તે લેવા બાબતની અરજી.

૧૮ કંપનશેશન બાબતની અરજી.

કલમ ૧૯

પ્ર૦—૭ વગર ફી ભરેલા દસ્તાવેજ કયાં ચાલસે.

ઉ૦—ફોજદારી કોરટમાં (ક. ૩૩)

પ્ર૦—૮ ગુન્હેગાર ઉપર ગુન્હો સાબીત થશે તો તેની પાસેથી કંઇ ફી અપાવશે?

ઉ૦—ફોજદારી ફરીયાદીમાં આપેલી ફી (ક. ૩૧)

પ્ર૦—૯ દાવાની અરજીમાં તથા ફરી તપાસની અરજી નેવું દહાડે અથવા ત્યાર પછી આપે તેમાં શા પ્રમાણે ફી બેસશે?

ઉ૦—પાંચ રૂપીયા અગર પાંચ રૂપીયાના ભાગે છ આના ફી એ સુમારે સો સુધી ને સોથી દર દસે અથવા દસને ભાગે બાર આના તે હજાર સુધી ને હજાર ઉપર દરસોએ અગર સોના ભાગે પાંચ રૂપીઆ તે પચાસ હજાર સુધી ઇત્યાદિ. પરિશિષ્ટ ૧ લું કલોઝ ૧ અને ૩

પ્ર૦—૧૦ કબજા બાબત અરજી સન ૧૮૭૭ ના આકટ ૧ ની ક. ૯ મુજબ તથા ફરી તપાસની અરજી નેવું દિવશ અંદર આપે તે બદલ શી ફી બેશશે?

ઉ૦—પ્રસ્ન ૯ના ઉતરમાં જે કહેલી છે તેથી અડધી ફી કલોઝ ૨ અને ૪.

પ્ર૦—૧૧ (૧) હુકમનામાં તરીકે નહી એવા હુકમની અગર જજમેંટની નકલ અગર તરજુમાને માટે શી ફી બેસશે? (૨) હુકમનામાની અગર હુકમનામાં તરીકે ચાલે તેવા હુકમની નકલ (૩) અસલ બદલ નકલ કોરટના દફતરે મુકવી, તથા (૪) કોઇ રેવન્યુ

અગર જ્યુડીસીઅલ પ્રોસીડીંગની નકલ બદલ શી ફી બેસશે.

ઉ૦—૧ રૂ ૫૦) સુધીનો દાવો હોય તો ચાર આના ને ઉપર હોય તો ૮ આનાને હાઈ કોરટના હોય તો રૂ ૧)

૨ રૂ૫૦) સુધી આઠ આના ને ઉપર હોય તો રૂ૧) ને હાઈકોરટના હોયતો રૂ૪)

જ્યારે અસલ ઉપર સ્ટાંપ આઠ આના ઉપર ન હોય ત્યારે અસલ મુજબ ને બાજે પ્રસંગે આઠ આના સ્ટાંપ.

૪ ત્રણસે આઠ શબ્દે અગર તેના ભાગે આઠ આના.

પ્ર૦—૧૨ સરટિફિકટ સન ૧૮૬૪ ના આકટ ૨૦ મા મૂજબ તથા (૨) બીજા વારસા તથા વહિવટના સરટિફિકટોમાં શી ફી બેસશે?

ઉ૦—૧ પાંચસેં સુધીની મીલકતની બાબતમાં પાંચ પછી પાંચસેં ઉપર અને હજાર અંદર દસ તથા હજાર ઉપર દરેક હજાર અથવા હજારના ભાગે રૂ૫)કલોઝ ૧૦

૨ રૂ ૧૦૦ સુધીની મીલકત હોય તો ક. ૯ રૂ૨) બેસશે નહી પરંતુ જો રૂ ૧૦૦૦) ઉપરની મીલકત હશે તો સેંકડે રૂ ૨) બેસશે કલોઝ ૧૧-૧૨

પ્ર૦—૧૩ એક આનો ફી કોને બેસશે?

ઉ૦— કસ્ટમ ખાતાના અમલદારને અથવા મેહેસુલના અમલદારને કસ્ટમ અગર મેહેસુલ બાબત અથવા મ્યુનિશીપાલ કમીશનરને અગર કોઇ ત્યાં તથા નકલ લેવાની અરજીઓ (ક. ૧)

પ્ર૦—૧૪ આઠ આના કોને બેસશે?

ઉ૦—૧ ફોજદારી ફરીઆદીઓ તથા રેવન્યુ અને દિવાની કોરટમાં દાવાના કામની અરજીઓને.

૨ સન ૧૮૩૮ ના ૧૬ મા આકટ મુજબ અગર સન ૧૮૬૪ ના ૫ મા આકટમુજબ જમીન ખેડના હક સાબેત કરવા બાબત અરજી તથા જમાની ખત વિગરે દસ્તાવેજ સરકારી અમલદારના હુકમથી લખી આપે તે તથા ઇનકમટેકસ વિશે અરજી.

૩ વકીલાતનામુ અથવા મુખત્યારનામું.

૪ હાઈકોરટ અથવા ચીફ કમીશનર બીજા મુખ્ય હકુમત ચલાવનાર અમલદારની કે રેવન્યુ અમલદારની કોરટ શીવાયની બીજી કોઇ કોરટને પરચુરણ અપીલ સી. બીજુ ક. ૧૧

૫ તલાક બાબતના આકટની ક. ૪૯ મૂજબ આપેલી કબુલત.

પ્ર૦—૧૫ એક રૂપીઓ ફી કોને બેસશે?

ઉ૦—૧ મૂખ્ય અધિકારી તથા રેવન્યુ કમીશનરને ફરીયાદ.

૨ ઇનકમટેકસ વિગરેની અપીલ.

૩ રેવન્યુ કમીશનરની કોરટમાં વકીલાતનામુ અગર મૂખત્યારનામું.

૪ ડીસ્ત્રીકટ કોરટમાં નાદારીમાં અપીલ કરવાની પરવાનગી બાબતની અરજી.

પ્ર૦—૧૬ ૨ રૂપીઆ ફી કોને બેસશે.

ઉ૦—૧ હાઈકોરટને ફરીઆદ.

૨ હાઇકોરટને નાદારી મળવાની અપીલ.

૩ હાઇ કોરટને પરચુરણ અપીલ.

૪ હાઇકોરટમાં વકીલાતનામું અગર મૂખત્યારનામું.

પ્ર૦—૧૭ પાંચ રૂપીઆ ફી કોને બેસશે?

ઉ૦—૧ કેવિયટ દેશી ક્રિશ્ચીયનોને લગતા આક્ટ મૂજબ અરજીની.

૨ ઓરત તાબે લેવાની અરજી.

પ્ર૦—૧૮ દસ રૂપીઆ ફી કોને બેસશે.

ઉ૦—નિચે લખેલી બાબતની અરજી અગર અપીલમાં.

૧ કોઈ બાદશાહી ફરમાનથી સ્થાપેલી દિવાની કોરટનો હુકમ ફેરવવા અગૂર રદ કરવા અગર કોઇ રેવન્યુ કોરટનો.

૨ સરકારી રેવન્યું દફતરમાં નામ ફેરવવા.

૩ હક સાબેત કરવાની અરજી જ્યાં દાદ ના માગ્યો હોય ત્યાં.

૪ લવાદનો ફેંસલો રદ કરવાની અરજી.

૫ દત્તવિધાન રદ કરવા.

૬ બીજી અરજી જ્યાં દાવાના આંકની કિંમત ના થતી હોય ત્યાં.

૭ સીવીલ પ્રોસીજર કોડ ક. ૩૩૬ મુજબ અરજી તથા ક. ૩૨૮ મુજબ કરારનામું.

પ્ર૦—૧૯ આઠ રૂપીઆ ફી કોને બેસશે.

ઉ૦—વહીવટ ખત કલોઝ ૧૬.

પ્ર૦—૨૦ વીસ રૂપીઆ ફી કોને બેસશે?

ઉ૦—૧ ડાઇવરસ આક્ટ મુજબ એટલે છેડાછુટકાના આક્ટ પ્રમાણે અરજી કલોઝ. ૨

૨ પારશી લગ્ન તથા છેડા છુટકાના સને ૧૮૬૫ ના આક્ટ મુજબ અરજી કલોઝ ૨૧

પ્ર૦—૨૧ કોરટ ફીનો કર કિંમત પ્રમાણે શી રીતે બેસે છે તે કહો?

ઉ૦—નિચે મુજબ કિંમત પ્રમાણે કોરટ ફી લેવામાં આવે છે.

| નંબર | | યોગ્ય ફી. |
|---|---|---|
| | દાવા વિષયની રકમ અથવા આંકેલી કિંમત પાંચ રૂપીઆ ઉપર નહીં હોય ત્યારે. | છ આના. |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત પાંચ રૂપીઆ ઉપર હોય ત્યારે સો રૂપીઆ સુધી પાંચ રૂપીઆ ઉપરના દર પાંચ રૂપીએ અથવા પાંચ રૂપીઆના હરકાંઇ ભાગે. | છ આના. |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત સો રૂપીઆ ઉપર હોય ત્યારે હજાર રૂપીઆ સુધી સો રૂપીઆ ઉપરના દર દસ રૂપીએ અથવા દસ રૂપીઆના હરકાંઇ ભાગે. | બારઆના |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત હજાર રૂ | |

| | | |
|---|---|---|
| | પીઆ ઉપર હોય ત્યારે પાંચ હજાર રૂપીઆ સુધી હજાર રૂપીઆ ઉપરના દર સો રૂપીએ અથવા સો રૂપીઆના હરકંઇ ભાગે. | પાંચ રૂપીઆ. |
| ૧ ત્રીજી કલમમાં કહેલી કોરટો શિવાય બીજી હરકોઇ દિવાની અથવા રેવન્યુ (એટલે મુલકી) કોરટમાં આ પત્રાની ફરીયાદીની અરજી અથવા અપીલની યાદી બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કરયો નહી હોય તે અરજી અથવા યાદી.* | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત પાંચ હજાર રૂપીઆ ઉપર હોય ત્યારે દસ હજાર રૂપીઆ સુધી પાંચ હજાર રૂપીઆ ઉપરના દર બસેં પચાસ રૂપીએ અથવા બસે પચાસ રૂપીઆના હરકંઇ ભાગે | દસ રૂપીયા. |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત દસ હજાર રૂપીયા ઉપર હોય ત્યારે વીસ હજાર રૂપીઆ સુધી દસ હજાર રૂપીઆ ઉપરના દર, પાંચસેં રૂપીએ અથવા પાંચસેં રૂપીઆના હરકોઇ ભાગે. | પંદર રૂપીઆ. |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત વીસ હજાર રૂપીઆ ઉપર હોય ત્યારે તીસ હજાર રૂપીઆ સુધી વીસ હજાર રૂપીઆ ઉપરના દર હજાર રૂપીએ અથવા હજાર રૂપીયાના હરકંઇ ભાગે. | વીસ રૂપીઆ. |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત તીસ હજાર રૂપીયા ઉપર હોય તારે પચાસ હજાર રૂપીયા સુધી તીસ હજાર રૂપીયા ઉપરના દર બે હજાર રૂપીએ અથવા બે હજાર રૂપીયાના હરકંઇ ભાગે. | વીસ રૂપીઆ. |
| | સદરહુ રકમ અથવા આંકેલી કિંમત પચાસ હજાર રૂપીયા ઉપર હોય ત્યારે પચાસ હજાર રૂપીયા ઉપરના દર પાંચ હજાર રૂપીએ અથવા પાંચ હજાર રૂપીયાના હરકંઇ ભાગે. | પચીસ રૂપીઆ. |
| | પણ એવું ઠરાવ્યું છે કે હરકોઇ ફરીયાદીની અરજી બાબત અથવા અપીલની યાદી બાબત ઘણામાં ઘણી ત્રણ હજાર રૂપીઆ ફી બેસશે એવું સમજવું. | |
| ૨. ફરીયાદ કરવાની મુદત ઠરાવવા બાબત સન ૧૮૫૯નો ૧૪ મો આકટ છે તેની ૧૫ મી કલમ પ્ર | | ઉપલાં પરીમાણકોષ્ટ |

* ફરીયાદી થાય ત્યારે યોગ્ય ફી કેટલી લેવી તે નકી કરવા સારૂ આ પરિશિષ્ટને જોડેલું કોષ્ટક જોવું.

| | | |
|---|---|---|
| માગ્ગે કબજો લેવા સારૂ× ફરીયાદી કરી હોય તે ફરી યાદીની અરજ અથવા અ પીલની યાદી. | ........................................ | ક્યાંજેરકમ કહીછે તેથી અરધી ફી. |
| ૩. ૨૬ ૭૦ના ૧૦થી | | |
| ૪ ફેંસલાની ફરી ત પાસ કરાવવાની અરજી હુ કમનામાની તારીખથી નેવુ મે દાહાડે અથવા ત્યાર પ છી આપી હોય તો. | ........................................ | ફરીયાદીની અરજી બા બત અથ વા અપીલ નોયાદી બા બત જેટલી ફીલેવીજોઇ એતેટલીફી |
| ૫ ફેંસલાની ફરીતપા સ કરાવવાની અરજી હુકમ નામાની તારીખથી નેવુ મા દાહાડા પેહેલાં આવી હોય તો. | ........................................ | ફરીયાદી ની અરજી બાબત અ થવા અપી લની યા દી બાબત જેટલી ફી લેવી જોઈ એતેથી અ રધી ફી. |
| ૬. જે ફેંસલો અથવા હુકમ હુકમનામુ નહી હોય અથવા હુકમનામા સરખો ચાલતો નહી હોય તે ફેંસ લાની અથવા હુકમની નક લ અથવા તેનો તરજુમો. | સદરહુ ફેંસલો અથવા હુકમ હાઇકોરટ શિવા ય બીજી કોઈ દિવાની કોરટે અથવા રેવન્યુ કોરટના અથવા કચેરીના મુખ્ય અમલદાર અથવા અદાલત ખાતાના અથવા હકુમત ચલાવનારા બીજા કોઈ અ મલદારે કર્યો હોય તાહારે | |
| | (અ) દાવાના વિષયની રકમ અથવા આંકે લી કિંમત પચાસ રૂપીયા હોય અથવા પચાસ રૂપી યા કરતાં ઓછી હોય તો. | ચારઆના |
| | (બ) સદરહુ પ્રકારની રકમ અથવા આંકેલી કિંમત પચાસ રૂપીઆ ઉપર હોય તો. | આઠઆના |
| | સદરહુ પ્રકારનો ફેસલો અથવા હુકમ હાઇકો રટે કરયો હોય તાહારે. | એકરૂપીયો |

× સન ૧૮૭૦ ના ૨૦ મા આકટની ૧ લી કલમથી "અથવા અપીલની યાદી" આ શબ્દ કાહાડી નાખ્યા હોય એવું સમજવું.

| | | |
|---|---|---|
| ૭. જે હુકમનામુ અથવા હુકમ હુકમનામા સરખો ચાલતો હોય તેની નકલ. | સદરહુ હુકમનામુ અથવા હુકમ હાઇકોરટ શિવાય બીજી કોઈ દિવાની કોરટે અથવા રેવન્યુ કોરટે કરયો હોય તાહારે. | |
| | (અ) જે ફરીયાદીમાં સદરહુ હુકમનામુ અથવા હુકમ થયો હોય તે ફરીઆદીના દાવાના વિષયની રકમ અથવા આંકેલી કિંમત પચાસ રૂપીયા અથવા પચાસ રૂપીયા કરતાં ઓછી હોય તો. | આઠઆના |
| | (બ) સદરહુ પ્રકારની રકમ અથવા આંકેલી કિંમત પચાસ રૂપીયા ઉપર હોય તો | એકરૂપીયો |
| | સદરહુ પ્રકારનું હુકમનામુ અથવા હુકમ હાઇકોરટે કરયો હોય તારે. | ચારરૂપીયા |
| ૮. જે દસ્તાવેજ બાબત સન ૧૮૬૯ના જનરલ સ્ટાંપ આકટ પ્રમાણે સ્ટાંપનો કર બેસતો હોય તે દસ્તાવેજ મુકરદમાનો કોઇ પક્ષકાર કાહાડી લેઇને તેની જગોએ તેની નકલ મુકે તે નકલ. | (અ) અસલ દસ્તાવેજનો સ્ટાંપ આઠ આના ઉપર નહી હોય ત્યારે. | અસલ દસ્તાવેજ બાબત જેટલો કર બેઠો હોય તેટલી ફી |
| | (બ) બીજે હરકોઇ પ્રસંગે | આઠ આના |
| ૯ મુલકી અથવા ઇનસાફનાં કામની અથવા હુકમની જે નકલ બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કીધો નથી અથવા હિસાબ અથવા પત્રકની અથવા રીપોર્ટના અથવા તેવા પ્રકારના કાગળની નકલ દિવાની અથવા ફોજદારી અથવા રેવન્યુ કોરટમાંથી અથવા કચેરીમાંથી અથવા જે મુખ્ય અમલદારને ટુકડીનો રાજ કારભાર સોંપ્યો હોય તેની કચેરીમાંથી લેવી હોય તે નકલ. | દર ત્રણસેં સાઠ શબ્દોએ અથવા ત્રણસેં સાઠ શબ્દોના હરકોઈ ભાગે. | આઠઆના |
| ૧૦ બંગાળા ઇલાકા માહેનો ફોર્ટ વિલિયમની પ્રેસિડેન્સીમાં નાહાની ઉમરનાં છોકરાઓની તથા તેઓની માલ મિલકતની સંભાળ કરવા સારૂ વધારે સારો બં | જે માલ મિલકત બાબત દાખલો આપ્યો હોય તે માલ મિલકતની રકમ અથવા આંકેલી કીંમત પાંચસેં રૂપીયા ઉપર નહી હોય તો. | પાંચરૂપીઆ |
| | સદરહુ પ્રકારની રકમ અથવા આંકેલી કિંમત પાંચસેં રૂપીયા ઉપર હોય પણ એક હજાર રૂપીયા | |

| | | |
|---|---|---|
| દોરસ્ત કરવા બાબત સન ૧૮૫૮નો ૪૦ મો આકટ છે તે આકટ પ્રમાણે અથવા મુંબઇ ઇલાકામાં નાહાની ઉમરના છોકરાઓની તથા તેઓની માલ મિલકતની સંભાળ કરવા સારૂ વધારે સારો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૬૪ નો ૨૦ મો આકટ છે તે આકટ પ્રમાણે માલ મિલકતનો વહિવટ કરવા સારૂ આપેલો દાખલો. | નહી હોય તો. | દસ રૂપીયા |
| | અને એક હજાર રૂપીયા ઉપરના દર એક હજાર રૂપીયે અથવા એક હજાર રૂપીયાના હરકંઇ ભાગે. | પાંચરૂપીયા |
| ૧૧ +વિલનો ×પ્રોબેટ અથવા લેટર્સ ૧ આફ આડમિનિસ્ટ્રેશન તેને વિલ જોડેલું હોય કે નહી હોય.... | જે માલ મિલકત બાબત પ્રોબેટ અથવા લેટર્સ આફ આડમિનિસ્ટ્રેશન અથવા દાખલો આપ્યો હોય તે માલ મિલકતની રકમ અથવા આંકેલી કિંમત એક હજાર રૂપીયા ઉપર હોય તો | સદરહુ પ્રકારની રકમ ઉપર અથવા આંકેલી કિંમત ઉપર સેંકડે બે ટકા. |
| ૧૨ "કોઇ માણસ સ્થાપન થાય" ત્યારે તેને કરજ વસુલ કરવાનું કામ, સેહેલ પડવા બાબત તથા મેયત માણસના વારસ વકીલને કરજ ભરે તેને માથેથી જોખમ ઉતારવા બાબત સન ૧૮૬૦ નો ૨૭ મો આકટ છે તે આકટ પ્રમાણે અથવા "વારસ તથા મૃત્યુપત્ર ચલાવનાર તથા વહિવટ કરનાર કોરટ પધતી પ્રમાણે મંજુર કરવા બાબત અને માલ મિલકતનો વહિવટ ચલાવનારા તથા વહિવટ કરનારા નીમવા બાબત" મુંબઇના કાયદા પુસ્તકમાં સને ૧૮૨૭ નો ૮ મો કાયદો છે તે કાયદા પ્રમાણે આપેલો દાખલો. | | |

+ વિલ એટલે હરકોઈ માણસ સાવધ હોય ત્યારે પોતાની અક્કલ હુંશિઆરીથી મૃત્યુપત્ર કરીને ઉપર ઇંગરેજી કાયદા પ્રમાણે સહી કરીને તથા સાહેદી કરાવીને પ્રસિધ્ધ કરે છે તે મૃત્યુપત્ર.

× પ્રોબેટ એટલે વિલ અથવા સ્ટેટમેંટ અથવા કાંડિસાલ કોરટમાં સાબીત કરીને તે પ્રમાણે મઇયત માણસની માલ મિલકતનો વહિવટ કરવા સારૂ અધિકાર પત્ર મળે છે તે પત્ર

૧ લેટર્સ આફ આડમિનિસ્ટ્રેશન એટલે મેયત માણસનો માલ મિલકતનો વહિવટ કરવા સારૂ કોરટમાંથી અધિકાર પત્ર મળે તે પત્ર.

ટીપ—જે માણસને સદરહુ પ્રકારનો દાખલો આપ્યો હોય તેણે અથવા તેના વારસ વકીલે સદરહુ દાખલાની તારીખથી બાર મહીના થઇ ગયા પછી દાખલો આપનારી કોરટ ફરમાવે ત્યારે તે દાખલા ઉપરથી પોતે જે નાણું વસુલ કીધુ હોય અથવા માલ મિલકતનું જે ઉપજ્યું હોય તે સઘળાં નાણાનું પત્રક સમ ખાઇને ફેલ કરવું.

જે માણસને દાખલો આપ્યો હોય તેણે સમ ખાઇને કહયું હોય કે આટલુ કરજ અથવા બીજી માલ મિલકત છે તે કરજની અથવા માલ મિલકતની રકમ કરતાં સદરહુ પ્રમાણે વસુલ કરેલું અથવા ઉપજેલું નાણુ વધતું થાય તો તે દાખલો રદ કરવાને અને તે માણસને બીજો નવો દાખલો લેવાનો તથા એ પ્રમાણે વધી ગયેલી રકમ બાબત આ પરિશીષ્ટમાં જે ફી કહી છે તે ફી આપવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ઠરાવેલી મુદતમાં સદરહુ પત્રક ફાઇલ નહી કરશેતો દાખલોરદકરવાને કોરટ મુખત્યાર છે.

---

# સ્ટાંપ આકટ સને ૧૮૭૯નો ૧ લો.

પ્ર૦—૧ નિચે લખેલા શબ્દોની વાખ્યા આપો.!

શાહુકાર, બીલઓફ એકસચેંજ, બીલ ઓફલેડીંગ, બોન્ડ, ચાર્જ થવાપાત્ર ચેક, નિરબંધ રાખનારનો મુખ્ય અધિકારી, કલેકટર, કનવેયન્સ, યોગ્ય રીતે સ્ટાંપ મારેલો, ઇન્સ્ટ્રુમેન્ટસઓફ પારટીશન, લીસ, ગીરવીખત, કાગળ, વિલાની પોલીસ, મુખત્યારનામુ, પોહોચ, સેટલમેન્ટ, વાહાણ લખેલું અનેલેખ.

ઉ૦—(૧) સાહુકાર એ શબ્દમાં બેંકનો (પેહેડીનો અને સાહુકારનું કામ કરનાર કોઈ પણ સખસનો સમાવેશ થાય છે.

(૨) બિલ આફએકસચેંજ (એટલે હુંડીપત્રી) આ શબ્દોમાં હુંડીનો સમાવેશ થાય છે.

(૩) "બીલ આફ લેડીંગ" આ શબ્દોનો અર્થ દસ્તાવેજમાં લખેલો માલ મને પોહોંચ્યો તથા તે માલ હું દસ્તાવેજમાં લખેલી અથવા બતાવેલી જગ્યાએ અને સખસને હવાલે કરીશ એ રીતે વાહાણના ધણીએ અથવા તેના આડતીઆએ સહી કરીને આપેલો કોઈ પણ દસ્તાવેજ.

(૪) "બાંડ" (ખત) શબ્દનો અર્થ.

(અ) ફલાણું નીર્દીષ્ટ કરેલું કામ કરશે અથવા નહીં કરશે (જેમ હોય તેમ) તો

આ દસ્તાવેજ રદ છે એવી સરતથી જે દસ્તાવેજ ઉપરથી કોઇ માણસ બીજા કોઇને પૈ-સા આપવાને પોતાને ફરજ પાડે છે એવો કોઇ દસ્તાવેજ

(બ) કોઈ દસ્તાવેજ ઉપર સાહેદે સાખ કરેલી હોય અને ફલાણા માણસને અવેજ આપવો અથવા લાવનારને અવેજ આપવો એવા પ્રકારનો તે દસ્તાવેજ નહીં હોય અને તે ઉપરથી કોઇ માણસ બીજા માણસને પૈશા આપવાની પોતાને ફરજ પાડે તેવો કોઇ પણ દસ્તાવેજ.

(ક) સદરહુ પ્રમાણે સાખ કરેલા જે કોઇ દસ્તાવેજ ઉપરથી એક માણસ બીજા માણસને અનાજ અથવા ખેતીવાડી સબંધી બીજી ઉપજ આપવાની પોતાને ફરજ પાડે છે તેવો કોઇ પણ દસ્તાવેજ.

(૫) "ચારજ થવા પાત્ર" એ શબ્દનો અર્થ નીચે પ્રમાણે સમજવો એટલે આ શબ્દો આ આકટ અમલમાં આવ્યા પછી કરેલા દસ્તાવેજને અથવા પેહેલી સહી કરેલા દસ્તાવેજને (જેની ઉપર દસ્તાવેજ કરનારોમાંથી કોઈ પણ સખસની પેહેલી સહી થઇ હોય તેને) લાગુ કર્યા હોય તારે આ આકટ મુજબ ચારજ થવા પાત્ર છે એવો અર્થ સમજવો અને બીજા કોઈ દસ્તાવેજ ઉપર કેટલાએક સખસે જુદી જુદી વેળાએ સહી કરી હોય ત્યારે પહેલી સહી કરતી વેળાએ જે કાયદો બ્રીટીશઈંડીયામાં ચાલુ હશે તે કાયદા પ્રમા-ણે ચારજ થવા પાત્ર છે એવો અર્થ સમજવો.

(૬) "ચેક" શબ્દનો અર્થ જે બીલ આફ એકસચેંજ સાહુકાર ઉપર લખેલું હશે અને માગે એટલે તેનો અવેજ આપવો એવું હશે તે બીલ આફ એકસચેંજ એમ સમજવું.

(૭) "નીબંધ રાખનારો મુખ્ય રેવેન્યુ અધીકારી" આ શબ્દોનો અર્થ મદ્રાસ ઈલા-કામાં તથા જે મુલકનો રાજકારભાર બંગાળાના તથા વાયવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ ગવરનર ચ-લાવે છે તે મુલકમાં રેવેન્યુ બોર્ડ એવો સમજવો. અને મુંબાઇ ઇલાકામાં સીંધ પ્રાંતની બાહાર તથા મુંબાઇ શેહેરની હદ બાહાર રેવેન્યુ કમીશનર. અને પંજાબમાં ફીનાનશીઅલ કમીશનર, અને બીજે ઠેકાણે સ્થાનીક સરકાર અથવા સ્થાનીક સરકાર સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને જે અમલદારને તેના નામથી અથવા તેના હુદ્દાના સબંધથી આ બાબત નીમે તે બીજો અમલદાર એવો સમજવો.

(૮) "કલેકટર" આ શબ્દનો અરથ કલકતા તથા મદ્રાસ અને મુંબાઇ શેહેરની હદમાં કલકતાનો અથવા મદ્રાસનો અથવા મુંબાઇનો કલેકટર સમજવો. અને તે હદ બાહાર ડીસ્ટ્રી-કટનો કલેકટર સમજવો. અને તે શબ્દમાં ડેપ્યુટી કમીશનરનો અથવા સ્થાનીક સરકાર સર કારી ગેજેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે બીજા અમલદારને તેના નામથી અથવા તેના હોદાના સંબંધથી આ બાબત નીમશે તે બીજા અમલદારનો સમાવેશ થાય છે એમ સમજવું.

(૯) "કન્વેયન્સ" આ શબ્દનો અરથ (સ્થાવર અથવા જંગમ) માલમીલકત વેચી હોય તો જે દસ્તાવેજ ઉપરથી તે બીજાને કરી આપવામાં આવે છે તે દસ્તાવેજ એવો સમજવું

(૧૦) "યોગ્ય રીતે સ્ટાંપ મારેલો" આ શબ્દો કોઇ પણ દસ્તાવેજને લાગુ કરયા હો

૫ ત્યારે તે શબ્દોનો અરથ તે દસ્તાવેજ કરી આપવામાં આવ્યો અથવા તેના ઉપર પેહેલી સહી કરી હોય ત્યારે જે કાયદો બ્રીટીશઇંડીયામાં અમલમાં હશે તે કાયદા પ્રમાણે સ્ટાંપ મારેલો અથવા મારેલા સ્ટાંપના કાગળ ઉપર લખેલો એવો સમજવો.

(૧૧) "ઇન્સ્ટ્રુમેંટ આફ પાર્ટીશન" એ શબ્દનો અરથ જે કોઇ દસ્તાવેજ ઉપરથી મજીઆરો માલીક કોઇ પણ મીલકતના જુદા જુદા ભાગ પાડે છે. અથવા ભાગ પાડવાનું કબુલ કરે છે. તે દસ્તાવેજ એવો અરથ સમજવો અને તે શબ્દમાં વેંહેચણ કરવા બાબત કોઈ પણ રેવેન્યુ અધિકારીએ કરેલા આખરના હુકમનો પણ સમાસ થાય છે.

"લીશ" આ શબ્દનો અરથ સ્થાવર મીલકતનો પટો એવો સમજવો, અને તે શબ્દમાં નીચે લખેલા દસ્તાવેજનો પણ સમાસ થાય છે.

(અ) પટો.

(બ) સ્થાવર મીલકતનું વાવેતર કરવા બાબત અથવા તેનો ઉપભોગ કરવા બાબત અથવા તેનું ભાડુ અદા કરવા બાબત આપવા બાબત કબુલાયત કરી હશે અથવા બીજી રીતે લખીને કબુલ કરયુ હશે તથા જે "લીસનો કોંટરપોર" (સામો લેખ) નહી હશે તે કબુલાયત અથવા કબુલ કરવાનો બીજો લેખ.

(ક) જે કોઈ દસ્તાવેજ ઉપરથી કોઈ પણ પ્રકારનો તોલ ઇજારે આપવામાં આવે તેવો દસ્તાવેજ.

(ડ) લીસ મેળવવા માટે કરેલી અરજી મંજુર કરવામાં આવી છે અવું દેખાડવા સારૂ યોજેલો હોય તેવો તે અરજી ઉપર કરેલો કોઇ પણ લેખ.

(૧૩) "ગીરવીખત" આ શબ્દમાં જે જે દસ્તાવેજથી કરજ તરીકે ધીરેલું અથવા ધીરવાના નાણાં અથવા વીદ્યમાન અથવા આયંદેનું કરજના અથવા કોઈ પણ કરાર બજાવવાનું નીશ્ચીત કરવા સારૂ કોઈ પણ માણસ નીર્દીષ્ટ કરેલી મીલકત ઉપર હકક બીજા માણસને કરી આપે છે. અથવા બીજા મનુષ્યના લાભમાં ઉત્પન્ન કરે છે. તે દસ્તાવેજનો સમાસ થાય છે.

(૧૪) "કાગળ" આ શબ્દમાં જે વેલમ ઉપર અથવા પાર્ચમેંટ (ચામડાનો કાગળ) ઉપર અથવા બીજા કોઇ પણ પદાર્થ ઉપર દસ્તાવેજ લખાય તેનો સમાસ થાય છે એવું સમજવું.

(૧૫) "વીમાની પાલીસ" એ શબ્દનો અર્થ સલામતીના અવેજમાં કોઈપણ માણસ વગર ધારેલી અથવા અદષ્ટાધીન વાતથી તોટો આવે અથવા નુકશાન લાગે અથવા કાંઇ પેચ આવે તેનું જોખમ બીજાને માથે ઉતારવાનું જે કોઇ દસ્તાવેજ ઉપરથી કબુલ કરે છે. તે દસ્તાવેજ એહવો અર્થ એ શબ્દમાં લાઈફ પાલીસીનો (જીવની પાલીસી) સમાવેશ થાયછે.

(૧૬) (કોરટ ફી સંબંધી) જે વખતે જે કાયદો અમલમાં હશે ને કાયદા મુજબ જે દસ્તાવેજ ઉપર ફી ન પડે તે દસ્તાવેજ શીવાય બીજા) જે કોઈ દસ્તાયેજ ઉપરથી નીદીષ્ટ કરેલા કોઇ માણસને કામ કરવાનો અધીકાર તે દસ્તાવેજ કરી આપનાર માણસને બદલે મળે છે. તેવો કોઇપણ દસ્તાવેજ એવો અર્થ "પાવર આફ અટરની" (મુખત્યારનામું) આ શબ્દનો અર્થ સમજવો.

(૧૭) "પોહોંચ" આ શબ્દનો અર્થ જે કોઇ ટાંચણ ઉપરથી અથવા યાદી ઉપરથી અથવા લેખ ઉપરથી અથવા જાહેરખબર ઉપરથી કાંઈ નાણું અથવા બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ (વાયદાચીઠી) પોહોચ્યાનું કબુલ કરયું હોય અથવા જે ઉપરથી કરજ અદા કરવામાં કોઇ પણ બીજા જંગમ માલ પોહોંચ્યાનું કબુલ કરયું હોય અથવા કોઇ કરજ અથવા માગણું અથવા કાંઇ કરજનો અથવા માગણાનો કાંઈ ભાગ પતાવ્યો અથવા તે ચુકવ્યો એહવું કબુલ કરયું હોય અથવા સદરહુ પ્રમાણે પોહોચ્યાનું દરશાવવામાં આવતું હોય અથવા પોહોચવાનો અર્થ થતો હોય તે ટાંચણ અથવા યાદી અથવા લેખ અથવા જાહેરખબર એહવો સમજવો પછી તેની ઉપર કોઇ માણસે પોતાના નામની સહી કરી હોય કે નહી હોય.

(૧૮) "પરીશાષ્ટ" આ શબ્દનો અર્થ આ આકટને જોડેલું પરીશીષ્ટ એહવો સમજવો

(૧૯) "સેટલમેંટ" આ શબ્દનો અરથ વસીયતનામું હોય તેવી સ્થાવર અથવા જંગમ મીલકતની કાંઈ પણ લખી વ્યવસ્થા,

(અ) જે લગ્ન થયા બાબત કરી હોય.

(બ) જે, સેટલમેંટ કરનારની માલ મીલકત તેના કુટુંબમાં વેહેચી આપવા સારૂ અથવા જેઓને સારૂ કાંઇ બંદોબસ્ત કરી આપવાની તેની ઇચ્છા હોય તેઓને વેંહચી આપવા સારૂ કરી હોય.

(ક) જે કોઇ પણ ધરમ સબંધી અથવા ધરમદાન સબંધી કારણ સારૂ કરી હોય. સેટલમેન્ટ આ શબ્દમાં સદરહુ પ્રકારની વ્યવસ્થા કરવા વિષે લખેલો કરાર હશે તેનો સમાવેશ થાય છે.

(૨૦) "વાહાણુ" આ શબ્દનો અર્થ માણુસો અથવા માલ જળ મારગે લઈ જવા સારૂ કરેલો કાંઇ પણ પદારથ એહવો સમજવો.

(૨૧) "લખેલું" અને "લેખ" આ શબ્દોમાં જે જે રીતે શબ્દો અથવા આંકડા કાગળ ઉપર દરશાવી શકાય છે, તે તે રીતનો સમાવેશ થાય છે.

પ્ર૦—૨ સ્ટાંપનો કર શી રીતે લેવાય છે.

ઉ—૧ વલગે એવા સ્ટાંપથી.

૨ મારેલા સ્ટાંપથી.

નીચે લખેલા દસ્તાવેજો ને વલગે એવો સ્ટાંપ બેસસે.

(અ) જે બીલ ઓફ એકસચેંજનો અવેજ માગે ત્યારે આપવો પડે તેવા બીલ ખારેજ કરી બીજી રીતે અવેજ આપવાના જે બીલ હશે અને તેના સેટ લખ્યા હશે તે બીલની નકલો ખારેજ કરીને દસ્તાવેજ એક આનો ડયુટીચાર્જ થવા પ્રાપ્ત હશે તે દસ્તાવેજ

(બ) બ્રીટીશઇન્ડીયાની બાહાર લખેલા અથવા કરેલા બીલ ઓફ એકસચેંજ (હુંડીપત્રી) તથા ચેક, તથા પ્રામેસરી નોટ (વાયદાચીઠી) અને

(ક) હાઈકોરટના રોલમાં (પટમાં) આડવોકેટ અથવા વકીલ અથવા અટરની તરીકે નામ દાખલ કરવાનો લેખ.

(ડ) નોટરીપબલીક એઓએ કરી આપેલો લેખ અને

(ઈ) પબ્લીક કંપનીઓના તથા આસોસીએશનના (મંડલીના) શેરશેરો લખીને બી જા નામે ચડાવી આપવાના લેખ.

પ્ર૦—૩ જે દેશમાં વગર સ્ટાંપના કારણથી દસ્તાવેજ રદ થઇ શકતો નથી તેવા દેશમાં થયેલો દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ ઉપર નહી હોવાના કારણથી બ્રીટીશઇનડીયામાં પુરાવામાં દાખલ થઈ શકે છે? જો હાકોહોતો શા ધોરણ ઉપર?

ઉ૦—હાવો દસ્તાવેજ પુરાવામાં લેઇ શકાય છે.

સાધારણ નિયમ એવો છે કે જે ઠેકાણે કરાર કરવામાં આવ્યો હોય તે ઠેકાણાના કાયદા મુજબ તેવા દસ્તાવેજ થવા જોઈએ. આ નિયમ આપણે સ્ટાંપ આકટમાં કાયમ રાખેલો છે. બીલ ઓફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામેસરી નોટ શીવાયબીજા પહેલા પરીશિષ્ટમાં લખેલો જે જે દસ્તાવેજ અગાઉ કોઇ પણ માણસે કરી આપ્યો ન હોય તથા સ. ૧૮૭૮ ના અપ્રિલ મહીનાની પહેલી તારીખે તથા તે તારીખ પછી બ્રીટીશ ઇન્ડીયાની બહાર કર્યો હશે તો. બ્રીટીશ ઇનડીયા માંહેની મીલકત સબંધી હશે અથવા બ્રીટીશ ઇનડીયામાં કરેલી અથવા કરવાની હરકોઈ બાબત સબંધી અથવા વાત સબંધી હશે અને જે હીંદુસ્થાનમાં આવ્યો હશે તે તે દસ્તાવેજ સ્ટાંપ ડયુટીની રકમ ચારજ થવાને પાત્ર છે (ક. ૫ જુઓ)

પ્ર૦—૪ એકજ કામને માટે કેટલાએક દસ્તાવેજો કરવામાં આવેતો આ બધા દસ્તાવેજોના સ્ટાંપ વિશે શો નિયમ છે ?

ઉ૦—પહેલા પરશિષ્ટમાં દસ્તાવેજોને માટે જે સ્ટાંપ મુકરર કરવામાં આવ્યો છે તે દસ્તાવેજો પૈકી જે મુખ્ય દસ્તાવેજ હોય તેને માટે જેટલો સ્ટાંપ જોઇએ તેટલો સ્ટાંપ હોયતો બસ છે. પરંતુ બીજા દરેક દસ્તાવેજને માટે વિશેષમાં એકેક રૂપૈઆનો વધારે સ્ટાંપ જોઈએ. દસ્તાવેજોમાં મુખ્ય દસ્તાવેજ કોને ગણવો તે પક્ષકારોએ નકી કરવું જાઇએ (ક. ૬)

પ્ર૦—૫ વલગે એવો સ્ટાંપ ક્યારે અને શી રીતે રદ કરવો. અને એ પ્રમાણે ન કરવામાં આવે તો તેનું પરિણામ શું થાય છે?

ઉ૦—તે સ્ટાંપનો ઉપયોગ ફરીથી ન કરી શકાય તેવી રીતે રદ કરવો. અને જો તે પ્રમાણે રદ કરવામાં નહી આવે તો તે દસ્તાવેજને સ્ટાંપનો સબંધ છે તેટલે સુધી સ્ટાંપવગરનો છે એમ સમજવું. (ક. ૧૧)

પ્ર૦—૬. જે દસ્તાવેજમાં વ્યાજ લખ્યું હોય તે દસ્તાવેજ વીશે શો ધારો છે?

ઉ—દસ્તાવેજની સરત ઉપરથી વ્યાજ આપવાનું બસુસ ઠરાવ્યું હોયત્યારે તે દસ્તાવેજમાં વ્યાજ લખ્યુ નહી હોત તો તે દસ્તાવેજ જેટલી ડયુટીચાર્જ થવાને પાત્ર થાત તે કરતાં વતી ડયુટી ચારજ થવાને તે દસ્તાવેજ પાત્ર થશે નહી. (ક. ૨૩)

પ્ર૦—૭ અએ બને રૂ. ૧૨૦) નુ એક રૂપૈયાના કાગળ ઉપર ખત લખી આપ્યું અને ત્યાર પછી તે કાગળ ઉપર રૂ૮૦) નું નવું ખત લખ્યુ તો આ ખત સ્ટાંપ આકટ પ્રમાણે ચાલશે? હા કહોતો તેના કારણ લખો?

ઉ—ના નહી ચાલે કારણ કે એકજ સ્ટાંપના કાગળ ઉપર ફક્ત એકજ દસ્તાવેજ લખવો જોઇએ. (ક. ૧૩)

પ્ર૦—૮ બ્રીટીશ હિંદુસ્થાનમાં દસ્તાવેજ ઉપર સ્ટાંપ લગાડવાનો શો કાયદો છે?

ઉ૦—દસ્તાવેજ થતી વખતે અગર ત્યાર પહેલાં. (ક. ૧૬) પરંતુ જેને પૈસા લેવાના છે તે સખસે જો (ને એક આનાનો સ્ટાંપ જોઈએ તે) બીલ્સ. નોટસ, અને ચેક, વગર સ્ટાંપના પોતાને મળેલા હોય તો તે જેની પાસેથી પૈસા લેવાના હોય તે સખસને જ્યારે તે બીલ નોટ અથવા ચેક આપવા માંડે તે વખતે તેના ઉપર સ્ટાંપ ચોહોડી શકે છે પરંતુ ચોડતી વખતેજ તે સ્ટાંપ રદ કરવો જોઇએ (ક. ૪૪)

પ્ર૦—૯ સ્ટાંપ આકટ પ્રમાણે પાંઉડસસ્ટરલીંગ અને ફ્રેન્કસ અને ડોલર્સની શી કીમત ગણવી.

ઉ૦—પાઉન્ડ સ્ટરલીંગ અથવા પાઉન્ડકરન્સીની કીમત ૩૧૦) સો ફ્રેન્કસની કીમત ૪૦) અને એક મેકસીકન અથવા ચાઈનાડોલરની કીમત ૨ ૨ા (ક. ૧૯)

પ્ર૦—૧૦ ઉલટ કરાર ન હોય તો યોગ્ય સ્ટાંપ કોહોને જોડવો?

ઉ૦—બીજી રીતનો કરાર નહી હોય તો યોગ્ય સ્ટાંપ પુરો પાડવાનો ખરચ

(અ) પેહેલા પરશીષ્ટના નંબર ૨ તથા ૧૧ તથા ૧૩ તથા ૧૪ તથા ૧૫ તથા ૨૪ તથા ૨૮ તથા ૨૯ તથા ૩૦ તથા ૪૪ તથા ૫૩ તથા ૫૪ તથા ૫૫ તથા ૫૭ નંબર ઉપર અને ૬૦ મા નંબરની અ તથા બ રકમમાં દસ્તાવેજની વાખ્યા લખી છે તેવા કોઇ પણ દસ્તાવેજને પ્રસંગે તે દસ્તાવેજ લખનાર અથવા કરીઆપનાર માણસે આપવી જોઈએ.

(બ) વીમાની પોલેસી (ખત) ને પ્રસંગે વીમો ઉતરાવનારે તથા (ક) કનવેયન્સને પ્રસંગે કનવેયન્સ જેને કરી આપ્યુ હોય તેણે લીસને પ્રસંગે અથવા લીસ કરી આપવાના કરારને પ્રસંગે લીસ લેનારોએ અથવા જેણે લેવાનુ ધાર્યું હોય તેણે (ડ) લીસના સામા લેખને પ્રસંગે-લીસ આપનારે (ઇ) વેચાણના લેખને પ્રસંગે, તે લેખના પક્ષકારોએ તે લેખમાં લખેલી માલ મીલકતમાં પોતાનો હીસો હોય તે પ્રમાણે અથવા રેવન્યુ અધીકારીએ કરેલો હુકમ બજવીને વેહેચણ કરી હોય ત્યારે તે અધીકારી ફરમાવે તે પ્રમાણમાં.

(ફ) અદલાબદલીના ખતને પ્રસંગે તે ખતના પક્ષકારોએ સરખે હિસ્સે અને

(ગ) વહેચણના સરટીફીકટને (દાખલાને) પ્રસંગે તે સરટીફીકેટ જે મીલકત સંબંધી તે મીલકતના ખરીદદારે આપવો. (ક. ૨૯)

પ્ર૦—૧૧ જ્યારે કોઈ મીલકત કરજના બદલામાં કે ભવિષ્ય ઉપર આપવાના કરારથી ટ્રાન્સફર કરવામાં આવે તો તેને કેટલો સ્ટાંપ જોઇએ.

ઉ૦—કરજ અથવા જે કાંઇ ભવિષ્યમાં મળવાનું હોય તે દસ્તાવેજમાં અવેજ ગણાય છે અને તેથી કરીને તે અવેજની કીમત મુજબ તેના ઉપર સ્ટાંપ જોઈએ.

પ્ર૦—૧૨ જ્યારે કોઇ એક શક્ષ બીજા સખસની જોડે એવી રીતે બંધાય કે બંધાનાર સખસની તરફથી બીજો માણસે અમુક કામ કરવું અને તે કામમાંથી જે કાંઈ નફો મળે તેમાંથી તેની નોકરીને બદલે અમુક હીસો આપવો તો એવા કરારને કેટલો સ્ટાંપ જોઇએ.

ઉ૦—હીસાની કીમત મુકરર થઈ શકે એવું નથી તો તેને ઓપશનલ સ્ટાંપ હોય તો ચાલે. (ક. ૨૬)

પ્ર૦—૧૩ કોઇ દસ્તાવેજ ઉપર કેટલો સ્ટાંપ જોઇએ તે નકી કરવાને માટે કઈ કઈ હકીકતો દસ્તાવેજમાં જણાઇ આવવી જોઇએ, અને એવી હકીકતો નહી જણાવવામાં આવે તો તેનો શું ગુન્હેગારી છે?

ઉ૦—૧ જે અવેજ ઉપરથી (જો હોય તો) અને જે વાત તથા હકીકત ઉપરથી કોઇ દસ્તાવેજની ડયુટી પડવાની પાત્રતા વત્તી ઓછી થતી હશે તે અવેજ અને તે સઘળી વાત અને હકીકત અથવા જે ડયુટી દસ્તાવેજ ઉપર ચારજ થવાને પાત્ર હશે તે ડયુટીની રકમને દસ્તાવેજમાં પુરેપુરી તથા ખરેખરી લખવી જોઇએ. (ક. ૨૭)

૨ જે કેઈ સરકારની કોઇપણ ડયુટી ડુબાવવાના ઇરાદાથી (અ) સતાવીસમી કલમ પ્રમાણે જે વાત અને હકીકત કોઇ પણ દસ્તાવેજમાં લખવી જરૂર હોયતે સંપૂર્ણ અને ખરી રીતે લખ્યા વગર તે દસ્તાવેજ કરી આપશે અથવા

(બ) જે કોઇ સખસને કોઇ પણ દસ્તાવેજ તૈયાર કરવાને અથવા તૈયાર કરાવવા માટે રાખ્યો હશે અથવા તેમાં સામેલ હશે અને જે સદરહુ પ્રકારની સર્વ વાત અને હકીકત તેમાં પુરણપણે અને ખરી રીતે લખવાની ગફલત કરશે અથવા લખવાનું વર્જ કરશે તેને વતામાં વતો પાંચ હજાર રૂપૈયા સુધી દંડ થશે. (ક. ૬૩)

પ્ર૦—૧૪ કોઇ દસ્તાવેજ ઉપર કેટલો સ્ટાંપ જોઇએ તે વિશે શક ભરેલું માલમ પડેતો યોગ્ય સ્ટાંપ કેટલો જોઇએ તે નકકી કરવાને માટે શું કરવું જોઇએ ?

ઉ૦—તે દસ્તાવેજ કલેકટર સાહેબના અભીપ્રાય માટે તેમની પાસે રજુ કરવો, અને આઠ આનાથી તે પાંચ રૂપૈયા સુધીની જે કાંઇ ફી માગે તે આપવી. અને પછી કલેકટર સાહેબે શું સ્ટાંપ જોઈએ તે નકી કરી આપશેજ (ક. ૩૦)

પ્ર૦—૧૫ વગર સ્ટાંપના અથવા અયોગ સ્ટાંપના દસ્તાવેજો જો તપાસવાને તથા રોકી રાખવા વિશે શો ધારો છે તે ટુકામાં લખો?

ઉ૦—પોલીસ અમલદાર શિવાય કોઇ પણ પબલીક ઓફીસના અધીકારીને અને દરેક જે સખસને કાયદાથી અથવા પક્ષકારોની કબુલાતથી પુરાવો લેવાને સતા છે તે સખસો એ પોતાના રૂબરૂ જે આવો દસ્તાવેજ રજુ થયેલો હોય તે રોકી રાખવાને માટે તેઓને અધીકાર છે.

જો પેનલટી આપેથી દસ્તાવેજ પુરાવામાં દાખલ કરવામાં આવે તો જે સ્ટાંપનો કર અને દંડ વસુલ કરવામાં આવ્યો હોય તે બાબત સરટીફીકટ લખી દસ્તાવેજની નકલ કલેકટર સાહેબ તરફ મોકલી દેવી અને બીજા બધા કામમાં કલેકટર સાહેબ તરફ અસલ દસ્તાવેજ રોકી રાખી અસલ દસ્તાવેજ કલેકટર સાહેબ તરફ મોકલવો (ક. ૩૩ અને ૩૫)

પ્ર૦—૧૬ વગર સ્ટાંપના અને અયોગ્ય સ્ટાંપવાળા દસ્તાવેજો પુરાવામાં લેઈ શકાય છે? હા કહોતો ક્યારે અને કેવી રીતે?

ઉ૦—ડયુટી ચારજ થવાને પાત્ર હોય એવા કોઇ પણ દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ માર્યા શિવાય તે દસ્તાવેજ જે કોઈ સખસને પુરાવો લેવાનો અધિકાર કાયદા ઉપરથી હોય અથવા પક્ષકારોની સંમતીથી હોય તેણે કોઈ પણ કારણ સારૂ પુરાવામાં લેવો નહી અથવા સદરહુ પ્રકારનો કોઈ પણ સખસને અથવા કોઇ પણ સરકારી અમલદારે તે દસ્તા

વેજ પ્રમાણે કરવું નહી અથવા તે નોંધવો નહી અથવા તે ખરો છે એવી તે પર સહી કરવી નહી પણ એવું ઠરાવ્યું છે કે.

પહેલું-એક આનોજ માત્ર ડયુટી ચારજ થવા પાત્ર હોય તેવો દસ્તાવેજ નહી હોય એવો અથવા બીલ ઓફ એકસચેંજ અથવા પ્રામીશરીનોટ નહી હોય એવો સદરહુ પ્રકાર નો કોઇ પણ દસ્તાવેજ જે ડયુટી ચારજ થવાને પાત્ર હશે તે ડયુટી આપી એટલે અથવા (ઓછા સ્ટાંપ મારેલા દસ્તાવેજ તે પ્રસંગે) સદરહુ પ્રકારની ડયુટીની રકમ પુરી થવાને જેટ લી રકમ જોઇતી હશે તેટલી રકમ તથા પાંચ રૂપીયા દંડ આપે એટલે અથવા યોગ્ય ડયુટી ની રકમની અથવા તેનો જે ભાગ ઓછો હોય તે ભાગની દસ ઘણી રકમ પાંચ રૂપીયા કરતાં વધારે હોય ત્યારે તે ડયુટીની અથવા ભાગની દસ ઘણી એટલી રકમ આપે એટલે તે દસ્તાવેજ પુ રાવામાં લેવાનો અધિકાર છે પણ તેને સઘળા વ્યાજબી અપવાદ લાગુ થશે.

બીજી--ફોજદારી કામની રીતના કાયદાના ચાલીસમા અથવા એકતાળીસમા બાબ મૂ જબ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ આકટના અઢારમા બાબ મૂજબ ચઢાવેલા કામ શીવાય ફોજદારી કોરટમાં ચઢાવેલા બીજા કોઇ પણ કામમાં કોઇ પણ દસ્તાવેજ પુરાવામાં લેવાની આ કામ ઉપરથી મના છે એમ સમજવું નહી.

ત્રીજુ—કોઇ પણ દસ્તાવેજ પુરાવામાં લેવાનો આવ્યો હોય ત્યારે જે લીધા બાબત તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ માર્યો નથી એવા સબબ ઉપરથી તે મૂકદમાની અથ વા ચાલેલા કામના કોઈ પણ પર્યાયમાં, પચાસમી કલમમાં ઠરાવ કર્યો છે તે શીવાય કોઇ પણ તકરાર કાહાડવી નહી (ક. ૩૪)

પ્ર૦—૧૭ કોઇ કોરટ કોઇ દસ્તાવેજ પુરાવામાં દાખલ કરે તો પછી તે દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ ઉપર નથી એવો પ્રશ્ન પાછળથી ઉઠી શકે છે?

ઉ૦—એક વખતે દાખલ કરેલો દસ્તાવેજ ફરીથી નહી દાખલ કરવા જોગ છે એમ બની શકતું નથી એટલે દાખલ કરવાનો જે ઠરાવ થયો હોય તે આખરનો સમજવો પરંતુ જ્યારે કોઇ કોરટ દીવાની રાહેની કે રેવન્યુ રાહેની હકુમત વાપરતાં દાખલ કરવાનો હુકમ કર્યો હશે ત્યારે તે કોરટના હુકમ ઉપર જે કોરટમાં અપીલ ચાલતી હશે અથવા રેફરન્સ પોતાની મેળે અથવા કલેકટર સાહેબની ચારજ ઉપરથી જે કોરટમાં કરવામાં આવ્યું હશે તે કોરટ યોગ્ય સ્ટાંપ કેટલો છે તે નકી કરી શકે છે (ક. ૩૪–૫૦)

પ્ર૦—૧૮ સ્ટાંપનો કર અને દંડ આપવાથી સ્ટાંપ આકટ વિરૂધના ગુન્હા એ સબંધીનું પક્ષકારોનું પ્રોસીકયુશન બંધ થાય છે?

ઉ૦— પરંતુ સ્ટાંપનો કર ચલાવવાને ઇરાદે જો કાંઇ ગુન્હા ભરેલું કૃત્ય જાણી બુ જીને ઈરાદાથી કરવામાં આવેલું હોય તો પ્રોસીકયુશન બંધ પડતું નથી.

પ્ર૦—૧૯ સ્ટાંપ ડયુટીના સંશય વિશે કાંઇ સવાલ ઉત્પન્ન થતો હોય તો વિશે લ- ખી મોકલવા બાબત અને તપાસ થવા બાબત સ્ટાંપ આકટમાં જે ઠરાવો છે. તે ટુકામાંકહો

ત્રીસમી કલમ મુજબ અથવા સાડત્રીસમી કલમ મુજબ અથવા આડત્રીસમી ક- લમ મુજબ કામ ચલાવતાં કોઇ પણ કલેકટરને કોઈ પણ દસ્તાવેજ જે ડયુટી ચારજ થ-

વાને પાત્ર હોય તે ડયુટીની રકમ વીશે સંશય હોય ત્યારે તેણે તે પ્રકારની કેફીયત લખી-ને પોતાના અભીપ્રાય સાથે તે ફેંસલાને માટે નીર્બંધ રાખનાર મુખ્ય રેવેન્યુ અધીકારો ઉ-પર મોકલવી. સદરહુ પ્રકારના અધીકારીએ તે પ્રકરણનો વીચાર કરવો અને પોતાના ફેંસ-લાની નકલ કલેકટર ઉપર મોકલવી અને કલેકટરે તે ફેંસલાને અનુસરીને ડયુટી (જે આદેજ થતી હોય તે) નકી કરીને ચારજ કરવા માંડવું. (ક. ૪૫)

કોઇ પણ પ્રકરણ પીસતાળીસમી કલમ મુજબ પોતાની ઊપર મોકલ્યુ હશે અ-થવા બીજી રીતે પોતાને જાહેર થયું હશે તેની કેફીયત લખી કાહાડવાનો અને તે પ્રકરણ પોતાના વીચાર સાથે નીચે લખેલી હાઇકોરટ ઉપર મોકલવાનો અધીકાર નીરબંધ રાખના-ર મુખ્ય રેવેન્યુ અધીકારીને છે એટલે તે પ્રકરણ મદ્રાસના ગવરનર ઇન કાઉન્સીલ અથવા મુંબાઈના ગવનર ઈન કાંઉન્સીલ જે વેળા જે મુલકનો રાજ્ય કારભાર ચલાવતા હશે તેવે-ળા તે મુલકમાં ઉત્પન્ન થયું હશે તો પ્રસંગ પ્રમાણે મેંદ્રાસની અથવા મુંબાઇની ઇનસા-ફની હાઇકોરટ ઊપર મોકલવાનો અધીકાર છે. અને તે વાવ્ય પ્રાંતમાં અથવા અયોધ્યામાં ઊત્પન્ન થયું હશે તો વાવ્યપ્રાંતની ઈનસાફની હાઈકોરટ ઉપર અને પંજાબના લેફટેનન્ટ ગવરનર જે વેળા જે મુલકનો રાજ્ય કારભાર ચલાવતા હશે તે વેળા તે મુલકમાં ઉત્પન્ન થયું હશે તો પંજાબની ચીફ કોરટ ઊપર અને સેંટરલ પ્રોવીન્સીમાં ઉત્પન્ન થયું હશે ત્યારે મું-બાઇની ઇનસાફની હાઇકોરટ ઉપર અને હિંદુસ્થનના બીજા કોઈ પણ ભાગમાં ઉત્પન્ન થયું હોય તો કલકત્તાની ઈનસાફની હાઇકોરટ ઉપર લખી મોકલવાનો અધીકાર છે. સદરહુ પ્રકારનું દરેક પ્રકરણ જે હાઇકોરટ અથવા ચીફકોરટ ઉપર લખી મોકલ્યું હોય ત્યાંના ઓછામાં ઓછા ત્રણ જડજોએ મળી તે પ્રકરણનો ફેંસલો કરવો, અને જો તેઓના મત જુદા જુદા પડે તો ઘણા જણના મત પ્રમાણે ફેંસલો કરવો. (ક. ૪૬)

ઉઠેલી તકરારનો નીકાલ કરવા સારૂ સદરહુ પ્રકરણની હકીહત પુરતી છે એમ હાઇકોરટ અથવા ચીફકોરટની ખાત્રી ન થાય તો તેમાં પોતે ફરમાવે તે પ્રમાણે તેમાં ફેર-ફાર કરવા સારૂ અને વધારો કરવા સારૂ જે રેવન્યું અધીકારીએ તે પ્રકરણ લખી મોકલ્યું હોય તેનાપર તે પ્રકરણ પાછું મોકલવાનો તે કોરટને અધીકાર છે. (ક. ૪૭)

સદરહુ પ્રકારના કોઈ પણ પ્રકરણની ચોકશી કરયા પછી હાઇકોરટે અથવા ચીફકો-રટે તે પ્રકરણમાં ઉઠેલી તકરારોનો નીકાલ કરવો અને તે વીશે પોતાનો ફેંસલો આપવો અને જે સબબ ઉપરથી તે ફેંસલો કરયો હોય તે સબબ તે ઠરાવમાં કહેવા અને જે રેવન્યુ અધીકારીએ તે પ્રકરણ લખી મોલ્યું હશે તેના ઉપર સદરહુ ફેંસલા પર કોર્ટનો મોહોર કરી તથા રજીસ્ટ્રારની સહી લઇ તે ફેંસલાની નકલ મોકલવી અને સદરહુ ફેસલાની નકલ મળ્યા પછી તે રેવન્યુ અધિકારીએ તે ફેંસલા પ્રમાણે તે પ્રકરણનો નિકાલ કરવો.

છેતાળીસમી કલમમાં કહેલી કોરટો શીવાય કોઇ પણ બીજી કોરટને કોઇ પણ દસ્તાવેજ મેંટે ચોત્રીસમી કલમ માંહેના ઠરાવ મુજબ ડયુટીની શીરકમ આપવી પડેછે તે વિશે સંશય હોય તો તે કોરટના જડજે મુકદમાની કેફીયત લખી કાહાડવી અને પોતાના અભીપ્રાય સુદ્ધાં તે કેફીયત ફેંસલો થવા સારૂ તે જડજોને પોતે નીર્બંધ રાખનાર મુખ્ય રે-વન્યુ અધીકારી હોય અને છેતાળીસમી કલમ પ્રમાણે હાઇકોરટ અથવા ચીફકોરટ ઉપર લ-

ખી મોકલે તે પ્રમાણે હાઇકોરટ અથવા ચીફ કોરટ ઉપર લખી મોકલવાને મુખત્યાર છે. અને તે પ્રકરણ છેતાળીસમી કલમ મુજબ લખી મોકલ્યું હોય તે પ્રમાણે સદરહુ કોરટે તે પ્રકરણની તજવીજ કરવી. અને પોતાના ફેંસલાની નકલ ઉપર કોરટની મોહોર કરી અને રજીસ્ટ્રારની સહી લઇ તે નકલ તે પ્રકરણ લખી મોકલનાર જડજ ઉપર મોકલવી. તે જ. ડજે તે ફેંસલાની નકલ પહોંચ્યા પછી તે પ્રકરણનો નીકાલ સદરહુ ફેંસલા પ્રમાણે કરવો.

ડિસ્ટ્રિક્ટ કોરટના તાબા તળેની કોરટે આ કલમ મુજબ જે કાંઇ લખી મોકલવું હોય તે ડિસ્ટ્રિક્ટ કોરટની મારફતે લખી મોકલવું અને તાબા તળેની કોઇ પણ રેવન્યું કોરટે લખી મોકલવાનું હોય તે પોતાથી પ્રત્યક્ષ વરીષ્ટ કોરટની મારફતે મોકલવું. (ક. ૪૯)

દીવાની હુકુમત ચલાવનારી અથવા રેવન્યું હુકુમત ચલાવનારી કોઇ પણ કોર ટ કોઇ પણ દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો છે એવા વીચારથી અથવા તેનેસ્ટાં પની જરૂર નથી એવા વીચારથી અથવા ચોત્રીસમી કલમ પ્રમાણે ડયુટી અને દંડ આપ- વા ઉપરથી તે દસ્તાવેજ પુરાવામા કબુલ કરવાનો હુકમ કરે ત્યારે સદરહુ કોરટના ફેંસ- લા ઉપર જે બીજી કોરટમાં અપીલ ચાલતી હશે અથવા તે કોરટ તરફથી જે બીજી કો રટને લખી મોકલવામાં આવતું હશે તે બીજી કોરટને પોતે જાતે અથવા કલેકટરની દરખા સ્ત ઉપરથી સદરહુ હુકમ વિશે વિચાર કરવાનો અધીકાર છે અને ચોત્રીસમી કલમ પ્રમાણે ડયુટી અને દંડ આપ્યા વગર અથવા જે ડયુટી અને દંડ આપ્યાં હશે તેના કરતાં વધારે ડયુટી અને દંડ આપ્યા વગર સદરહુ પ્રકારનો દસ્તાવેજ પુરાવામાં કબુલ કરવો જોઈતોન- હોતો એવું જો તે બીજી કોરટનું મત હોય તોએ મજકુરનું એ કરાર (જ્ઞાપન) (declaration) દફતરમાં નોધી રાખવાનો અને તે દસ્તાવેજ ઉપર જે ડયુટી ચારજ કરવાની હોય તે ડયુટીની રકમ ઠરાવવાનો અધીકાર છે અને જે કોઈ સખસના કબજામાં અથવા અખત્યારમા તે વેળા તે દસ્તાવેજ હોય તે સખસને તે દસ્તાવેજ હાજર કરવાનું ફરમા- વવાનો અધિકાર અને તે હાજર કરે ત્યારે અટકાવી રાખવાનો અધીકાર તે બીજી કોરટ- ને છે. (ક. ૫૦)

આ કલમ મુજબ કોઇ પણ જ્ઞાપન દફતરમાં નોંધી રાખ્યું હોય ત્યારે તે નોંધી રાખ- નાર કોરટે તે જ્ઞાપનની નકલ કલેકટર ઉપર મોકલવી અને જે દસ્તાવેજ વીશે તે જ્ઞાપન હોય તે દસ્તાવેજ અટકાવી રાખ્યો હોય અથવા બીજી રીતે સદરહુ કોરટના કબજામાં હોય ત્યારે સદરહુ દસ્તાવેજ પણ તેના ઉપર મોકલવો અને ત્યાર પછી સદરહુ દસ્તાવેજને પુરાવામાં કબુલ કરવા વિશેના હુકમમાં અથવા ઓગણચાળીસમી કલમ મુજબ અથવા ચા- ળીસમી કલમ મુજબ આપેલાં કોઇ પણ સરટીફીકેટમાં ગમે તે વાત હોય તોપણ કલેકટરને એમ લાગે કે કોઇ પણ સખસે તે દસ્તાવેજ બાબત સ્ટાંપના કાયદાની વિરૂદ્ધ કોઈ પણઅ- પરાધ કરયો છે તો તે સખસ ઉપર કામ ચલાવવાનો તેને અધીકાર છે.

પણ એમ ઠરાવ્યું છે કે સદરહુ કોરટના ઠરાવ પ્રમાણે દસ્તાવેજ બાબત (ડયુટી અને દંડ મળીને) જે રકમ ચોતરીશમી કલમ મુજબ આપવાની હોય તે કલેકટરને આપી હોય તો પ્રસંગે, યોગ્ય ડયુટી આપવાનું ચુકવવાના ઈરાદાથી અપરાધ કરયો છે એમ કલેકટરને લાગે તે સીવાય, કામ ચલાવવું નહીં

વળી એવું ઠરાવ્યું છે કે આ કલમ મુજબ કરેલા કાંઇ પણ જ્ઞાપન ઉપરથી સદરહુ અપરાધને માટે કામ ચલાવવાના કારણ સીવાય કોઇ પણ દસ્તાવેજ પુરાવામાં કબુલ કરવા વિસેના કોઇ પણ હુકમના અથવા ઓગણચાલીશમી કલમ પ્રમાણે આપેલા કોઈપણ સરટીફીકેટના વ્યવહારોપયોગીપણાને બાધ આવે છે એમ સમજવું નહીં.

પ્ર૦—૨૦ સ્ટાંપ આકટમાં સ્ટાંપનો કર અને દંડ પાછો આપવાની બાબતમાં કાંઇ ઠરાવછે? ને જો હોય તો કેઇ કેઈ બાબતમાં.

ઉ૦—ઠી. બગડેલા સ્ટાંપ જે સ્ટાંપ વાપરવાને માટે જોઇતા નહી હશે અને જે વાપરવાના હોય તેવી રીતે નહી વાપરેલા સ્ટાંપ માટે છેલ્લી કહેલી બાબતમાં સ્ટાંપનો કર અને દંડ પાછો આપવો એ કલેકટરની મરજી ઉપર છે.

પ્ર૦—૨૧ હિંદુસ્થાનના સ્ટાંપ આકટ મુજબ ચોડેલી કોરટ ફીની સ્ટાંપની બાબતમાં કર અને દંડ પાછો આપી શકાય કે કેમ!

ઉ૦—સ્ટાંપ આકટની ક. ૫૨ અને ૫૪ મી કલમ સઘળી જાતના સ્ટાંપને લાગુ પડે છે એવુ ગવરમેંટનો ઓફ ઈન્ડીયાનાનોટીફીકેશન નંબર. ૯૨૧ માં ઠરાવેલુ છે. વલગાડેલો સ્ટાંપ તે પણ એક પ્રકારનો છાપેલોજ સ્ટાંપ છે માટે છાપેલીસ્ટાંપની બાબતમાં આ આકટના જેજે ઠરાવો છે તે વલગ એવા સ્ટાંપને પણ એક સરખી રીતે લાગુ પડી શકે છે માટે ઉપરના સવાલનો જવાબ એ છે કે વલગે એવી સ્ટાંપની બાબતમાં કર અને દંડ પાછો આપી શકાય (ક. ૫૧–૫૨ ૫૪)

પ્ર૦—૨૨ બગડેલા સ્ટાંપ અને વાપરવાના હોય તેવી રીતે નહી વાપરેલા સ્ટાંપ બદલ દંડ અને કર પાછો આપવાની બાબતમાં અથવા મુકવાની બાબતમાં શા શા નિયમ છે અને એ પ્રમાણે કરવાનો અધીકાર કોનો છે?

ઉ૦—કલેકટરને બગડેલા અથવા વાપરવાના હોય તેવી રીતે નહી વાપરેલા સ્ટાંપ બદલ તેજ જાતના અને તેટલીજ કીમતના બીજા સ્ટાંપ આપવાનો અધીકાર છે અથવા જો તેને અરજ કરવામાં આવે અને તે અરજ તેને વાજબી લાગે તો ઉપર કહેલા સ્ટાંપ બદલ તેટલીજ કીમતના બીજી જાતના સ્ટાંપ પણ આપે અથવા તેની નજરમાં આવે તો એક રૂપીએ અને રૂપૈયાના કોઇ પણ અપૂર્ણાંકે એક આનો કાપી લેઇ તેની કીમત પણ પાછી આપે (ક. ૫૩)

પ્ર૦—૨૩ જે સ્ટાંપ વાપરવાને માટે જોઇતા નહી હશે તે સ્ટાંપને બદલ કર અને દંડ પાછો આપવાની બાબતમાં શો શો નિયમ છે?

ઉ૦—ખરીદ કરેલો સ્ટાંપ રદ કરવાને વાસ્તે કલેકટરને સ્વાધીન કરવામાં આવે અને તે સ્ટાંપ ઉપયોગ કરવાના ખરેખરા ઈરાદાથી વેચાથી લીધો હતો અને તેની પુરતી કીમત આપી છે અને જે તારીખે તે સ્ટાંપ આપવામાં આવ્યો હોય તે તારીખથી આગલા ૭ મહીનાની મુદતની અંદર તે વેચાથી લીધો હતો એવી કલેકટરની ખાત્રી કરી આપવાથી દર રૂપૈએ અથવા રૂપૈયાના ભાગે એક આનો કાપી લેઇને સ્ટાંપની કીમતના પૈસા કલેકટરે સ્ટાંપ લેનાર સખસને પાછા આપવા. (ક. ૫૪)

પ્ર૰—૨૪ સ્ટાંપ આકટ પ્રમાણે (ચેક) હુંડી અથવા પ્રોમેસરીનોટ (વાયદા ચીઠી) યોગ્ય સ્ટાંપ લગાવ્યામાં જે કોઈ સખસ ચેક અથવા પ્રોમેસરીનોટ લખે, કરે, અથવા આપે, અથવા તેની પાછળ શેરો લખે, અથવા બીજાના નામ ઉપર ચઢાવી આપે તેને સારૂ શી શિક્ષા ઠરાવેલી છે!

ઉ૰—પાંચસેંહ રૂપૈયા સુધીનો દંડ.

પ્ર૰—૨૫ જે કોઇ સખસ વલગેલા સ્ટાંપ રદ કરવાને ચુકશે તેને સારૂ અને પચીસ રૂપૈયાની કીમતનો માલ વેચ્યા બદલ રૂપૈયા લેઈને પોચ આપવાની ના પાડે તેને સારૂ શી શી શિક્ષાઓ ઠરાવેલ છે.

ઉ૰—બંનેને સારૂ સો રૂપૈયા સુધીના દંડ સુધીની શિક્ષા.

પ્ર૰—૨૬ સ્ટાંપ આકટ મુજબ ફરીયાદી કરવાની બાબતમાં અને તે ફરીયાદ ચલાવવાની બાબતમાં શો નિયમ છે.

ઉ૰—સ્ટાંપ આકટ મુજબ શિક્ષા થઇ શકે તેવા કોઇ પણ ગુન્હાની બાબતમાં કલેકટરની અથવા સ્થાનીક સરકાર સાધારણ રીતે ઠરાવે તેવા કોઈ પણ અધીકારીની મંજુરી શિવાય અથવા કલેકટર ખાસ રીતે આ બાબતમાં જે સખસને સતા આપે તે સખસની મંજુરી શિવાય કોઇ પણ ફરીયાદ થઈ શકે નહી અથવા ચલાવી શકે નહી.

પ્ર૰—૨૭ પહેલા પરિશિષ્ટમાં કેવા કેવા દસ્તાવેજો અને કેટલો સ્ટાંપ જોઇએ તે વિશે ઠરાવ છે તે ઠરાવ કહો?

ઉ૰—૧ પરીશીષ્ટ ૧ લું.

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય ડયુટી. |
|---|---|
| ૧ વીસ રૂપીઆ કરતાં વધારે રકમના અથવા કીમતનાં કરજની પહોંચ તે કરજના પુરાવા સારૂ (બ્યાંકરની સાહુકારની) પાસબુક (ખાતાની ચોપડી) શીવાય બીજી) કોઇ પણ બુકમાં અથવા જુદા કાગળ ઉપર દેણદારે અથવા દેણદારની તરફથી લખેલી અથવા સહી કરેલી હશે તે, જ્યારે તે બુક અથવા કાગળ લેણદારના કબજામાં હશે ત્યારે. ... ... ... ... ... | એક આનો. |
| ૨ આડમિનીસ્ટ્રેશનબાંડ (માલ મીલકતનો વહિવટ કરવા વીશેનું ખત) ... ... ... ... ... | જામીન ખત (નં ૧૪) ને જેટલીડયુટી પડે તેટલી. |

છે. (ક. ૩૭)

પ્ર૦ ૧૩—પક્ષકાર પોતાનું વચન તમામ પુરૂ કરવાની ના કહે તો શું પરિણામ થાય?

ઉ૦—વચન લેનાર મજકુર સદરહુ કરાર બંધ પાડી શકે છે. (ક. ૩૯)

પ્ર૦ ૧૪—વચન કયા શખસે પુરૂ કરવું જોઈએ?

ઉ૦—કરાર ઉપરથી એવું દેખાય કે ખુદ વચન આપનારે કરવું જોઈએ એવો ઇરાદો હતો એવું હોય તો વચન આપનારે પોતે પુરૂ કરવું જોઇએ તેમ ન હોય તો વચન આપનારો કિંવા તેના પ્રતિનિધીઓ તે પુરૂ કરવા સારૂ લાયક માણસ નિમવા મુખત્યાર છે. (ક. ૪૦)

પ્ર૦ ૧૫—કોઇ ત્રાહિત શખસ પાસેથી વચન પુરૂ કરી લેવાનું કબુલ કરયું તો તેનો શો પરિણામ?

ઉ૦—વચન આપનારે પુરૂ કરવું જોઇએ એવી ફરજ તે વચન આપનાર મજકૂરને પાછળથી વચન લેનાર મજકુર પાડી શકતો નથી. (ક. ૪૧)

પ્ર૦ ૧૬—એકેમને વચન આપનારાઓમાંથી કોઇપણ એક શખસને તમામ વચન પુરૂ કરવાની ફરજ વચન લેનાર પાડી શકે છે?

ઉ૦—બીજી રીતે કબુલાત ન હોય તો ફરજ પાડી શકે છે. (ક. ૪૩)

પ્ર૦ ૧૭—એકમતે કરાર કરનાર પઇકી એક શખસ છુટો થયો તો તેનું શું પરિણામ થાય છે?

ઉ૦—બાકી રહેલા સમસ્ત વચન આપનારાઓ છુટા થતા નથી અથવા સમસ્ત વચન આપનારા જોડે જે જવાબદારી હોય તે જવાબદારીમાંથી મુક્ત કરયાથી સદરહુ મુક્ત થયેલો શખસ છુટો થતો નથી· (ક. ૪૪)

પ્ર૦ ૧૮—વચન પુરૂ કરવાનો વખત નિમેલો ન હોય તથા અગાઉથી તે પુરૂ કરવાની વિનંતી પણ કરવાની ન હોય એવાં વચન ક્યારે અને કયાં પૂરાં કરવાં?

વળી વચન પુરૂ કરવાનો વખત નિમેલો હોય પરંતુ પુરૂ કરવાની વિનંતી કરવાની ન હોય તો વચન ક્યારે તથા કયે ઠેકાણે પુરૂ કરવું જોઇએ?

ઉ૦—૧ વચન યોગ્ય મુદતમાં પૂરૂ કરવું જોઇએ. (ક. ૪૬)

અને વચન આપનારે વચન મજકુર પુરૂ કરવા સારૂ યોગ્ય ઠેકાણું નીમવાની વિનંતી વચન લેનારને કરવી તથા તેવે ઠેકાણે તે પુરૂ કરવું જોઈએ. (ક. ૪૯)

નિમેલે દિવસે કામકાજ કરવાનો જે સાધારણ વખત હોય તે દરમીયાન કોઇ પણ સમયે તથા જે ઠેકાણે તે વચન પુરૂ કરવું જોઈએ તે વચન આપનારે વચન મજકુર પુરૂ કરવું જોઇએ. (ક. ૪૭)

પ્ર૦ ૧૯—પરસ્પર વચનો પૂરાં કરવાનાં હોય અને જો કરારમાં અનુક્રમ સ્પષ્ટ રીતે ઠરાવ્યો હોય તો કયા અનુક્રમ પ્રમાણે કરવાં જોઇએ?

ઉ૦—કાર્યના સ્વરૂપ ઉપરથી જે અનુક્રમ યોગ્ય હોય તે અનુક્રમે. (ક. ૫૨)

પ્ર૦ ૨૦—વચન આપનારને પોતાનું વચન પુરૂ નહી કરવા છતાં માફી ક્યારે મ-

ગે છે?

ઉ૦—કરાર પુરો કરવાને જે યોગ્ય સાધન વચન આપનારને જોઈએ તે આપવામાં વચન લેનારે ગફલત કરી અથવા ના કરી હોય ત્યારે. (ક. ૬૭)

પ્ર૦ ૨૧—કરારથી ઉત્પન થએલા સબંધો જેવા બીજા કીયા સબંધો છે?

ઉ૦—૧ કરાર કરવા જે અશક્ત છે તેને કિંવા તેની તરફથી બીજા કોઇને ખોરાકીની પોશાકીની જણસ આપી હોય તે બાબતનો દાવો (ક. ૬૮)

૨ એક શખસે આપવાના પઇશા બીજે શખસ તે વાતમાં પોતાનો સંબંધ હોવાથી આપે તો તે આપનારને પઈશા પાછા મળવાનો હક. (ક. ૬૯)

૩ મફત ન કરેલાં કૃતથી જે ફાયદા ભોગવ્યો હોય તે વિશે ઉપભોગ કરનારની જવાબદારી. (ક. ૭૦)

૪ કોઈને કાંઇ માલ જડે તેની જવાબદારી. (ક. ૭૧)

૫ કોઇ શખસને ચુકથી અગર સખ્તીના કારણથી પઇશા આપ્યા હોય અગર કાંઈ વસ્તુ તેના સ્વાધીનમાં આપવામાં આવી હોય તો તેની જવાબદારી. (ક. ૭૨)

પ્ર૦ ૨૨—જ્યારે કોઇ કરાર તોડવામાં આવે ત્યારે તે તુટયાથી જે પક્ષકારને હાની થાય તે પક્ષકારને કેટલો ભરી આપવો જોઇએ? કરાર મજકુર તોડયાથી થયેલો ટોટો અગર નુકશાન ઠરાવતી વખતે કીયાં સાધનો મજરે પકડવાં જોઈએ, અને કીયા કારણોથી થયેલું નુકશાન ભરી આપવાનું નથી?

ઉ૦—૧ કોઇ કરાર તોડવામાં આવે ત્યારે તેથી થયેલો ટોટે કિંવા નુકશાન કરાર મજકુર તુટયાથી પદારથોની હમેશ પ્રમાણેની ગતીને પ્રસંગે સ્વભાવિક રીતે ઉત્પન થયેલું હોય અથવા કરારના પક્ષકારોએ કરાર કરતી વખતે કરાર તુટયાથી જે ટોટો કિંવા નુકશાન થવાનો સંભવ પક્ષકાર મજકુરોના જાણ્યામાં હતો તે નુકશાન અગર ટોટાનો બદલો મળવાનો હક છે.

૨ કરાર મજકુર પુરો ન કરયાથી જે અડચણ થઇ હોય તેનો ઇલાજ કરવાને કાંઇ સાધનો હતાં એમ હોય તો તે મજરે ગણવાં.

૩ દુર અને પરંપરા સબંધે થયેલું નુકશાન કિંવા ટોટાનો બદલો સદરહુ મુજબ ભરી આપવાનો નથી. (ક.૭૩)

પ્ર૦ ૨૩—કરારના સાતમા બાબમાં વાપરેલા માલ અને વેચાણ એ શબ્દોની વાખ્યા શી?

ઉ૦—૧ માલ એ શબ્દનો અર્થ પ્રત્યેક જાતની જંગમ મીલકત સમજવો અને તેમાં પ્રત્યેક જાતની જંગમ મિલકતનો સમાવેશ થાય છે. ક, (ક. ૭૬)

૨ વેચાણ એટલે કિંમતના બદલામાં મિલકત આપવી તે. [ક. ૭૬]

પ્ર૦ ૨૪—કરાર કરતી વખતે માલ મુકરર થયો ન હોય તો વેચાણ પુરૂ થવાને સારૂ શાની જરૂર છે.

ઉ૦—માલ મજકુર મુકરર થવો જોઇએ. [ક. ૮૨]

પ્ર૦ ૨૫—જે માલ કરાર કરતી વખતે હોયજ નહી તેવો માલ વેચવા વિશે કરાર

થયો હોય તો તે માલ ઉપર સ્વામીત્વ કયારે અને કેવી રીતે થાય?

ઉ૦—માલ પેદા કરયા પછી કરારમાં કરયા મુજબ વેચનારે અથવા તેની સમતિથી ખરીદદારે કાંઈ કૃત્ય કરયાં હોય તો. (ક. ૮૭)

પ્ર૦ ૨૬—વેચેલા માલની કીમત કરારથી ઠરી ન હોય તો કેમ ઠરાવવી?

ઉ૦—કોરટને યોગ્ય દેખાય તે કિંમત ખરીદદારે વેચનારને આપવી. [ક.૮૯]

પ્ર૦ ૨૭—માલ સ્વાધીન શી રીતે કરવો અને ડકકાવાળાને કિંવા હુંડા ભાડાવાળાને સ્વાધીન કરયાથી શું પરિણામ થાય છે?

ઉ૦—વેચેલો માલ ખરીદદારના કબજામાં જાય અથવા ખરીદદાર તરફથી જેને અધિકાર છે એવા કોઇ શખસના કબજામાં જાય એવું પરિણામ જે વાતથી થાય તેવી વાત કર્યાથી માલ સ્વાધીન થઈ શકે છે. (ક. ૯૦)

૨ માલ ખરીદદારને સ્વાધીન કરયા જેવું જ છે પણ તેમ કર્યું હોય તો જે માલ ખરીદદારને પહોંચે નહીં તે માલની કિંમતનો તે જવાબદાર થતો નથી, તથાપિ માલ સંભાળી રાખવાનો તથા તે સ્વાધિન કરવાનો જવાબદાર તે ડકકાવાળા અગર ભાડાવાળા પાસેથી ખરીદદાર મજકુર લેઇ શકે તો તેવો માલ તેવા ખરીદદારને પહોંચે નહી તો પણ તેની મૂલનો તે જવાબદાર છે. (ક. ૯૧)

પ્ર૦ ૨૮—સઘળો માલ સ્વાધીન કરવાનું કામ ચલાવતાં તેનો કાંઇ ભાગ સ્વાધીન કરવામાં આવ્યો હોય તો તેનું શું પરિણામ થવાનું?

ઉ૦—ભાગ મજકુર સ્વાધીન કર્યાનું પરિણામ સદરહુ તમામ માલ સ્વાધીન કર્યાના પરિણામ જેવું છે. (ક. ૯૨)

પ્ર૦ ૨૯—નાદારી શબ્દની વાખ્યા આપો?

ઉ૦—જે સખસ પોતાનાં કરજો હમેશ મુજબના કામને પ્રસંગે આપવાનું બંધ કરે અથવા જે સખસ તે કરજ આપવાને અસમરથ હોય તે શખસ નાદાર થયો એમ સમજવું (ક. ૯૬ ખુલાસો)

પ્ર૦ ૩૦—માલ રસ્તામાં જતો છે એમ ક્યારે કહેવાય અને તેને રોકવાનો વેચનારને કયારે અધિકાર છે?

ઉ૦—હુંડા ભાડાવાળાના કબજામાં હોય તે દરમિઆન અથવા ખરીદદાર તરફ રવાને થતાં કોઇ ઠેકાણે મુકવામાં આવ્યો હોય તે દરમિયાન તથા તે શિવાય વળી બીજી રીતે ખરીદદાર અથવા તેની તરફના કોઇ શખસના કબજામાં આવ્યો ન હોય તે દરમિયાન (ક. ૧૦૦)

૨ જે વેચનારે માલ પોતાના કબજામાંથી કહાડયા પછી તેને સઘળી કિંમત પહોંચી ન હોય અને ખરીદદાર નાદાર થાય તો માલ ખરીદદારના તરફ જતાં વેચનાર રસ્તામાં રોકી શકે છે. (ક. ૯૯)

પ્ર૦ ૩૧—માલ શી રીતે રોકી શકાય અને માલ રોકયાથી વેચનારનો હક કેવો થાયછે.

ઉ૦—૧ કોઇ માલ ખરેખરો પોતાના કબજામાં લીધાથી અથવા જે હુંડા ભાડાવાળાના અથવા બીજા કોઇ માલ રાખી મુકનાર શખસના કબજામાં માલ મજકુર હોય તેને

પોતાના દાવાની ખબર આપ્યાથી (ક. ૧૦૪)

૨ વેચેલા તમામ માલની કિંમત આપવામાં આવે ત્યાં સુધી વેચનારને તે માલ રાખવાનો હક થાય છે. (ક. ૧૦૬)

પ્ર० ૩૨—માલ સારો તથા અમુક જાતનો છે એવી ગરભિત ખાતરી શી રીતે થઈ શકે?

ઉ०—કોઇ પણ અમુક ધંધાના રિવાજ વટે. (ક. ૧૧૦)

પ્ર० ૩૩—વેચનાર ખરીદદારને પોતાને જેટલો હક હોય છે તેના કરતાં વધારે હક આપી શકે છે અને જો આપી શકે છે તો કયારે?

ઉ०—નિચે લખેલા પ્રસંગો સિવાય બીજે પ્રસંગે કોઇ પણ વેચનારનો પોતાનો માલ ઉપર જે હક હોય તેથી વધારે હક તે માલ ઉપર ખરીદદારને તે વેચનાર આપી શકતો નથી. (ક. ૧૦૮)

અપવાદ ૧. જ્યારે માલીકની સંમતિથી કાંઇ માલ અથવા એકાદ બિલ ઓફ્લેડિંગ, ડોક વોરંટ, વખારવાળાનું સરટિફિકેટ, ડકકાલાળાનું સરટિફિકેટ, અથવા સ્વાધીન કરવાનું વારંટ કિંતા હુકમ, અથવા માલ ઉપર હક છે એવું દેખાડનારો બીજો કોઈ દસ્તાવેજ કોઇ સખસના કબજામાં હોય તીઆરે જે માલ સદરહુ પ્રમાણે તેના કબજામાં હોય તે માલનું અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજો જે માલ વિશે હોય તે માલનું સ્વામિત્વ સદરહુ શખસ બીજા કોઇ પણ શખસને આપી શકે છે, અને શખસ મજકુર સદરહુ બીજા શખસને તે માલ ઉપર પાકો હક આપી શકે છે, પછી માલીકની આજ્ઞા બીજી રીતે હોય તો ચિંતા નહી પરંતુ ખરીદદારે શુધ બુદ્ધિથી ચાલવું જોઈએ, તથા પ્રસંગ એવો નહોવો જોઇએ કે તે ઉપરથી એવું અનુમાન યોગ્ય રીતે થાય કે માલ અથવા દસ્તાવેજ મજકુર જે શખસના કબજામાં છે તેને તે માલ વેચવાનો અધિકાર નથી.

અપવાદ ૨. માલના કેટલાએક સમસ્ત માલીકો પઇકી કેવળ એકનીજ પાસે બાકીના માલીકોની પરવાનગીથી માલનો કબજો હોય તો તે માલ સદરહુ એક સમસ્ત માલીક પાસેથી જે શખસે શુધ બુદ્ધિથી ખરીદ કરયો હોય અને તે એવે પ્રસંગે ખરીદ કરયો હોય કે જેના કબજામાં માલ મજકુર છે તેને તે વેચવાનો અધિકાર નથી એવું પ્રસંગ મજકુર ઉપરથી યોગ્ય અનુમાન ન થાય તો તે શખસને તે માલ ઉપરનું સ્વામિત્વ પ્રાપ્ત થાય છે.

અપવાદ ૩. જ્યારે કોઇ કરાર ઉપરથી એકાદ શખશે પોતાના તાબામાં માલ લીધો હોય અને તે કરાર તેમાંના બીજા પક્ષકારની ઇચ્છા ઉપરથી નિરરથક થવા યોગ્ય હોય તીઆરે કરાર મજકુર રદ કર્યા પેહેલાં જો કોઇ ત્રીજો શખસ તે માલ જેના કબજામાં છે તેની પાસેથી શુધ બુધિથી વેચાણ લે તો તેનું સ્વામિત્વ તે ખરીદદારને પ્રાપ્ત થાય છે, પરંતુ જે કેફિયત ઉપરથી તે કરાર નિરરથક થવા યોગ્ય હોય તે કેફીયતનું સ્વરૂપ જેના કબજામાં માલ મજકુર હોય તેણે અથવા જેનો તે પ્રતિનીધી હોય તેણે કરેલા કાંઇ ગુનાહનું થતું હોય તો સદરહુ મુજબ સ્વામિત્વ ઉત્પન થતું નથી.

એવા કામમાં મુળ વેચનારને કરાર રદ કરવાનો અટકાવ થયાને લીધે તેને જે કાં-

ઇ ટોટો થયો હોય તેનો બદલો મુળ ખરીદદાર પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

(આ) **બ** એ **ક** પાસેથી એક ગાય ચોરી તે **અ** શુધબુદ્ધાથી **બ** પાસેથી વેચાતી લે છે. ગાય ઉપરની માલીકી **અ** ને મળતી નથી.

(બ) **અ** નામનો વેપારી પોતાના **બ** નામના મુનીમને કાંઇ માલનું બીલ ઓફ્ લેડિંગ સોંપે છે અને **બ** ને હુકમ કરે છે કે કાંઇ અમુક કિંમતની અંદર માલ ગજકુર વેચવો નહી, અને ડ ને ઉધાર આપવો નહી. **બ** તે માલ તે કિંમતથી કમી કિંમતે ડ ને વેચે છે અને પઈશા ત્રણ મહીને લેવાનું કબુલ કરે છે. માલ ઉપરની માલીકી ડ ને મળે છે.

(ક) **અ** પાસે કાંઇ માલનું બિલ ઓફ્ લેડિંગ છે તે માલ **અ બ** ને વેચે છે પરંતુ બીલ ઓફ્ લેડિગ ઉપરથી માલ **ક** ને સ્વાધીન કરવાનો છે અને **ક** એ તેની પછાડી શેરો લખી આપેલો નથી. તેની માલીકી **બ** ને પહોંચતી નથી.

(ડ) **અ બ** અને **ક** એ ત્રણ અવિભક્ત હિંદુ ભાઇઓ છે તે સરવેની માલીકીનાં કાંઇ ઢોરો છે. **બ** તથા **ક** એઓ **અ** ના કબજામાં એક ગાય રહેવા દે છે અને તે **અ** ડ ને વેચે છે ડ તે સુધબુધીથી વેચાતી લે છે. ગાય ઉપરની માલીકી ડ ની થાય છે.

(ઈ) ઠગાઈનો ગુનો ન થાય એવી ગેરસમજુતી કરીને **અ બ** ને એક ઘોડો પોતાને વેચવાને તથા સ્વાધીન કરવાને લલચાવે છે. **બ** કરાર રદ્દ કરે તેના પેહેલાં **અ** તે ઘોડો **ક** ને વેચે છે ઘોડા ઉપરની માલીકી **ક** ની થાય છે અને **બ** ને કરાર રદ કરવાને અટકાવ થયાથી કાંઇ ટોટો થયો હોય તો તેનો બદલો **અ** પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

(ફ) **અ બ** ને ગેરકાયદે ધમકી આપીને પોતાને એક ઘોડો વેચાણ આપવાની ફરજ પાડે છે, કિંવા ઠગાઈ અથવા ખોટો લેખ બનાવવાનો ગુનો કરીને તે ઘોડો પોતાને વેચાણ આપવાને તેને લલચાવે છે. **બ** કરાર રદ કરે તે પેહેલાં તે ઘોડો **અ ક** ને વેચે છે. **ક** ને માલીકી મળતી નથી.

પ્ર૦ ૩૪—જ્યારે એકાદ અમુક પદાર્થ ખાત્રી આપીને વેચવામાં આવ્યો હોય તે ખાત્રી તોડવામાં આવે તો ખરીદદારનો શો હક છે?

ઉ૦—ખરીદદારને જે ટોટો થયો હોય તેનો બદલો વેચનારે ભરી આપવો જોઈએ. (ક. ૧૧૭)

પ્ર૦ ૩૫—મોકલેલો માલ ખરીદદાર સ્વીકારવાની કયારે ના કહી શકે? સ્વીકારવાની ગેરવ્યાજબી રીતે ના કહેવાથી શું પરિણામ થાય છે.

ઉ૦—૧ જ્યારે વેચનાર ખરીદદારને મંગાવેલા માલ સાથે ન મંગાવેલો માલ મોકલે, ત્ય.રે જો મંગાવેલો માલ ન મંગાવેલા માલમાંથી નિરાળો પાડવામાં જોખમ અગર તસ્દી પડે એવુ હોય ત્યારે. (ક. ૧૧૯)

૨ ખરીદદાર પોતાને વેચેલો માલ સ્વીકારવાની ગેરવ્યાજબી રીતે ના કહે તો તે વેચાણનો કરાર તેણે તોડયો એમ સમજવું. (ક. ૧૨૦)

પ્ર૦ ૩૬—હામીનો કરાર કોને કહેવો?

ઉ૦—એક પક્ષકાર ખુદ પોતાની વરતણુકથી અથવા બીજા કોઇ પણ શખસની વ

રતણુકથી બીજા પક્ષકારને જે ટોટો આવે તેથી તેને બચાવવાનું જે કરારપરથી વચન આ પે તેવો કરાર. (ક. ૧૨૪)

પ્ર૦ ૩૭—જામીનગીરીનો કરાર, જામીન, મુખ્ય દેણદાર તથા માગનાર શબ્દોની વા ખ્યાઓ આપો જામીનગીરી મુખ જુબાની જોઈએ.

ઉ૦—૧ કોઈ ત્રાહીત શખસ પોતાનું વચન કિંવા જવાબદારી પુરી કરવામાં કસુર ક રે તો તે પૂરી કરવામાં જે કરાર થાય તેને જામીનગીરી સમજવી.

૨ જે શખસ જામીનગીરી આપે તેને જામીન કહેવો.

૩ જે શખસની કસુરને સબંધે જામીનગીરી આપવામાં આવે તેને મુખ્ય દેણદાર સમજવો.

૪ જે શખસને જામીનગીરી આપી હોય તેને માગનાર કહેવો.

જામીનગીરી મૂખ જુબાની કિંવા લખેલી જોઇએ. (ક. ૧૨૬)

પ્ર૦ ૩૮—સ્થિર જામીનગીરી એટલે શું?

ઉ૦—જે જામીનગીરી કેટલાએક અનુક્રમવાર કાર્યોને લાગુ હોય તે. (ક. ૧૨૯)

પ્ર૦ ૩૯—નિક્ષેપ, નિક્ષેપ્તા અને નિક્ષેપી એટલે શું?

ઉ૦—૧ જ્યારે એક શખસ કાંઇ માલ કોઈ કામ સારૂ બીજા શખસને સ્વાધીન ક રે અને તે એવા કરારથી કે કામ મજકુર પુરણ થાય એટલે તે માલ પાછો આપવો અ- થવા જે શખસે તે સ્વાધીન કરયો હોય તે શખસના હુકમ પ્રમાણે તેની બીજી રીતે વ્યવ સ્થા કરવી ત્યારે એ પ્રમાણે માલ સ્વાધીન કરે તેને નિક્ષેપ કહે છે.

૨ જે શખસ માલ સ્વાધીન કરે તે નિક્ષેપ્તા.

૩ જેને માલ સ્વાધીન કરવામાં આવે તેને નિક્ષેપી. (ક. ૧૪૮)

પ્ર૦ ૪૦—નિક્ષેપનો કરાર નિક્ષેપ્તાની ઈચ્છા ઉપરથી કયારે નિરરથક થવા યોગ્યછે.

ઉ૦—કોઇ નિક્ષેપની સરત વિરૂધ કાંઇ કૃત્ય નિક્ષીપ્ત માલને સબંધે નિક્ષપી કરે તો (ક. ૧૫૩)

પ્ર૦ ૪૧—જેને માલ જડે તેનો શો હક છે? અને તે અમુક ઇનામ આપવા કયારે દાવો માંડી શકે અને આવી રીતે જેને માલ જડે તેની શી જવાબદારી છે?

ઉ૦—૧ માલ જડે ને તે માલ સંભાળવા તથા સોધવા ખુશીથી મેહેનત કરી હોય તે બદલ તે દાવો માંડી શકતો નથી પણ એવો બદલો મળે ત્યાં સુધી તેને તે માલ માલીક વિરૂધ અટકાવી રાખવા તેને અધિકાર છે.

૨ ખોવાએલો માલ પાછો લાવી આપવા બદલ કાંઈ અમુક ઇનામ આપવાનું મા- લીકે કહ્યું હોય તો તે ઇનામ સારૂ જે શખસને તે માલ જડયો હોય તે શખસ દાવો માંડી શકે છે. (ક. ૧૬૮)

૩ જેને બીજા કોઈનો કાંઈ માલ જડે અને તે પોતાના હવાલામાં લે તો નિક્ષપીના ઉપર જે જવાબદારી છે તે જવાબદારી તે શખસના ઉપર છે. (ક. ૧૭૧)

પ્ર૦ ૪૨—ઘરેણે, ઘરેણે આપનાર અને ઘરેણે લેનાર એ શબ્દોની વાખ્યા આપો? અને ઘરેણે લેનારનો માલ અટકાવવા વિશે શો હક છે?

ઉ૦—૧ કોઈ કરજ અદા કરવાના અથવા કોઇ વચન પુરૂ કરવાના તારણ દાખલ કંઈ માલનો નિક્ષેપ કરયો હોય તે નિક્ષેપને ધરેણે કહે છે.

૨ એવા પ્રકારના નિક્ષેપ્તાને ધરેણે આપનાર કહે છે.

૩ અને એવા પ્રકારના નિક્ષેપીને ધરેણે લેનારકહે છે.(ક. ૧૭૨)

ધરેણે લેનાર ધરેણે મુકેલો માલ કરજ વાળી લેવાને માટે કિંવા વચન પુરૂ કરવા મા-ટે તથા કરજના વ્યાજને માટે તથા ધરેણે રાખેલા માલના કબજા સબંધે અથવા તે જાળવી રાખવા સારૂ તેને જે જરૂરી ખરચ લાગે તે સરવને માટે માલ મજકુર ધરેણે લેનાર અટકાવી શકે છે. (ક. ૧૭૩)

પ્ર૦ ૪૩—કોઇ સખસ પોતાનો હક ન છતાં ગીરોદારને ગીરોનો હક ક્યારે આપી શકે છે?

ઉ૦—જે શખસના કબજામાં કાંઇ માલ હોય અથવા એકાદ બિલ ઓફ્ લેડિંગ, ડોક વોરંટ, વખારવાળાનું સરટિફિકેટ, ડકકાવાળાનું સરટિફિકેટ અથવા સ્વાધીન કરવાનું વારંટ કિંવા હુકમ, અથવા માલ ઉપર હક બનાવનાર બીજો કોઇ પણ જાતનો દસ્તાવેજ હોય તે સખસ તે માલ અથવા તે દસ્તાવેજો ધરેણે મુકે તો તે કાયદેસર છે. પરંતુ ધરેણે લેનારે શુધ બુધ્ધિએ વરતવું જોઇએ, અને તે વરતણુંકનો પ્રસંગ એવો જોઇએ કે ધરેણે મુકનાર અયોગ્ય રીતે વરતે છે એવું યોગ્ય અનુમાન તે પ્રસંગ ઉપરથી થઈ શકે નહી.

અને વળી એવું પણ ઠરાવવામાં આવે છે કે માલ મજકુર કિંવા દસ્તાવેજો મજકુર તેના કાયદેસર માલીકની પાસેથી અથવા તે જે શખસના હવાલામાં કાયદેસર રીતે હોય એવા કોઇ પણ સખસની પાસેથીકોઇ ગુનોહ કિંવા કપટ કરીને મેળવેલો ન જોઇએ (ક.૧૭૮

પ્ર૦ ૪૪—આડતીઓ અને મુખ્ય એટલે શુ?

ઉ૦—૧ કોઇ બીજા શખસને સારૂ કાંઇ પણ કૃત્ય કરવા સારૂ અથવા ત્રીજા શખશો સાથેના વ્યવહારમાં કોઇ બીજા સખસના પ્રતિનીધી દાખલ કામ ચલાવવા સારૂ નિમેલા શખસને આડતીઓ સમજવો.

૨ જે શખસને સારૂ તે કૃત્ય કરવામાં આવે અથવા જેને સારૂ સદરહુ મુજબ પ્રતિ-નીધી દાખલ કામ ચલાવવામાં આવે તેને મુખ્ય કહેવો. (ક. ૧૮૨)

પ્ર૦ ૪૫—આડતીઓ કોણ નીમી શકે? આડતીઓ કોણ થઇ શકે? આડત ઉત્પન કરવા કાંઇ અવેજની જરૂર છે?

ઉ૦—૧ કોઇ શખસ જે કાયદાને તાબે હોય તે કાયદા પ્રમાણે શખસ મજકુર પાકી ઉંમરે પહોંચો હોય તથા તે સાવધ બુધિનો હોય તો તે શખસ આડતીઓ નીમી શકે છે. (ક. ૧૮૩)

૨ મુખ્ય અનેત્રાહીત શખસને સબંધે કોઈ પણ શખસ આડતીઓ થઇ શકે છે. (ક. ૧૮૪)

૩ અવેજની જરૂર નથી. (ક. ૧૮૫)

પ્ર૦ ૪૬—કાયદેસર મંજુરી આપવા માટે અવશ્યે શું જોઈએ?

ઉ૦—કામની હકીકતની માહીતી પુરણ હોવી જોઇએ. (ક.૧૯૮)

પ્ર૦ ૪૭—આડતીની સમાપતી ક્યારે થાય છે? અને આડતીઆને સબંધે તથા ત્રી-

જા શખસોના સબંધે આડતીઆના અખત્યારની સમાપતી કયારે થાય છે?

ઉ૦—મુખ્ય પોતાનો આપેલો અખતીયાર રદ કરે તેથી અથવા આડતીઆ આડતનુ કામ છોડી દેવાથી અથવા આડતનું કામ પુરૂ થયાથી અથવા મુખીય તથા આડતીઆ મધેનો એક મરણુ પામે અગર અશાવધ બુધિનો થાળ અથવા ચાલુ કાયદા પ્રમાણે નાદાર થાય તો તેથી. (ક. ૨૦૧)

૨ આડતીઆનો અખત્યાર સમાપત કર્યાની વાત આડતીઆના જાણ્યામાં આવે એટલે સમાપત થઈ સમજવી.

૩ ત્રાહીત શખસોને સબંધે તે શખસોના જાણ્યામાં આવે ત્યારે સમાપત થાય છે. (ક, ૨૦૮)

પ્ર૦ ૪૮—આડતીઆના કરેલા કૃત્યથી મુખીય કયારે જવાબદાર છે અને કયારે નથી?

ઉ૦—૧ આડતીઆને જેટલું કરવાનો અધિકાર છે તેટલું કરેતો આડતીઓ તથા મુખીય એ બેઉને સબંધે મુખીય જવાબદાર છે- (ક. ૨૨૭)

પ્ર૦ ૪૯—પંત્યાળુ એટલે શું પેઢી એટલે શું?

ઉ૦—૧ જે શખસોએ પોતાની મિલકત અથવા મેહેનત અથવા કુશળતા કાંઇ ઉદ્યોગમાં એકત્ર કરવાની તથા તેથી જે નફો ઊત્પન થાય તે પોતપોતામાં વેહેંચી લેવાની કબુલાયત કરી હોય તે શખસો વચે જે સબંધ છે તે સબંધને પંત્યાળુ સમજવું.

૨ જે શખસોએ પરસ્પર પંત્યાળુ કરયું હોય તે શખસોને એકંદર પેઢી એવું નામ આપ્યું છે. (ક. ૨૩૯)

પ્ર૦ ૫૦—કીયા શખસો પંત્યાળા વેપારના જવાબદાર થતા નથી?

ઉ૦—૧ કરજ આપનારાએ નફાનો ભાગ મેળવવાના કરારથી કરજ આપ્યું હોય તે ઉપરથી. (ક. ૨૪૦)

૨ આડતીઆને નફામાંથી હિસ્સા તરીકે મેહેનતાણું આપ્યું તે તેથી પંત્યાળો થતો નથી. (ક. ૨૪૨)

૩ મરનાર પંત્યાળાની વિધવાને અગર બચ્ચાંને નફામાંથી વરસાશન મળતું હોય તો તેથી. (ક. ૨૪૩)

પ્ર૦ ૫૧—બીજા સહભાગીઆઓને બંધનકારક થાય એ પ્રમાણે કૃત્ય કરવાનો એક ભાગીદારને શો અધિકાર છે? ભાગીઆઓના અરસપરસ સંબંધ મુકરર કરવાના શા નિયમો છે?

ઉ૦—૧ કોઈ પંત્યાળો જે પંત્યાળાનો ભાગીઓ હોય તે પંત્યાળાના જેવા પંત્યાળાનો ધંધો ચલાવવામાં કાંઈ જરૂરતું અથવા હમેશ કરાવવામાં આવતું હોય એવું કોઇપણ કૃત્ય કરે તો તે કૃત્ય કરવાને સારૂ પંત્યાળો મજકુરને તેના સહ પંતીઆળાઓએ યોગ્ય રીતે જાણે આડતીઓ નીમ્યો હોય તેટલેજ દરજ્જે કૃત્ય મજકુરથી સદરહુ સહ પંતીઆળાઓ બંધાયલા છે.

અપવાદ.—જો પંતીઆળાઓ મધે એવી કબુલાત થઇ હોય કે તેઓમાંથી કોઇએક પંતીઆળાના અખતીયારમાં કાંઇ મર્યાદા રાખવી તો તેવી કબુલાવત વિરૂધ કોઇ પણ કૃત્ય

થયું હોય ત્યારે જે શખ્સોને તે કબુલાયતની ખબર હોય તે શખસોને સબંધે તે કૃત્યથી પેઢી જવાબદાર થતી નથી. (ક. ૨૫૧)

(અ) **અ** અને **બ** પંતીઆળો વેપાર કરે છે. **અ** લંડન મધે રહેછે અને **બ** હિંદુસ્તાનમાં રહે છે. **અ** પેઢીને નામે એક હુંડી આપે છે. એ હુંડી વિશેની ખબર **બ** ને નથી અને તે કાર્યમાં **બ** ને ફાયદા ગેરફાયદાનો સબંધ નથી. તે હુંડી કેવી હકીકતને સબંધે આપી છે તેની ખબર જેના હાથમાં હુંડી હોય તેને ન હોય તો હુંડી મજકુરને સારૂ પેઢી જવાબદાર છે.

(બ) **અ** એ સોલીશીટર અને એટરનિએરની એક પેઢીમાંનો છે. તે પોતાની પહેડીને નામે હુંડી વગર અધિકારે આપે છે. એ હુંડી વિશે બીજા પંતીઆળાનો જવાબદાર નથી.

(ક) પંતીઆળુ કરીને **અ** અને **બ** શાહુકારી પેહેડીનું કામ ચલાવે છે. પેહેડીની તરફથી **અ** પાસે કાંઈ પઈશા આવે છે. એ પઇશા આવ્યાની વાત **અ બ** ને જણાવતો નથી, અને પછાડીથી તે પઇશા પોતાના ઉપયોગમાં લે છે. એ પઇશા ભરી આપવાને પંતીઆળુ જવાબદાર છે.

(ડ) **અ** ને **બ** પંતીઆળા છે. **બ** ને ઠગવાના હેતુથી **અ** એક દૂકાન ઉપર જઇને. પોતાની પેહેડીની તરફથા પંતીઆળાનો ધંધો હમેશ મૂજબ ચલાવતાં કામમાં આવે એવી એક વસ્તુ ખરીદ કરે છે. તે વસ્તુ **અ** ખુદ પોતાના ખાનગી કામમાં લે છે. અને વસ્તુ વેચનાર શખસ જોડે તેણે મશલત કરી નથી. તે પદારથની કિંમત સારૂ પેહેડી જવાબદાર છે. (ક. ૨૫૧)

૨ જ્યારે પંતીઆળાઓએ કરાર કરીને પોતાને પરસપરને સંબંધે પોતાના હકો તથા ફરજો વિશે નિયમ કરયા હોય તથા તેનાં લક્ષણો ઠરાવ્યાં હોય ત્યારે એવો કરાર સરવેની સંમતીથીજ માત્ર રદ કરી શકાય છે અથવા ફેરવી શકાય છે; એ સંમતી સ્પષ્ટ રીતે આપવી જોઈએ અથવા ધંધો ચલાવવાના કોઇએક સરખા વહિવટ ઉપરથી ગરભિત સમજાઇ જોઇએ.

**અ બ** અને **ક** એઓ પંતીઆળુ કરવાના હેતુથી લખેલી કબુલાયત કરે છે. પંતીયાળાથી જે એન નફો થાય તે પોતપોતામાં સરખે હિસ્સે વેહેંચી લેવો. એ પછી તેઓ પંતીઆળાનું કામ ઘણા વરશ સુધી ચલાવે છે અને **અ** ને એન નફામાંથી નિમે નફો મળતો જાય છે. અને બાકીનો નિમે **બ** અને **ક** સરખે હિસ્સે વેહેંચી લે છે. એ બ્યવસ્થા સરવ પક્ષકારોને માલમ છે અને સરવે તે કબુલ રાખી છે- નફો વહેચી લેવા વિશે સદરહું કબુલાયતમાં જે ઠરાવ છે તે ઉપલા વહિવટને લીધે રદ થાય છે. (ક. ૨૫૨)

૩ બીજી રીતનો કાંઇ કરાર ન હોય તો પંતીયાળાઓના પરસપરના સબંધો નિચેલખેલા નિયમોથી ઠરાવવામાં આવશેઃ—

(૧) જે મીલકત પંતીયાળાની પુંજીમાં પ્રથમથી લીધી હોય અથવા જે પંત્યાળાના પઇશાથી વેચાણુ લીધેલી હોય અથવા જે પંતીયાળાના ધંધાને માટે મેળવેલી હોય તે સરવે મીલકતના માલીક સરવે પંતીઆળાઓ સમસ્ત છે. એવી સરવે મીલકતને પંતીયાળાની મીલકત

એવું નામ આપીયું છે. પંતીયાળાએ પંતીયાળામાં પ્રથમ જે ભાગ આપ્યો હોય તેનીકિમતમાં નફા તોટાના પોતાના હિસાથી જે વધ ઘટ થવાની તે થતાં જે રકમ થાય તેટલો પંતીયાળાનો પંતીયાળાની મીલકતમાં હીસ્સો છે એમ સમજવું,

(૨) પંતીયાળાના ધંધામાં જે નફો થાય તે સરવે પંતીયાળાઓને સરખે હીસ્સે વેંહેંચી લેવાનો હક છે. તેમજ પંતીયાળામાં થયેલો ટોટો સરવે પંતીયાળાઓએ સરખે હીસ્સે ભરવો જોઇએ.

(૩) પ્રત્યેક પંતીયાળાને પંતીયાળાના ધંધાનો વહિવટ કરવામાં સામીલ થવાનો હકછે

(૪) પંતીયાળાના ધંધાનું કામ પ્રત્યેક પંતીયાળાએ ઉદ્યમ રાખીને કરવું એ પ્રત્યેક પંતીયાળાની ફરજ છે, અને તે કામ કરવા બદલ કાંઇ પણ મેહેનતાણું મળવાનો પંતીયાળાનો હક નથી.

[૫) જો પંતીયાળાના ધંધાને લગતી સાધારણ બાબતમાં પંતીયાળાઓના અભિપ્રાય એક એકથી જુદા પડે તો પંતીયાળાઓમાંથી ઘણા જણાનો જે મત્ત હોય તે પ્રમાણે ઠરાવ કરવો, પરંતુ સરવે પંતીયાળાઓની સંમતિ થયા શિવાય પંતીયાળાના ધંધાના સ્વરૂપમાં કાંઇ ફેરફાર કરી શકાતો નથી.

(૬) સરવે પંતીયાળાઓની સંમતિ શિવાય કોઇ પણ શખસને પેહેડીમાં નવો પંતીયાળો કોઇ શખ્સથી કરી શકાતો નથી.

(૭) જો કોઈ પણ કારણને લીધે પંતીયાળાનો કોઈ પણ ભાગીઓ ભાગી આપણમાંથી બંધ પડે તો બાકીના સરવે ભાગીઆઓને સબંધે પંતીયાળું ભાગી પડયું એમ સમજવું.

(૮) પંતીયાળું કોઇ એક નિમેલી મુદત સુધીને વાસ્તે કરયું ન હોય તો કોઈ પણ પંતીયાળો ગમે તે વખતે પંતીયાળામાંથી છુટો પડી શકે છે.

(૯) જો પંતીયાળું અમુક મુદ્દત સુધીને સારૂ કરયું હોય તો સરવે પંતીઆળાઓની સંમતી સીવાય તે મુદત ચાલુ હોય તે દરમીયાનમાં કોઇ પણ પંતીયાળામાંથી છુટો પડી શકતો નથી અને કોરટના હુકમ સીવાય કોઇપણ પંતીયાળાને બાકીના પંતીયાળાઓ કાંઇ પણ કારણે કાહાડી મુકી શકતા નથી.

(૧૦) પંતીઆળુ કાંઇ અમુક મુદત સુધી ને સારૂ કરયું હોય કીંવા નહી કરયું હોય તોપણ કોઇ પંતીયાળો મરણ પામે તો પંતીઆળુ ભાગી પડે છે. (ક. ૨૫૩)

પ્ર૦ ૫૨—કોરટ કયારે સહીયારૂં ભાગી શકે છે? કરાર કરેલા વખત વિત્યા પછી સહભાગીઆઓના હક અને ફરજ શી રીતે મુકરર થઇ શકે છે? સહ ભાગીઆઓની સાધારણ ફરજો શી શી છે?

ઉ૦—૧ કોઈ પંતીયાળાએ દાવો કરયા ઉપરથી નીચે લખેલે પ્રસંગે કોરટ પંતીયાળુ ભાગી શકે છે.—

(૧) જ્યારે કોઇ પંતીયાળો અસાવધ બુધિનો થાય ત્યારે.

(૨) જ્યારે દાવો કરનાર પંતીઆળા સિવાય બીજો કોઇ પંતીયાળો નાદાન દેણદાર વિશેના કોઇ કાયદા મુજબ નાદાર ઠેરવવામાં આવ્યો ત્યારે.

(૩) જ્યારે દાવો કરનાર પંતીયાળા સિવાય બીજા કોઇ પણ પંતીઆળાએ એવું કાંઇ પણ કૃત્ય કર્યું હોય તેથી કરીને સદરહુ બીજા પંતીઆળાનો નફા ટોટાનો સરવે સંબંધ કાયદા મુજબ ત્રીજા સખસ પાસે જતો હોય ત્યારે.

(૪) જ્યારે કોઇ પણ પંતીઆળો પંતીયાળાના કરાર મુજબ પોતાને ભાગે જે કરવાનું હોય તે કરવાને અશકત થાય ત્યારે.

(૫) જ્યારે દાવો કરનાર પંતીઆળા સિવાય કોઇ બીજો પંતીઆળો પંતીઆળાનાં કામ કાજમાં અથવા પોતાના પંતીઆળાઓ જોડે, ભારે ગેરવરતણુક કરયાનો તકશીવાર હોય ત્યારે.

(૬) જ્યારે પંતીઆળાનો ધંધો ચલાવ્યાથી માત્ર તોટોજ થતો હોય ત્યારે. (ક. ૨૫૪)

૨ જે ધંધા વિશે પંતીઆળુ કરયુ હોય તે ધંધો કરવાની મનાઇ કાયદાથી થાય તો તે પંતીઆળુ સરવે કોઇ પ્રસંગે લાગે છે એમ સમજવું. (ક. ૨૫૫)

૩ જે પંતીઆળુ અમુક મુદત સુધીને સારૂ કરવામાં આવ્યુ હોય તે પંતીઆળુ તે મુદત પુરી થયા પછી ચાલુ રાખવામાં આવે ત્યારે જુદી રીતની કબુલાયત ન હોય તો પંતીઆળાઓના હકો અને તેની ફરજો મુદત પુરી થતી વખતે જેવી હતી તેવીજ કાયમ રહેશે પરંતુ કોઇ પણ પંતીઆળાની ઇચ્છા ઉપરથી ભાગી શકાય એવા પંતીઆળાને સદરહુ હકો તથા ફરજો જેટલે દરજજે લાગુ પડી શકતી હોય તેટલે દરજજે હકો તથા ફરજો મજકુર સદરહુ ચાલુ રાખેલા પંતીઆળાને લાગુ છે એમ સમજવું. (ક. ૨૫૬)

૪ સરવે પંતીઆળાઓને સરવોત્કૃષ્ટ ફાયદો થાય એવી રીતે પંતીયાળાનો ધંધો ચલાવવો તથા પરસ્પર ન્યાયથી તથા ઇમાનદારીથી વરતવું. તથા પંતીયાળા સંબંધીની તમામ વાતોની સંપૂરણ હકીકત તથા ખરા હિસાબ હરકોઇ પંતીઆળાને તથા તેના કાયદેસર પ્રતિનિધીને આપવા, એ સરવે પંતીઆળાઓની ફરજ છે. (ક. ૨૫૭)

પ્ર૦ ૫૩—જે પંતીયાળો સ્પર્ધાવાળો બીજો ધંધો કરે તે પંતીયાળો પેહેડીને કેવો જવાબદાર છે.

ઉ૦—જો કોઈ પંતીઆળો બાકીના પંતીઆળાઓને ન જણાવતાં અને તેઓની સંમતિ શિવાય પેહેડીના ધંધા જોડે સ્પરધાવાળો તથા તે ધંધાગાં હરકત કરતાં બીજો કોઇ પણ ધંધો ચલાવે, તો તે ધંધામાં ગેળવેલા સરવે નફાનો હીસાબ તેણે પેહેડીને આપવો જોઇએ. અને તે ધંધાને લીધે પેહેડીને કાંઇ તોટો આવ્યો હોય તો તેનો બદલો તેણે પેહેડીને ભરી આપવો જોઇએ. (ક. ૨૫૯)

પ્ર૦ ૫૪—પેહેડીમાં ફેરફાર થયાથી જારી જામીનગીરીમાં કાંઈ અસર થાય છે?

ઉ૦—એકાદી પેહેડીના કાર્ય બાબત કોઇ પણ પેહેડીને અથવા તીજા શખસને જારીર જામીનગીરી આપવામાં આવી હોય તો જે પેહેડીને અથવા જે પેહેડીનાં કાર્ય બાબત તે જામીનગીરી આપી હોય તે પેહેડીના બંધારણમાં કાંઇ ફેરફાર થાય તો બીજી રીતનો કરાર ન હોય ત્યારે તે જામીનગીરી ભવિષ્યકાળના કાર્યને સબંધે રદ થઈ એમ સમજવું ક. ૨૬૦)

પ્ર૦ ૫૫—મરનાર પંતીઆળાની જાગીર તેના મરણ પછી જે જવાબદારી ઉત્પન થઇ હોય તેને વાસ્તે જવાબદાર થાય છે કે નહી?

ઉ૦—કોઇ પંતીઆળો મરણ પામ્યો હોય અને તેના મરણ પછી પેહેડીએ કાંઇ કરજ માથે લીધો હોય તો સ્પષ્ટ કબુલાયત ન હોય ત્યારે તે કરજને સબંધે મરનારની મીલકત જવાબદાર નથી. ક. ૨૬૧.

પ્ર૦ ૫૬—પંતીઆળાના કરજો તથા પંતીઆળાનાં પોતાનાં જુદાં જુદાં કરજો આપવા વિશે શો નિયમ છે?

ઉ૦—કોઇ પેહેડીને એકેમતે આપવાનાં કરજ હોય અને તે પેહેડીના પંતીયાળાને પોતાને આપવાનાં જુદાં કરજ હોય ત્યારે પંતીળાની મીલકત પ્રથમ પેહેડીનાં કરજ અદા કરવાના કામમાં લેવી જોઈએ અને ત્યાર પછી કાંઈ લાજ રહે તો પ્રત્યેક પંતીઆળાનો જેટલો હિસ્સો હોય તે હિસ્સો તે પંતીઆળાને પોતાને જે જુદાં કરજ આપવાનાં હોયતે અદા કરવાના કામમાં લેવો જોઈએ અથવા હિસ્સો મજકુર તે પંતીઆળા મજકુરનાં જુદાં કરજ અદા કરવાના કામમાં પ્રથમ લેવી જોઇએ, અને પછી જો કાંઇ ફાજલ રહે તો તે પેહેડીનાં કરજ અદા કરવામાં લેવી. (ક. ૨૬૨)

પ્ર૦ ૫૭—કઇ મતલબ સર પંતીઆળાઓના હક અને જવાબદારીઓ પંતીયાળુ ભાગ્યા પછી પણ જારી રહે છે? અને પંતીઆળુ ભાગ્યા બાબતની જાહેર ખબર કેવી રીતે અપાય છે?

ઉ૦—૧ પંતીઆળુ ભાગ્યા પછી પંતીઆળાઓના હકો તથા ફરજો પંતીયાળાનું કામ બંધ કરવા માટે જે બાબતો જરૂરની હોય તે સરવે બાબતોમાં કાયમ રહે છે એમ સમજવું. (ક. ૨૬૩)

૨ જે પેહેડી ભાગ્યા બાબતની પ્રસીધ ખબર આપવામાં આવી ન હોય તે પેહેડી ભાગ્યાથી પેહેડી મજકુર સાથે વેપાર ધંધો કરનાર શખસોના નફા નુકશાનમાં કમી જાસ્તી થશે નહી; પરંતુ તેવા શખસને પોતાને પેહેડી મજકૂર ભાગ્યાની ખબર મળી હોય તો સદરહુ મુજબ કમી જાસ્તી થશે. (ક. ૨૬૪)



# સન ૧૮૭૨ નો ૧ લો હિંદુસ્તાનનો.

## પુરાવાનો આકટ.

---

પ્ર૦—૧ પુરાવાનો આકટ કયાં લાગુ છે અને તે કયારે અમલમાં આવ્યો? તથા તેનાથી કીયા કીયા આકટો રદ થાય છે.

ઉ૦—(અ) સઘળા બ્રિટીશ ઈંડિયાને લાગુ છે તથા કોરટ માર્શલ સુધાંતની હરકોઇ કોરટમાં અથવા કોરટની રૂબરૂ જે ઇનસાફી કામો ચાલે તે સરવ કામોને લાગુ છે. પરંતુ હરકોઈ કોરટને અથવા અમલદારને આફિડેવિટ લખી આપવામાં આવે તેને, અથવા લવાદની રૂબરૂ જે કામ ચાલે તેને, તે લાગુ નથી.

(બ) આ આકટ તા. ૧ લી સપ્ટેમ્બર સને ૧૮૭૨ ને રોજ અમલમાં આવ્યો.

(ક) તે તારીખથી તથા તે તારીખે નિચે લખેલા કાયદા રદ થયા.

(૧) બ્રિટીશ ઈંડીયાના કોઇ પણ ભાગમાં અમલમાં હોય તેવા કોઈ સ્ટાટયુટ આકટ કિંવા કાયદામાં લખ્યા ન હોય, એવા જે પુરાવાના નિયમો હોય તે તમામ.

(૨) સને ૧૮૬૧ ના હિંદુસ્તાનના કૌન્સીલના આકટની કલમ પચીસ મુજબ જે નિયમોને, તથા કાયદા, તથા કાનુનોને, કાયદા જેટલી યોગ્યતા ગળી હોય તેવા સરવ નિયમો, તથા કાયદા, તથા કાનુનો આ આકટમાં જે બાબતો સબંધી ઠરાવ કર્યો છે તે બાબતો વિશે જેટલા હોય તેટલા.

(૩) આ આકટના પરીશીષ્ટમાં જે આકટો બતાવ્યા તે સદરહુ પરીશીષ્ટના ત્રીજા કોષ્ટકમાં બતાવ્યા છે તેટલા.

પરંતુ બ્રિટીશ ઈંડીયાના કોઇ પણ ભાગમાં સ્ટાટયુટ, આકટ અથવા કાયદો, ચાલુ હોય તે આ આકટથી સ્પષ્ટ રીતે રદ કરવામાં નહીં આવ્યો હોય તો તેમાંના કોઇ પણ ઠરાવમાં આ આકટમાં લખેલી કોઇ પણ વાતથી કમ્પેશ થયેલું સમજવું નહીં.

પ્ર૦—૨ નીચેના શબ્દોની વાખ્યા આપો.

કોરટ, હકીકત, લગતી હકીકત, મુદાની હકીકત, દસ્તાવેજ, પુરાવો, સાબિત થઇ, ગેર સાબિત થઇ, ના સાબિત થઇ, કોરટ અનુમાન કરવા મુખત્યાર છે, અનુમાન કરવું, અને નિર્ણયકારક સાબિતી.

ઉ૦—"કોરટ" એ શબ્દમાં સરવ જડજોનો, તથા માજીસ્ત્રેટોનો તથા લવાદ શિવાય બીજા જે સખસોને પુરાવો લેવાનો કાયદા મુજબ અધિકાર હોય તે સરવ સખસોનો સમાવેશ થાય છે.

"હકીકત" એ શબ્દનો અરથ નિચે મુજબ છે તથા તેમાં નિચે લખેલી બાબતોનો સમાવેશ થાય છે.

(૧) હરકોઇ વસ્તુ, વસ્તુની સ્થિતી, અથવા એક વસ્તુનો બીજી વસ્તુ સાથેનો સબં

ધ જેનું જ્ઞાન ઇંદ્રીઓ વડે થઈ શકે એવું હોય તે.

(૨) મનની જે સ્થિતીનું ભાન કોઇ સખસને હોય તેવી હરકોઇ સ્થિતી.

"મુદાની હકીકત" એ શબ્દનો અરથ નીચે મુજબ છે તથા નિચે મુજબની બાબત નો સમાવેશ થાયછે. કાંઈ હક અથવા અશકતતાછે કિંવા નથી, જવાબદારો,અથવા એવી કોઈ મુકરદમામાં અથવા કામમાં તકરાર હોય તે હક અથવા જવાબદારી, અથવા અશકતતાછે કિંવા નથી કિંવા કેવા પ્રકારનીછે કિંવા કેટલે દરજ્જેછે એવું જે હકીકત ઉપરથી માત્ર તેજ હકીકત વડે અથવા બીજી હકીકતોને સબંધે અવસ્ય નિકળેછે તે હકીકતને મુદાની હકીકત કહેવી

ખુલાસો—દિવાની કામ ચલાવવાની રીત બાબતના ચાલુ કાયદા પ્રમાણે કોઇ દીવાની કોરટ કોઇ હકીકત બાબત મુદા દફતરમાં નોંધે તેવાં મુદાના જવાબમાં જે હકીકત દુસ્થાપન્ન કરવાની હોય કિંવા જે હકીકતનો ઇનકાર કરવાનો હોય તે હકીકતને પણ મુદાની હકીકત સમજવી.

હકીકતના લાગુપણા વિશે આ આકટમાં જે નિયમો કહ્યા છે તે નિયમોમાં કહેલીકોઈ પણ રીતે એક હકીકત બીજી હકીકત સાથે સબંધ રાખતી હોય ત્યારે હકીકત મજકુર સદરહુ બીજી હકીકતને લગતી છે એમ સમજવું.

"દસ્તાવેજ" એ શબ્દ વડે જે જે બાબત કોઇ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક કે ચિન્હ વડે અથવા એ માંહેના એકથી વધારે સાધનો તે બાબતનો દાખલ રાખવા સારૂ વાપરવાનો ઇરાદો કર્યો હોય અથવા વાપરવામાં આવે તે સાધનો વડે, સમજાવી અથવા બ્યાન કરેલી હોય તે બાબત.

"પુરાવો" એ શબ્દનો અરથ નિચે લખ્યા મુજબ ઠરાવ્યો છે, તથા તેમાં નિચે લખ્યા મુજબની બાબતનો શમાવેશ થાય છે.

(૧) જે હકીકત વિશે ચોકશી ચાલી તે હકીકતને સંબધે કોરટ પોતાની રૂબરૂ સાહેદને જે મજકુર કહેવાની પરવાનગી આપે અથવા જે મજકુર કહેવાની તેને ફરજ પાડે તેવા સઘળા મજકુર.

આ મુજબ કહેલા મજકુરને મુખ્ય જુબાની પુરાવો કહેવો.

(૨) જે દસ્તાવેજ કોરટને તપાસવા સારૂ હાજર કરવામાં આવે તે સરવ આવા દસ્તાવેજને દસ્તાવેજી પુરાવો કહેવો.

જ્યારે કોર્ટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલી છે એવું કોરટના માન્યામાં આવે અથવા કોરટની નજરમાં એમ આવે કે તે હકીકત બની છે એ વાત એવી તો સંભવિત છે કે અમુક તેજ કામની કેફિયત જોઇને કોઈ સમજુ માણુસે હકિકત મજકુર બની છે એવી ધારણા ઉપર અમલ કરવો જોઈએ ત્યારે તે હકીકત શાબીત થઈ એમ સમજવુ. જ્યારે કોરટના રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલી નથી એવું કોરટના માન્યામાં આવે અથવા કોરટની નજરમાં એમ આવે કે તે હકીકત બની નથી એવી વાત એવી તો સંભવિત છે કે અમુક તેજ કામની કેફિયત જોઇને કોઈ સમજદાર માણુસે હકિકત મજકુર બની નથી એવી ધારણા ઉપર અમલ કરવો જોઈએ ત્યારે હકીકત ગેર શાબીત થઇ

એમ સમજવું.

જ્યારે કોઈ હકીકત શાબીત થઇ નહોય અથવા ગેરશાબિત થઈ ન હોય ત્યારે તે નાશાબિત થઇ એમ સમજવુ.

અમુક હકીકત બની છે એવુ અનુમાન કરવાને કોરટ મુખતિયાર છે એમ આ આ કટમાં જ્યારે ફરમાવ્યુ હોય ત્યારે તે હકીકત ગેરશાબિત કરવામાં ન આવે તો તથા જ્યાં સુધી ગેરશાબિત ન થાય ત્યાં સુધી તે હકીકત શાબિત થઇ છે એવું માનવાને અ થવા તેની શાબિતી માગવાને કોરટ મુખતિયાર છે.

અમુક હકીકત બની છે એવું કોરટે અનુમાન કરવું એવું જ્યારે આ આકટમાં ફર માવવામાં આવ્યું હોય ત્યારે કોરટે તે હકીકત ગેર સાબીત કરવામાં ન આવે તો તથા જ્યાં સુધી ગેર શાબિત ન થાય ત્યાં સુધી તે શાબિત થઈ છે એમ માનવું.

એક હકીકત બીજી હકીકતની નિર્ણયકારક શાબીત છે એવું આ આકટમાં જ્યારે ફર માવ્યું હોય ત્યારે સદરહુ એક હકીકત શાબીત થાય તો સદરહુ બીજી હકીકત શાબીત થઇ એવું કોરટે ગણવું અને તે બીજી હકીકત ગેરસાબીત કરવા સારૂ પુરાવો આપવાની પ-રવાનગી કોરટે આપવી નહીં.

પ્ર૦—કઇ હકીકતો વિસે પુરાવો આપી શકાય છે?

ઉ૦—પ્રત્યેક મુદાની હકીકત બની છે કિંવા બની નથી તેનો તથા જે હકીકતો લગ-તી છે એવું આકટમાં ક૦૫ થી ૫૫ સુધી ઠરાવવામાં આવ્યું છે તેવી બીજી હકીકતોનો પુ-રાવો હરકોઈ મુકરદમામાં કિંવા કામમાં આપી શકાય છે. એ શિવાય બીજી કોઇ હકીકતો નો પુરાવો આપી શકાતો નથી.

ખુલાસો—દીવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદાના હરકોઇ ઠરાવ ઉપરથી કોઇ એક સખસનો એકાદી હકીકતનો પુરાવો આપવાનો હક ન હો ય તો તે હકીકતનો પુરાવો શખશ મજકુર આ કલમ ઉપરથી આપી શકતો નથી (ક.૫)

પ્ર૦—કઈ હકીકત લગતી હકીકત છે એવું કહેવાય?

ઉ૦—૧ જે હકીકત કોઈ મુદ્દાની હકીકત સાથે એવો સબંધ રાખતી હોય કે તે એકજ પ્રકરણનું અંગ યાને એકજ કાર્યનો ભાગ છે પછી તે એકજ ઠેકાણે તથા એકજ વખતે બની હોય કીંવા જુદે જુદે વખતે અથવા ઠેકાણે બની હોય તો પણ તે હકીકતો (ક. ૬) તથા (૨) મુદ્દાની અથવા લગતી હકીકતનું પ્રત્યક્ષ કીંવા બીજી રીતનું પ્રયોજન અથવા કારણ અથવા ફળ યાને પરિણામ હોય અથવા વસ્તુઓની જે સ્થીતીને સબંધે હ-કીકત મજકુર બની તે સ્થીતી જે હકીકતથી બનતી હોય અથવા જે ઉપરથી હકીકત બ-નવા અથવા કરવા પ્રસંગ મળી આવ્યો હોય તે હકીકતો ક. ૭ તેમજ વળી (૩] જે હ-કીકત ઉપરથી મુદ્દાની કીંવા લગતી હકીકતો કરવાનો હેતુ કીંવા તઇયારી માલમ પડે તે, અથવા પક્ષકારોની પ્રથમ કીંવા પાછળની વરતણુક; પક્ષકારના જાહેર કરેલા જે મજકુરની સાથે બીજાં કૃત્યો કીધાં હોય અથવા જે મજકુરથી તે કૃત્યોનો ખુલાસો થતો હોય તેવા જાહેર કરેલાં મજકુર અથવા જે મજકુર પક્ષકારને અથવા તેની રૂબરૂ કહેવામાં આવે અ ને તેથી તેઓની વરતણુકમાં કાંઈ ફેર પડે એવા મજકુરો ક. ૮ તથા (૪) કોઇ મુદ્દાની

કીંવા લગતી હકીકતનો ખુલાસો કરવા સારૂ કીંવા તેનો કામમાં પ્રવેશ કરાવવા સારૂ જે હકીકતની જરૂર હોય તે હકીકત, અથવા કોઇ મુદાની કીંવા લગતી હકીકત ઉપરથી જે ધારણા નિકળતી હોય તેને જે હકીકત ઉપરથી મજબુતી મળતી હોય કીંવા તે રદ થતી હોય તે હકીકત તથા વળી હરકોઈ વસ્તુ કીંવા સખસને ઓળખવું એ વાત લગતી હોય તો જે હકીકતથી ઓળખી શકયાનું સ્થાપન થતું હોય તે હકીકત તથા જે હકીકતથી કોઈ પણ મુદાની હકીકત અથવા લગતી હકીકત અમુક વખતે અથવા ઠેકાણે બની છે એમ મુકરર થઈ શકતું હોય તો તે હકીકત તથા જે હકીકતથી, જે પક્ષકારથી કોઇ પણ હકીકત બની હોય તે પક્ષકાર વચ્ચેનો સબંધ જણાઈ આવે તે હકીકતો (ક. ૯) તથા (૫) મસલતના ખુલાસામાં અથવા મસલતના સબંધમાં મસલતીઆઓના તમામ કૃત્યો તથા કહેલા મજકુરો ક. ૧૦ તથા (૬) (અ) હરકોઇ મુદાની કીંવા લગતી હકીકતથી વિરૂધ હોય તે હકીકત; ક. ૧૧ રકમ ૧ અને (બ) એવી હકીકત બન્યાનો કીંવા ન બન્યાનો ઘણો સંભવ છે કીંવા ઘણો સંભવ નથી એવું જે હકીકત ઉપરથી અથવા જેના સંબંધથી માલમ પડે એમ હોય તો તે હકીકત ક. ૧૧ રકમ ૨ તથા (૭) નુકશાનનો દાવો કર્યો હોય તેમાં કેટલું નુકશાન અપાવવું જોઇએ એ જે હકીકત કીંવા રીવાજ ઉત્પન થયો હોય અથવા તે ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય અથવા તેમાં કાંઇ ફેરફાર કરવામાં આવ્યો હોય અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય અથવા તે છે એમ કહેવામાં આવ્યું હોય અથવા તેનો ઈનકાર કરવામાં આવ્યો હોય તે કાર્ય અથવા જે કાર્ય એવું હોય કે હક કીંવા રીવાજ ગજકુર હોય તો કાર્ય ગજકુર થયુ ન હોય તો તે કાર્ય (ક. ૧૩) તથા (૯) જે હકીકત ઉપરથી મનની અથવા શરીરની કીંવા શરીરના સુખ દુખની સ્થિતી માલમ પડે તે હકીકતો ક. ૧૪ તથા (૧૦) કોઈ કૃત્ય થયું તે આકસ્મિક થયું કે ઇરાદા પુરવક થયું એ વિશે જ્યારે તકરાર હોય ત્યારે આ કૃત્ય આવા બીજા બનાવ બનેલા છે તેનો ભાગ છે એવી જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકતો ક. ૧૫ તથા (૧૧) અમુક કામ બન્યું છે કે નહી એવી તકરાર હોય ત્યારે તે કામની એવી કોઇ સાધારણ પદ્ધતી હોય કે કે તે પ્રમાણે સદરહુ કૃત્ય સ્વભાવિક રીતે થવું જોઇએ તો તે પદ્ધતી (ક. ૧૬) એ સર્વ હકીકતો લગતી હકીકતો છે.

પ્ર૦—અંગીકાર એટલે શું તથા તે કોણ કરી શકે છે?

ઉ૦—જે મુખ જુબાની કહેલા કિંવા દસ્તાવેજમાં લખેલા મજકુર ઉપરથી હરકોઇ મુદાની કિંવા લગતી હકીકત સબંધી હરકાંઇ ધારણા થાય તેવા મજકુર નિચે લખેલા સખસોએ કરેલા હોય તો તે અંગીકાર સમજવા. (ક. ૧૭)

(અ) કામના પક્ષકારે.

(બ) જે સખસને પક્ષકારે અધિકાર આપ્યો હોય તેવા સખસે.

---

(અ) કોઇ પક્ષકારના ઉપર વારસ વકીલના હોદાની રૂઈએ દાવો આણવામાં આવ્યો અથવા તેણે વારસ વકીલના હોદાની રૂઈએ દાવો આણેલો હોય તેવા સખસોએ સદરહુ ગજકુર પ્રતિનિધિનો સંબંધ ચાલતો હોય તે દરમિયાનમાં થએલો હોવો જોઇએ.

(ફ) જે વિષય બાબતમાં દાવો ચાલે છે તે વિષયમ જે સખસોનો માલકીનો હક હોય કીંવા પૈસા સબંધીનો હક હોય તેવા સખસોએ.

(ડ) દાવાના પક્ષકારનો હક જે સખસથી ઉત્પન થએલો હોય ને સખસે.

(ઈ) જે સખસોની સ્થીતી કિંવા જવાબદારી કોઈ મુકરદમાના કોઇ પક્ષકારને વિરૂધ છે કે નહીં એવા સબંધથી સાબેત કરવાની જરૂર છે તે સખસો જ્યારે પોતે દાવો માંડે અથવા પોતાના ઉપર દાવો થાય તેવા મુકરદમામાં સદરહુ સ્થિતિ કીંવા જવાબદારી સબંધે કરેલો મજકુર લગતો થાય તેવા સખસોએ.

(એફ) તકરારી બાબત સબંધી કાંઇ માહિતી મેળવવાને મુકરદમાના કોઈ પક્ષકારે કોઇ સખસને સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યા હોય તે સખસોએ.

(ક ડ ઇ) જે હક અને સ્થિતિ સબંધી મજકુર કરવામાં આવ્યો તે મજકુર સદરહુ હક અને સ્થિતિ ચાલુ હોય તે દરમિઆનમાં થએલો હોવો જોઈએ.

પ્ર૦—અંગીકાર કરનારના વિરૂધમાં કયારે અને ફાયદામાં કયારે અંગીકાર પુરાવામાં લેઈ શકાય?

ઉ૦—૧ સાધારણ નિયમ એવો છે કે અંગીકાર જે શખસે અથવા તેના પ્રતિનિધિએ કરયો હોય તો તે અમુક બાબતો શિવાય તે શખસ અથવા તેના પ્રતિનિધિની વિરૂદ્ધ પુરાવામાં લેવાય છે. ફકત અંગીકાર નીરણય કારક પુરાવ નથી. જે માણસે અંગીકાર કર્યો હોય તે શખસ બતાવી શકે છે કે મેં અંગીકાર કરવામાં ભુલ કરેલી છે અથવા અંગીકાર કરવામાં સાચાઈ વાપરી નથી; અથવા બીજી કોઇ રીતે પોતાથી બની શકે તે રીતે અંગીકારનું વજન ઓછું કરાવી શકે છે. અંગીકાર વિરૂદ્ધ બોલવાને અંગીકાર કરનારને પ્રતીબંધ નથી. ઘણા અંગીકારો પ્રતીબંધ થઇ પડે છે. (ક. ૧૧૫) અને જે સખસોએ અંગીકાર કરયો હોય તે સખસો તેથી વિરૂધ બોલી શકતા નથી.

(૧) જ્યારે અંગીકાર એવા પ્રકારનો હોય કે તે કરનાર સખસ મણ્રુ પામ્યો હોય તો તે કલમ ૩૨ મુજબ ત્રાહીત સખસોની વચ્ચે ચાલતા કામમાં લગતો થાય, ત્યારે તે અંગીકાર જે સખસે કર્યો હોય તેનાથી અથવા તેના તરફથી તે શાબીત કરી શકાય છે. (૨) મનની અથવા શરીરની કોઇ સ્થિતિ હતી, એ હકીકત લગતી કીંવા મુદ્દાની હોય ત્યારે, તે સ્થિતિ હતી એવો જે મજકુર સદરહુ મનની અથવા શરીરની સ્થિતિ ચાલતી હોય તે વખતે અથવા તે અરસામાં કહેવામાં અથવા લખવામાં આવ્યો હોય, તે મજકુરને રૂપે જ્યારે કોઇ અંગીકાર હોય, તથા જ્યારે તે મજકુર કેહેવાની અથવા લખવાની સાથે એવી વરતણુક થઇ હોય કે સદરહુ કેહેવું કિંવા લખવું ખોટું છે એ તે ઉપરથી અસંભવિત માલમ પડે, ત્યારે સદરહું અંગીકારની સાબીતી તે અંગીકાર કરનાર સખસથી અથવા તેની તરફથી કરી શકાય છે.

(૩) કોઇ અંગીકાર. અંગીકાર તરીકે નહી, પણ બીજી રીતે, લગતો હોય તો, તે અંગીકાર જે સખસે કીધો હોય તેનાથી અથવા તેના તરફથી સાબિત કરી શકાય છે. (ક. ૨૧)

પ્ર૦—અંગીકારનો પુરાવ કયારે પૂરાવામાં ન લેઇ શકાય?

ઉ૦—૧ દસ્તાવેજના મજકુર બાબતનો મુખજુબાનીના અંગીકાર જ્યાં જે સખસ સદરહુ અંગીકાર સાબેત કરવાને માગે છે તે સખસ એમ ન બતાવી આપે કે તેને આ આકટ મુજબ દોયમ પૂરાવા આપવાનો અધિકાર છે અથવા જ્યારે જે દસ્તાવેજ હાજર કરયો છે તેના ખરાપણા બિશે કાંઇ તકરાર નથી ત્યારે પુરાવમાં લેઇ શકતા નથી. કલમ ૨૨.

૨. કોઇ એક પણ અંગીકારનો પુરાવો આપવો નહી એવી સ્પષ્ટ શરત કરીને અંગીકાર મજકુર કરવામાં આવ્યો હોય તો, અથવા સદરહુ અંગીકાર એવી કેફિયત ઉપરથી કરવામાં આવ્યો હોય કે, તે કેફિયત ઉપરથી કોરટને એવી ધારણા થાય કે અંગીકાર મજકુરનો પુરાવો આપવો નહી, એ પ્રમાણે તે કામના પક્ષકારોએ એક મત થઇ ઠરાવ કર્યો છે તો, દિવાની કામોમાં તે અંગીકાર લગતો નથી. (ક. ૨૩)

પ્ર૦—તોહોમતવાળાએ કરેલી કબુલત કયા પ્રસંગે પુરાવમાં લેઇ શકાતી નથી અને કયા પ્રસંગે પુરાવમાં લેઈ શકાય છે?

ઉ૦—૧ કોઇ અધિકારવાળા સખસ તરફથી મળેલા (૧) અભય વચનથી. (૨) ધમકીથી અથવા. (૩) લાલચથી કરેલી કબુલત પુરાવમાં લઇ શકાતી નથી.

૨ પોલીસની રૂબરૂ અથવા પોલીસ અમલદારના હવાલામાં હોય તે દરમિયાનમાં કરેલી કબુલત તથા ધમકી, લાલચ અથવા વચન આપ્યાની અસર તોહોમતવાળાના મન ઉપર રહેલી હોય તે સબબથી કોઇ પણ ક્રિમીનલ કોરટની રૂબરૂ કરેલી કબુલત પણ પુરાવમાં લેઇ શકાતી નથી.

૩ નિચે મુજબની કબુલતો પુરાવમાં લેવાશે.

૧ ઇશ્વરનો ડર બતાવથી કરેલી કબુલત.

૨ અધિકાર વગરના સખસે ધમકી અગર વચન અગર લાલચ આપ્યાથી કરેલી કબુલત.

૩ તોહોમતવાળાએ પોતાના મીત્ર અગર સગાવાહાલાની રૂબરૂ અથવા કાગળ લખી કરેલી કબુલત.

૪. હરકોઇ સખસ પોલીસ અમલદારના હવાલામાં હોય અને કાંઇ કબુલત કરવા ઉપરથી કોઈ હકીકતનો શોધ લાગ્યો છે એવી જુબાની પડે ત્યારે એવી કબુલતમાંનો જેટલોભાગ શોધી કાઢેલી હકીકત સાથે સબંધ રાખતો હોય તેટલો ભાગ.

૫ લાલચ કીંવા ધમકી કીંવા વચનથી મન ઉપર થએલા અસર દુર થયા પછી કરેલી કબુલત.

૬ ગુપ્ત રાખવાનું વચન આપવામાં આવ્યું હોય તે ઉપરથી અથવા કબુલત મેળવવાને માટે તોહોમતદારની સાથે ફરેબ કરવાથી અથવા તોહોમતદાર છાટકો હતો તે વખતે કબુલત કીધાના સબબથી ઈત્યાદી કારણથી કરેલી કબુલત બીજી રીતે લગતી હશે તોતે કબુલત.

૭ જ્યારે એકજ ગુન્હાને માટે એકથી વધારે સખસો ઉપર તજવીજ ચાલતી હોય અને જ્યારે તે સખસો પૈકી એક જણાએ પોતાની તથા તે સખસોમાંના બીજા કોઇ સખ-

સ અથવા સખસોની બિરૂદ્ધ કબુલત કરેલી હશે તો તે બીજા સખસોની વિરૂધ્ધ સદરહુ ક રેલી કબુલત પણ પુરાવામા લેઇ શકાય છે. કલમ ૩૦

પ્ર૦—કોરટ બહાર કરેલા અંગીકારની સાબીતી કેવે પ્રકારે થાય છે?

ઉ૦—૧ સાક્ષીઓથી થવી જોઇએ.

૨. સાક્ષીઓ પ્રમાણીક, સાવધ અને સમજુ હોવા જોઇએ.

૩. સાક્ષીઓનો મેળ હુબેહુબ મળતો હોયતો તે શીખવણીથીછે. એમ માનવું જોઇએ.

૪. સાક્ષીમાં વધારે તફાવત હોય તો કબુલતથી સાબીતી નથી એમ થવું જોઇએ.

પ્ર૦—જે શખસોને સાહેદ તરીકે બોલાવી શકાતા નથી તેવા સખસોના કહેવા કીંવા લખેલા મજકુર ક્યારે લગતા છે?

ઉ૦—૧. જે સખસ મરણ પામ્યો હોય કીંવા મળી શકતો ન હોય તેણે અથવાસાક્ષી આપવા જે સખસ અશકત હોય તેણે કીંવા ઘણો વખત લાગ્યા શિવાય અથવા ઘણો ખરચ કરયા શિવાય જે સખસને હાજર ન કરી શકાતો હોય તેણે કહેલો કીંવા લખેલોનિચે પ્રમાણેની હકીકત બાબત હોય ત્યારે લગતો છે એમ સમજવું:—

૧ તે મજકુર મોતના કારણ વિશે હોય ત્યારે.

૨. કામના પ્રસંગે કહેલો કીંવા લખેલો હોય ત્યારે.

૩. કહેનારના હીત વિરૂધ્ધ હોય ત્યારે.

૪. સારવજનીક હક કિંવા રીવાજ કિંવા સામાન્ય કાયદા યા ગેરકાયદાની બાબત સંબંધી જે સખસને જાણવાનો સંભવ હોય તેવા સખસે તકરાર ઉત્પન થઈ ત્યાર પેહેલાંમજકુર કરેલો હોય ત્યારે.

૫. કોઇ પણ સખસોની વચ્ચે સગપણ છે એવું વિશેષ રીતે જે કોઇ સખસને માલુમ હોય તેણે તકરાર ઉત્પન્ન થતાં અવલ તે વિશે કહેલો કીંવા લખેલો મજકુર હોય ત્યારે.

૬. જ્યારે કોઈ મૃત્યુપત્ર અથવા લેખમાં, કુટંબની કોઈ વંશાવળીમાં, અથવા કોઈ કબરના પથ્થર ઉપર, અથવા કુટંબના લોકોની તસ્વીરમાં અથવા જે કોઇ વસ્તુ ઉપર કોઇ મરણ પામેલા સખસના સગપણ વિશે મજકુર તકરાર ઉત્પન્ન થતાં અવલ બતાવવામાં આવ્યો હોય ત્યારે.

૭. કલમ ૧૩ મીની રકમ અ માં કહેલા કાર્ય બાબત કોઇ લેખમાં કીંવા મૃત્યુપત્રમાં અથવા કોઈ બીજા દસ્તાવેજમાં મજકુર બતાવવામાં આવ્યો હોય ત્યારે તે નોંધ.

૮. જ્યારે કોઇ મજકુર ઘણા સખસોએ કહ્યો હોય કીંવા લખ્યો હોય અને તકરારી બાબતને લાગુ હોય એવા તે સખસોના દીલના કીંવા મનના વિચાર તે ઉપર માલમ પડતા હોય ત્યારે.

૯. પેસ્તર ઇન્સાફી કામમાં કોઈ સાહેદે કહેલો મજકુર. પરંતુ એ સદરહુ મજકુર પક્ષકારો કીંવા હક સબંધી પ્રથમના તેમના પ્રતિનિધીઓ વચે ચાલેલું હોય તેમાં ઉલટ તપાસણી કરવાનાં હક સબંધી પ્રથમ કામ સામા પક્ષકારને મળેલા હોવા જોઈએ તથા પ્રથમના કામમાં તથા પાછલા બીજા કામમાં તકરારી મુદા મુખ્ય વાતે એકજ હોવા જોઇએ.

પ્ર—વિશેષ પ્રસંગે કહેલો કીંવા લખેલો મજકુર ક્યારે લગતો છે?

ઉ૦—૧. નિયમ પૂર્વક રાખેલી હિસાબની ચોપડીમાંની નોંધ જે બાબત વિશે કોરટ ને ચોકશી કરવાની છે તે સબંધી હોય તો તે પણ આ એકલો પુરાવ બસ નથી.

૨. જે કામ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે સરકારી દફતર માં જે નોંધ કરી હોય અને તેમાં તકરારી કીંવા લગતી હકીકત બતાવવામાં આવી હોય ત્યારે.

૩. પ્રસિદ્ધ કરેલા દેશના નકશા કિંવા ચારટ સર્વે લોકને વેચવાને સારૂ બહુ કરીને રા ખવામાં આવતા હોય તેમાં, અથવા સરકારના હુકમથી દેશના જે નકશા કિંવા પ્લાન કરવામાં આવ્યા હોય તેમાં હમેશ જે બાબત દરશાવવામાં આવતી હોય તે બાબત સબંધીનો કોઇ તકરારી કીંવા લગતી હકીકતનો મજકુર બતાવ્યો હોય ત્યારે તે મજકુર ક. ૩૬

૪. સાર્વજનીક પ્રકારની હકીકત બાબત કોઇ આકટમાં અથવા ઝાહેરનામા વિગેરેમાં લખેલો મજકુર.

પ્ર૦—કહેલી કીંવા લખેલી હકીકત કીંવા લાંબી વાતચીત કીંવા દસ્તાવેજ, ચોપડી કીંવા અનુક્રમે રાખેલા પત્રો કીંવા કાગળોનો ભાગ હોય ત્યારે તેનો કેટલો ભાગ સાબીત કરવો જોઇએ?

ઉ૦—મજકુર હકીકતનો પ્રકાર તથા તે ઉપરથી થતું પરિણામ તથા જે બીના ઉપર થી તે કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય તે બીના પુરતી રીતે સમજવા સારૂ જેટલા ભાગની તે અમુક કામમાં કોરટને જરૂર લાગે તેટલાજ ભાગનો પુરાવો આપવો બાકીના ભાગનો પુરાવો આપવો નહીં. (ક. ૩૯)

પ્ર૦—ઈનસાફી કોરટોના ફેંસલા કયારે લગતા સમજવા?

ઉ૦—બીજી વખત દાવો થતો અથવા તજવીજ ચાલતી અટકાવવાને સારૂ પેસ્તરનો ફેંસલા લગતી હકીકત છે. (ક. ૪૦)

પ્રોબેટ સબંધીના કીંવા લગ્ન સબંધીના કીંવા સમુદ્ર ઉપરના કીંવા નાદારી સબંધીના પોતાના અધિકારનો અમલ ચલાવતાં કોઇ અધિકારવાળી કોરટે આખરી ફેંશલો કીંવા હુકમ કીંવા હુકમનામું કર્યું હોય તે લગતી હકીકત છે. (ક. ૪૧)

કલમ ૪૧ મીમાં બતાવ્યા છે તે શિવાયના ફેંસલા, હુકમ કીંવા હુકમનામાં, જો ચાલતી ચોકશીને લગતી સારવજનીક પ્રકારની બાબત સબંધી હોય તો તે લગતી હકીકત છે. (ક. ૪૨)

કલમ ૪૦, ૪૧ તથા ૪૨ માં જણાવેલાં છે તે શિવાયના બીજા ફેંસલા વીગેરે થાય છે કે નહીં એ જો મુદ્દાની હકીકત ન હોય કીંવા આ કાયદાના બીજા કાંઇ ઠરાવ મુજબ તે લગતી હકીકત ન હોય તો તે ગેર લગતા છે. (ક. ૪૩)

પ્ર૦—ક. ૪૧ મીમાં લખ્યા પ્રમાણેના ફેસલા કિંવા હુકમ કિંવા હુકમનામું કેવી હકીકતની નિર્ણયકારક શાબીતી છે?

ઉ૦—૧ જ્યારે સદરહુ ફેંસલો કિંવા હુકમનામું અમલમાં આવ્યું ત્યારે તે ઉપરથી આ પેશો સદરહુ કાયદેસર સબંધ ઉત્પન્ન થયો એ હકીકત.

૨ સદરહુ ફેંસલામાં કોઇનો હક ઠરાવ્યો હોય તે હક વખતે મજકુર સખસને વિશે ઉત્પન થયો એ હકીકત.

૩. કોઇનો કાયદેસર સબંધ છીનાવી લેવામાં આવ્યો હોય તે ફેંસલા મજકુરમાં બંધ થવાનું ફરમાવ્યું હોય, તે વખતે તે સબંધ થયો અથવા થવો જોઇએ એ હકીકત.

૪. કોઇ વસ્તુ ઉપર હક કરાવ્યો હોય તો તે વખતે વસ્તુ તેની થઈ અથવા થવી જોઇએ એ હકીકત. (ક. ૪૧)

પ્ર૦—કીયા ફેંસલા લગતા છતાં ક્યારે પુરાવામાં લેતા અટકાવાય?

ઉ૦—જ્યારે, દગલબાજી, દગા ભરેલો સંપ તથા કોરટને અધિકાર નથી એ વાતની શાબીતી કરાય ત્યારે (ક. ૪૪)

પ્ર૦—ત્રાહીત સખસોના અભિપ્રાય ક્યારે લગતા છે?

ઉ૦—પારકા દેશના કાયદાની કોઇ બાબત વિશે અથવા શાસ્ત્ર કિંવા કળાની કોઇબાબત વિશે અક્ષર ઓળખવા વિશે કોરટને જ્યારે અભિપ્રાય બાંધવાનો હોય ત્યારે જે સખસો તેવી બાબતોમાં કુશળ છે તેવા માણસોના અભિપ્રાય લગતા છે. (ક. ૪૫)

જે હકીકતો બીજી રીતે લગતી ન હોય પણ કુશળ માણસના અભિપ્રાય સાથે સબંધ રાખતી હોય તે લગતી છે (ક. ૪૬)

અક્ષર વિશે લખતી વખતે તે અક્ષર વિશે જે માહિતગાર હોય તેનો અભિપ્રાય લગતો છે. (ક. ૪૭)

. અમુક સામાન્ય રીવાજ કિંવા હક છે કે કેમ તેની માહીતીવાળા સખસનો અભિપ્રાય લગતો છે. (ક. ૪૮)

ખુલાસો. "સામાન્ય રિવાજ કિંવા હક" એ શબ્દોમાં જે રિવાજ કિંવા હક કોઇ એક વરગના ઘણા લોકોમાં સામાન્ય હોય તે હક કિંવા રિવાજનો સમાવેશ થાય છે.

જ્યારે કોરટને કોઇ માણસે અગર કુટુંબના વહિવટ સંપ્રદાય કિંવા ધર્મ કિંવા ધર્માદા સબંધી કોઇ સ્થાપના બાબત અભિપ્રાય મેળવવો હોય ત્યારે અથવા અમુક જીલ્લામાં કિંવા અમુક વર્ગના લોકોમાં જે શબ્દ કિંવા બોલ વપરાતા હોય તેનો અરથ શો થાય છે તે બાબત જ્યારે કોરટને અભિપ્રાય મેળવવા હોય ત્યારે તે વિશે માહીતી હોવાને જે સખસોને વિશેષ રીતનાં સાધનો હોય તે સખસોના અભિપ્રાય લગતા છે. (કલમ ૪૯) એક સખસનું બીજા સખસ જોડે શું સગપણ છે એ સાબીત કરવામાં જે સખસને તે કુટંબનો માણસ હોવાને લીધે કિંવા બીજા અમુક કારણને લીધે માહીતી થવાને સાધનો હોય તેસખસની સગપણ સબંધીની વર્તણુક ઉપરથી જે અભિપ્રાય દેખાઈ આવે તે લગતો છે. પરંતુ ઈંડીયન ડાઇવોર્સ આકટ મુજબ ચાલતા કામમાં કીંવા ફોજદારી કાયદાની કલમ ૪૯૪, ૯૫, ૯૭, તથા ૯૮ મુજબ ચાલતા કામમાં સદરહુ અભિપ્રાય લગ્ન સાબીત કરવા જેટલો પરીપુરણ અભિપ્રાય એમ ગણવું નહી. (ક. ૫૦) જ્યારે કોઇ હયાત હોય એવા સખસનો અભિપ્રાય લગતો હોય, ત્યારે અભિપ્રાયનો આધાર જે કારણો ઉપર હોય તે કારણો પણ લગતાં છે. [ક. ૫૧]

દ્રષ્ટાંત.

પોતાનો અભિપ્રાય બાંધવાને સારૂ જે પ્રયોગો કોઈ કુશળ માણસે કરયા હોય તે પ્રયોગોનો હેવાલ તે કુશળ માણસ આપી શકે છે.

પ્ર૦—કોઈ શખસની ચાલ ચલણુ ક્યારે લગતી છે?

ઉ૦—કોઈ ચાલતા કામ સાથે સબંધવાળા સખ્શે અમુક વરતણુક કરી તે સખસની ચાલ ચલણુની હકીકત દીવાનીમાં લગતી હકીકત નથી પરંતુ જે હકીકતો બીજી રીતે લગતી હોય તે ઉપરથી સદરહુ પ્રકારની જેટલી ચાલ ચલણુ માલમ પડતી હોય તેટલી ચાલ ચલણુ લગતી છે. (ક૦ ૫૨)

તોહોમતવાળો સખસ સારી ચાલનો છે એ હકીકત ફોજદારી કામમાં લગતી છે. (ક. ૫૩)

તોહોમતવાળા ઉપર આગળ એક ગુનાહની સાબીતી થએલી છે એ હકીકત ફોજદારી કામમાં લગતી છે. (ક. ૫૪)

કોઇ શખસની ચાલચલણુ ઉપરથી નુકશાનીની રકમમાં કમી જાસ્તી થવું હોય તો તે ચાલ ચલણુ દિવાનીમાં લગતી છે. (ક. ૫૫)

ખુલાસો—ચાલ ચલણુ એવો સબ્દ કલમ ૫૨, ૫૩, ૫૪ તથા ૫૫ માં લખેલો છે છે તેમાં આબરૂ તથા સ્વભાવ એ બેઉનો સમાવેસ થાય છે.

પ્ર૦—કઈ હકીકતો સાબીત કરવાની જરૂર નથી?

ઉ૦—જે હકીકત ન્યાયાધિકારની રૂઇએ કોરટ ધ્યાનમાં રાખે તેવી હકીકતો સાબીત કરવાની જરૂર નથી. [ક. ૫૬]

પ્ર૦—કઇ હકીકતો કોરટે ન્યાયાધિકારની રૂઈએ ધ્યાનમાં રાખવી?

ઉ૦—૧ બ્રિટીશ ઇંડિયાના કોઈ પણ ભાગમાં જે કાયદા કીંવા કાયદાના અમલવાળા નિયમો હાલ કીંવા હાલ સુધી અમલમાં છે કિંવા હવે અમલમાં આવે તેવા સરવે કાયદા તથા નિયમો.

૨. પાર્લામેંટે પસાર કરેલા તથા હવે પછી કરશે તે સરવે આકટો તથા સ્થાનિક તથા અમુક શખસ સંબંધી જે આકટો ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખવાનું સદરહુ પાર્લામેંટે ફરમાવ્યુ હોય તેવા સરવે આકટો.

૩. મહારાણીની જમીન ઉપરની તથા દરીઆઈ ફોજને સારૂ કરેલા લશ્કરી કાયદા.

૪. સદરહુ પાર્લામેન્ટનું કામ ચલાવવાનાં તથા હિંદુસ્થાનની કૌન્સિલના આકટ મુજબ અથવા તે બાબત વખતે વખતે જે કાંઇ બીજો કાયદો હોય તે મુજબ કાયદા તથા કાનુન કરવા સારૂ સ્થાપન્ન કરેલી કાંઉન્સિલનું કામ ચલાવવાની પદ્ધતી.

ખુલાસો—રકમ ૨ તથા ૪ માં પાર્લામેન્ટ શબ્દ છે તેનો અર્થ.

૧ ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના સંયુકત રાજ્યની, ૨ ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટ. ૩ ઇંગ્લાંડની, ૪ સ્કોટલાંડની, અને ૫ આયર્લાંડની પાર્લામેંટ સમજવી.

૫. ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના સંયુક્ત રાજનો વખતે વખત જે સત્તાધિશ હોય તેને રાજ્ય પદ ક્યારે પ્રાપ્તી થયું તે તથા તેની હસ્તાક્ષરની સહી હોય તે.

૬. ઇગ્લાંડ દેશની કોરટ જે શિક્કા ન્યાયાધિકારીની રૂઈએ ધ્યાનમાં રાખે તે સરવે શિક્કા તથા ગવરનર જનરલ ઇનકૌંઉન્સિલની કિંવા કોઇસ્થાનિક સરકારની કૌંઉન્સિલના હુકમથી સ્થાપન થયેલી બ્રિટીશ ઇંડિયા માંહેલી કીંવા બહારની સરવે કોરટના શિક્કા

તથા એડમોરાલ્ટી તથા મેરીટાઈમ એવી હકુમત ચલાવનાર કોરટના શિક્કા તથા નોટરી પબ્લીકના શિક્કા તથા બ્રિટિશઇંડીઆ મધે જેટલા કાયદા અમલવાળા પારલામેંટના કિંવા બીજા કોઇ પણ આકટ તથા કાયદા ઉપરથી જે કોઇ સખસને વાપરવાનો અધિકાર મળ્યો હોય તે સરવે શિક્કા.

૭. બ્રિટીશ ઇંડીયાના કોઈ પણ ભાગમાં કોઇ સખસને કોઈ સરકારી ઓધ્ધો આપવામાં આવે તો જે સખસની નીમનોક એવા ઓધ્ધા ઉપર થઈ છે એ વાત ઈંડીયાના ગેઝીટમાં કીંવા કોઈ સ્થાનિક સરકારના સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ થાય તેવા જે સખસો વખતે વખત સદરહુ મુજબના ઓહ્દા ઉપર હોય તે સખસોને ઓધ્ધા મજકુર પ્રાપ્ત થવાની વાત તથા તેમના નામો તથા ઇલકાબો તથા કામ અધિકાર તથા સહી.

૮. બ્રિટીશ સરકારે જે સંસ્થાન કીંવા સત્તાધિશને માન્ય કર્યો હોય તે હોવાની વાત તથા તેનો ઈલકાબ તથા તે મુલકનો સરકારી વાવરો.

૯. કાળના વિભાગ તથા ભૂગોળવિદ્યા સબંધીના પૃથ્વિના વિભાગ તથા સારવજનિક તેહેવારના દીવસો તથા ઉપવાસના દીવસો તથા જે રજાના દીવસોની સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપી હોય તે.

૧૦. બ્રિટીશ રાજ્યના અમલનો મુલક.

૧૧. બ્રિટીશ સરકાર તથા બીજી કોઇ સરકાર કીંવા માણસની મંડળી વચ્ચેની લડાઈની શરૂઆત તથા તે ચાલતી હોય તે વાત, તથા તેનો અંત.

૧૨. કોરટના સભાસદ તથા અમલદારના નામો તથા તેના ડેપુટીઓના તથા તાબાના અમલદારોના તથા આસિસ્ટંટોનાં નામ તથા કોરટની પ્રોસેસ અમલમાં લાવવાનું કામ કરનાર સરવે અમલદારોનાં નામો તથા સરવે એડવોકેટ તથા અટરની તથા પ્રાકટર તથા વકીલ તથા પ્લીડર તથા કોરટની રૂબરૂ હાજર થવાનો કીંવા કામ ચલાવવાનો કાયદાથી જે બીજા સખસોને અધિકાર હોય તેઓનાં નામ.

૧૩. રસ્તા બાબતની રૂલ—કલમ ૫૭ માં આ બધા નિયમો છે.

કોઇ પણ કામના પક્ષકારો અથવા તેમના મુખ્તિયારો જે હકીકત મુકરદમાની સુનાવણી વખતે અંગીકાર કરવાનું કબુલ કરે અથવા સુનાવણી પેહેલાં લખી આપેલા લેખથી જે હકીકત અંગીકાર કરવાને તેઓ કબુલ કરે અથવા જે હકીકત તેઓએ કબુલ કરીછે એવા હુ નિયમો પ્રમાણે ગણાતું હોય તેવી હકીકતો સાબીત કરવાની જરૂર નથી (ક. ૫૮)

પ્ર૦—મુખજુબાની પુરાવા બાબત તમે શું જાણોછો?

ઉ૦—દસ્તાવેજમાંના મજકુર શિવાય સરવે મુખજુબાની પુરાવાથી સાબીત કરી શકાય છે (ક. ૫૯) હરેક જાતના કામમાં મુખજુબાની પૂરાવો પ્રત્યક્ષ હોવો જોઈએ; એટલે જો જોઇ શકાય તેવી હકીકત વિશે પુરાવો હોય તો જોનારની શાહેદી લેવી. જો સાંભળી શકાય તેવી હકીકત વિશે હોય તો સાંભળનારની શાહેદી લેવી. જો કોઇ ઈંદ્રીવડે કીંવા બીજી રીતે હકીકતનું ગ્નાન થતું હોય તો એમ કહેનારની શાહેદી લેવી. પરંતુ ગ્રંથ વિશે અભિપ્રાય આપવાનો હોય ને ગ્રંથકાર મરણ પામ્યો હોય કીંવા તે મળી શકતો ન હોય કીંવા અશક્ત થએલ હોય કીંવા ઘણો વખત અગર ખરચ લાગ્યા શિવાય તેને હાજર કરાતો ન હો

ય ત્યારે ગ્રંથો હાજર કરીને ગ્રંથકારોનો અભિપ્રાય સાબીત થઈ શકે છે.

જડપદારથ વિશે હોય તો તે પદાર્થ હાજર કરવા ફરમાવવા કોરટ મુખત્યાર છે.(ક ૬૦

પ્ર૦—દસ્તાવેજી પુરાવા બાબત શું જાણોછો?

ઉ૦—દસ્તાવેજના મજકુરની સાબીતી અવલ પુરાવાથી કીંવા દોયમ પુરાવાથી કરીશ કાય છે (ક. ૬૧) કોરટ તપાસે તે સારૂ હાજર કરેલા ખુદ દસ્તાવેજને અવલ પુરાવો સમજવો. (ક. ૬૨)

ખુલાસો પેહેલો—કેટલાએક ભાગો મળીને એક દસ્તાવેજ થયો હોય તો દરેક ભાગ દસ્તાવેજ મજકુરનો અવલ પુરાવો છે.

ખુલાસો ૨' જો—સીલા છાપ વીગેરેથી પણ દસ્તાવેજ એકજ ક્રિયા વડે બને છે ત્યારે તે પ્રત્યેક દસ્તાવેજ બાકીના બીજા દસ્તાવેજોના મજકુરનો અવલ પુરાવો છે (ક. ૬૨) દોયમ પુરાવાનો અરથ નિચે લખ્યા પ્રમાણે છે અને તેમાં નિચે લખેલી વસ્તુનો સમાવેશ થાય છે.

(૧) આ આકટમાં હવે પછી જે નિયમો કહેલા છે તે પ્રમાણે આપેલી દાખલાવાળી નકલો. (૨) યંત્ર ક્રિયા વડે અસલ ઉપરથી કરેલી નકલો જ્યારે તે યંત્ર ક્રિયા ઉપરથી ખરીજ નકલ થાય એવું હોય ત્યારે, તથા એવી યંત્ર ક્રિયા વડે કરેલી નકલો સાથે મુકાબલ કરેલી નકલો (૩) અસલ ઉપરથી કરેલી કીંવા અસલ જોડે મુકાબલ કરેલી નકલો (૪) દસ્તાવેજના સામા લેખ, જે પક્ષકારે તે કરી ન આપ્યા હોય તે પક્ષકાર વિરૂધ્ધ (૫) જે સખસે કોઈ દસ્તાવેજ પોતે જાતે જોયો હોય તેણે તે દસ્તાવેજના મજકુરનો મુખજુબાની કહેલો હેવાલ.

દસ્તાવેજો અવલ પુરાવાથી સાબીત કરવા જોઇએ. (ક. ૬૪) પણ નિચે લખેલા દસ્તાવેજ દોયમ પુરાવાથી સાબીત થાય. (ક. ૬૫)

(અ) જે સખસની વિરૂધ્ધ દસ્તાવેજ સાબીત કરવો હોય તે સખસના કીંવા જે કોરટને તાબે ન હોય અગર જેને હુકમ ન પોચતો હોય તે સખસના કીંવા હાજર કરવાની જે સખશને કાયદાથી ફરજ હોય તે સખસના કબજામાં છે એવું જ્યારે બતાવવામાં આવે અગર માલમ પડે તથા કલમ ૬૬ પ્રમાણે કહેલી નોટીસ પોચ્યા પછી દસ્તાવેજ ન હાજર કરવામાં આવે ત્યારે.

(બ) જ્યારે અસલ દસ્તાવેજનો નાશ થયો હોય ત્યારે, અથવા બીજા કોઇ કારણને લીધે યોગ્ય વખતમાં તેને હાજર કરી શકતો ન હોય ત્યારે તે પ્રસંગે.

(ક) જે સખસ વિરૂધ દસ્તાવેજ મજકુર શાબિત કરવાનો હોય તે સખસે અસલ છે એ વાત કીંવા તેની સ્થીતી, કિંવા તેનો મજકુર લખીતવાર અંગીકાર કરવાનું જ્યારે શાબિત થયું હોય ત્યારે.

(ડ) જ્યારે અસલ દસ્તાવેજ સેહેલથી ખસેડી શકાય નહીં એવા પ્રકારનો હોય ત્યારે તે પ્રસંગે.

(ઇ) જ્યારે અસલ દસ્તાવેજ કલમ ૭૪ મુજબનો સાર્વજનિક દસ્તાવેજ હોય ત્યારે તે પ્રસંગે.

(ખ) જ્યારે અસલ દસ્તાવેજ એવો હોય કે, આ કાયદા મુજબ કિંવા બ્રિટીશ ઈંડિયામાં કોઈ બીજો કાયદો અમલમાં હોય તે મુજબ તેની દાખલાવાળી નકલ પુરાવામાં આપવાની પરવાનગી હોય ત્યારે તે પ્રસંગે.

(ગ) જ્યારે અસલ દસ્તાવેજમાં ઘણા હિસાબ તથા દસ્તાવેજ હોય અને તેની ત પાસણી કરવી સુગમ પડતી ન હોય, તથા સદરહુ સરવે દસ્તાવેજો મળીને તેનું એકંદર સરવાળે શું પરિણામ થાય છે એ હકિકત સાબિત કરવાની હોય ત્યારે તે પ્રસંગે (ક. ૬૫)

મજકુર દસ્તાવેજનો દોયમ પુરાવો રજુ કરવા નોટીસ કરવી પણ નિચે લખેલા કામો પૈકી નોટીસ કરવાની જરૂર નથી.

(૧) જે દસ્તાવેજ સાબિત કરવાનો હોય ત દસ્તાવેજની તે નોટીસ હોય તે કામમાં. (૨) જે કામમાં પોતાને દસ્તાવેજ મજકુર હાજર કરવાનું કહેવામા આવશે એમ તે કામના પ્રકાર ઉપરથી સામા પક્ષકારને માલમ પડવુંજ જોઇએ તેવા કામમાં. (૩) અસલ દસ્તાવેજનો કબજો સામા પક્ષકારે દગલબાજીથી કિંવા જબરાઈથી મેળવ્યો છે એવું દેખાય કિંવા સાબેત થાય તે કામમા. [૪] જ્યારે અસલ દસ્તાવેજ મજકુર સામા પક્ષકારની કિંવા તેના મુખતિયારની પાસે કોરટમાં હોય ત્યારે તે કામમાં. (૫) દસ્તાવેજ ખોવાઇ ગયો છે એવું સામાવાળાએ કિંવા તેના મુખતિયારે અંગીકાર કરયું હોય તે કામમાં. (૬) જે સખસને કોરટનો હુકમ પહોંચી શકતો નથી કિંવા તે હુકમને તે તાબે નથી તે સખસના કબજામાં દસ્તાવેજ મજકુર હોય તે કામમાં. (ક. ૬૬)

પ્ર૦—હાજર કરેલા દસ્તાવેજ ઉપર અમુક માણસની સહી છે કિંવા તે તેણે લખ્યો છે એવું શી રાતે શાબીત થઇ શકે?

ઉ૦—તે શહી તે શખસના હાથની છે એવું, અથવા દસ્તાવેજ મજકુરનો જેટલો ભાગ માણસ મજકુરના હાથનો છે એમ કહેવામાં આવતું હોય તેટલા ભાગનું લખાણ તે શખસના હાથનું છે એવું શાબિત થવું જોઇએ.

પ્ર૦—જે દસ્તાવેજ ઉપર કાયદા પ્રમાણે સાક્ષી હોવી જરૂર હોય તો તે દસ્તાવેજ થયાની સાબીતી શો રીતે કરી શકાય અને શાહેદી કરનાર મળતો ન હોય તો શી રીતે શાબિતી કરી શકાય?

ઉ૦—દસ્તાવેજ મજકુર ઉપરનો કોઈ સાક્ષી કરનાર સખસ હયાત હોય તથા કોરટના અમલમાં હોય તથા પુરાવો આપવાને શકત હોય તો મજકુર દસ્તાવેજ થયાની વાત સાબિત કરવા સારૂ ઓછામાં ઓછો એક સાહેદ પણ બોલાવ્યા શિવાય દસ્તાવેજ પુરાવા દાખલ વાપરવો નહીં. (ક. ૬૮)

પ્ર૦—દસ્તાવેજ કરનાર સખસ કબુલ કરે તો શી શાબેતી થાય છે? અને દસ્તાવેજ ઉપર સાક્ષી કરનાર સખસ દસ્તાવેજ થયાનું ના કબુલ કરે તો શી રીતે કરવું?

ઉ૦—દસ્તાવેજ લખી આપનાર સખસ પોતેજ દસ્તાવેજ લખી આપ્યો છે એવું કહે તો તે લખી આપનાર વિરૂધ પુરતી સાબિતી છે પછી તે દસ્તાવેજ હોય કે તેના ઉપર કાયદા પ્રમાણે સાક્ષી થવી જોઇએ તોપણ (ક. ૭૦) દસ્તાવેજ થયાની વાત સાક્ષી ક-

કેનાર ના કબુલ કરે કીંવા તેને તે વાત યાદ ન હોય તો દસ્તાવેજ થયાની વાત બીજા પુરાવાથી સાબીત થઈ શકે છે. (ક. ૭૧)

પ્ર૦—જે દસ્તાવેજ ઉપર કાયદા પ્રમાણે સાક્ષીની જરૂર ન હોય તે ઉપર સાક્ષી થઇ હોય તો શી રીતે સાબેત થાય?

ઉ૦—જાણે તે દસ્તાવેજ ઉપર સાક્ષી થઇજ નથી એમ સમજીને તેની સાબીતી કરી શકાય છે.

પ્ર૦—અક્ષરનો મુકાબલો કરવા વિશે શો નિયમ છે?

ઉ૦—જે સહી કીંવા લખાણુ કીંવા શિક્કો સાબીત કરવાના છે તેની જોડે તે જેનો કહેવામાં આવતો હોય તેની સહી અગર લખાણુ અગર શિક્કાનો મુકાબલો કરવો.

પ્ર૦—સાર્વજનિક દસ્તાવેજો કીયા છે?

ઉ૦—૧ જે દસ્તાવેજ નિચે લખ્યા મુજબના આકટ હોય અથવા આકટના લેખ હોય તે દસ્તાવેજ.

અ. રાજ્યના સત્તાધિસે કીધેલા આકટ કિંવા આકટના લેખ.

બ. સરકારી મંડળીએ તથા ઈનસાફની કોરટે કીધેલા આકટ કિંવા આકટોના લેખ.

ક. તથા બ્રિટીશ ઈંડીયા માંહેના, અથવા મહારાણીના રાજ્યના કોઇપણુ બીજા ભાગ માંહેના, અથવા પરરાજ્ય માંહેના, કાયદા કરનારા, તથા ઇનસાફ કરનારા તથા રાજ્ય કારભાર ચલાવનારા સરકારી અમલદારોએ કીધેલા આકટ કીંવા આકટના લેખ.

૨. ખાનગી દસ્તાવેજના સાર્વજનિક લેખ બ્રિટીશ ઈંડીયામાં રાખવામાં આવતા હોય તે. (ક૦ ૭૪) બીજા સરવે દસ્તાવેજો ખાનગી સમજવા. (ક૦ ૭૫)

પ્ર૦—સાર્વજનિક દસ્તાવેજની દાખલાવાળી નકલો કઈ છે? અને તે કયારે ગુજારવામાં આવે છે?

ઉ૦—જે સાર્વજનિક દસ્તાવેજ તપાસવાનો હરકોઇ શખસનો હક છે તે જે સરકારી અમલદારના હવાલામાં છે તેની પાસેથી માગેથી તથા તેને સારૂ કાયદા મુજબ ફી ભરેથી તે અમલદાર નકલની એવું એક સરટીફીકટ લખી આપે કે એ નકલ દસ્તાવેજ મજકુરની અથવા તેનો ભાગ હોય તો તેના ભાગની ખરી નકલ છે તથા તે ઉપર તારીખ નાંખી નિચે પોતાના સરકારી હોદ્દા સાથે પોતાના નામની સહી કરે અને અમલદાર મજકુરનો શીક્કો વાપરવાનો કાયદાથી અધિકાર હોય તો તેના ઉપર શિક્કો મારવો. એ પ્રમાણે જે નકલો ઉપર દાખલો લખ્યો હોય તેને દાખલાવાળી નકલો કહેવી. (ક. ૭૬) સાર્વજનીક દસ્તાવેજમાંના, અથવા દસ્તાવેજના ભાગમાંના લખાણુની સાબીતીમાં સદરહુ પ્રમાણેના દાખલાવાળી નકલો ગુજારી શકાય છે.

પ્ર૦—બીજી તરેહના સરકારી દસ્તાવેજો શી રીતે સાબીત થઇ શકે?

ઉ૦—૧ બ્રિટિશ ઇંડીયાનો રાજ્ય કારભાર ચલાવના સરકારનાર હરકોઇ કારખાનેથી થએલા અથવા હરકોઇ સરકારી કરેલા સ્થાનિક અથવા હરકોઈ સ્થાનિક સરકારના કારખાનેથી થએલા આકટો હુકમો અથવા જાહેરનામાઓ એ સરવે, સદરહુ કારખાનાના દફતરો જેના તે કારખાનાના ઉપરી તરફથી દફતર મજકુરો તેજ કારખાનાનાછે એવા દાખલા સહિ-

ત મોકલવામાં આવે તે દફતરોથી શાબિત કરી શકાય છે અથવા એવા કોઇ સરકારના હુકમથી કોઇ દસ્તાવેજ છપાય છે એવું તે દસ્તાવેજ ઉપરથી જણાય, તે દસ્તાવેજથી શાબિત કરી શકાય છે.

૨ કાયદા કરનારી સભાઓના પ્રોસિડીંગ એ સદરહુ જેની તે સભાના રોજ કામ-થી અથવા કોઇ પ્રસિધ કરેલા આકટોથી, અથવા સાર ગ્રંથથી અથવા કોઇ નકલો સરકારના હુકમથી છપાય છે એવું તે નકલો ઉપરથી સમજાય તે નકલોથી સાબીત કરી શકાય છે.

૩. મહારાણીએ અથવા પ્રિવિકૌન્સિલે કરેલા અથવા મહારાણી સરકારના કોઇપણ કારખાનેથી થએલાં જાહેરનામાંઓ અને હુકમો, અથવા નિયમો, એ સર્વે લંડન ગેજેટમાં નકલો અથવા ઈન્તેખાબો હોય તેનાથી અથવા રાણીના છાપનારે તે છાપ્યાં છે એવું જે નકલ ઉપરથી સમજાય તે નકલ અથવા ઇન્તેખાબથી શાબિત કરી શકાય છે.

૪. કોઇ પરરાજ્યની રાજ્ય કારભાર ચલાવનાર સરકારના આકટો અથવા કોઈ પર રાજ્યની કાયદા કરનાર સભાના પ્રોસીડીંગ, એ સદરહુ સરકાર અથવા સભાના હુકમથી છપાતા હોય એવા. અથવા એ પ્રમાણે છપાયેલાં રાજ્ય મજકુરમાં સામાન્ય રીતે ગણતાં હોય એવાં, રોજ કામથી અથવા તે રાજ્યના અથવા ત્યાંના સત્તાધિશના સિક્કા સાથેની દાખલાવાળી નકલોથી, અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલ ઇનકૌન્સીલના કોઇ પ્રસિધ આકટમાં સદરહુ આકટો અથવા પ્રોસીડીંગને કબુલ રાખ્યાં હોય તો તેથી સાબેત કરી શકાય છે.

૫. બ્રિટીશ ઇંડિયામાંની કોઈ મ્યુનિસીપાલ મંડળીના પ્રોસીડીંગ, એવાં પ્રોસીડીંગ જેની પાસે કાયદા પ્રમાણે રહેતાં હોય, તેણે કરી આપેલી દાખલાવાળી સદરહુ પ્રોસીડીંગની નકલથી, અથવા કોઈ છાપેલી ચોપડી એવી મંડળીના હુકમથી પ્રસિધ થાય છે એવું જે ચોપડી ઉપરથી સમજાતું હોય તે ચોપડીથી સાબીત કરી શકાય છે.

૬. કોઇ પારકા દેશમાંના કોઈ બીજી જાતના સાર્વજનિક દસ્તાવેજ, અસલ દસ્તાવેજથી સાબીત કરી શકાય છે. અથવા કાયદા પ્રમાણે તે લેખ જેની પાસે રહેતો હોય તેણે કરી આપેલી દાખલાવાળી નકલ સાથે જો કોઇ બીજી નોટરી પબ્લીકનું, અથવા બ્રિટીશ કોન્સિલનું, અથવા રાણી તરફથી તે રાજ્યમાં મોકલેલા વકીલનું, શીક્કાવાળું એવું સરટીફીકેટ હોય કે અસલ દસ્તાવેજ કાયદા પ્રમાણે જે અમલદારના હવાલામાં છે, તે અમલદારે યોગ્ય રીતે નકલ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કર્યો છે તો સદરહુ પારકા દેશના કાયદા પ્રમાણે દસ્તાવેજ મજકુરનો પ્રકાર શાબિત થયેથી સદરહુ દાખલાવાળી નકલથી શાબિત કરી શકાય છે. (ક. ૭૮.)

પ્ર૦—દસ્તાવેજ બાબત શી રીતનું અનુમાન કરવામાં આવે છે?

ઉ૦—સરટીફીકેટ તથા દાખલાવાળી નકલો ખરી છે એવું કોરટે અનુમાન કરવું પરંતુ એવા દસ્તાવેજો કાયદામાં જે નમુનાના બતાવ્યા છે તે નમુના મુજબ હોવા જોઈએ (ક. ૭૯)

હરકોઈ કોરટની રૂબરૂ પુરાવો અપાતો હોય તેનું દફતર ગુજારવામાં આવે ત્યારે કો-

રટે એવું અનુમાન કરવું કે દસ્તાવેજ મજકુર ખરો છે તથા શાહેદી કીંવા જુબાની કિંવા કબુલાતના ઉપર સહી કરનાર સખસે તે સાહેદી કિંવા જુબાની, કિંવા કબુલત કેવી હકીકતની સાથે લેવાગાં આવી હતી તે બાબત જે વાતો લખેલી તે ઉપરથી સમજાય તે વાતો ખરી છે, તથા એવી સાહેદી કિંવા જુબાની કિંવા કબુલાત યોગ્ય રીતે લેવામાં આવી હતી. (ક. ૮૦)

સરકારી ગેજેટ અથવા કોઇ દસ્તાવેજ કે તેને કોઇ સખસે રાખવાનું કાયદામાં ફરમાવ્યું છે તે પ્રત્યેક દસ્તાવેજ, જો કાયદામા ફરમાવેલા નમુના પ્રમાણે મુખ્ય જુદાની વાતે રાખવામાં આવતો હોય તથા જેના હવાલામાંથી રજુ થવો જોઈએ તેના હવાલામાં રજુ થાય તો તે ખરો છે એવું કોરટે અનુમાન કરવું.

સહી અથવા સિક્કાની સાબિતી થયા વગર જે દસ્તાવેજ પુરાવામાં લેવા યોગ્ય હોય તે દસ્તાવેજ જ્યારે કોઇ કોરટમાં ગુજારવામાં આવે ત્યારે કોરટે અનુમાન કરવું કે એવો સિક્કો કીંવા સ્ટાંપ કીંવા સહી ખરી છે તથા તે દસ્તાવેજના ઉપર સહી કરનાર શખસને સહી મજકુર કરતી વખતે તેનો બતાવેલો ઇનસાફી કીંવા સરકારી ઓધ્ધો હતો (ક ૮૨)

હરકોઈ મુકરદમાના કામ સારૂ બનાવેલા નકશા અથવા પ્લાન જે સરકારના હુકમથી કરવામાંઆવે છે તે બરોબર છે એવું કોરટે અનુમાન કરવું.

હરકોઇ ગ્રંથ ઉપરથી એવું સમજાય કે તે હરકોઇ દેશની સરકારના હુકમથીછાપેલા કીંવા પ્રસિદ્ધ કરેલા કાયદાના અથવા કોરટના ફેંસલાઓના સંગ્રહ ગ્રંથ છે તો તે ખરાછે એવુંકોરટે અનુમાન કરવું. (ક. ૮૪)

જે દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે મુખ્તિયારનામું છે તથા તે હરકોઇજડજ, માજીસ્ત્રેટ, નોટારી પબ્લીક અગર કોઇ કોરટ વિગેરેના રૂબરૂ થયેલું છે તથા તેનાખરા પણા વિશે તેના ઉપર તેણે સહી કરી છે તો એવો પ્રત્યેક દસ્તાવેજ એ પ્રમાણે થએલો છે તથા તે ઉપર એ પ્રમાણે ખરાપણાની સહી કરીછે એવું કોરટે અનુમાન કરવું(ક. ૮૫)

પારકા દેશના ઇનસાફના દફતરોની દાખલાવાળી નકલો હોય ને તે રીતની નકલોખરી છે એવી રીતોનો દાખલો મહારાણીના અથવા હિંદુસ્તાનની સરકારના એવા દેશમાં રેહેનારા પ્રતિનિધીએ આપ્યો હોય તો તે દસ્તાવેજ ખરો તથા બરોબર છે એવું અનુમાનકરવાને કોરટમુખ્તિઆર છે. (ક. ૮૬)

સારવજનિક કિંવા સામાન્ય ફાયદા ગેરફાયદા વિષયોવાળી ચોપડી કિંવા કોઇ પ્રસિધ્ધ નકશો અથવા ચારટર રજુ કરવામાં આવે ને તેમાં બતાવેલી ઘણી લગતી હકીકત હોયતો કોરટે તેમાં લખેલાં સખસે તથા વખતે તથા જગોએ તે છાપ્યો અથવા પ્રસિદ્ધ કર્યો એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે. (ક૮૭)

ફોટોગ્રાફ તથા યંત્રવડે થએલી નકલો તથા તારયંત્ર માર્ગે મોકલેલા શંદેશા તે તારયંત્ર વીગેરેથી બીજા મોકલાતા સંદેશા સાથે મળતા છે એવું અનુમાન કરવાંને કોરટ મુખ્તિયાર છે. પરંતુ જે સખસે મોકલવા આપ્યો તે સખસ બાબત કાંઇ અનુમાન કરવું નહી. (ક. ૮૮)

કોઇ દસ્તાવેજ કોરટમાં રજુ કરવાની નોટીસ આપ્યા છતાં તે રજુ ન કર્યો હોયતો

તેવા પ્રત્યેક દસ્તાવેજ ઉપર કાયદામાં ફરમાવેલી રીતી પ્રમાણે સાક્ષી છે તથા સ્ટાંપ છે તથા તે થયો છે એવું અનુમાન કોરટે કરવું (ક. ૮૯)

ત્રીસ વરસના જુના દસ્તાવેજ છે એવું શાબિત થયું હોય તેવો દસ્તાવેજ કોઇ એવા હવાલામાંથી રજુ થાય કે તે અમુક કામમાં કોરટમાં યોગ્ય લાગે ત્યારે તે કામમાં કોરટ એવું અનુમાન કરવાને મુખત્યાર છે કે તે ઉપરની સહી તથા તેનો બાંજો પ્રત્યેક ભાગ જે સખસને અક્ષરે લખેલો સમજાતુ હોય તેને અક્ષર લખેલો છે તથા કામ મજકુર સહી અથવા સાક્ષી થયેલા દસ્તાવેજની તકરારનું હોય વા તે ઉપરથી સમજાય તેમણે સહી તથા સાક્ષી યોગ્ય રીતે કરી છે એવું અનુમાન કોરટ કરવા મુખત્યાર છે (ક ૯૦)

ખુલાસો—જ્યારે દસ્તાવેજ જે જગ્યામાં તથા જે સખશની સંભાળ તળે સ્વભાવીક રીતે હોવા જોઈએ તે જગ્યામાં તથા તે સખસની સંભાળ તળે હોય ત્યારે દસ્તાવેજ મજકુર યોગ્ય હવાલામાં છે. (ક. ૯૦)

પ્ર૦—જે કરારોની સરતો લખેલી હોય અથવા આ કાયદામાં જે બાબતનો દસ્તાવેજ કરવાનું ફરમાવ્યું હોય તો તેવી બાબતમાં પુરાવો આપવા બાબતનો શો નિયમ છે?

ઉ૦—તે મુળ દસ્તાવેજ આપવો અથવા આ આકટ પ્રમાણે જે કામોમાં દસ્તાવેજનો દોયમ પુરાવો આપી શકાય તો તેમ કરવું (ક. ૯૧)

અપવાદ ૧ લો—આ નિયમ સરકારી અમલદાર લખાણથી નિમવામાં આવે છે તેને લાગુ પડતો નથી.

અપવાદ ૨ જો.—હિંદુસ્તાનના વારસા બાબતના આકટ પ્રમાણેના મૃત્યુપત્રો પ્રોબેટવડે સાબીત કરી શકાય છે.

ખુલાસો ૧ લો—કલમ ૯૧ મીમાં એક દસ્તાવેજ તેમજ એક કરતાં વધારે દસ્તાવેજમાં લખ્યાં હોય તે કામોને, આ કલમ સરખી લાગે છે.

ખુલાસો ૨ જો.—જ્યારે અસલ દસ્તાવેજ એક કરતાં વધારે હોય ત્યારે માત્ર એક જ અસલ દસ્તાવેજને સાબીત કરવાની જરૂર છે.

ખુલાસો ૩ જો.—આ કલમમાં લખેલી હકીકત શિવાયની હકીકત મજકુર કોઇ દસ્તાવેજમાં લખેલી હોય તો તેનો મુખજુબાની પુરાવો લેવાઇ શકાશે?

પ્ર૦—કીયા કામોમાં અને શા વાસ્તે લખેલો કરાર હોય તો મોંઢાના કરારનો પુરાવો ન લેવાય અને લેવાય તો તે કીયા કામોમાં?

ઉ૦—જ્યારે કલમ ૯૧ પ્રમાણે કોઇ દસ્તાવેજની હકીકત સાબેત કરવામાં આવી હોય ત્યારે તે દસ્તાવેજની સરતો વિરૂધ્ધ કાંઈ વાત સ્થાપન્ન કરવાને કીંવા તેમાં ફેરફાર કરવાને કીવા તેમાં કાઇ ઉમેરવાને કીંવા તેમાંથી કાંઈ કમી કરવાને હરકોઇ મુખજુબાની કીંવા કરારનો અથવા મજકુરનો પૂરાવો દસ્તાવેજ મજકુરના પક્ષકારોની અથવા હક સબધે તેપક્ષકારોના પ્રતીનીધીની વચ્ચેના કામોમાં લેવો નહીં. (ક. ૯૨)

સરત ૧ લી—દગો કીંવા ધમકી કીંવા ગેરકાયદે થએલી હકીકત સાબીત કરીશકાયછે

સરત ૨ જી—દસ્તાવેજની હકીકતને લગતો હરકોઇ નિરાળો પુરાવો આપી શકાય.

સરત ૩ જી—કોઇ દસ્તાવેજનું લખાણુ હાલની ચાલતી હકીકત સાથે કેવી રીતે સ-

બંધ રાખે છે તે બતાવનારી હરકોઇ હકીકત સાબીત કરી શકાય છે.

સરત ૪ થી—પાછળથી થએલો નીરાળો મૂખજુબાનીનો કરાર સાબીત કરી શકાય છે પરંતુ કાયદાની ફરજથી તે લખાણ કરેલા જોઇએ અથવા નોધાયેલા જોઈએ એવા હોય તો તેના પાછળના મુખજુબાની કરારો શાબીત કરી શકાતા નથી. (કo ૯૨)

જ્યારે દસ્તાવેજ ઉપરથી હકીકત સંશય ભરેલી અથવા અપૂર્ણ છે એમ માલમ પ-ડે ત્યારે તે ઇબારતનો અર્થ જે હકીકત ઉપરથી માલમ પડે તેનો અથવા તેની અપુરણુતા પુરી પડે તે હકીકતોનો પુરાવો આપી શકાય નહી. (ક. ૯૩)

દ્રષ્ટાંત.

કોઇ ખતમાં ખાલી જગ્યાઓ રાખી છે તેમાં શું લખવાનો ઇરાદો હતો તે બતાવે એવી હકીકતનો પુરાવો આપી શકતો નથી.

જ્યારે કોઇ લખેલી ઇબારત સ્પષ્ટ હોય ને ચાલુ હકીકતને લાગુ પડતી હોય ત્યારે તે ઈબારત મજકુર હકીકતને લાગુ પાડવાનો ઈરાદો નહોતો એવું બતાવવાને પુરાવો અપાય નહીં. (ક. ૯૪)

જ્યારે લખેલી ઈબારત સ્પષ્ટ હોય પરંતુ ચાલુ હકીકતને સબંધે તેનો અરથ થતો ન હોય તો અમુક અરથ રાખીને તે ઇબારત વાપરેલી હતી એ બતાવવાને પુરાવો આપી શકાય છે. (ક. ૯૫)

જ્યારે લખેલી ઇબારત કેટલાએક સખસો તથા પદારથોને લાગુ થઇ શકે પણ એકને લાગુ પાડવાનો ઇરાદો હોય તો કીઆ સખસ અથવા પદારથને ઇબારત મજકુર લાગુ પા-ડવાનો ઇરાદો એવું બતાવનારી હકીકતોનો પુરાવો આપી શકાય. (ક. ૯૬)

દ્રષ્ટાંત.

અ બ ની સાથે હેદરાબાદ જવાનો કરાર કરે છે; એ હેદરાબાદ સિંધમાંનું કે દક્ષિ-ણમાંનું, તે બતાવનારી હકીકતોનો પુરાવો આપી શકાય છે.

જ્યારે લખેલી ઈબારત થોડીએક સમુદાયને લાગુ પડતી હોય અને થોડી બીજાને લા-ગુ પડતી હોય પણ એકંદર એગાથી એકે સમુદાયને બરોબર લાગુ પડતી ન હોય તો તે કીઆ સમુદાયને લાગુ પાડવાનો ઇરાદો હતો તે બતાવવા સારૂ પુરાવો આપી શકાય છે. (ક. ૯૭)

નહી વંચાય એવા અક્ષર વિગેરેનો તથા ગામઠી કિંવા સંક્ષેપે લખેલા લખાણનો અર્થ તથા કોઇ અમુક અર્થમાં વાપરેલા શબ્દોનો અરથ એ બતાવવાને સારૂ પુરાવો આ-પી શકાય છે. (ક. ૯૮)

દ્રષ્ટાંત.

અ નામના એક મૂર્તી કરનાર સખસે કરાર કરયો કે મારે મારી સરવે "મુ" વેચ-વી. અ ની પાસે મૂર્તી તથા મૂર્તી કરવાની સામગરી બેઉ છે. એમાંથી શું વેચવાનો તેનો ઇરાદો હતો એ બતાવવાને તેનો પુરાવો આપી શકાય છે. (ક. ૯૯)

ગાહીત માણસો દસ્તાવેજ મજકુરની સરતોમાં ફેરફાર થાય છે, એવું બતાવનારી હ-કીકતોનો પુરાવો આપવાને મુખતિયાર છે. (ક. ૯૯)

મૃત્યુપત્રનો અરથ કરવા બાબત હિંદુસ્તાનના વારસા બાબતાના આકટ (સને ૧૮૬૫ ના ૧૦ મા) માં જે નિયમો આપેલા છે તેમાં આ બાબથી કાંઈ કમ જ્યાદે થયું સમજવું નહી. (ક. ૧૦૦)

પ્ર૦—પુરાવો સાબિત કરવા વિશે શા શા નિયમો છે?

ઉ૦—કોઈ કાયદેસર હક કીંવા જવાબદારી બાબત, જે શખસ કોરટ પાસે ઠરાવ કરાવવાની ઇચ્છા બતાવતો હોય, તે સખસે તે હકીકત છે એમ સાબીત કરવું જોઈએ.

એ પ્રમાણે શાબિત કરવાની જ્યારે કોઇ શખસની ફરજ હોય તે શાબિતીનો બોજો તે સખસના ઉપર છે એવું સમજવું. (ક. ૧૦૧)

દૃષ્ટાંત.

**અ** એવું કહે છે કે **બ** એ કાંઇ ગુનોહ કર્યો છે વાસ્તે શિક્ષા કરો તો **અ** એ શાબિત કરી આપવું જોઇએ કે **બ** એ ગુનોહ મજકુર કર્યો છે.

બંને પક્ષકારમાંથી જો કોઇએ પુરાવો ન આપે તો જેની હાર થાય તેના ઉપર સાબીતીનો બોજો છે. (ક. ૧૦૨)

દ્રષ્ટાંત.

**અ** કોઈ ખતથી લેહેણા રૂપીયાનો **બ** ઉપર દાવો કરે છે **બ** ખત કબુલ કરે છે પણ કહે છે કે તે દગાથી લખાવ્યું છે.

બેઉ પક્ષમાંથી એકનો પુરાવો ગુજારવામાં ન આવે તો **અ** જીતે કારણ કે ખત થયું એ વાતની તકરાર નથી અને દગો સાબીત થયો નથી. સબબ શાબીતીનો બોજો **બ** ના ઉપર છે.

કોઇ શખસ કહેતો કે ફલાણી હકીકત છે તો તેમ કહેનાર ઉપર સાબીતીનો બોજો છે પરંતુ અમુક સખસે એવી હકીકત સાબીત કરવી જોઇએ એવું કોઇ કાયદામાં ફરમાવ્યું હોય તો તેમ કરવું. (ક. ૧૦૩)

પૂરાવો લેવા યોગ્ય થાય તેને સારૂ જે હકીકત શાબીત કરવાની જરૂર હોય તે શાબીત કરવાનો બોજો જે શખસ પુરાવો આપવા ઇચ્છા રાખતો હોય તેના ઉપર છે. (ક. ૧૦૪)

દ્રષ્ટાંત.

કોઇ ખોવાઈ ગએલા દસ્તાવેજનો મજકુર દોયમ પુરાવાથી સાબીત કરવાને અ. ઇચ્છે છે. દસ્તાવેજ મજકુર ખોવાઇ ગયો એ હકીકત **અ** એ શાબીત કરવી જોઈએ.

જ્યારે કાંઇ ગુન્હાનું તોહોમત હોય ત્યારે તે સાધારણ અપવાદ દાખલ થાય છે એવું શાબીત કરવાનો બોજો તે સદરના તોમતદારના ઉપર છે. (ક. ૧૦૫)

દ્રષ્ટાંત.

**અ** ના ઉપર ખુનનું તોહોમત છે તે જાહેર કરે છે કે દીવાનગીના સબબથી સદરહુ કામ કેવી રીતનું હતું તે હું જાણતો નહોતો. શાબીતીનો બોજો **અ** ના ઉપર છે. જ્યારે કરકોઈ હકીકત વિશેષે કરીને કોઈએક સખસના જાણ્યામાં હોય, ત્યારે તે હકીકત શાબીત કરવાનો બોજો તે સખસના ઉપર છે. (ક. ૧૦૬)

દ્રષ્ટાંત.

લોહોડાની સડક મારગ ટિકટ વગર જવાનું આના ઉપર તોહોમત છે. તેની પાસે ટીકટ હતો એવું શાબીત કરવાની જવાબદારી આના ઉપર છે.

ત્રીસ વરસ ઉપર કોઈ માણસ હયાત હોવાનું જાણ્યામાં હોય તે માણુસ મરણ પામ્યાની વાત શાબીત કરવાનો બોજો તે મરી ગયો છે એમ કહેનાર સખસ ઉપર છે ક.૧૦૭

સાત વરસ થયાં ખબર અંતર ન સાંભળી હોય એવા સખશ હયાત છે એ વાત શાબીત કરવાનો બોજો જે સખશ હયાત છે એમ કહે છે તેના ઉપર છે. (ક. ૧૦૮)

કોઇ સખશ પત્યાળો કીંવા ગણોતીઓ કીંવા મુનીમ છે તે બાબત શાબીત કરવાનો બોજો એ પ્રમાણે કહેનાર સખશ ઉપર છે. (ક. ૧૦૯)

જ્યારે કોઇ પદારથ બીજાના કબજામા હોય ત્યારે તે સખશ માલીક નથી એમ જે કહેનો હોય તેના ઉપર શાબીતીનો બોજો છે. (ક. ૧૧૦)

પક્ષકારોમાંથી એક પક્ષકારના ઉપર ભરંસો રાખવામાં આવતો હોય તેવા કામમાંઅમુક કાર્ય શુધ્ધબુધ્ધિથી થયું છે. એવું શાબીત કરવાનો બોજો જે પક્ષકારના ઉપર ભરંસો રાખવામાં આવતો હોય તેના ઉપર છે. (ક. ૧૧૧)

દ્રષ્ટાંત.

એક અસીલે માંડેલી ફરીયાદના કામમાં એવી તકરાર પડી છે કે અસીલ મજકુરે પોતાના અટર્નીને વેચાણ કરેલું તે વેચાણ શુદ્ધબુધ્ધિથી થયું છે કે નહીં એ સાબીત કરવાની જવાબદારી સદરહુ અટર્ની ઉપર છે.

પ્ર૦—કાયદેશર પુત્ર છે એ વાતની નિરણયકારક શાબીતી કઈ છે અને મુલક સ્વાધિન કરવામાં આવ્યો હોય તેની શાબીતી કઈ છે?

ઉ૦—લગ્ન સબંધ જારી હોય તે દરમ્યાન અગર છેડાછુટકા પછી મા બસેં એશી દીવશ વગર પરણેલી રહેતો જે દરમ્યાન પુત્રનો જન્મ થાય તે વાત. (ક. ૧૧૨)

રાજા વીગેરેને ફલાણો મુલક સ્વાધિન કરવામાં આવ્યો છે એવું ગવરમેન્ટ ગેઝીટમાં જાહેર થાય તો તેમાં લખેલી તારીખે સ્વાધિન થયો એવું સદરહુ જાહેરનામું નિર્ણયકારક શાબીતી છે. (ક. ૧૧૩)

પ્ર૦—કઇ હકીકતો છે એવું અનુમાન કરવા કોરટ મુખત્યાર છે?

ઉ૦—કોઇ અમુક કામની હકીકતને સબંધે કુદરતી બનાવની તથા મનુષની વર્તણુકની તથા સરકારી તથા ખાનગી કામકાજની સાધારણ ગતી ઉપર વિચાર રાખતાં કોઇ હકીકત બન્યાનો સંભવ છે એવું કોરટની નજરમાં આવે તો તે હકીકત બનેલી છે એવું અનુમાન કરવા કોરટ મુખત્યાર છે. (ક. ૧૧૪)

દ્રષ્ટાંત.

ચોરી થયા પછી થોડી વારે ચોરીનો માલ કોઈ માણુસના કબજામાં હોય અને તે માણુસ સદરહુ ચોરીનો માલ પોતાના કબજામાં શી રીતે આવ્યો તે ન બતાવી શકે તો માણુસ બજકુર ચોરી કરનાર છે અથવા તેણે તે માલ ચોરીનો છે એવું જાણીને લીધોછે

એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

પ્ર૦—પ્રતિબંધ બાબત શા નિયમો છે?

ઉ૦—જ્યારે કાંઇ કૃત્ય કરીને કીંવા કાંઈ કરવાનું તે કરીને અમુક વાત ખરી છે તેવી ધારણા કરાતી હોય અથવા કરવા દીધી હોય તો તે સખસની સદરહુ બીજા સખશ કીંવા તેના પ્રતીનિધીની વચ્ચે ચાલતી ફરીયાદીમાં અથવા કામમાં સદરહુ વાતના ખરાપણાનો ઇ નકાર કરવાની પરવાનગી સખશ મજકુરને કીંવા તેના પ્રતિનીધીને આપવી નહી. (ક. ૧૧૫) સ્થાવર મિલ્કતના માલીકનો તે મિલ્કત ઉપર ગણોતિઆ કીંવા ભાડુતીનો સબંધ શરૂ થયો તે વખતે કાંઈ હક નહોતો એવો ઇનકાર કરવાની પરવાનગી આપવી નહી. (ક. ૧૧૬) હુંડી શીકારનારને એવી પરવાનગી આપવી નહી કે હુંડી આપનાર શખસને એવી હુંડી આપવાનો કીંવા તે ઉપર શેરો કરવાનો અધિકાર નહોતો. (ક. ૧૧૬)

ખુલાસો ૧ લો.—હુંડી શીકારનાર એવો ઈનકાર કરવાને મુખત્યાર છે કે હુંડી મજકુર ઉપરથી જે સખસે તે હુંડી આપ્યાનું સમજાય છે તે હુંડી ખરેખરી આપી નથી.

પ્ર૦—શાહેદી આપવા બાબત શા નિયમો છે?

ઉ૦—સરવે કોઇ સખસ શાહેદી આપવાને શકત છે એમ સમજવું પરંતુ કોરટની નજરમાં એમ આવે કે કાચી ઉમ્મરને લીધે અથવા અતિશય વૃદ્ધાવસ્થાને લીધે અથવા શરીરનાં કીંવા મનના કાંઇ રોગને લીધે અથવા એવા પ્રકારના કોઇ બીજા કારણને લીધે તેનેજે સવાલ પુછવામાં આવે તે તે સમજી શકતા નથી અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતા નથી તોતે સખસ શાહેદી આપવાને શકતછે એવું સમજવું નહીં. (ક. ૧૧૮)

જે સાહેદ મુંગો હોય તે સાહેદ લખાણવડે કિંવા ચિન્હો વડે જુબાની આપવાને મુખ્તિયાર છે એવું લખાણ અગર ચીન્હ ખુલ્લી રીતે કોરટમાં કરવામાં આવે તેને મુખજુબાની પુરાવો સમજવો.

તમામ દિવાની કામોમાં દાવાના પક્ષકારો તથા દાવાના હરકોઇ પક્ષકારનો ધણી અથવા તેની ધણીઆણી સાહેદી આપવાને શકત છે એમ સમજવું ફોજદારી કામોમાં હરકોઇ શખસની વિરૂધ્ધ પુરાવો આપવાને એવા સખશનો ધણી અથવા તેની ધણીઆણી અનુક્રમે શકતછે એમ સમજવું (ક. ૧૨૦)

કોઇ જડજ અથવા માજીસ્ટ્રેટને ઓધ્ધાની રૂઇએ કોરટમાં જે વાત જાણ્યામાં આવી હોય તે વિશેના હરકોઈ સવાલો પુછવામાં આવે ત્યારે તેના જવાબ દેવાની સદરહુ જડજ અથવા માજીસ્ટ્રેટને ઉપલી કોરટના ખાસ હુકમ શિવાય ફરજ પાડવી નહીં. પરંતુ એ પ્રમાણે કામ કરતાંના દરમ્યાનમાં પોતાની રૂબરૂ કાંઈ બીજી બીનાઓ બની હોય તે વિશે તેને સવાલ પુછી શકાય છે. (ક. ૧૨૧)

પ્ર૦—લગ્ન સબંધના દરમ્યાનમાં કહેલી વાત ક્યારે પ્રગટ કરી શકાય અને ક્યારે ન કરી શકાય?

ઉ૦—જેની સાથે લગ્ન થએલું છે કિંવા થએલું હતું તે દરમ્યાન તેણે હરકાંઇ વાત કહી હોય તે સદરહુ કહેનારસખશની કીંવા હક સબંધે તેના પ્રતિનીધીની રજામંદી શિવાય પ્રગટ કરવાની તે સખશને ફરજ પાડવી નહીં તેમજ પરવાનગી આપવી નહીં પરંતુ પરણે

આ શખસોની માહોમાંહેની ફરીઆદીઓના કામોમાં અથવા પરણેલા શખ્સે જેની સાથે લગ્ન થયું છે તેની વિરૂધ્ધ કાંઇ ગુનોહ કીધો હોય તે બદલ તેના ઉપર ફોજદારીમાં ફરીયાદ થઇ હોય તેવાં કામોમાં ઉપર પ્રમાણેની કાંઇ વાત પ્રગટ કરવાની તે શખસને ફરજ પાડવા ને કીંવા પરવાનગી આપવાને બંધન નથી. (ક. ૧૨૨)

પ્ર૦—કઇ બાબતનો પુરાવો આપવાની પરવાનગી આપવી નહીં?

ઉ૦—રાજ્ય પ્રકરણ સબંધી પ્રસિધ્ધ નહીં થયેલાં સરકારી દફતર ઉપરથી મળેલા પુરાવાની. (ક. ૧૨૩)

સરકારો અધિકારીને સરકારી હોદાની રૂઇએ ભરૂંસાની વાત કહેવામાં આવી હોય તેના પુરાવાની. (ક. ૧૨૪)

કોઇ પણ બ્યારિસ્ટર, આટર્ની પ્લીડર અથવા વકીલને કામ પ્રસંગે કહેલી વાતનો તેના અસીલની સ્પષ્ટ રજામંદી શિવાય પુરાવો આપવાની (ક. ૧૨૬)

ઉપરની કલમમાં કહેલા સખસોના દુભાષીઆ તથા કારકુનોને ક. ૧૨૬ મીમાં કહેલા નિયમો લાગુ પડે છે. (ક. ૧૨૭)

પ્ર૦—જબાબ દીધાથી ગુનાહમાં આવીશું એ શબ્દ ઉપરથી સાહેદને જવાબ દેવાની માફી આપી શકાય?

ઉ૦—ના. પરંતુ જે જવાબ આપવાની સાહેદોને ફરજ પાડવામાં આવી હોય તે જવાબ કોઈ પણ ફોજદારી કામમાં તેની વિરૂધ્ધ શાબિત કરવો નહીં. (ક. ૧૩૨)

પ્ર૦—તોહોમતવાળાનો સોબતી ક્યારે શાહેદી આપી શકે છે? અને હરેક હકીકત શાબિત કરવાને શાહેદીઓની અમુક સંખ્યા જોઈએ એવો કોઈ નિયમ છે?

ઉ૦—તોહોમતવાળાની વિરૂધ્ધ શાહેદી આપી શકે છે. (ક. ૧૩૩)

હરકોઇ કામમાં હરકોઇ હકીકત શાબિત કરવાને સારૂ શાહેદોની અમુક સંખ્યા જોઇતી નથી. (ક. ૧૩૪)

પ્ર૦—શાહેદોની તપાસણી કરવા બાબત શા નિયમ છે?

ઉ૦—દિવાની તથા ફોજદારી કામ ચલાવવાની રીત સબંધી વખતે વખત જે કાયદા તથા વહિવટ હોય તેમાં શાહેદીઓ ગુજારવા તથા તેમની શાહેદી લેવા બાબત જે નિયમો હોય તે પ્રમાણે અમલ કરવો પણ એવો કોઈ કાયદો ન હોય તો કોરટની નજરમાં દુરસ્ત લાગે તેમ કરવું (ક૦ ૧૩૫)

પુરાવો લેવા યોગ્ય છે કે નહી તે વાત જડજે કરાવવી. (ક૦ ૧૩૬)

જે પક્ષકારે સાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર તે સાહેદને તપાસે તેને મુખ્ય તપાસણી કહેવી; સામો પક્ષકાર શાહેદને તપાસે તેને ઉલટ તપાસણી કહેવી. ઉલટ તપાસણી થયા પછી જે પક્ષકારે શાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર શાહેદને તપાસે તેને ફરીતપાસણી કહેવી (ક૦ ૧૩૭)

શાહેદોની પ્રથમ તપાસણી. પછી ઉલટતપાસણી ને પછી ફરી તપાસણી કરવી મુખ્ય તથા ઉલટ તપાસણી લગતી હકીકત બાબત હોવી જોઇએ. ઉલટ તપાસણીમાં મુખ્યતપાસણીમાં કહેલી હકીકત ઉપરજ માત્ર સવાલ પુછવા એવું નથી.

ઉલટ તપાસણીમાં જે બાબતનો બોધ થયો હોય તે બાબતનો ખુલાસો થવાનાં કારણ સર સવાલો ફરી તપાસણીમાં પુછવા.

ફરી તપાસણીમાં કાંઇ નવી બાબત નીકળે તો કોરટની પરવાનગીથી તે બાબત વિશે ફરી ઉલટ સવાલ પુછવાને સામો પક્ષકાર મુખત્યાર છે. ( ક. ૧૩૮ )

જે સખ્સને દસ્તાવેજ રજુ કરવાનો સમન થાય તે દસ્તાવેજ રજુ કરે તેને જ્યાં સુધી સાહેદ તરીકે બોલાવ્યો નથી ત્યાં સુધી તેની ઉલટ તપાસણી થાય નહીં. ( ક. ૧૩૯ )

ચાલ ચલણ બાબતના સાહેદોની ઉલટ તપાસણી તથા ફરીતપાસણી કરી શકાય છે. ( કલમ ૧૪૦ )

પ્ર૦—સુચક સવાલ એટલે શું?

ઉ૦—સવાલ પુછનાર સખસ જે જવાબ મળવાની ઇચ્છા રાખતો હોય તે જવાબ જે સવાલ ઉપરથી નિકળી આવે તે સવાલ.

પ્ર૦—૧. કઈ વખતે એવા સવાલો કોરટની પરવાનગી શિવાય પૂછાય નહી? ૨. અને કઈ વખતે કોરટે પરવાનગી આપવી? ૩. તથા સુચક સવાલો કઇ વખતે પુછી શકાય છે?

ઉ૦—મુખ્ય અથવા ફરી તપાસણીમાં સામો પક્ષકાર હરકત લે તો (ક. ૧૪૨) ૨. જે બાબતો પ્રસ્તાવના રૂપે હોય અથવા કોરટના અભિપ્રાયમાં પુરતી રીતે સાબીત થઇ ચુકી હોય તે બાબતો વિશે. (ક. ૧૪૨) ૩. ઉલટ તપાસણીમાં (ક. ૧૪૩)

પ્ર૦—લખાણ થએલી બાબતોનો પુરાવો આપવાની શી રીત છે?

ઉ૦—કોઇ હકીકત દસ્તાવેજી હોય અને કોરટના અભિપ્રાય પ્રમાણે તે દસ્તાવેજ રજુ થવો જોઇએ એવા દસ્તાવેજના મજકુર વિશે તે શખસ કાંઈ વાત કહેવા જતો હોય તો સામો પક્ષકાર એવી હરકત લેવાને મુખત્યાર છે કે દસ્તાવેજ મજકુર રજુ થતાં સુધી અથવા દસ્તાવેજ મજકુરનો દોયમ પુરાવો આપવાનો હક થતો હોય તે હકીકતો સાબીત થાય ત્યાં સુધી એવો પુરાવો લેવો જોઇએ નહી. (ક. ૧૪૪)

પ્ર૦—આગળના લખેલા મજકુર બાબત ઉલટ તપાસણી શી રીતે કરવી?

ઉ૦—તે લખાણ શાહેદીને બતાવ્યા શિવાય અથવા શાબીત કરયા શિવાય સદરહુ મજકુર બાબત તેની ઉલટ તપાસણી કરી શકાય છે; પરંતુ લખાણ મજકુરથી તેને ખોટો પાડવાનો ઈરાદો હોય તે લખાણ શાબીત કરી શકાય તે પેહેલાં લખાણ મજકુરના જે ભાગો તેને ખોટો પાડવાના કામમાં લેવાના હોય તે ભાગો તેના લક્ષ ઉપર આણવા જોઇએ. (ક. ૧૪૫)

પ્ર૦—ઉલટ તપાસણીમાં કયા સવાલ પુછવા કાયદેસર છે?

ઉ૦—૧. સાહેદ મજકૂર સાચુ બોલે છે કે નહી તેની પરીક્ષા લેવા બાબત.

૨. તે કોણ છે તથા તેની સંસારમાં કેવી સ્થીતી છે તે બાબત.

૩. તેની ચાલ ચલણને હાની લગાડી તેના ઉપરનો ભરૂસો નબળો પાડવા બાબત આવા સવાલોના જવાબ ઉપરથી પ્રત્યક્ષ કીંવા પરંપરા સબંધે શાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થતું હોય અથવા જવાબ મજકુર તેને દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુન્હે-

ગારીને પાત્ર થાય એવું થતું હોય તોપણ સવાલ મજકુર પુછી શકાય છે. (ક. ૧૪૬ )

પ્ર૦—સવાલ એવા હોય કે તેથી ફક્ત શાહેદીની ચાલચલણને હાની પોચે તો તેના જવાબ દેવા ફરજ પાડવી કે નહીં તે કોણે ઠરાવવું, અને ફરજ નથી એવું ઠરાવતી વખતે કઇ બાબતો ઉપર કોરટે ધ્યાન રાખવું?

ઉ૦—કોરટે ઠરાવવું (ક. ૧૪૮) તથા નીચેની બાબતોપર ધ્યાન રાખવું.

૧. સદરહુ સવાલ જો એવા પ્રકારના હોય કે તે ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે આરોપ જો સાચો પડે તો જે બાબતની શાહેદ મજકુર શાહેદી આપતો હોય, તે બાબતમાં તેના ઉપર ભરંસો રાખવા સબંધીના કોરટના અભિપ્રાયમાં ભારે ફેર પડે, તો તે સવાલ મુનાસબ છે.

૨. સદરહુ સવાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે એવાં લાંબા કાળની બાબતો સબંધીનો કીંવા એવી પ્રકારનો હોય કે તે સાચો પડે તો જે બાબતની શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે બાબતમા તેના ઉપર ભરંસો રાખવા સબંધીના કોરટના અભિપ્રાયમાં ફેર પડે એવું ન હોય તો તેવા સવાલોને ગેરમુનાસબ સવાલ જાણવા.

૩. શાહેદની ચાલચલણપર જે આરોપ મુકવામાં આવ્યો હોય તે કેટલો ભારે છે તથા શાહેદ મજકુરની શાહેદી કેટલી અગત્યની છે એ બે વાતપર વિચાર કરતા એ બેઉ વચ્ચે મોટો અંતર માલમ પડે તો એવા સવાલ ગેરમુનાસબ જાણવા.

આરોપ સારા પાયાપર છે એવું ધારવાને યોગ્ય કારણ ન હોય તો સવાલ પુછવા મુનાસબ નથી. (ક. ૧૪૯)

પ્ર૦—જ્યારે કોઇ બારીસ્ટર, પ્લીડર વીગેરે એવા સવાલો પુછે તો કોરટને શો અધિકાર છે?

ઉ૦—સવાલ યોગ્ય કારણ વગર પુછયા હોય તો કામ મજકુરની હકીકતનો રિપોર્ટ હાઇકોરટમાં અથવા સદરહુ બારિસ્ટર વીગેરેને પોતાના રોજગારનું કામ કરવાને પ્રસંગે જે અધિકારીને તાબે હોય તેને કરી મોકલવા મુખત્યાર છે. (ક. ૧૫૦)

પ્ર૦—કયા સવાલો કોરટ શાહેદીને પુછવા નહી દે?

ઉ૦—લજ્યા રહિત કીંવા નિંધાયુક્ત ક. ૫૧ અપમાન કરવાના કીંવા મનને દુઃખ ઉત્પન કરવાના ઇરાદાથી સવાલ કીધો છે તે. તેવો સવાલ. (ક૦ ૧૫૨)

પ્ર૦—સાહેદીની સાચવટ જોવાના સવાલના જવાબ ખોટા પાડવાને પુરાવ આપી શકાય છે અને આપી શકાય છે તો કયારે આપી શકાય છે?

ઉ૦—સાધારણ નિયમ એવો છે કે પુરાવો ન આપી શકાય પણ તે નિયમનો નિચે મુજબના બે અપવાદ છે ૧ કોઇ સાહેદને એવો સવાલ પુછવામાં આવ્યો હોય કે તમારા ઉપર પેસ્તર કાંઇ ગુનો સાબિત થયો છે કે નહી અને તેના જવાબમાં તે ના કહે તો પેસ્તર ગુનોહ શાબિત થવાની વાતનો પુરાવો આપી શકાય છે. ૨. કોઈ શાહેદના નીષ્પક્ષપાતીપણાને દોષ પહોચે એવો હરકોઇ સવાલ તે શાહેદને પુછવામાં આવે અને તેના જવાબમાં તેને જે હકીકત સૂચવી હોય તેનો તે ઇનકાર કરે તો તેને ખોટો પાડી શકાય છે. (ક. ૧૫૩.)

પ્ર૦—શાહેદ ઉપરના ભરોસા ઉપર કોણ દોષ આપી શકે છે અને કેવી રીતે?

ઉ૦—કોઇ શાહેદ ઉપરના ભરોસાને નીચે લખેલી રીતીએ એ સામો પક્ષકાર, અથવા કોર્ટ પરવાનગી આપેતો તે શાહેદને બોલાવનાર સખસ, દોષ આપી શકે છે (ક૦ ૧૫૫)

(૧) જે સખસો એવી સાહેદી આપે કે સાહેદ મજકુરને હમે પીછાનીએ છીએ તે ઉપરથી હમે તેને ભરૂસાને પાત્ર માનતા નથી તેવા સખસોના પુરાવાથી.

(૨) પુરાવો આપવાને સાહેદ મજકુરને રૂસવત આપવામાં આવી છે, અથવા આપવા માંડેલું તે કબુલ કરવામાં આવ્યું છે, અથવા તેને હરકાંઇ બીજી અયોગ્ય લાલચ મળી છે, એવું શાબિત કરયાથી,

(૩) સાહેદ મજકુરની શાહેદીના જે ભાગ વિરૂધ પુરાવો આપી શકાતો હોય તે ભાગ પેસ્તર તેની કહેલી અથવા લખેલી વાતથી વિરૂધ છે એવું શાબિત કરયાથી.

(૪) જ્યારે કોઇ સખસના ઉપર બળાત્કાર સંભોગ કર્યાને માટે અથવા બળાત્કારેથી ગમન કરવાની કોશીશને માટે. ફોજદારી મુકદમો ચાલતો હોય ત્યારે ફરીઆદ કરનાર ઓરત બહુ કરીને બદ ચાલની છે એવો પુરાવો આપી શકાય છે.

ખુલાસો—અમુક શાહેદ ભરૂસાને પાત્ર નથી એવું કહેનાર શાહેદ એ પ્રમાણે પોતાને માનવાનાં કારણો મુખ્ય તપાસણી વખત ન આપે, તો તે મુખત્યાર છે. પરંતુ ઉલટ તપાસણી વખતે કારણો મજકુર પુછી શકાય છે, અને તે જે જવાબ આપે તેની વિરૂધ પુરાવો આપી શકાતો નથી પરંતુ જો તે ખોટા હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપ્યાનું તોહોમત મુકી શકાય છે.

પ્ર૦—લગતી હકીકતના પુરાવાને પુષ્ટિ મળે એવા સવાલો કયારે પુછી શકાય છે?

ઉ૦—જ્યારે જે શાહેદની શાહેદીને પુષ્ટિ આપવાનો ઇરાદો હોય તો શાહેદ કોઇ લગતી હકીકત વિશે શાહેદી આપતો હોય, ત્યારે એવી લગતી હકીકત જે જગ્યાએ કિંવા જગોની પાસે અથવા તે વખતે કિંવા વખતના અરસામાં બીજી કાંઇ વાત તેના જોવામાં આવી હોય તે શાબિત થયેથી જે લગતી હકીકત વિશે શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે લગતી હકીકત સંબંધે શાહેદ મજકુરની શાહેદીને પુષ્ટી મળશે એવો કોરટનો અભિપ્રાય હોય, તો તેવી વાત બાબત સદરહુ શાહેદને સવાલ પુછી શકાય છે. (ક૦ ૧૫૬)

પ્ર૦—શાહેદે કહેલા મજકુરને પુષ્ટી આપવાને કેવી રીતની સાબીતી જોઇએછીએ?

ઉ૦—કોઇ શાહેદની શાહેદીને પુષ્ટિ આપવા સારૂ તે હકીકત જે વખતે બની તે વખતે કિંવા તે અરસામાં, અથવા હકીકત મજકુરની તપાસ કરવાને કાયદા પ્રમાણે અધિકાર હોય એવા અધિકારની રૂબરૂ હકીકત મજકુર વિશે સદરહુ શાહેદે પેસ્તર કહેલી હકીકત શાબિત કરી શકાય છે. (ક૦ ૧૫૭)

પ્ર૦—ક૦ ૩૨ કિંવા ૩૩ મુજબ લગતા મજકુર શાબિત થાય તે સંબંધ કેવીબાબતે શાબિત કરી શકાય છે?

ઉ૦—જ્યારે કોઈ મજકુર કલમ ૩૨ કિંવા ૩૩ મુજબ લગતો હોય તે શાબિત થાય, ત્યારે તે વાતને ખોટી પાડવાને કિંવા તેને પુષ્ટિ આપવાને, કિંવા જે શખસે તે મજકુર કહ્યો અથવા લખ્યો હોય તે શખસના ઉપરના ભરોસાને દોષ આપવાને કિંવા તે ભરો-

સાને કાયમ કરવાને, જેને શખસ મજકુરને શાહેદ તરીકે બોલાવ્યો હોત અને તેણે ઉલટ તપાસણીમાં સુચવેલી બાબતના ખરાપણાથી ના કહી હોત. તો જે બાબતો શાબિત કરી શકાત, તે બાબતો શાબિત કરી શકાય છે. (ક૦ ૧૫૮)

પ્ર૦—ક્યારે અને કેવી તરેહથી સાહેદ પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે તથા યાદદાસ્ત તાજી કરવા બાબત સાહેદ યાદદાસ્ત તાજી કરવાને નકલ ક્યારે જોઇ શકેછે?

ઉ૦—કોઈ શાહેદને જે કાર્ય સંબંધી સવાલ પુછ્યો હોય તે કાર્ય બન્યું તે વખતે શાહેદ મજકુરે પોતાને હાથે કાંઇ લખાણ કરયું હોય તે લખાણ વડે, અથવા સદરહુ કાર્ય બન્યું ત્યાર પછી એટલા તો નજદીક વખતમાં કાંઈ લખાણ કરયું હોય કે તે લખાણ કરતી વખતે કાર્ય મજકુર તેની યાદદાસ્તમાં તાજું હતું એવો કોરટની નજરમાં સંભવ લાગે તો તેગે લખાણ વડે, શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે દરમ્યાનમાં પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે. (ક૦ ૧૫૯)

એવું લખાણ હરકોઈ બીજા શખસે કરયું હોય તથા તે શાહેદ મજકુરે ઉપર કહેલા વખતમાં વાચ્યું હોય, અને તે ખરું છે એમ તે વાંચતી વખતે જાણતો હતો એવું હોય, તો તેવા લખાણને પણ શાહેદ મજકુર જોઇ શકે છે.

જે જે કામોમાં હરકોઈ દસ્તાવેજ જોઇને શાહેદ પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે, તે તે કામોમાં કોરટની પરવાનગીથી એવા દસ્તાવેજની નકલ પણ તે જોઈ શકે છે; પરંતુ કોરટની ખાત્રી થવી જોઇએ કે અસલ દસ્તાવેજ રજુ ન થવાનું પુરતું કારણ છે.

કુશળ માણસો પોતાની યાદદાસ્ત પોતાની રોજગાર સંબંધીના ગ્રંથો વડે તાજી કરી શકે છે.

પ્ર૦—યાદદાસ્ત તાજી કરવાના કામમાં લીધેલા દસ્તાવેજ બાબત સામા પક્ષકારના શા હકો છે?

ઉ૦—છેલ્લી બે કલમો મુજબ હરકોઈ લખાણ જોવામાં આવ્યું હોય તે જો સામો પક્ષકાર માગે. તો તે હાજર કરવું જોઈએ અને તે તેને બતાવવું જોઈએ; એવો પક્ષકાર પોતાની નજરમાં આવે તો સાહેદ મજકુરનો તે બદલ ઉલટ તપાસણી કરી શકે છે. (ક૦૧૬૧)

પ્ર૦—દસ્તાવેજ રજુ કરવાને માટે સાહેદને સમન કરવામાં આવ્યો હોય ત્યારે તે શું કરવાને બંધાએલો છે અને તે દસ્તાવેજ રજુ ન કરયાની તકરારનો નીવેડો કોણે કરવાનોછે?

ઉ૦—કોઇ શાહેદને કાંઇ દસ્તાવેજ રજુ કરવાને સમન થયો હોય તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઈ હરકત હોય તોપણ તે જો તેના કબજામાં અથવા સત્તામાં હોય, તો તેણે કોર્ટમાં હાજર કરવો; એવી કાંઇ હરકત કાયદેસર બરાબર છે કે શી રીતે તે બાબત કોર્ટે ઠરાવ કરવો. (ક૦ ૧૬૨)

દસ્તાવેજ મજકુર રાજ પ્રકરણ સંબંધી ન હોય તો કોરટની નજરમાં આવે તો તેને તપાસવાને અથવા તે પુરાવામાં લેવા યોગ્ય છે કે નહીં તે ઠરાવી શકાય તેને માટે પુરાવો લેવાને કોર્ટ મુખત્યાર છે.

જો એવા કામ સારૂ કોઇ દસ્તાવેજનો તરજુમો કરાવવાની જરૂર હોય તો, તે દસ્તાવેજ વેતારજ્યા પુરાવામાં ગુજારવાનો ન હોય ત્યારે, કોરટની નજરમાં યોગ્ય જણાએથી તે-

નો મજકુર ગુપ્ત રાખવાનો હુકમ તે તરજુમો કરનારને કોર્ટ કરી શકે છે, અને જો તે ભાષાંતર કરનાર તે હુકમ તોડે તો તેણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૬ મુજબ નો ગુનો કીધો એમ સમજવું.

પ્ર૦—દસ્તાવેજ નોટીસ કરીને સામા પક્ષકાર પાસેથી હાજર કરાવ્યો હોય તો તેને પુરાવામાં ગુજારવા વિશે દસ્તાવેજ રજુ કરનાર કાંઇ તકરાર કરી શકે છે?

ઉ૦—જ્યારે કોઇ પક્ષકારે સામા પક્ષકારને કાંઇ દસ્તાવેજ રજુ કરવાની નોટિસ આપીને તે દસ્તાવેજ મંગાવ્યો હોય, તથા દસ્તાવેજ મજકુર તે મુજબ રજુ થયો હોય અને મંગાવનાર સખસે તેને તપાશી જોયો હોય, ત્યારે જો દસ્તાવેજ રજુ કરનાર શખસ મંગાવનાર શખસને દસ્તાવેજ મજકુર પુરાવાંમાં ગુજારવાનું કહે તો તેને પુરાવામાં ગુજારવાની સદરહુ મંગાવનાર શખસની ફરજ છે.

પ્ર૦—નોટીસ ઉપરથી દસ્તાવેજ ગુજારવાની ના કહી હોય તો તે દસ્તાવેજ હાજર ન કરવાની ના કહેનાર શખસ પછીથી પુરાવામાં આપી શકે છે અને આપી શકે છે તો ક્યારે?

ઉ૦—કોઈ દસ્તાવેજ રજુ કરવાની નોટીસ કોઇ પક્ષકારને મળી હોય તે પક્ષકાર તે દસ્તાવેજ રજુ કરવાની જો ના કહે. તો પાછળથી પક્ષકાર મજકુર દસ્તાવેજ મજકુરનો પુરાવાના કામમાં સામા પક્ષકારની રજામંદી શિવાય કિંવા કોરટના હુકમ શિવાય ઉપયોગ કરી શકતો નથી (ક૦ ૧૬૪)

પ્ર૦—સવાલ પુછવાનો તથા દસ્તાવેજ રજુ કરવાનો હુકમ કરવાનો જડજનો શો અધિકાર છે?

ઉ૦—લગતી હકીકતોની સાબિતી ખોળી કાઢવા સારૂ કિંવા તે મેળવવા સારૂ લગતી હોય કિંવા ન હોય તેવી હરકોઇ હકીકત વિશે જડજની મરજીમાં આવે તેવો હરકોઇ સ્વાલ હરકોઇ રૂપે હરકોઇ વખતે હરકોઈ શાહેદને કિંવા તે કામના પક્ષકારોને પુછવાને જડજ મુખત્યાર છે. તથા હરકોઇ દસ્તાવેજ અથવા પદાર્થ રજુ કરવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે; અને એવા હરકોઈ સ્વાલ કિંવા હુકમ ઊપરે કાંઇ પણ હરકત લેવાનો, અથવા એવા હરકોઇ સ્વાલનો જવાબ આપ્યો હોય તે જવાબ બાબત હરકોઇ સાહેદની કોર્ટની રજા સિવાય ઉલટ તપાસણી કરવાનો; પક્ષકારો કિંવા તેના મુખત્યારોનો હક નથી (ક. ૧૬૫)

પરંતુ એવું ઠરાવ્યું છે કે આ આકટમાં લગતી ઠરાવેલી છે તેવી હકીકતો યોગ્ય રીતે શાબિત થઇ હોય તેના ઉપર આધાર રાખીને ફેંસલો કરવો જોઇએ.

અને વળી એવું પણ ઠરાવ્યું છે, કે સામા પક્ષકારે સ્વાલ પુછયો હોય, અથવા દસ્તાવેજ મંગાવ્યો હોય, તો એકસો એકવીસથી એકસો એકત્રીસ સુધીની સદરહુ બેઉ કલમો સુદ્ધાંની બેઉ કલમો મુજબ જે સવાલનો જવાબ દેવાના અથવા જે દસ્તાવેજ રજુ કરવાની ના કહેવાનો કોઇ શાહેદનો હક હોય, તેવા હરકોઇ સ્વાલનો જવાબ દેવાની અથવા તેવો હરકોઈ દસ્તાવેજ રજુ કરવાની શાહેદ મજકુરને ફરજ પાડવાનો આ કલમ ઉપરથી જડજને અખત્યાર મળ્યો એમ સમજવું નહીં તેમજ જે સ્વાલ કલમ ૧૪૮ અથવા કલમ ૧૪૯ મુજબ બીજા કોઇ સખશે પૂછવો ગેરમુનાશિબ છે તેવો કોઇ પણ સ્વાલ જડજે પુછવો નહીં તથા આ આકટમાં ઉપર અપવાદ આપ્યા છે તે શિવાય બીજા કામોમાં હર-

કોઈ દસ્તાવેજનો અવલ પૂરાવો ગુજરવાની તેણે માફી આપવી નહીં.

પ્ર૦—જ્યુરીના અથવા આસેસરના સવાલ પુછવાના અધિકાર વિશે તમે શું જાણોછો?

ઉ૦—જુરી અથવા આશેશરોથી થતી તજવીજના કામોમાં, જે સ્વાલો જડજ પોતે પુછી શકે છે, તથા જે સ્વાલો તેને યોગ્ય લાગે. તેવા હરકોઈ સ્વાલો જ્યુરી અથવા આસેસર મજકુર શાહેદોને જડજની મારફત અથવા જડજની રજાથી પુછી શકે છે. (ક૦ ૧૬૬)

પ્ર૦—લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય અથવા નહીં લેવા યોગ્ય પુરાવો લીધો હોય તેટલા સબબથી ચાલેલી તજવીજ રદ કરી નવી તજવીજ કરવા હુકમ થઇ શકે છે?

ઉ૦—જ્યારે નહીં લેવા યોગ્ય પુરાવો લીધો હોય, અથવા લેવા યોગ્ય પુરાવો નહીં લીધો હોય, ત્યારે જે કોર્ટની રૂબરૂ એ બાબત હરકત ઉઠાવવામાં આવી હોય તે કોર્ટની નજરમાં જો એમ આવે કે હરકતવાળા લીધેલા પુરાવા શિવાય ઠરાવ મજકુર કરવાને જેટલો પુરાવો જોઇએ તેટલો પુરાવો હતો, અથવા નહીં તો લીધેલો પુરાવો લીધો હોત તો તે ઉપરથી ઠરાવમાં ફેર પડત નહીં તો સદરહુ મુજબ પુરાવો લીધો અથવા નહી લીધો એટલાજ માત્ર સબબ ઉપરથી ફરી તજવીજ કરાવવી નહીં, કિંવા હરકોઈ કામનો હરકોઇ ઠરાવ રદ કરવો નહીં. (ક૦ ૧૬૭)



# ટાર્ટ શાસ્ત્ર.

પ્ર૦—ટાર્ટ એટલે શું?

ઉ૦—કાયદાની ભાષામાં કરાર શિવાય ઉત્પન્ન થયેલું જે અપકૃત્ય એકલે નુકશાન ભરેલું ખોટું કામ તેને ટાર્ટ એમ કહે છે, એમાં કાંઈ કાયદો તોડયા નહી તો કાંઇ કાયદાસર હકનો ભંગ થવાની કે લોપવાની અગર કાંઇ કાયદાસર ફરજનો ભંગ થવાના વાનો હોય છે—બ્રુમ સકામેન્ટરીસ ૬૫૮ જે અપકૃત્યોથી દાવા ચાલી શકે એટલે જે અપકૃત્યોથી નુકશાન સહન કરનારને આપણી દીવાની કોરટોમાં દાવા કરીને અપકૃત્ય કરનાર વિરૂધ દાદ મેળવવાનો હક પ્રાપ્ત થાય છે તેવા અપકૃત્યનું નામ પણ ટાર્ટ છે.

પ્ર૦—ટાર્ટ થવાને શું શું જોઇએ?

ઉ૦—૧ વાદીને પ્રત્યક્ષ અગર કાયદાસર નુકશાન.

૨ પ્રતીવાદીનું કાયદાના અર્થ મુજબ અપકૃત્ય ભરેલું કામ જેમાં કરેલા કૃત્યોનો અને કરવું જોઈએ તે કર્યું નહીં હોય તેવી કસુરનો સમાવેશ થાય છે.

કાયદાની કહેવત એવી છે કે પક્ષકારને નુકશાન થવું જોઇએ અગર થયા વગર રેહેજ નહી એમ જોઇએ અને કાંઇ કૃત્ય ગેરવ્યાજબી રીતે કરેલું જોઈએ નહી તો નુકશાનીનો દાવો ચાલે નહી. કાયદાનો નિયમ એવો છે કે કૃત્ય ઇજા ભરેલું હોય અને પ્રતક્ષ નુકશાન થયેલું ન હોય તો પણ દાવો ચાલેછે, કારણ કે કાયદાસર ઇજા થઇ એટલે નુકશાન થઇ ચુક્યુ એમ કાયદો અનુમાન કરે છે એશ્બી વિ. વાઇટ સ્મીથ્સ લીડીંગ કેસીસ વોલ્યુમ ૧ પૃષ્ટ ૧૮૫. નુકશાન થયેલું હોય પણ કાયદાસર ઇજા ન હોય તો પણ દાવો ચાલી શકતો નથી જેમકે એક અમદાવાદમાં કારંજમાં ખાનગી ઇંગરેજી ભણવાની નિશાળ છે અને જો હું બીજી તેની જોડે નિશાળ કહાડુ અને તેથી તે નિશાળના છોકરા ઉઠી મારી નિશાળમાં આવે તો પેહેલાની નિશાળના માલેકને નુકશાન થાય તો પણ તેને દાવો કરવાનો કાયદા પ્રમાણે હક નથી. કારણ કે આવી તરેહનું નુકશાન કાયદા પ્રમાણે ઇજા તથા હાની નથી. ટી. ઇ. રોજરસ વિ. રાજેંદ્ર દત્ત (વગેરેના કામમાં પ્રીવીકાઉન્સીલે એમ ઠરાવ્યું છે કે જ્યારે કોઇ કૃત્ય કાયદાસર રીતે અપકૃત્ય હોય અને કાયદાના અર્થમાં તેનો પરીણામ નુકશાની થાય તો તે બાબત દાવો ચાલી શકે છે—રવુ. રી. ૫૧

પ્ર૦—કેવા કૃત્ય હુમલો કહેવાય અને હુમલો અને બ્યાટરીમાં (વ્યથા) શો તફાવતછે?

ઉ૦—શરીરની ઇજામાં હુમલો અગર બ્યાટરી હોય છે. બીજાને માર મારવાની કોશીશ અગર યત્ન તેને અડયા વગર પણ કરવું જેમકે એક સોટી ઉગામવી અગર બીજાના સામુ મુકી મારવા ધમકી ભરેલી રીતે ઉગામવી. અગર મારવા જાય ને ચુકી જાય ને તે હુમલો કરવા માટે ઇરાદો માલમ પડે* આવે એવી રીતે જોર જુલમથી કરવાની દેહેસત અને

* જ્યારે વાપરેલા શબ્દથી એમ માલમ પડી આવતું હોય કે એજ વખત તુરત સાપરાધ બળ વાપરવાનો ઈરાદો નથી, ત્યારે એ, હુમલો બનતો નથી. એ. શી. કામા વી. એસ એહ. મારગન (૧ મુ૦ હા૦ કો૦ રી૦ ૨૦૫ જુઓ.)

તે દેહસત અમલમાં લાવી શકે એવી તે વખત એનામાં શકિત હોય તો તે કાયદાની ભાષામાં હુમલો કહેવાય છે; જુઓ એસી કામા વિ. એચ એફ મોરગન ૧ મુ. હા. રી. ૨૦૫ અને બ્યાટરી થયા વગર પણ હુમલો થઇ શકે છે. આ ઉપરથી એમ જણાઈ આવશે કે બ્યાટરીમાં હુમલો આવી જાય છે, અને તેની વ્યાખ્યા કાયદામાં "બીજાને ગેરવ્યાજબી રીતે માર મારવો" એવીછેતે છતાં તેમાં બીજાના શરીરને જરાપણ જાણી જોઈને અગર ગુસ્સામાં સ્પર્શ કરવો એ કૃત્ય પણ આવી જાય છે, કારણ કે હરેક તરેહની વ્યથાઓ જુદી જુદી રીતે થાય તે વચ્ચે કાયદો ભેદ પાડી શકતો નથી, તેથી કાયદામાં જરા થોડી કે જાસ્તી બીજાના શરીરને કાંઈ ઈજા નહિ કરવી એવો બીલકુલ મનાઇ કાયદામાં કરવામાં આવી છે. સરવ મનુષ્યને પોતાના શરીરનો કુલ હક છે, માટે હલકામાં હલકી રીતે જરા પણ કાંઇ બીજો માણસ તેને અડે તો તેથી હક ભંગ થાય છે. પણ જેના ઉપર હુમલો થાય તેની મરજી વિરૂદ્ધ તે હુમલો કર્યો હોય તો તે હુમલો કહેવાય નિકર નહીં; વળી ફક્ત ધમકીજ બતાવવી ને તે વખત બતાવનારે એવા શબ્દ વાપર્યા હોય કે ધમકી. અમલમાં લાવવાનો તેનો હાલનો ઇરાદો નથી એવું દેખાતું હોય તો તે પણ હુમલો કહેવાય નહીં, પછી કદી શરીરનું ડૌળ ગમે તેવું બિહામણું કરી બોલ્યો હોય તો તેથી હરકત નથી. કોઇ કૃત્ય બ્યાટરી કહેલા સરીખુ પ્રથમ દરશણીક માલમ પડતું હોય તે છતાં તે વ્યાજબી અને કાયદાસર છે એમ કેટલાંક કામોમાં થાય છે. જેમકે દરજ્જાવાળા અધિકારીઓ માર મારે તે માબાપ કે શિક્ષક અગર શેઠ, પોતાનાં છોકરાંને, વિદ્યાર્થીને, અગર ગુમાસ્તાને માફકસર શિક્ષા કરે તો તે ગેરવ્યાજબી કહેવાય નહીં. તેમજ કોઈ માણસનું ધ્યાન બીજી તરફ હોય, તેને જરા હળવે રહીને આંગળી અડાડીને ચેતાવે તે પણ હુમલો કહેવાય નહીં, તેમજ બીજાને તેની રજામંદીથી કાંઇ કરવું તે પણ હુમલો નથી, જેમ લોકો એક બીજા સાથે કુસ્તી કરે છે. પણ પોતાની ગફલત અગર કસુરથી બીજાને વગાડવું પછી ગમે તો તે જાણી જોઇને વગાડયું ન હોય તોપણ તે હુમલો કહેવાય. પણ જો એ વાગ્યું તે આપડી બિલકુલ દોષ વિનાની વરતણુંક છતાં વાગ્યા વિના રહે એવું નહોતું એમ માલમ પડે તો હુમલો બની શક્તો નથી. કોઇ પોલીસના સીપાઇએ વગર ગુનેગાર ઠરેલા માણસને એટલે ફક્ત આરોપ આવ્યો હોય તેને પકડયા છતાં, તેણે નાશી જવાની કાંઇ કોશીશ કરી ના હોય અગર કોઇ એને છોડાવી જશે એવી દેહસત રાખવાને કારણ ન હોય તે છતાં તેને હાથ કડી ઘાલી હોય તો તે હુમલો કહેવાય બીજાના ઉપર કશું કરવું, પાણી કે કચરો નાંખવો. અગર તેના ઘોડાને એવો મારવો કે તેથી તે છોડી જાય ને ઉપર બેઠેલા માણસને પાડી નાંખે. આવા કૃત્ય એ હુમલો અને બ્યાટરી કહેવાય. હવે હુમલો અને બ્યાટરી બદલની ફરીયાદ જે માણસ એ ઇજા કરે છે તેના એકલાનાજ ઉપર ચાલે છે એટલુંજ નહિ, પણ જે કોઈએ એને ગેરકાયદે એવું કામ કરવા હુકમ આપ્યો હોય, તો તે હુકમ આપનાર ઉપર પણ ચાલે છે. રેલવે કંપનીના નોકરે કરેલા કામ બદલ કંપની ઉપર ફરીયાદ ચાલી શકે છે પ્રતાપ દાજી વિ. બોં. બા. અને સે. ઇં. રેલવેના કામમાં મુંબાઇની હાયકોર્ટે એમ ઠરાવ્યું છે કે, વાદી વગર ટીકીટે રેલવેની ગાડીમાં બેસી ગયો તેથી તેના ઉપર હુમલો કરી તેને કહાડી મુકવામાં આવ્યો તેથી કાંઈ દાવાનું કારણ નથી ઇ. લા. રી. ૧, મુબાઇ ૨૫

પ્ર૦—ચાકરના કૃત્ય માટે શેઠ ક્યારે જવાબદાર થાય છે?

ઉ૦—જે માણુસ બીજાને નોકર અથવા કામ કરવા રાખેછે. તેને પસંદ કરી રાખે છે. માટે જો એણે અણઘટ અગર બે ફીકરો માણુસ રાખ્યો હોય અને તેના કૃત્યથી અગર ગેર હુશીયારીથી કે ઓછી સંભાળથી જે નુકશાન થતાં ઇજા ઉત્પન થાય. તે માટે એને નોકર રાખનાર માણુસ જવાબદાર છે. આ નિયમ છે તે આપણા ઘરના નોકરો કે જે આપણા ગાડી ઘોડા સંભાળતા હોય અને બીજુ ઘર કામ કરતા હોય તેમને લાગુ પડેછે એટલુંજ નહી, પણ બીજા ચાકરો કે જેને આપણે પસંદ કરી કાંઇ કામ કરવા માટે નિમ્યા હોય અથવા સોંપરત કરી હોય અને તેઓ આપણી નજર નિચેજ અગર નિઘાબાની નીચેજ કામ કરતા હોય તે છતાં તેમને માટે પણ લાગુ પડેછે. જેમ કે એક વાહાણનો માલીક વાહાણ સંભાળવા માટે એક નાખુદા ઠરાવે અને તેને કહે કે તું ખલાશીવા તારી મેળે પસંદ કરી રાખી લે, તેવું છતાં એ ખલાશીયા વહાણના માલીકના નોકર કહેવાય, ને તેમની ગફલતથી કાંઈ નુકશાન થાય તો તે જાણે માલીકની પોતાની કસુરથી થયું હોય, તેમ ગણવામાં આવે છે. જ્યારે કોઈ માણુસ નુકશાન ભરેલું કૃત્ય કરેછે. તે વખતે માણુસ કાંઇ અલાયદો કે સ્વતંત્ર ધંધો સ્વતંત્ર પણે જુદો કરતો હોય અને તે કરતાં દરમીયાન એ અપકૃત્ય થયું તો તે માટે એના નજીકનો ઉપરી જવાબદાર થતો નથી. એવું ઠરી ચુક્યું છે કે કોઇ ગાડીનો માલીક કોઇ રાવત પાસેથી ઘોડો ભાડે લે, અને તે રાવત હાકનારો મોકલે, તેની કસુરથી નુકશાન થાય તો હાકનારો રાવતનો ચાકર ગણાય, એવું છતાં કદાપી કીસ્સાની હકીકત એવી હોય કે તેમાંથી વિશેષ રીતે માલમ પડે કે જે નુકશાનકારક કામની ફરીયાદ છે તે કામ કરવામાં ઘોડો ભાડે લેનાર માણુસની ખુલ્લી અથવા ગરભિત સમતિ માલમ પડતી હોય અગર એમ દેખાતું હોય કે જે નોકરના કૃત્યથી નુકશાન થયું તેના ઉપર ઉપરી પણું અગર દાબ પોતે બજાવતોતો તો તે દરમીયાન નુકશાન ભરેલું કૃત થયું તો ઉપરી પણું બજાવનાર જવાબદારછે. કારણ કે જે ઠેકાણે પ્રતિવાદીના ચાકર પોતાની મેળે પોતાના તુરંગથી નુકશાનકારક કૃત્ય કરયું હોય અને તે કરતી વખત પોતાના શેઠની નોકરી બજાવવામાં મચેલા ન હોય, તથા તેના અખતીયારે અંદર ન હોય તો તે ઠેકાણે શેઠ ઉપર ઇલાજ નથી ફક્ત ચાકર જવાબદાર થઇ શકે છે, જેમકે કોઇ ચાકરને શેઠે એવો અખતીયાર આપ્યો હોય કે કોઇ ઢોર રખડતાં હરઈમાં આવી નુકશાન કરે તો તેને પકડવાં. અને તેને બદલે સરિયામ રસ્તા ઉપરના ઢોરને હાકી લાવી પોતાના શેઠના વાડામાં રોકી મેલે અગર પોતાનો કાંઇ મતલબ સાધવા સારૂ વગર કારણે અગર મસ્તાઇમાં કોઇના ઘોડાને માર મારે, ને તેથી કાંઇ બીધન થાય તો એ ચાકરના જુમ્માનું કામ છે. તેમજ જે ઠેકાણે એક માણુસ બીજાને કાંઈ કાયદાસર કામ કરવા માટે રાખે, ને તે માણુસ તે કામ કરવામાં વગર કારણે લોકાપકારક કૃત્ય ઉભુ કરે ને તેથી કોઇ ત્રીજા સખસને ઇજા થાય તો તે બદલ નોકર રાખનાર માણુસ જવાબદાર થશે નહીં, પણ જો કદી ગેરકાયદાસર કામ કરવા એણે કોઇ બીજાને રાખ્યો હોય તો પોતે જવાબદાર થાય છે. એક જમીનદાર પોતાની ઇમારત જે લોકાપકૃત નથી તે બીજાને ભાડે આપે તાંહાં તે ભાડુઆત એવી રીતે વાપરે કે તેથી તે લોકાપકૃત ખરાબ બને તો એ વાપરવાનું કામ ભાડુઆતના હાથમાં છે., એવું હોય અને જમીનદાર ભાડુ ખાતે

હોય તે છતાં ભાડુઆતના કૃત માટે જવાબદાર થતો નથી, ને વળી એવી ખરાબ રીતે વાપરવું નહીં એવો જો અગર એવું કર્યો હોય તો તો એ જવાબદાર થાયજ નહી. એક તરફથી વિચારીએ તો એવું છે કે કોઈ ચાકર પોતાના શેઠના હુકમથી અગર ચડાવ્યાથી કાંઇ અતીક્રમણ[1] કરે તો તે માટે શેઠ ગુનેહગાર છે તે છતાં ચાકરને માફી મળી શકતી નથી કારણ કે ચાકરે પોતાના શેઠના કાયદાસર અને નિરઅપરાધી હુકમજ માનવા જોઇએ બીજા માનવા નહી, એવું છે છતાં બીજી તરફ જોતાં એવું છે કે જે અતિક્રમણ કરનારને સંઘરે છે. ને એ અતીક્રમણ થયા બાદ તેની સાથે તે મળી જાય છે તો તે અતીક્રમણ કરનાર ગણાતો નથી પણ જો એ અતીક્રમણ સંગ્રહનારના ફાયદા તથા ઉપયોગ સારૂં કરવું હોય તો એમ થતું નથી, કારણ કે પાછળથી જે મળી જઈ કબુલ કરવી તે, એ કામ કરવા જાણે પ્રથમથીજ હુકમ કરયો હોય તેના બરોબર ગણાય છે; માટે કબુલ મંજુર કરવાથી જેટલી જવાબદારી આવે છે એ વાત નક્કી કરવી હોય તીઆરે મોક્ષ જોવાનું એટલું રહેછે કે જે નુકશાન કારક કૃત પાછળથી મંજુર કરવામાં આવ્યું તે કૃત પ્રથમથીજ મંજુર કરનારના લાભના અગર ઉપયોગઅર્થે કરવામાં આવ્યું હતું કે શી રીતે? જો એમ હોય તો પાછળથી મંજુર કરનાર શખસ આગળ થએલા કૃત માટે જવાબદાર થાય છે. જેમ કે પોતાના ચાકરે કરેલા હુમલા માટે દરેક કંપની તથા કાર્પોરેશન જવાબદાર થાય છે.

કેટલે ઠેકાણે ચાકર અથવા માણસનાં કેટલાંક કૃત બદલ શેઠ જવાબદાર થાય છે એવો જે નિયમ છે તે નિયમ વડે ચાકરની ગલફત અગર ગેર હુંશિઆરીથી થએલા નુકશાન બદલ ત્રીજા શખશે દાવો કરયો હોય, તેની જવાબદારીથી ચાકર બચી જાય એમ થતું નથી કારણ કે તે નિયમ ચાકરને બચાવવા માટે સ્પષ્ટ રીતે લાગુ થતો નથી; તેમજ વળી જે ઠેકાણે ચાકરની પોતાની ગફલત કે અણઘટપણાથી ઇજા થઇ હોય તે ઠેકાણે પોતે એમ બતાવે કે મારૂં કૃત્ય તે શેઠનું કૃત્ય કહેવાય માટે મારો દાવો શેઠના ઉપર ચાલવો જોઈએ તે પણ થાય નહી. વળી જે જગોએ એકજ શેઠે ઘણા નોકરો કે જેઓ કામ કરવા લાયક હોય અને ઘટતી સંભાળ અને હુંશાઆરીથી કામ કરતા હોય તેવાને રાખ્યા હોય અને તે ઠેકાણે એક બીજાની ગફલત અગર ગેરહુશીયારીથી ઇજા થાય તો તે ઈજા બદલ શેઠ ઘણું કરીનેજવાબદાર થતો નથી.

પ્ર૦—લોકાપકારક કૃત્ય એટલે શું અને તે વિશે તમે શું જાણો છો?

ઉ૦—લોકાપકારક કૃત્ય એટલે એવી ઇજા કે જે એવી જાતની જોઇએ કે તેથી જાતે અગર તેનાં પરિણામ એટલે અસરથી જે કોઈ એના ઝપાટામાં આવતા હોય તે તમામને હરકત થાય પછી તેમાંથી થોડાને ઘણી હરકત થતી હોય ને બીજાને થોડી હરકત થતી હોયતો તે વાતની ફીકર નહીં.

લોકાપકારક કૃત્ય બે તરેહનાં છે. ૧ સાર્વજનિક કૃત્ય અને ૨ ખાનગી લોકાપકારક કૃત્ય.

૧ કોઇ બાદશાહી રસ્તામાં અડચણ કરી હોય તો એ રસ્તે જનાર તમામને ઈજા થાય છે પછી જે માણસ એ રસ્તે થઇ હર રોજ જતો હોય તેને બહુ હરકત, અને જે

(૧) અતીક્રમણ એટલે નુકશાન ભરેલું ખોટું કામ.

માણુસ ફક્ત છ મહીને એકવાર એ રસ્તે જતો હોય તેને થોડી હરકત વેઠવી પડે પણ એ વાપરનાર તમામને થોડી ઘણી ઇજા ખરી માટે એ સર્વજનિક લોકાપકારક કૃત કહેવાયછે.

૨ જે ઇજા હરકત બાબતની ફરિયાદ હોય તે એવી વસ્તુ હોય કે તેના નજીક રહેનારને તો તેથી હરકત હોય, પણ દુર રહેનારને તો એવી હરકત ન હોય અગર તેથી ફાયદો કે ગમ્મત હોય તો તેને ખાનગી લોકાપકારક કૃત કહેવાય છે.

સાર્વજનિક લોકાપકારક કૃત બદલ ઇલાજ ફોજદારી ફરિયાદ કરવાથી છે ને ખાનગી અપકૃત બદલ દિવાનીમાં દાવો બાંધી શકાય છે. જો સાર્વજનિક લોકાપકારક કૃત્ય વિશેષ નુકશાન થયું હોય તો દાવો ચાલી શકે છે, રાજમોહન બોલી વિગરે વિ. ઇષ્ટ ઇન્ડીઅન રેલવે કુ. ૧૦ બે. લા. રી. ૨૪૧ અસલ બાજુ.

પ્ર૦—સ્વતંત્રપણાને લગતાં કયાં કયાં બે મુખ્ય અપકૃત્યો છે?

ઉ૦—એક તો ખોટી કેદ અને બીજુ દ્વેશપુર્વક અટકાવ. ખોટી અગર ગેરકાયદે કેદ બનવા માટે બે વાંનાં હોવાં જોઇએ, એક તો એ કે શરીરને રોકી રાખવું અને બીજુ તે ગેરકાયદે રોકી રાખવું અગર અટકાવી રાખવું. ૮ મદ્રાસ હા. રી. ૩૮. ૧૩ વુ. ૨૧૩ ૧૧ બે. લા. રી. પ્રી. કો. ૩૨૧

પ્ર૦—દ્વેશ એટલે શું, દ્વેશ કેટલી જાતનાછે, કાયદાસર દ્વેશ અને હકીકતના દ્વેશમાં કેટલો ફેરફાર છે?

ઉ૦—કાયદાની ભાષામાં એક માણુસને બીજા ઉપર જે દ્વેશ હોય તેનેજ દ્વેશ કહે છે એમ નથી પણ કોઇ માણુસ બાજાને હરકત થાય એવી રીતે જાણી જોઇને કાયદો તોડે ને તેથી બીજાને નુકશાન થાય એવા તમામ કૃતને ભાવને દ્વેશ એવું નામ આપ્યુંછે.

દ્વેશ બે પ્રકારના છે. એક કાયદા મુજબ દ્વેશ અને બીજો હકીકતનો દ્વેશ.

જે ઠેકાણે કાંઇ નુકશાન ભરેલું કામ જાણી જોઇને કરીએ અને એ કરવા સારૂ કાંઇ વ્યાજબી કારણ અગર બહાનુ ન હોય તેને કાયદાસર દ્વેશ કહે છે. જેમકે કોઈ બીલકુલ અજાણ્યા ત્રાહીત રસ્તે જનાર માણુસને હું એક ધોકો મારૂ ને તેથી તે મરી જાય તો તે ઠેકાણે એ કામ મેં દ્વેશથી કર્યું એમ કહેવાય છે કારણ કે એ કામ મેં જાણી જોઇને અને વ્યાજબી સબબ શિવાય કર્યું છે.

હકીકતનો દ્વેશ બે જાતનો છે, એક તો કોઇ અમુક માણુસ સાથેજ દ્વેશ રાખવો તે અને બીજી તરેહનો જે દ્વેશ કહ્યો તે પ્રથમથી એક માણુસ ઉપર નથી હોતો તેથી તે છતાં ફરિયાદીને પણ ઈજા થાય છે. આનો અર્થ એમ થાય છે કે હકીકતનો દ્વેશ છે એ વાત બે રીતથી સાબીત કરી શકાય છે. તેમાં એક તો પ્રત્યક્ષ પુરાવાથી જેમકે કાંઇ બોલ્યો કે ચાલ્યો-કે જે બોલવા અગર કરવાથી અમુક માણુસ સાથે દુશમનાઇ છે એમ માલમ પડે અને બીજો કાંઈ કૃત કર્યાનો પુરાવ કરવો કે જેમાંથી દ્વેશ હતો એમ નીકળી આવે તે ઉપરથી સાબીત કરી શકાય છે. હવે દ્વેશ પુરવક ઇજા માટે જે ફરિયાદ કરવી તેમાં ઘણું કરીને કાંઇ કાયદાસર ઇજા થઇ જોઇએ અને તે ઇજાથી કાંઇ નુકશાન થવું જોઈએ. એવી રીતે જો એ ઇજા ભરેલા કૃતથી સીધી રીતે નુકશાન ન થતું હોય તો પછી ફક્ત ઇરાદા અગર નુકશાન કરવાનું યત્ન માલમ પડે તે છતાં તેથી ફરિયાદ ચાલશે નહીં.હ

પ્ર૦—દ્વેશ પુરવક અટકાવ તથા ગેરવ્યાજબી અટકાવ અગર ગેરવ્યાજબી કેદ એમાં શો ભેદ છે.

ઉ૦—દ્વેશ પુરવક અટકાવ અને ગેરવ્યાજબી અટકાવ એ બંને વચ્ચે તફાવત છે, તે એ કે ગેરવ્યાજબી અટકાવ એટલે ગેરવ્યાજબી કેદ ટાર્ટશાસ્ત્રમાં ગણાય છે કારણ કે ગેરવ્યાજબી કેદમાં ગેરવ્યાજબી અટકાવ આવી જાય છે અને ગેરવ્યાજબી અટકાવ વડેજ ગેરવ્યાજબી કેદની ઈજા બને છે.

ગેરવ્યાજબી અટકાવ કોને કહેવો એ વાત બતાવવામાં આવી તેથી માલમ પડયું હશે તે છતાં તે બાબતમાં એટલું બોલવું વધારે જરૂર છે કે અટકાવ થયો હતો એવું બતાવવાની અગત્ય છે પરંતુ અટકાવ કરનારે શરીરને સ્પર્શ કરયો હતો એમ બતાવવાની ફરજ નથી. જે પક્ષકાર એમ કહેતો હોય કે તું મારી કેદમાં છું તેને શરણ થયો હતો, એટલું બતાવવું એટલે બસ. અલ્હા. હા. કો. રી. જાન ૧૬૬૮ પા. ૪૦૯ ૨ મદ્રાસ હા. રી. ૩૯૬ ૨ મું. અર્સ ઇ. અપીલસ ૫૦૪.

પ્ર૦—દ્વેશ પુરવક દાવો અને દ્વેશ પુરવક ફોજદારી ફરીયાદ એ બે વચ્ચે શો તફાવત છે?

ઉ૦—દ્વેશ પુરવક રીતે અને સંભવિત સબબ શિવાય દિવાનીમાં દાવો કરવો અને એવીજ રીતે ફોજદારીમાં ફરિયાદ કરવી એ બે બાબતમાં ભારે તફાવત છે.

દિવાની દાવાથી તો જવાબદારી ફક્ત ખરચ વિગેરે માથે પડયા બાબતની અગર એવી હેરાન કરવાની અરજીઓ કરવા બાબત કાંઇ વિશેષ નિયમ હોય તેથી ઉત્પન્ન થતી છે. તે બાબત દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. ૧ મુંબાઇ ૪૬૭ એકમાં ( દિવાનીમાં ) તો પોતાના ખાનગી હકનો અમલ કરવાનું છે અને બીજામાં (ફોજદારીમાં) તો સાર્વજનિક જે ફોજદારી કાયદો તેનો ખાનગી માણસે ગેર ઉપયોગ કર્યાનું છે. વળી આ ફરિયાદ જુઠી ગેરવ્યાજબી કેદ બાબતની ફરીયાદ કરતાં પણ જુદી છે, જુઠી કેદની ફરીયાદમાં તો પ્રતિવાદીએ જે કરયું હોય તે દેખીતું ગેરકાયદે છે એમ એ હકીકત જોવા ઉપરથીજ માલમ પડે છે ને દ્વેશ પુરવક જે ફરિયાદી છે તે ઉપરથી તો દેખીતું કાયદાસર કૃત હોય એમ દેખાય છે પણ તેને ખોટે ઉપયોગે લગાડી એથી ઇજા બને છે. કોઇ માજીસતરેટ અથવા જડજ કાંઇ કામ પોતાના અખતીઆર ઉપરાંત કરે તો તે બાબત જવાબદાર થઈ શકે છે. જેમકે કોઈ માજીસતરેત જે કેદીઓને એણે જેલમાં રાખ્યા હોય તેમનું કામ ચલાવતાં વિલંબ કરે તો સને ૧૮૫૦ નો ૧૮ મો આક્ટ છે તે છતાં તેના ઉપર નુકશાનીનો દાવો થઈ શકે છે. રાણી વી. શાહન વિગેરે ૧ ૧વુ: રી. ફો. ૧૮ ૧૦ વુ. રી. ૪૦૯ ૧૨ વુ. રી. ૮૯ ૩ મદ્રાસ. હા. રી ૩૭૨ અલ્હા. હા. કો. રી. ૨૧૮ ૭૫ પા. ૯૭.

પ્ર૦—લાયબલ એટલે શું તથા સ્લેન્ડર શબ્દની વાખ્યા આપો ?

ઉ૦—આદમીની ઇજત આબરૂને લગતા ટાર્ટોમાં બીજે નંબરે લાયબલ અને સ્લેન્ડર એ બે છે. લાયબલનો અર્થ છે કે કોઇ બીજા માણસની આબરૂને નુકશાન પહોંચે એવી રીતે દ્વેશથી ખોટી વાતો છાપામાં છાપીને અગર લખીને અગર નિશાનીઓથી પ્રકટ કરીને પ્રસિદ્ધ કરવી કે જેથી તે માણસની લોકોમાં હાંસી થાય અગર તેનો તિરસ્કાર થાય અગર

લોકોને તે અણુગમતો થઇ પડે.

પણ ફક્ત નિંદા રૂપી વાતો લખવી એટલા ઉપરથીજ ફરીયાદ ચાલશે નહી પણ દિવાની રાહે દાવો મળે એવો હક થવા માટે એ નિંદા પ્રસિધ થવી જોઇએછીએ અને વળી ખોટી અને દવેશ પુરવક રીતે પ્રસિધ કરવી જોઇએ.

કલકત્તા હાઇકોર્ટે "જ્યાકબીટર વી૦ એચ૦ પી૦ ડયુફેરના કીસ્સામાં ઠરાવ કર્યો છે કે જે ઠેકાણે કાંઇ મજકુર મુદો ખોટો હોય અને વળી તે જાણી જોઈને જણાવ્યો હોય તથા તે બીજાની આબરૂને નુકશાન કરતા હોય અને તે પ્રસિદ્ધ કરવો તેનો હક ન હોય તે ઠેકાણે દવેશ છે એમ કાયદો અનુમાન કરશે. (વુકલી રીપોર્ટર સન ૧૮૬૪. ૯૨ જુઓ.) વળી ૫. વુ. રી. ૯૧ ગ. ૬૪, ૧૧ બે. લા. રી. પ્રી. ક. ૩૨૧, ૧૪ વુ, રી. ૨૭ ૭વુ. રી. ૧૧૭ ૬ વુ. રી. ૧૦. ૧૫૧. ૧ વુ. રી. ૧૯, ૮ વુ. રી. ૨૫૬, ૧ વુ. રી. ૮૩ ૭ મુ. હા. રી. ૧૭, ૧૨ વુ. રી ૧૫૭, ૧૮ વુ. રી. ૫૩૧, ૧૫ બે. લા. રી. ૧૬૧, ૧૬૬. ઈ. લા. રી. ૧ મદ્રાસ. ૩૮૩, ૬૫.

લાયબલની ફરીયાદમાં નુકશાન અપાવતી વખત નજર રહે એટલા માટે હરેક પક્ષકારે નિંદારૂપી વાત છપાવી એ છાપનારના મનમાં દવેશ હતો કે નહી એવો પુરાવો આપી શકે છે; કારણ કે જે માણસ લાયબલ પ્રસિધ કરે છે તેના મનમાં હેતુ તથા ઈરાદો શો હતો એ જોવા ઉપર વાદીને કેટલું નુકશાન થયું એનો સુમાર કાઢવાનું રહે છે.

દવેશ છે એ વાત શાબિત કરવામાં ઘણી રીતો છે. હમેશાં વાદીની નિંદાઓ પ્રગટ કરે છે એવો પ્રતિવાદીનો માવરો છે એવું શાબિત કર્યાથી જે વાત પ્રસિધ કર્યા બાબતની ફરિયાદી હોય તે લાયબલ પ્રતિવાદીએ દવેશથી કરી હશે એમ બતાવવાને તથા અજાણે અગર ચુકથી પ્રસિધ થઈ નહીં હોય એવું દેખાડવાને પુરાવો થઈ પડે છે, અને જેમ એ પુરાવો વધારે મજબુત લાયબલ કરવાની ટેવ સાબિત કરવા બાબતમાં હોય છે તેમ વધારે ખાતરી પુરવક ગણાય છે.

લખેલાં નિંદા અગર છાપેલી નિંદાથી હમેશ વધારે ભારે નુકશાન અને ઇજા થાય છે. અને એટલુ બધુ મોઢેથી કરેલી નિંદાથી થતું નથી એવું કાયદામાં માની લીધું છે, કારણ કે માણસ જે લખેલી નિંદા કરે છે તે ઘણા વિચાર સાથે અને ચિત વધારે સ્થિર રાખી કરે છે એટલે તેથી જાસ્તી દવેશ માલમ પડે છે અને એવી નિંદા મોહોડાની નિંદા કરતાં ઘણે ઠેકાણે તથા ઘણા દુર સુધી ફેલાય છે એટલે મોઢાની નિંદા કરતાં લખેલી અગર છાપેલી નિંદા વધારે નુકશાનકારક છે એમ ગણવામાં આવે છે. ગઉલ્ડ જસ્ટીસ કહે છે કે, લખેલી નિંદા ( લાયબલ ) અને મોહોડાના શબ્દથી નિંદા ( સ્લાન્ડર ) એ બે વચ્ચે ઘણા ભારે તફાવત છે, કારણ કે જે મોહોડે બોલેલા બદલ દિવાની તથા ફોજદારી રાતે ફરિયાદ થઈ ન શકે એવા શબ્દો છાપ્યા એટલે તે બદલ દિવાની તથા ફોજદારી બંને જવાબદારી આવે છે.

કોઇને " લુચ્ચો " અને " સોદો " એ શબ્દો કહીએ તો તે બદલ ફરિયાદ થતી નથી પણ જો એ શબ્દો લખીને પ્રગટ કર્યા હોય તો ફરિયાદ ચાલે. જો કોઇને કહીએ કે તું ઠગ છું તો તે બદલ ફરિયાદ ચાલશે નહીં, પણ જો એના ધંધા અગર કામને સબબે એ

શબ્દો બોલવામાં આવ્યા હોય અને તેથી ઘરાક વિગરેનું નુકશાન થયું હોય તો તે બદલ ફરિયાદ ચાલે ખરી. પણ જો શબ્દ લખીને અગર છાપીને પ્રગટ કરયા હોય તો વગર નુકશાને તે ઉપરથીંજ ફરિયાદ ચાલી શકે છે. ઇ. લા. રી. ૧ મુંબાઈ ૪૭૭, ૨ હા. ૨૭૪ ૧૦ વુ. રી ૧૮૪ આલ્હા. હા. રી. સન ૧૮૫૭ પા. ૮૭, ૧૨ વુ. રી ૩૭૩. ઇ. લારી. ૨ મદ્રાસ ૧૩.

કોઇની ઈજ્જત આબરૂને બટો લાગે એવા લખેલા શબ્દોને ઇંગરેજી ભાષામાં લાયબલ કહે છે તેમજ એવા પ્રકારના મોહોડેથી બોલેલા મજકુરને સ્લેન્ડર કહે છે.•.

આગળ સ્લેન્ડર એટલે મોહોડેથી બોલેલા શબ્દો બાબત ફરિયાદ ચાલતી નહી પણ હાલમાં ચાલે છે. હોલ્ટ ચીફ જસ્ટીસ કહે છે કે "મોહોડેથી બોલેલા શબ્દો વડે બીજાની ઇજ્જત આબરૂ ઓછી થતી હોય તે ઠેકાણે ફરિયાદ ચલાવવી જોઈએ, કારણ કે એવી ફરિયાદીઓને મદદ આપવાથી લોકોની સમાધાની એટલે સુલેહનું રક્ષણ થાય છે. ૧ કલકત્તા હાઇ કોરટ મોલવી ગુલામ હુસેન વકીલ વી• હરગોવનદાસ તલસીદાસના કિસ્સામાં ઠરાવ્યું છે કે ફકત મોહોડેથી ગાળો દીધી હોય ને, તેથી કાંઇ ખરેખાત ઇજા અગર નુકશાન ન થયું હોય તે છતાં તે બાબત દાવો ચાલે. ( ૧ વુ. રી. ૨૧૯) જુઓ.

પ્ર૦—સ્થાવર મિલકતમાં પ્રવેશ એટલે શું અને તે વિષે તમે શું જાણો છો?

ઉ૦—બીજાની જમીન ઉપર વગર કારણથી અને ગેરવ્યાજબી રીતે જઇ કબજો કરવો તેને પ્રવેશ કહે છે.

બ્લ્યાકસ્ટન કહે છે કે " દરેક માણસની જમીન પોતાના પાડોશીની જમીનથી વાડ કરી જુદી પાડી હોય તે રીતે અલાયદી છે, એમ કાયદાથી ગણાય છે, પછી ગમે તો વાડ હોય અગર એક ખેતરમાં બે જણની જમીન હોય ત્યારે વાડ હોતી નથી પણ જાણે કલપીત હદ કરી જુદી પાડેલીજ હોય એમ માનવામાં આવેલું છે. માટે તેની પરવાનગી શિવાય હદ તોડી વગર અખત્યારે અંદર જવું એ ગેરવ્યાજબી છે.

આ ઉપરથી એમ થાય છે કે પ્રવેશ કરયો એમ સાબેત થયું એટલે નુકશાન પહોચ્યું છે એવો પુરાવો નહીં છતાં વાદીને હુકમનામુ મળવાનો હક થાય છે અને આવું થવાનું કારણ નિચે મુજબ છે, દરેક હક બજાવવા માટે ઇલાજ રહેલો છે અને જ્યારે કોઇ હકનો ભંગ થાય છે ત્યારે તે હકદારને ફરિયાદી કરવાનો તથા વધારે નહી તો જુજ નામનું પણ નુકશાન મળવાનો હક ઉત્પન્ન થાય છે.

પ્રવેશનો ફરીઆદનો આધાર પ્રત્યક્ષ ખરેખાતના કબજા ઉપર છે, એટલે પછી ગમે તો એ કબજો પોતાની જાતનો હો અગર પોતાના ચાકરનો હો અગર પોતાના મુખત્યારનો હોય પણ એ પોતાનો કબજો કહેવાય.

આ ઉપરથી એમ નિકળે છે કે પ્રવેશની ફરિયાદમાં કબજો જોઇએ છીએ માટે પોતાનો કબજો છે એમ સાબેત ફરિયાદીએ કરવું તથા પ્રતિવાદીએ પ્રવેશ કરયો એમ શાબેત કરવું એટલે હુકમનામુ મેળવવાનો હક થાય છે. આ વાતને ફેરવીને એમ કહીએ તો પણ ચાલે કે બીજાની જમીન ઉપર જવું એ પ્રથમ દરશનિક રીતે એટલું આપકત અગર નુકશાન ભરેલું છે કે તેથી પ્રતીવાદીના શીર ઉપર પોતાની માલીકી છે એવો હક સા

બીત કરવાનો અગર વાદી શિવાયના ત્રાહીતની માલીકી છે તે તેના કહેવાથી અગર આપ ત્યાર આપ્યાથી એ જમીન ઉપર હું ગયો એવું સાબીત કરવાનો બોજો પડે છે. પ્રવેશની ફરિયાદી ચલાવવા માટે કબજો સ્વતંત્ર એકલાનોજ જોઇએ. પ્રવેશની ફરીયાદ તો ફક્ત જેનો સ્વતંત્ર કબજો હોય તેનીજ ચાલે છે પછી ગમે તો તે પ્રત્યક્ષ કબજો હોય અગર અર્થાત કબજો હોય પણ હરકત નથી. આવું છે તે છતાં જેનો કબજો ન હોય પણ હક દાર હોય તો તેની ફરિયાદી નથી ચાલતી એમ ન સમજવું. તેને ફરિયાદ કરવાનો ઇલાજ તો છે. હવે પ્રવેશની ફરિયાદી કોનાથી ન થાય એ વાત વિચારવાની છે. કબજેદારની અને પાછળથી જેને હક મળવાનો છે એવા સખસની ફરિયાદી વચે એટલો તફાવત છે કે કબજેદાર પ્રવેશની ફરિયાદ કરે તો તેમાં વિશેષ નુકશાન સાબીત કરવું પડતું નથી ને પાછળ મળનાર હકવાળો પોતાના હકને હરકત થયા બદલ દાવો કરે તો તેને એવું બતાવવાની ફરજ છે કે પ્રતિવાદીના કૃત્યથી એના હકને કાયમ નુકશાન પહોચ્યું છે. જેવું કે મિલકતની કિંમત ઉતરી ગઇ અગર ઓછી થઈ એમ શાબેત કરે તો ચાલે. પ્રવેશની બાબતમાં વધારે કહેવાનું છે કે પ્રવેશ પોતે કરયો હોય તે બાબત આદમી જવાબદાર થાય છે. એટલુંજ નહી પણ કદી પોતાના ઢોરથી પ્રવેશ થયો હોય તોપણ જવાબદારી તેના શીર ઉપર આવે છે, કારણ કે તે ઢોર તેણે છુટી ન જાય એવી રીતે બાંધી રાખવાં જોઇતાં હતાં. વળી કાયમ તરેહના અતીક્રમણ વિષે બ્લ્યાકસ્ટન કહે છે કે જે ઠેકાણે ઈજા ફરી ફરીને જારી રાખવામાં આવતી હોય—જેમકે પ્રતીવાદી પોતાનાં ઢોર ઘાલી ખેતરનો પાક ખવરાવી દે અથવા બગાડ કરવામાં જારી રહે અગર કોઇના ઘરમાં જુલમથી પેઠા બાદ ગેરકાયદેસર રીતે માંહે પડયો રહે ને નિકળે નહીં તે ઠેકાણે અરજીમાં લખવું જોઈએ કે ફલાણી તારીખથી ફલાણી તારીખ સુધી પ્રતિવાદીએ ઇજા જારી રાખી અને એવું કરશે એટલે દરરોજને માટે વાદીને જુદો દાવો કરવો નહી પડે. કેટલેક પ્રસંગે બીજાની જમીનમાં અગર ઘરમાં જોરાવરીથી પેઠા છતાં તે વ્યાજબી કૃત્ય કહેવાય છે, ને તે બાબત પ્રવેશની ફરિયાદ ચાલતી નથી. જેમકે કોઈ માણસ બીજા પાસે રૂપીઆ માગતો તેની ઉઘરાણી કરવા તેના ઘરમાં જાય અથવા કોઇ સખસ બીજાની નજરે કાંઈ અપકૃત્ય થતું હોય તે મટાડવા જાય તો તે પ્રવેશ કહેવાય નહી. સને ૧૮૭૭ ના આકટ ૧ લીની કલમ ૯ થી એમ ઠરયું છે કે જો કોઇ માણસ પાસેથી સ્થાવર મિલકતનો કબજો કાયદાસર રીત શિવાય બીજી રીતે ખુંચાવી લેતો તે માણસ કબજો પાછો મેળવવા માટે છ માસની અંદર ફરિયાદી કરી શકે છે અને તેથી સામો માણસ હક બતાવે તો તે નિશ્ચય અલાયદી ફરીયાદીમાં થવાનો માટે તે ઉપર નજર ન રહેતા કબજાની ફરીયાદીનો નિશ્ચય કરવામાં આવે છે. વળી તુરત કબજો છોડવવા બાબત મુંબાઇનો સન ૧૮૭૬ નો આકટ ૩ છે તેથી મામલતદારને પણ છ માસમાં કબજો છોડવવાનો હક છે.

પ્ર૦—સ્થાવર મિલકતને લગતા લોકાપકારક કૃત્ય વિશે તમે શું જાણોછો?

ઉ૦—લોકાપકૃત્ય એ શબ્દનો અરથ કાયદામાં ઘણો બહોળો છે અને તેમાં કાંઇ હેરાનગતી અથવા વ્યથા અગર અડચણ કે નુકશાન થાય તે તથા જમીનના અગર પંડના હકનો કાંઇ પણ ભંગ થાય તે તમામ વાતો આવી જાય છે. કોઇ માણસ એક રસ્તામાં

આડી ખાઈ ખોદે તો એ સાર્વજનીક લોકાપકારક કૃત કહેવાય.

અપકૃત્ય બે પ્રકારનાં છે. ખાનગી અને સાર્વજનિક. લોકાપકૃત્ય ઘણા પ્રકારનાં છે. જેમકે કોઇ ગરબડીઆ ધંધા અગર રોજગાર ચલાવવા, જેવાં ચુનાની ભઠીઓ માંડવી અથવા ચામડાં રંગવાના કુંડ કરવા અથવા ધમણો માંડવી. તથા જાજરૂખાનાં ઉભાં કરવાં વિગેરેથી તે વસ્તુઓની ધુણી અગર ગંધ નજીકના ઘરમાં પેશી હેરાન કરે. તેથી ઘરમાં રહેવાય નહી તો એ તમામ લોકાપકૃત્ય કહેવાય.

પેનલકોડ ક. ૨૯૦ મુજબ સર્વ લોકાપકૃત્યના કામમાં એવું સાબીત કરવું જોઈએ કે કાંઇ ભય અગર હેરાનગતી અગર સર્વ લોકના કોઇ જથા અગર એક જાતના કે વર્ગના લોકના કાંઈ વિશેષ ભાગને મિલકતનો ઉપભોગ કરતાં ઈજા (નુકશાન) થઇ છે અગર કાંઇ સાર્વજનિક હકનો ભોગવટો કરતાં ઇજા થઈ એમ સાબેત થવું જોઇએ. ઉનુરામ વી૦ સામેશ્વર. ૯ મ૦ રી૦ ફો૦ ૭૦ •

પ્ર૦—ઇજમેંટ વિશે સાધારણ નિયમો ટુંકામાં લખો?

ઉ૦—ઇજમેંટ એટલે એક મિલકતના માલીકને (જે મિલકતને ઉપરી મીલકત કહેછે) કાંઈ હક છુટ અગર અલાખો બીજી મિલકત ( કે જેને હાથ નીચેની મિલકત કહે છે) ઉપર હોય તે મિલકતવાળો ઉપલી મિલકતવાળાના ફાયદા માટે કાંઇ કામ કરવા દે અથવા કાંઈ કામ પોતે કરતો અટકે એ હક આ ઉપરથી માલમ પડે છે કે કાંઇ કરવાનો અથવા ન કરવાનો હક હોય છે તે નિરાકાર છે અને સ્થાવર સાકાર મિલકત ઉપર હોય છે અને તેથી બીજી સાકાર સ્થાવર મિલકતને ફાયદાકારક ભોગવટો કરવામાં આવેછે પણ તેથી કાંઇ પ્રત્યક્ષ ફાયદો મળતો નથી. એ હક જુદા જુદા માલેકના પણ હોય છે અને એ હક તથા ફરજ બંને મિલકતના સબંધમાં હોય છે પણ એકજ માલીકના સબંધમાં નથી હોતા એ લાભકારી ભોગવટો અથવા હક તેને ઇંગરેજી ભાષામાં ઇજમેંટ કહે છે અને એવા હકથી સામાને જે બોજો અગર ફરજ ઉઠાવવી પડે છે તેને સરવીટયુડ કહે છે ને તેથી પોતાની મીલકતનો સ્વતંત્ર ભોગવટો કરવાનો જે હક અથવા અખત્યાર તેમાં ખામી પણ પડે છે. ભોગવટા શિવાય બીજી રીતે એટલે કરાર વિગરે રૂઇએ પણ ઈઝમેન્ટનો હક પ્રાપ્ત થાય છે ઇ. લા. રી. ૬ કલકતા ૩૯૪

ઇઝમેંટના સાધારણ દ્રષ્ટાંતમાં અજવાળુ અને હવા લેવાના હક રસ્તાના હક અને કવચિત પાણીની નેહેર બાબતના હક એમ કહીએ તો ચાલે. ઇ. લા. રી, ૧૨ મુબાઇ ૧૩૩ ઇ. લા. રી. ૨ મદરાસ ૪૬.

ઇઝમેંટ સ્પષ્ટ અથવા ધરભિત કરાર કરી આપવાથી અગર ભોગવટાથી મળે છે.

ઘરના ખાળ કે મોરીઓ હોય તે દેખીતા અને કાયમ ઇઝમેંટ છે. કારણ કે. યોગ્ય તપાસ કરયો હોય તો તેઓ માલમ પડી આવે એવી વસ્તુઓ છે માટે એ જમીન બીજાને આપેથી એ મોરીઓનો હક તેની સાથે જાય છે ને મીલકતનો સારી રીતે ભોગવટો કરવા માટે ઇઝમેન્ટ તેની સાથે જવું જોઈએ, પણ કેવળ અગત્યનું છે અને તે વિના ચાલે નહી એમ નથી. જે ઇઝમેન્ટથી હકના પ્રકારમાં દેખીતો અને કાયમ ફેરફાર થાય છે તે ચાલુ અને દેખાતું ઈઝમેન્ટ કહેવાય, ૫ મદરાસ હા. રી. ૬ ઈ. લા. રી. ૧ કલક-

તા ૪૨૨ અને ઇ. લા. રી. ૬ કલકતા ૮૧૨ જુઓ.

ઇઝમેન્ટ મેળવવાનો ઘણું કરીને ભોગવટાથી રસ્તો છે કે જેથી ઘણા વરસ હક ભોગવવામાં આવે એટલે એવો હક આપી દેવાને કરાર કરયો હોય એમ અનુમાન થાય છે. વગર હરકતે હવા અજવાળુ લેવાનો વિશ્વાસ ઉપરાંતનો ભોગવટો હોય ને એ હકનું અનુમાન રદ કરવાનો પુરાવ ન હોય તો કાયદાથી એમ કલપવામાં આવે છે કે નજીકની જમીનવાળાની એવી ફરજ છે કે એ હવા અજવાળુ વિગેરે ખુલાસેથી આવતું એનાથી બંધ કરી શકાય નહી. ભાગરામ ખેતરાનાથ ઇ૦ ડાઇજેસ્ટ ६१३ ८ મુ. હા. રી. ૧૮૧, ૮ મદ્રાસ હા. રી. ૬૦

જે માણસને બીજાની જમીન ઉપર ભોગવટાથી હક શાબેત કરવો હોય૦ તેણે એ હમે શાનો હક છે એટલુંજ શાબીત કરવું એમ નથી, પણ એ હકનો અમલ પોતાનાજ હક માફક કરેલો છે. અને હરકત કોઇ રીતની થઇ નથી એવું પણ શાબેત કરવું જોઇએ.— મલીક જાવદ ઉલહક—વી૦ રામપ્રસાદદાસ ઇ૦ ડાઇજેસ્ટ ६१३. જે ઠેકાણે વારેવારે પરવાનગી લેઇ ભોગવટો કરયો હોય તે ઠેકાણે એ હકનો ભોગવટો કહેવાય નહી. જેમકે ખેડુતે પોતાના માલધણીની પરવાનગીથી પાળ બાંધી હોય તેનો ભોગવટો ગમે એટલી૦ લાંબી મુદતનો હોય તે છતાં ભોગવટાને આધારે ખેડુતે કાંઇ હક મળતો નથી. કેશવ પીલાઈ વી૦પેરુરેલી વિગેરે. ૧ મ. રી. એ. સી. ૨૫૯.

ઇઝમેંટ મોકુફ થવાના ઘણા રસ્તા છે, એમ જુદા જુદા હકવાળી જમીનનો એકજ માણસના કબજામાં આવે તેથી અથવા રજા ને પરવાનગી અથવા ઇઝમેંટનો ભોગવટો બંધ પડવાથી અથવા આપી દેવાથી અથવા ઉપરી હકવાળાના કાંઇ પણ કૃત્યથી ઈઝમેંટ બંધ પડી જાય છે.

ઈઝમેંટ ભોગવતાં જેટલી હરકતો થાય તે બાબત વાદીને નુકશાન મળવાનો હક થાય છે. પણ કદી તેમ ન હોય તો દરેક હરકત એજ નુકશાન છે અને તેના સામી ટકર ન લીધી હોય તો હક વિરૂધ પુરાવ થઇ જાય૦ છે. પણ સેહેજ સાજ કામ તે કાયદાસર હરકત ગણાતી નથી, જેમકે અજવાળુ અને હવા બીલકુલ બંધ થવી જોઇએ, પણ લક્ષમાં ન આવે એવી રીતે જરા કમી થતાં હોય તો તે કાંઇ હરકત કહેવાય નહી. તેમજ હરકત જારી રાખવાથી નવી નવી ફરિદીઓનાં કારણ હરકત જારી રહે ત્યાં સુધી ઉત્પન્ન થાય છે પણ એ બાબતનો ખરો એટલોજ ઇલાજ છે કે એ હરકત બંધ કરવાને કાયમ મુદતનો મનાઇ હુકમ મેળવવો. જે ઠેકાણે વારસાના હકને (મુળ ધણીના હકને)કાયમ નુકશાન થતું હોય તે ઠેકાણે જમીનના માલેકની ફરીયાદ પણ ચાલશે, અને જે નુકશાન અપાવવામાં આવે તે ખેડુત અને માલ ધણી વચ્ચે વેંહેચી આપવામાં આવશે. ઉપરના જેવો નીસાકાર હક એજ રાઈટ ઓફ કોમન છે અને તે હક ભંગ થવાથી ટાર્ટ ઉત્પન થાય છે. એને કોઇ કોઈ વખત ઇઝમેંટમાં દાખલ કરે છે પણ ઇઝમેંટ તથા એ હક એ બંનેમાં એટલો ભેદ છે કે આ હકથી બીજાની જમીનમાંથી કાંઇ નફો લેવાનો ભલાખો પહોંચે છે ને વળી ઈઝમેંટથી એમ કાંઈ થતું નથી૦ ને કોઇ કોઈ વખત એ હકનો અમલ સ્થાવર મિલકત ઉપર હોય છે તે છતાં બીજી સ્થાવર મિલકતનેજ વળગેલો હોય એમ ખસુસ

હોતું નથી, કારણકે એ હક તો કોક વખત આદમી અથવા હોદ્દાની સાથે પણ તાલુક રાખે છે.

રાઇટ ઓફ કોમનમાં બીજાની જમીન ઉપર ઢોરાં ચરવવાનો હક, બીજાના તળાવમાંથી મચ્છી પકડવાનો હક તથા બીજાની જમીનમાંથી લાકડાં, કાટ ઈંટો માટી વીગેરે લાવવાનો હક તેનો સમાવેશ થાય છે.

પ્ર૦—ટાર્ટને લગતા કાયદાના કહેવતો છે તેમાંનાં થોડાંક કહો?

ઉ૦—૧ ટાર્ટમાં બે વાનાં જોઈએ, પક્ષકારને નુકશાન તથા ખોટું એટલે અપકૃત્ય ભરેલું કૃત્ય એ બે વાનાં હોય ત્યારેજ ફરિયાદ ચાલે.

૨ જ્યાં કાયદાસર હક છે ત્યાં તે હકનો ઈલાજ હોયજ એટલે એવો કોઇ હક નથી કે તેનો ઈલાજ હોય નહી.

૩ ઉપરી જવાબદારછે એટલે શેઠના હુકમથી અને શેઠના લાભને માટે ચાકરે કૃત્ય કરયું હોય તો તે ઠેકાણે તેનો ઉપરી જે શેઠ તે એ કૃત્ય બદલ જવાબદાર થાય છે.

૪ પાછળથી મંજુર કરવું એ પ્રથમ હુકમ કરયા બરોબર છે. એટલે જે કૃત્ય અંગીકાર કરે તે ઠેકાણે પ્રથમથી જાણે એ મંજુર કરનારેજ એ કૃતજાણી જોઇ કરાવ્યું હોય એમ થાય છે.

૫ પોતાની મેળે ફરિયાદ કરવાનો હક પોતે ખુવે છે એટલે જે ઇજા બાબત તકરાર હોય તે ઇજા વાદીની કસુરથી બનેલી હોય તે ઠેકાણે વાંદીને તે બાબત ફરિયાદ કરવાનો હક રહેતો નથી.

૬ ઇજા વગરનું નુકશાન જે નુકશાનમાં કાયદાસર ઇજા માલમ પડતી નથી તે ઠેકાણે ફરિયાદ ચાલતી નથી.

૭ નુકશાન વગરની ઇજા, કેટલીક કાયદાસર ઈજા બાબત પ્રતક્ષ નુકશાન ન હોય તો પણ તે વિશે ફરિયાદ ચાલે.

૮ કપટથી કોઈ રીતે ફરિયાદીનું કારણ ઉત્પન થતું નથી.

૯ જે માણસ ઉપરથીજ અપકૃત્ય કરનાર માલમ પડે તેના વિરૂધ્ધ રાખી અનુમાન કરવું જોઈએ.

૧૦ ટાર્ટ અપકૃત્ય કરનારને એક બીજા પાસેથી નુકશાનનો હિસ્સો મળતો નથી. કરારમાંના એક જણે નુકશાન ભરયું હોય તો તે હીસ્સા રસીદ બીજા પાસેથી લેઈ શકેછે.

પ્ર૦—બીગાડ એટલે શું?

ઉ૦—જે માણસનો કબજો હોય અને તેથી સ્થાવર મિલકતનો ઉપયોગ તથા વાપરવાનો હોય તે જ્યારે પોતાને ભોગવવાને જે હક હોય એ ઉપરાંત જાય અને તેથી કાયમ હકદાર અથવા જેની આખર જતાં માલીકી છે એવા માણસના હકને નુકશાન કરે તે ખરેખરા ટાર્ટ છે ને તે કૃત્યનું નામ બીગાડ.

બીગાડ ત્રણ પ્રકારના છે. કાયદાસર, વ્યવહારિક, અને રજામંદીથી એ ત્રણ પ્રકાર હોય છે. કાયદાસર બીગાડમાં મીલકતનો ધણી પોતાના સ્વાર્થ અને આખરના માલીકનો ાયમ લાભ જે હોય તે ઉપર યોગ્ય નજર રાખી લાકડાં કાપે અગર ઈમારતોમાં ફેરફાર

કરે એવાં કૃત્ય કે જે પોતાના વહિવટ દરમ્યાન કરી શકે, એવાં કૃત્ય આવી જાય છે. વ્યવહારિક બાગાડ અગર અતીશે બીગાડમાં જે કૃત્ય કાંઈ ધણીપણાને લીધે ઉત્પન્ન થાય એમ કહેવાય નહિ પણ મિલકતને ખરાબી કરવા જેવાં હોય તે ગણાય છે. બિગાડ બાબતનો દાવો મિલકતની જાનને નુકશાન થવાની દેહેસત લાગવાનું કૃત્ય કરવાનું સાબેત કર્યા વિના ચાલે નહિ. ૯ વુ૦ રી૦ ૩૬૨

રજાગંદીમાંથી જે કૃત્ય કરવાં જોઈએ તે ન કરવાથી જે બિગાડ થાય તે અથવા તેથી મિલકતની ખરાબી થવા માંડે એવો બિગાડ આવી જાય છે. આ છેલી તરેહનો બિગાડ ઉપલી બે તરેહના બિગાડથી કેવળ જુદી તરેહનો છે કારણ કે બે તરેહના બિગાડમાં તો કૃત્ય ખુશીથી અગર જાણી જોઇને કરવાથી ઉત્પન્ન થાય છે અને ત્રીજી તરેહના બાગાડમાં એમ નથી.

પ્ર૦—જંગમ મિલકતના પ્રવેશ થયાની ફરિયાદ ક્યારે કરી શકાય છે અને જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કર્યાની ફરિયાદ ક્યારે કરી શકાય છે ?

ઉ૦—પ્રવેશ અને ખોટો ઉપયોગ એ બે શબ્દો વચ્ચે કાયદાની ભાષામાં ઘણોક તફાવત છે જે ઠેકાણે કાંઈ બળ પ્રતક્ષ અગર પ્રોક્ષ રીતે વાપરવામાં આવે અને તેથી નુકશાન થયું હોય તો તે ઠેકાણે પ્રવેશની ફરિયાદ ચાલે.

બીજાની ચીજ બગાડવી અથવા વાપરવી પણ તે ઉપર વિરૂદ્ધ ધણીપણું બતાવવાનો ન હોય તો એ પ્રવેશ કહેવાય પણ ખોટો ઉપયોગ કહેવાય નહિ.

પ્રવેશ માલને નુકશાન કરવાથી ઉત્પન્ન થાય છે તોપણ તેમાં માલ લેઇ લેવાનું કામ પણ વખતે આવી જાય ને વખતે માલ લેઈ જવાથી પ્રવેશ બને છે.

ખોટા ઉપયોગનો અર્થ એવો થાય છે કે માલને નુકશાન થયું હોય તેવું છતાં જો એના માલિકના ધણીપણાના નિરંતરપણામાં ભંગ પાડયો હોય ને તે ઉલટી રીતે પાડયો હોય તો તે ખોટો ઉપયોગ.

પ્રવેશમાં ફરિયાદીનો આધાર બળ વાપર્યાની તથા પ્રતક્ષ નુકશાન થયાની વાત ઉપર છે. ખોટા ઉપયોગમાં એ માલનો ઉપયોગ એના ધણીથી થઇ શકતો નથી એ વાત ઉપર છે. આવાં કામોમાં ધણીની પ્રતક્ષ કબજામાં તે મિલકત હોય કે ન હોય તોપણ ટાર્ટ ઉત્પન્ન થાય છે.

પ્ર૦—બેલમેંટ શાને કહેવાય ?

ઉ૦—બેલમેંટ એટલે કાંઇ વિશેષ હેતુ અગર કારણસર બીજાને ભરૂસે કાંઈ વસ્તુ સ્પષ્ટ અગર ગરભિત કરારથી સોંપવી કે તે કારણ કે હેતુ મુજબ ચાલે. બેલમેંટમાં બે અગત્યની વસ્તુઓ જરૂર જોઇએ. તેમાં એક તો જણસ આપવી અગર સોંપવી એ વાત અને બીજી ભરૂંસો અગર ઇતબાર રાખવો એ વાત. એવા કામમાં એક માણસ બીજા ઉપર જે ઇતબાર રાખે છે તેને ભરૂંસો એવો શબ્દ લાગુ કર્યો છે. એ ઉપરથી ઘણાં દ્રષ્ટાંત આપી શકાય. જેમકે કોઈ દરજીને આપણે ડગલો કરવા માટે લુગડું આપ્યું હોય તો એ દરજી એ લુગડું ગરભિત કરાર ઉપરથી લઇ જાય છે, તે એવો કે તેનો સાદો ડગલો બનાવવો ને તર્જ-

યાર થયેથી ધરાકને પાછો આપવો. માટે એ લુગડું આપ્યું એ બેઇલમેંટ કહેવાય ને એ શીવવા લેઈ જનારો જે દરજી તે " બેઇલી " એટલે બેઈલમેન્ટ કબુલ કરનારો કહેવાય. અને જેણે લુગડું સોંપ્યું તે બેઇલર એટલે બેલમેન્ટ આપનારો કહેવાય છે. તેમજ કોઇ ધરેણે રાખનાર કાંઇ જણસો ધરેણે રાખી રૂપઇઆ ધીરે છે, તે ઠેકાણે પણ બેલમેન્ટ ઉત્પન્ન થાય છે.

બેઇલમેંટ ત્રણ પ્રકારનાં છે.

૧ ફક્ત બેઈલરનાજ લાભને માટે બેઇલમેંટ હોય તેવાં તમામ બેઇલમેંટો.

૨ વર્ગ એવા બેઇલમેન્ટોનો છે કે જે ફક્ત બેઇ વિનાજ લાભને માટેનાં બેઇલમેન્ટ છે. અને તેમાં ઘણું કરીને એવી જણશ પાછી આંપવી પડે છે. જેમકે કાંઇ ચીજ ઉછીતી આપવી થોડી મુદત વાસ્તે બદલો લીધા વગર ધીરવી. એને ઈંગ્લીશ શીવીલાલો પ્રમાણે કમોડેટમ કહે છે ને આપણા કાયદામાં લોન કહે છે.

૩ બેઇલમેંટની ત્રીજા વરગમાં ઇતબાર બંને પક્ષકારોના ફાયદા માટે રાખેલો હોય છે એમાં જણશ ગીરવી મુકવી તથા કાંઈ ઇનામ અગર બદલો લેવા માટે સોંપવી એવી વાતો આવી જાય છે. જેમકે માલ ઉપર મહેનત કરવાની ઘણીક રીતો છે. તેમાંના મોક્ષ વિભાગની વિગત. (૧) કાંઇ જણશ ભાડુ લઇ વાપરવા આપવા એટલે ભાડે આપવી. (૨) મહેનત અને કામ ભાડે આપવું. (૩) સોંપેલી જણશ ઉપર કાંઇ નોકરી અગર બરદાશ કે કામ કરવાનું ભાડે આપવું. (૪) એક જગોએથી બીજી જગોએ માલલેઇ જવાનું કામ ભાડે આપવું. આ વરગના બેઇલમેન્ટોમાં આગલા બે વરગ કરતાં ઘણા ઉપયોગી અને અગણિત જાતના બેલમેન્ટો આવી જાય છે એટલે ગીરવી રાખનાર ધરમશાળાવાળા, (વીશીવાળા) અને હુંડા ભાડાવાળા એ તમામની બેઇલમેન્ટો આવી જાય છે.

પ્ર૦—હરેક હુંડા ભાડાવાળાની કેવી ફરજ છે તથા શી શી જવાબદારી છે ?

ઉ૦—જે લોકો ભાડાના ઠરાવથી માલ અગર ઉતારૂઓને એક જગોએથી બીજી જગ્યાએ લઇ જવાનો ધંધો કરે છે. તેને હુંડા ભાડાવાળી કહે છે. હરેક હુંડા ભાડાવાળાની એવી ફરજ છે કે પોતે જે માલ લેઇ જવાનો ધંધો કરતો હોય તે તમામ માલ લેઇ જવા બદલ જે કોઇ ભાડુ આપવા તઈયાર હોય અગર આપવાની જેને શક્તિ હોય અને પોતાની ગાડી અગર વહાણમાં જગ્યો હોય તો એમનો માલ લેઇ જવાને કબુલ કરવું તથા લેઇ જવો.

ભયંકર માલ લેઇ જવાની ફરજ હુંડા ભાડાવાળા (રેલવેવાળાને) પકડાય નહિ ( સને ૧૮૫૮ નાં ૧૬ મા આકટની કલમ ૧૫ મી જુઓ. )

ઉતારૂઓને લેઇ જનાર હુંડા ભાડાવાળો હોય તેની એવી ફરજ છે કે દરેક મુસાફર ને મુસાફરીના કારણસર જુજ સામન જોઈએ તે સાથે તે આદમીને પોતે લેઈ જવો પણ તે શીવાય વેપાર અગર ધંધાના કારણસર માલ એ સાથે લેઇ જતો હોય તો તે હુંડા ભાડાવાળો પોતાની ગાડીમાં લેઇ જશે નહી ને કદી લેઇ જશે તો દસ્તુર મુજબ ભાડું લઇ લેઇ જવાની એની મરજી હશે તોજ લેઇ જશે. કોઇ વકીલ પોતાના ઠેલામાં દસ્તાવેજો તથા નાણાં, કામ ચલાવવા માટે લેઈ જતો હોય તો એ સાધરણ મુસાફરીને લગતો સા-

માન કહેવાતો નથી ને તે બદલે રેલવે કંપની જવાબદાર થાય નહી. પણ કોઇ વહાણનો ઉપરી ખલાશી વખત માપવાનું યંત્ર સાથે લેઇ રેલવેની ગાડીમાં બેઠો હોય તો એ સાધારણ મુસાફરીનો સામાન ગણાય. રેલવેવાળા, ડાકની ગાડીવાળા, અદોવઇઆ, વહાણવાળા, આગબોટવાળા, વીગરે જે કોઇ એવો ધંધો કરતા હોય કે ભાડુ લેઈ માણસોને અગર માલને એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોચાડવા, ને તેમાં જે કોઇ આવે તેનું ભાડું કરે પણ હરકત લે નહી. તે તમામ હુંડાભાડાવાળાં કહેવાય છે. કોઇ ગાડીવાળો બાંધેલે ઠેકાણેજ ગાડી ફેરવતો ન હોય ને પોતાની ગાડી ફકત ખાનગી ગાડી તરીકે કલાકે અગર દહાડે અગર ઉધડ ભાડાના ઠરાવથી આપતો હોય કે તે ગાડી ભાડે રાખનાર પોતાની મરજીમાં આવે ત્યાં લેઈ જાય તો એ ગાંડીવાન હુંડાભાડાવાળો કહેવાય નેહી. કારણ કે તેમને કાંઇ નિયમ નથી કે એમણે પોતાની ગાડી અમુક ઠેકાણેજ ફેરવવી, ને અમુક જગોએજ જવું આવવું, પણ એતો આપણે ભાડે કરી સ્ટેસન સુધી લેઇ જઇએ તો ત્યાં આવે અગર કદી કાંપમાં લેઇ જઇએ તો ત્યાં પણ આવે; માટે એ હુંડાભાડાવાળા કહેવાય નહી. જો કોઇ રેલવે કંપની જાહેર ખબર અગર ટાઇમ ટેબલ છપાવી પ્રગટ કરે કે, અમારી ટ્રેન આટલા કલાકે અહીંઆંથી ફલાણી જગોએ જવા માટે નિકળશે, અને પછી તે પ્રમાણે ગાડી તઇયાર ન થાય તો, જે લોકોએ એ વાત ખરી માનીને ખરચ કરયું હોય ને ઠગાયા હોય તે તમામની નુકશાન બદલે રેલવે કંપની ઉપર ફરિયાદ ચાલશે. હોલ્ટ ચીફ જસ્ટીસ કહે છે કે જે કોઇ સરવેનો માલ લઇ જવાનું કામ કરે છે એવા જે હુંડાભાડાવાળા, આગબોટોવાળા તથા વહાણવાળા, વીગરે ઉપર કાયદો જવાબદારી નાખે છે, ફકત પરમેશ્વરના કૃત્ય અને રાજ્યના દુશ્મનનાં કૃત્ય શીવાય ગમે તે કારણથી નુકશાન થાય .તો પણ તેઓ જવાબદાર છે. કેમકે જોર જુલમ ગમે તેવો ભારે હોય જેમ કે એક લોકોનું ટોળું વળગી પડી લુંટી લેતો. તે અનિવાર્ય બળ છે તે છતાં તે બદલ હુંડા ભાડાવાળો જવાબદાર થાય છે, આ નિયમ કરાવાનું કારણ એવું છે કે જે લોકો તે હુંડા ભાડાવાળા સાથે કામ પાડી ખતબાર રાખ્યા વિના છુટકો નથી તેમ સંરક્ષણ થાય માટે રાજ્યનિતી એ કાયદામાં એવા તતબીર કરવી છે, એવું ન હોત તો તે હુંડાભાડાવાળો ચોર ચખારી લોકો સાથે એક્કો કરી દૂનિયાને ખરાબ કરી નાખવાનો લાગ તેમને મળત અને તે વળી એવી ચુપકીથી મળી ચોરીઓ કરાવે કે તે ખુલુ પડવું મુસ્કેલ પડે એટલે આપણને કદીએ ખબર પડત નહી. કે એ કૃત્ય હુંડાભાડાવાળાએ કરાવ્યું હશે. માટે આવો તતબીર ભરેલો નિયમ લોકોની સુખકારીનો બચાવ થવા માટે કાયદાએ ઉત્પન્ન કરયો છે. એ કારણ ઉપરથી કાયદો એમને હરેક રીતે જવાબ કરવાનો નિયમ જાહેર કરે છે.

ઈસ્વરી કૃત્ય એટલે કોઈ પણ મનુષ્યના કૃત્યથી વિરૂદ્ધ જે આગ કે રેલ વા વંટોળીઓ, વીજળી અને તોફાન વિગેરે જે વિઘ્ન માણસથી નિપજતાં નથી તે તમામ દૈવ્ય કૃત્યં કહેવાય. એડીસન ઓન ટાર્ટસ પ્ર૦૪૪૯—૪૫૦ ૧૪ બે. લા. રી. ૨૦૯

હુંડી ભાડાવાળો પોતે માલ લીધા પછી ઇસ્વરી કૃત્ય શિવાયની દરેક કસુર બાબત જવાબદાર છે. એક વખતે એક કુતરો નાશી ગયો તેમાં પ્રતિવાદીએ તકરાર ઉઠાવી કે કુતરાના ધણીએ એને ગળે ગાળો સંભાળીને બાંધવો જોઈતો હતો કે તેથી એ છુટી જાય

નહી. તેમાં ઠરયું કે ગાળો પુરો મજબુત નહોતો એવું જાણવાનો ઇલાજ હુંડા ભાડાવાળાને નહોતો, માટે તેણે એ કુતરાને તાળવામાં બંધ કરીને અગર બીજી રીતે નાશી ન જાય એવો બંદોબસ્ત કરવો હતો, તે ન કરયો માટે એ કુતરાની કીમત બદલ હુંડા ભાડાવાળો જવાબદાર છે. એડીશન ઑનટૉર્ટસ પ્ર૦ ૪૫૦

પ્ર૦—વીસીવાળાની જવાબદારી વિશે તમે શું જાણોછો?

ઉ૦—જે માણસ ધર્મશાળાવાળો ન હોય તેવા સાથે કોઇ રહે અને તેની ચોરી તેના ઘરમાં થાય. પછી ગમેતો એ રાખનારના નોકરોથી થઇ હોય અગર બીજી રીતે થઈ હોય તે છતાં તે રાખનાર માણસ જવાબદાર નથી પણ દરેક વિશીનું મકાન રાખનારની ફરજ છે કે, તેણે પોતાનું મકાન જેવો કોઈ સમજુ ગ્રહસ્થથી પોતાના ઘરની સંભાળ રાખે તેવી રીતે એણે રાખવી જોઇએ, ને ચાકર જે રાખવા તે પણ જોઇ વિચારીને રાખવા જોઇએ. રહેનારનો સામન રાખનારના હાથમાંજ આપ્યો હોય તો, બીજા બેલી માફક એ પણ જવાબદાર થાય છે. પણ રહેનારની જાત જોડે માલ આવ્યો હોય અને રહેનાર પોતે રહે તે ઘરમાં મુકયો હોય એટલાજ કારણથી એ ઘરનો બેલા જવાબદાર ગણાતો નથી. કાયદાનો નિયમ એવો છે કે, રહેનારે પોતાના માલની સંભાળ પોતાના મકાનમાં પોતે રાખવી જોઈએ.

પ્ર૦—ધર્મશાળાવાળાને માલ રોકવાનો હકછે અને છે તો ક્યારે?

ઉ૦—ધર્મશાળાવાળાને આપેલો છે કે જો કોઇ મુસાફર અગર ઉતારૂએ પોતે જે ખરચ ઉપાડયું હોય તેના પૈશાનો હિસાબ ચુકાવી ન આપે તો તેના અવેજમાં તેની માલ મિલકત રોકી રાખી શકે છે. જેમકે કોઇ ઘોડો કે ગાડી કોઇ ઉતારૂએ ધર્મશાળામાં મુકી હોય અને તેના સચવામણીના પૈસા પત્યા ન હોય તો પછી ગમે તો એ ઘોડો કે ગાડી ઉતારૂ કોઇ માહીતનું ચોરી લાવ્યો હોય કે દગલબાજીથી કહાડી લાવ્યો હોય તે છતાં એ વાતની પેહેલેથી ધર્મશાળાવાળાને ખબર ન હોય તો તે માલ પણ અટકાવી શકેછે.

ધરમશાળાવાળાએ પાસે એવી રીતે માલ રોકેલો હોય તે ગીરો માફક ગણાયછે.

કદી ઉતારૂ ધર્મશાળાવાળાને કહ્યા વગર તેની હા વગર ઘોડા કે જનાવર ધરમશાળામાંથી છોડી જાય, ને તે તરત ને તરતજ પાછળ જાય તો તો પાછો છોડાવી લાવી શકેછે પણ વિલંબ કરે તો તેમ બની શકે નહી.

પ્ર૦—જમીનના કરાર બાબત શું જાણોછો?

ઉ૦—જે ઠેકાણે મુળ દેણદારે ભરવાના રૂપઇઆ જામીનને ભરયા હોય તે ઠેકાણે વ્યાજ નુકશાન તરીકે મળે, કારણ કે એને દેણદારની ફરજ પુરી પાડતાં જે કાંઇ,સ્વભાવિક અને યોગ્ય ખરચ થયો હોય, તો તેથી જોખમ વેઠવું પડયું હોય તે તમામ મજરે લેવાનો હક છે, પણ તેમાં અયોગ્ય રીતે તકરાર લઢયો હોય તો તે ખરચ મજરે મળતું નથી. જે ઠેકાણે આ બની સારી ચાલને માટે જામીન હોય તે ઠેકાણે જે નુકશાન માટે આ જવાબદાર થયો હોય તે ખુલ્લી રીતે વાદીએ સાબિત કરવું જોઇએ, નિકર નુકશાન ફકત નામનું (જુજ) મળશે.

# હિંદુસ્થાનનો ફોજદારી કાયદો.

## સન ૧૮૬૦ નો આકટ ૪૫ મો.

---

પ્ર૦ ૧—નિચેના શબ્દોની વ્યાખ્યાઓ આપો?

પુરૂષ, સ્ત્રી, સખસ. લોક, રાણીનો નોકર, બ્રિટિશ ઇંડિયા, હિંદુસ્થાનની સરકાર, સરકાર, પ્રેસીડેન્સી, જડજ, ઈનસાફની કોરટ, સરકારી નોકર, જંગમ મિલકત, ગેરવ્યાજબી લાભ, ગેરવ્યાજબી હાનિ, બદદયાનતથી, દગલબાજીથી, માનવાનું કારણ, ખોટું બનાવવું, લેખ, કિંમતી દસ્તાવેજ, વિલ, કામ, કસુર, બુદ્ધિપુર્વક ગુન્હો, વિશેષ કાયદો. સ્થાનિક કાયદો, કાયદા વિરૂધ, કાયદા પ્રમાણે ફરજ, નુકશાન. જીંદગી, મોત, જાનવર, વાંહાણ. સોગન, શુદ્ધબુદ્ધિ, ગુન્હેગારને મદત કરવી, મદતગાર, કાયાદા વિરૂદ્ધ મંડળી, હંગામો, બખેડો, કાયદેસર મેહેનતાણું, ખોટી સાહેદી આપવી, ખોટો પુરાવો બનાવવો, શિક્કો, રાણીનો શિક્કો, લોકાપકારક કૃત્ય. શિક્ષણ્ય મનુષ્યવધ, ખુન. ઠગ, વ્યથા, મહાવ્યથા, બુદ્ધિ પુર્વક વ્યથા, બુદ્ધિપુર્વક મહાવ્યથા, ગેરવ્યાજબી અટકાવ, ગેરવ્યાજબી કેદ, બળ, સાપરાધ બળ, હુમલો, બ્રિટિશ ઇંડયામાંથી મનુષનું હરણ, કાયદાસર વાલીના હવાલામાંથી મનુપહરણ, મનુષનયન. બળાત્કાર સંભોગ, ચોરી, જબરાઇથી કઢાવવું, અપહરણ. ડાકાઇટી, વિશ્વાસઘાત ચોરીનો માલ, ઠગાઇ, વેષ લેઇને ઠગાઇ કરવી, બીગાડ, સાપરાધ પ્રવેશ, ગ્રહપ્રવેશ, ગુપ્ત ગૃહપ્રવેશ, રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ, ઘર ફોડવું, રાતે ઘર ફોડવું, ખોટો લેખ બનાવવાનો ગુન્હો, ખોટો લેખ બનાવવો, બનાવટનો લેખ, વ્યાપારની નિશાની, મિલકતની નિશાની, ખોટી વ્યાપારની નિશાની વાપરવી, ખોટી મિલકતની નિશાની વાપરવી, છીનાળુ, આબરૂ લેવી, સાપરાધ ધમકી.

ઉ૦—૧ પુરૂષ એ શબ્દવડે કોઇપણ વયનો માનવી પુરૂષ સમજવો.

૨ સ્ત્રી એ શબ્દવડે કોઇપણ વયની માનવી સ્ત્રી સમજવી.

૩ "સખ્સ" એ શબ્દમાં કોઇ પણ કંપની અથવા સભા અથવા માણસોની મંડળીનો સમાવેશ થાય છે; પછી તે કંપની, સભા અથવા મંડળીને કાર્પોરેશનના હક મળ્યા હોય કે નહિ તોપણ.

૪ "લોક" એ શબ્દમાં લોકના કોઈ પણ વર્ગનો અથવા કોઈ પણ જમાતનો સમાવેશ થાય છે.

૫ રાણીના નોકર એ શબ્દોવડે હિંદુસ્થાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ એ નામનો વિકટોરિયાના રાજ્યના ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠાએ અથવા તેના આધાર ઉપરથી અથવા હિંદુસ્તાનની સરકારે અથવા તેની સત્તાથી હિંદુસ્થાન મધે કાયમ રાખેલા ઠરાવેલા અથવા મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા,

૬ બ્રિટિશ ઇંડિયા એ શબ્દોવડે પ્રિન્સ આવ વેલ્સ આયર્લંડ, સિંગાપોલ તથા મ-

કા શિવાયનો હિંદુસ્થાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આક્ટ એ નામના વિક્ટોરિયાના રાજ્યના ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબને હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે મુલક સમજવો.

૭ હિંદુસ્થાનની સરકાર એ શબ્દો વડે હિંદુસ્થાનના ગવરનર જનરલ ઇનકાંઉસીલ અથવા હિંદુસ્થાનના ગવરનર જનરલ પોતાની કૌન્સિલથી ગેરહાજર હોય તે દરમિયાનમાં પ્રેસીડેંટ ઈનકૌન્સિલ, અથવા એકલા હિંદુસ્થાનના ગવરનર જનરલ સમજવા; તે તેઓ અથવા તે જે જે અખત્યાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે તે તે અખત્યારને સંબંધે સમજવા;

૮ સરકાર એ શબ્દવડે જે સખસ અથવા સખસોને બ્રિટિશ ઈંડિયાના કોઇપણ ભાગમાં હકુમત કરવાનો કાયદા પ્રમાણે અખત્યાર છે તે સખસ અથવા સખ્સો સમજવા.

૯ પ્રેસીડેન્સી એ શબ્દવડે એક પ્રેસીડેન્સીના સરકારને તાબેનો મુલક સમજવો.

૧૦ જડજ એ શબ્દવડે જે સખસને તેના હોદાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહિ પણ જે જે સખસને કાયદાથી કોઇ પણ દિવાની અથવા ફોજદારી મુકદમામાં આખરી ફેંસલો અથવા જેપર અપીલ ન થાય તો આખરી ગણાય એવો ફેંસલો અથવા બીજા કોઇ અધિકારીએ બહાલ રાખેથી આખરી થાય એવો ફેંસલો આપવાનો અખત્યાર હોય અથવા એવો ફેંસલો આપવાને કાયદાથી અખત્યાર પામેલા અનેક સખસોમાંનો જે એક હોય તે દરએક સખસ પણ સમજવો.

૧૧ ઇનસાફની કોરટ એ શબ્દોવડે જે જડજને કાયદાથી એકલો રહીને ઈનસાફનુ કામ કરવાનો અખતિયાર મળ્યો હોય અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઇનસાફનું કામ કરવાનો અખત્યાર મળ્યો હોય તે જડજ અથવા જડજો સમજવા પણ જ્યારે તે જડજ અથવા જડજો ઇનસાફનું કામ કરતો હોય ત્યારે.

૧૨ ૧ હરેક કોવેનાનટેડ સરવંટ, ૨ કોઇપણ સરકારના હુકમ તળે નોકરી કરનાર કમિશન્ડ આફીસર, ૩ હરેક જડજ, ૪ હરેક ન્યાયની કોરટનો અમલદાર, ૫ હરેક જુરીનો માણસ આસેસર અથવા પંચાએતનો માણસ, ૬ હરેક લવાદ, ૭ હરેક જેલર, ૮ સરકારનો હરેક અમલદાર જેનું કામ પોતાના હોદાને લીધે ગુન્હા અટકાવવાનું, ગુન્હાઓની ખબર આપવાનું ગુન્હેગારોને તેઓનો ઈનસાફ થવાસારૂ કોરટમાં હાજર કરવાનું અથવા લોકોની તનદુરસ્તી સલામતી કે અનુકુળતા સંભાળવાનું હોય તે, ૯ હરેક અમલદાર જેનું કામ પોતાના હોદાને લીધે સરકારની વતી કાંઇ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું કે ખરચ કરવાનું અથવા સરકારની વતી કાંઇ તપાસ અથવા માપણી જમાબંદી કે કાંઇ કરાર કરવાનું અથવા મેહેસુલ બાબત કાંઇ હુકમ બજાવવાનું અથવા સરકારના પઇશા સંબંધી લાભની કાંઇ તજવીજ કરવાનું કે તે વિશે રિપોરટ કરવાનું હોય તે. ૧૦ મ્યુનીસીપાલિટીના અમલદારો. ૧૧ રેલવે કંપનીના આફીસરો અને નોકરો. ૧૨ પાઉન્ડ કીપરો ૧૩ પ્રદેશવાશીના મેડીકલ ઈનસ્પેકટરો તથા રક્ષણ કર્તાઓ. ૧૪ રજીષ્ટ્રારો.

તેઓને સરકારે મુકરર કરવા જોઈએ એમ જરૂરનું નથી, જે જે ઠેકાણે સરકારી નો

કર એ શબ્દો આવે, તે તે ઠેકાણે તે શબ્દો જે માણુસ સરકારી નોકર આફ્ક હોદ્દો ચલાવતો હોય તેને વિશે સમજવા; પછી તે માણુસના તે હોદ્દો ચલાવવા બાબતના અખત્યારમાં કાયદા સબંધી ગમે તે ખામી હોય તો પણ.

૧૩ જંગમ મીલકત એ શબ્દવડે જમીન તથા જમીનને ચોટેલી વસ્તુ અથવા જમીનને ચોટેલી વસ્તુ જોડે જાથુ જોડાએલી વસ્તુ શિવાયની કોઇ પણ પ્રકારની સાકાર મિલકત સમજવી.

૧૪ ગેરવાજબી હાની એટલે કાયદા વિરૂધ ઉપાયોથી મિલકતનું જવું જે મિલકત પર તે જેની પાસેથી જાય છે તે સખસનો કાયદા પ્રમાણે હક છે. (ક. ૨૩)

૧૫ બદદાનતથી જે માણુસ કાંઈ વસ્તુ એક સખસને ગેરવ્યાજબી લાભ કરવાના અથવા બીજા સખસને ગેરવાજબી હાની કરવાના ઇરાદાથી કરે, તે માણુસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું. (ક. ૨૪)

૧૬ દગલબાજીથી એટલે જો કોઈ સખસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે, તો તે વસ્તુ તેણે દગલબાજીથી કરી એમ સમજવું નહી તો નહી. (ક. ૨૫)

૧૭ માનવાનું કારણુ એટલે જો કોઈ સખસને કાંઈ વસ્તુ માનવાનું પકિ કારણુ હોય તો તેહને તે વસ્તુ માનવાનું કારણુ છે એમ સમજવું નહી તો નહી. (ક. ૨૬)

૧૮ ખોટું બનાવવું જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એહેવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવ છે તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું. (ક. ૨૮ )

૧૯ લેખ એ શબ્દ વડે કાંઇ પણુ બાબત સમજવી જે બાબત કોઇ પણ વસ્તુ ઉપર અક્ષર આંક કે ચિન્હ વડે, અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે સમજાવી અથવા બ્યાન કરેલી હોય અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઈરાદો કરયો હોય અથવા વપરાય.

ગમે તે સાધન વડે અથવા ગમે તે વસ્તુ ઉપર તે અક્ષર, આંક અથવા ચિન્હ કાહાડયાં હોય અને તે પુરાવો કોઇ ઇનસાફી કોરટને માટે ઇરાદો રાખીને કરયો હોય કે નહી અથવા તે કોઇ ઈનસાફની કોરટમાં વપરાય કે નહી. તેની કાંઇ ફીકર નહી. (ક. ૨૯ )

૨૦ કિંમતી દસ્તાવેજ એ શબ્દો વડે જે લેખથી કાંઈ કાયદેસર હક ઉત્પન થતો હોય વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય અથવા છોડી દેવાતો હોય અથવા જે લેખથી કોઈ સખસ કબુલ કરતો હોય કે માહારી કાયદેસર જુમેદારી છે અથવા ફલાણો કાયદેસર હક માહારો નથી એવો લેખ અથવા એવી મતલબનો લેખ સમજવો. (ક. ૩૦ )

૨૧ વિલ એ શબ્દવડે કોઇપણુ વશિયતનામાનો લેખ સમજવો. ( ક. ૩૧ )

૨૨ કામ એ શબ્દ એક કામને, અને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલાં અનેક કામોને પણુ લાગે છે.

૨૩ કસુર એ શબ્દ એ એક કસુરને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને પણુ લાગે છે. ( ક. ૩૩ )

૨૪ બુધિપુર્વક એટલે જ્યારે કોઈ સખસે જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપાયથી અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે એવો સંભવ છે. એમ તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી તે તે અસર પેદા કરે, ત્યારે તેણે બુદ્ધિપુર્વક તે અસર પેદા કરી એમ સમજવું. ( ક. ૩૯ )

૨૫ ગુન્હો એ શબ્દવડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી. ( ક. ૪૦ )

૨૬ વિશેષ કાયદો એટલે કાંઈ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો. (ક. ૪૧)

૨૭ સ્થાનિક કાયદો એટલે બ્રિટિશ ઇંડિયાનાં કોઇ વિશેષ ભાગનેજ લાગુ પડે એવો કાયદો. ( ક. ૪૨ )

૨૮ કાયદા વિરૂદ્ધ એ શબ્દો જે જે વસ્તુ ગુન્હો છે, અથવા કાયદાએ મના કરેલી છે અથવા દિવાની ફરિયાદીનું કારણ થાય છે, તે પ્રત્યેકને લાગુ પડે છે.

૨૯ કાયદા પ્રમાણે ફરજ જે સખસો જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વિરૂધ થાય તે વસ્તુ કરવાની તે સખસની કાયદા પ્રમાણે ફરજ છે એમ સમજવું. ( ક. ૪૩ )

૩૦ નુકશાન એ શબ્દવડે કોઇપણ સખસના શરીરને, મનને, આબરૂને, અથવા મિલકતને કાયદા વિરૂધ રીતે કરેલી કાંઇ પણ હાની સમજવી. ( ક. ૪૪ )

૩૧ જીંદગી એ શબ્દવડે માણસની જીંદગી સમજવી, પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હોય તો ત્યાં તેમ અર્થ કરવો. ( ક. ૪૫ )

૩૨ મોત એ શબ્દવડે માણસનું મોત સમજવું, પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એવી તરેહનો ઉલટો અર્થ દેખાતો હોય તો ત્યાં તેમ અર્થ કરવો. ( ક. ૪૬ )

૩૩ જાનવર એ શબ્દવડે માણસ સિવાય બીજી કાંઈ પણ જીવવાળી વસ્તુ સમજવી. ( ક. ૪૭ )

૩૪ વાહાણ એ શબ્દવડે જળમાર્ગે માણસોને અથવા મિલકતને લઇ જવા માટે કરેલી કાંઈ પણ વસ્તુ સમજવી.

૩૫ સોગંદ એ શબ્દમાં સોગંદને ઠેકાણે ધર્મ પુર્વક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા તથા ઈનસાફની કોરટમાં કે બીજે ઠેકાણે કોઈ સરકારી નોકરની આગળ કોઇપણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય અથવા રજા આપી હોય અથવા પુરાવાના કારણસર વાપરવો હોય, તે એકરાર પણ સમાય છે એમ સમજવું.(ક. ૫૧)

૩૬ જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વિના કરી અથવા માની હોય તે શુદ્ધ બુદ્ધિથી કરી અથવા માની એમ સમજવું નહી. (ક. ૫૨ )

૩૭ ગુન્હેગારને મદદ કરવી એટલે—

૧ જે માણસ તે વસ્તુ કરવાને કોઇને ઉશકેરે.

૨ જે માણસ તે વસ્તુ કરવા સારૂ કોઇ સખસ અથવા સખસોની સાથે કાંઇ

મસલતમાં સામીલ થાય.

૩ જે માણસ કાંઈ કામ અથવા કાયદા વિરૂધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાથી સાહતા કરે.

૪ જે માણસ જાણી જોઇને ખોટી વાત કહીને અથવા જે જરૂરની હકીકત જાહેર કરવાની ફરજ હોય તે હકીકત જાણી જોઇ છુપાવે ને કોઇ કામ બુધ્ધિપુર્વક કરાવે, અથવા કોશીશ કરે ત્યારે ઉશકેરણી કરી એમ સમજવું.

૫ કોઇ કામ કરતાં અવલ અથવા કરતી વખતે કામ કરવું સેહેલ કરવાને કોઈ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ કરવું સેહેલ કરે; ત્યારે તેણે સાહતા કરી સમજવું પેનલકોડ પ્રમાણે જે ગુનાહ લાગુ પડે તેનેજ મદદગારીના ગુનાહ લાગુ થાય બીજાને માટે નહી. (ક. ૧૦૭).

૩૮ મદદગાર એટલે જે સખસ કાંઈ ગુનોહ કરવામાં મદદગારી કરે અથવા જે કામ મદદગાર સખસના ઇરાદા અથવા જ્ઞાનથી ગુનોહ કરવાને કાયદા પ્રમાણે કોઇ શકિતમાન સખસે કર્યુ હોય તો ગુનોહ થાય એવું કાંઇ કામ કરવામાં મદદગારી કરે, તે સખસના ગુનાહમાં મદદગારી કરી એમ સમજવું.

કાંઈ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુનોહ થઇ શકે છે પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તો પણ.

મદદગારીનો ગુનોહ થવામાં એવું કાંઇ જરૂરનું નથી કે મદદગારી કરેલું કામ થવું જોઇએ અથવા જે અસર ગુનોહ થવામાં જરૂર છે તે આસરે પેદા થવી જોઇએ (ક.૧૦૮

૩૯ કાયદા વિરૂધ મંડળી એટલે જો પાંચ અથવા વધારે સખસોની એક મંડળી મળે અને જે સખસો તે મંડળીમાં હોય તેઓને સામાન્ય હેતુ નિચે લખ્યા પ્રમાણે હોય તો તે મંડળીને કાયદા વિરૂધ મંડળી કેહેવી.

હિંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને અથવા કોઈ પ્રેસિડેન્સીની સરકારને અથવા કોઇ લીવટેન્ટ ગવનરને અથવા પોતાના હોદાનો કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને સાપરાધ બળ કરીને અથવા સાપરાધ બળ દેખાડીને ડરાવવો; અથવા કોઈ કાયદો કે કોઇ કાયદેસર હુકમ બજતાં હરકત કરવી અથવા.

કાંઇ બીગાડ અથવા સાપરાધ પ્રવેશ અથવા બીજો ગુનોહ કરવો અથવા

કોઇ સખસની ઉપર સાપરાધ બળ કરીને અથવા તેને સાપરાધ બળ દેખાડીને કાંઇ મિલકતનો કબજો લેવો અથવા મેળવવો અથવા કોઈ સખસનો આવવા જવાનો હક, અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો જે નિરાકાર વસ્તુ સબંધી હક તે સખસના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઇ લેવો અથવા કાંઇ હક ધારેલો હક અમલમાં લાવવો અથવા

સાપરાધ બળ કરીને અથવા સાપરાધ બળ દેખાડીને જે કામ કરવાની જે સખસની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે સખસ પાસે કરાવવું અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂધ ન હોય તે પાછળથી કાયદા વિરૂધ મંડળી થઈ શકે. (ક. ૧૪૧)

૪૦ કોઇ કાયદા વિરૂધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવા તે કાયદા વિરૂધ મંડળી અથવા તેનો કોઇ અંગભુત બળ અથવા જુલમ વાપરે તો તે મંડળીના દર એક અંગભુતે તે હંગામાનો ગુન્હો કરયો એમ સમજવું. (ક.૧૪૬)

૪૧ બખેડો એટલે જ્યારે બે અથવા વધારે સખસ કોઇ જાહેર જગામાં મારા મારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે ત્યારે તેઓએ બખેડો કરયો એમ સમજવું. (ક. ૧૫૯)

૪૨ કાયદેસર મહેનતાણું એટલે એ શબ્દો વડે કોઇ સરકારી નોકર જે મહેનતાણું કાયદા મુજબ માગી શકે તે મેહેનતાણુંજ સમજવું નહી પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેહેનતાણું લેવાની પરવાનગી હોય તે સઘળાં મેહેનતાણાનો તેઓમાં સમાવેશ થાય છે. (ક. ૧૬૧)

૪૩ ખોટી શાહેદી આપવી—કોઈ સોગદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચું બોલવાને જે માણુસ કાયદા મુજબ બંધાયલો હોય અથવા કોઇ પણ બાબત સબંધી કાંઈ એકરાર કરવાને કાયદાથી બંધાયેલો હોય તે માણુસ એવી કાંઇ વાત કહે કે જે ખોટી હોય, અને જે ખોટી છે એમ તે જાણુતો કે માનતો હોય અથવા ખરી છે એમ તે ન માનતો હોય તો તે માણુસે ખોટી શાહેદી આપી એમ સમજવું.

કાંઇ વાત મોહેડેથી કહી હોય અથવા કોઇ બીજી રીતે કહી હોય તો પણ તેને આ કલમના અર્થ પ્રમાણે વાત સમજવી.

શાહેદી આપનાર શખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે તેને પણ આ કલમના અરથ પ્રમાણેની વાત સમજવી, અને જેમ જે વસ્તુ કોઇ શખસ જાણુતો ન હોય ને તે કહે કે હું જાણું છું, તેથી તે સખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય તેમજ જે વસ્તુ તે માનતો નહી હોય તે વિશે તે એમ કહે કે હું એ માનું છું તો તેથી પણ તે સખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થઈ શકે છે. (ક. ૧૯૧)

૪૪ ખોટો પુરાવો બનાવવો—જે માણુસ કાંઇ બીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મધે કાંઈ ખોટી રકમ લખે, અથવા કાંઇ લેખ કરે અને તેમાં કાંઈ ખોટી વાત લખે એવા ઇરાદાથી કે કોઈ ઇનસાફી મુકદમામાં અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદાથી કાયદા મુજબ ચાલતા મુકદમામાં અથવા કોઇ લવાદની આગળ તે બીના, ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય તથા તે રજુ થનારી બીના અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી તે મુકદમામાં પુરાવા ઉપરથી જે સખસ કાંઇ અભિપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં તે મુકદમાના ફેંસલાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભિપ્રાય આવે તો તે માણુસે ખોટો પૂરાવો બનાવ્યો એમ સમજવું. ( ક. ૧૯૨ )

૪૫ શિક્કો—એટલે જે ધાતુ નાણા દાખલ વપરાતો હોય તથા જેપર છાપ મારીને નાણા દાખલ વપરાવા માટે તેને કોઇ સરકારના હુકમથી બહાર પાડયા હોય તે ધાતુ.

૪૬ રાણીનો શિક્કો—જે શિક્કાપર છાપ મારીને તેને રાણીના હુકમથી અથવા હિં-દુસ્થાનની સરકારના અથવા કોઈપણ પ્રેસીડેન્સીની સરકારના અથવા રાણીના રાજ્ય માં-હેલી કોઈપણ સરકારના હુકમથી નાણું દાખલ વપરાવા માટે બાહાર પાડયો હોય તે શિક્કો તે રાણીનો શિક્કો. ( ક. ૨૩૦ )

૪૭ લોકાપકારક કૃત્ય એટલે જે સખસ એવું કાંઇ કામ કરે અથવા એવી કાંઇ કાયદા વિરૂદ્ધ કસુર કરે કે જેથી લોકને અથવા જે માણુસો પાડોશમાં રહેતાં હોય અથવા જે એોનાં કબજામાં ત્યાં પાડોશમાં કાંઇ મિલકત હોય તે સરવે માણુસોને કાંઇ સાધારણ નુકશાન, ભય અથવા દુઃખ થાય અથવા જેથી જે સખસોને કાંઈ સાર્વજનિક હક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન. અડચણ, ભય અથવા દુઃખ થયાવિના સ્હેજ નહિ તે સખસે લોકાપકારક કૃત્ય કર્યું એમ સમજવું.

કોઇ સર્વોપકારક કૃત્યથી કાંઇ અનુકુળતા અથવા લાભ થયો હોય તો તે સબબથી તે ગુન્હો માફ થઇ શકતો નથી. ( ક. ૨૬૮ )

૪૮ શિક્ષણીય મનુષ્યવધ—મોત આણવાના ઈરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કોઇ શરારનું નુકશાન કરવાના ઇરાદાથી કાંઇ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરીને જે માણસો મોત આણે તે માણસે શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો કરયો એમ સમજવું.

૧ જે સખસને કાંઈ રોગ, વ્યાધિ, કે શરીરની અશક્તા થઈ હોય એવી કોઇ સખસને જે માણસ શરીરનું નુકશાન કરે અને તેથી કરીને પેલા શખસનું મોત વહેલુ થાય તો તે માણસે તે સખસનું મોત આણ્યું એમ સમજવું.

૨ જે ઠેકાણે કાંઇ શરીરના નુકશાનથી મોત થાય તે ઠેકાણે જે સખસે તે શરીરનુ નુકશાન કરયું હોય તેણે મોત આણ્યું એમ સમજવું પછી અગર બરાબર ઈલાજ કરેથી તથા હોંશિયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી શકત એમ હોય તોપણ,

૩ માના પેટ માંહેલા બચ્ચાનું મોત આણવું તે મનુષ્યવધનો ગુન્હો નથી પણ કોઈ જીવતા બચ્ચાંનો કાંઇ ભાગ બહાર નિકળ્યો હોય પછીતે બચ્ચાંથી સ્વાસોસ્વાસ ન લેવાયા હોય અથવા તે પુરેપુરં જનમ્યું ન હોય તોપણ તે જીવતા બચ્ચાનું મોત આણ્યું તે શિક્ષણિય મનુષ્યવધનો ગુન્હો થઈ શકે છે.

૪૯ ખુન—એટલે નિચે બાતલ કરેલી બાબતો મુકી દેઇને બીજી સરવે બાબતોમાં શિક્ષણીય મનુષ્યવધને ખુન સમજવું પણ કયારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કરયું હોય તો અથવા,

૨ કોઈ શખસને જેથી તે શખસનું મોત થવાનો સંભવ તકશીરવાર માણસ જાણતો હોય. એવું કોઇ શરીરનુ નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય તો અથવા.

૩ કોઇ સખસને કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કરયું હોય અને તે ઇરાદે કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોય તો અથવા.

૪ તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સોવસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થશેજ એમ તે કામ કરનાર શખસ જાણુતો હોય અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવાના કાંઇ કારણુ વિના તે શખસ તે કામ કરે તો.

અપવાદ—ભારે તથા અકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શક્તિ ગઈ છે એવી અવસ્થામાં છતાં કોઇ માણુસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર શખસનુ મોત આણે, અથવા ભુલથી કે ઇતિફાકન કોઇ બીજા શખસનું મોત આણે તો તે શિક્ષણિય મનુષવધ ખુન નથી.

ઉપલા અપવાદને નિચેની શરતો લાગુ પડે છે:—

કોઇ શખસને મારી નાંખવા અથવા કાંઇ હાનિ કરવા સારૂ બાહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુદ્ધિપુરવક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

કાયદા મુજબ અથવા સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયેલો ન હોવો જોઇએ.

ખુલાસો.—તે ક્રોધ એવો ભારે તથા અકસ્મિક હતો કે તેથી તે ગુન્હો ખુન થઈ શકે નહિ, એવી હકિકતની બાબત છે.

અપવાદ ૨—કોઈ માણુસ શુધબુધિએ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બહાર જાય અને આગળ વિચાર કરયા વિના તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાની કરવાના ઈરાદા વગર જે શખસની સાહામાં તે બચાવનો હક અમલમાં લાવતો હોય તે શખસનું મોત આણે તો તે શિક્ષણીય મનુષવધ ખુન નથી.

અપવાદ ૩—કોઇ માણુસ સરકારી નોકર હોય અથવા સરકારી ઈનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઇ સરકારી નોકરને સાહાય કરતો હોય તે માણુસ કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બાહાર જાય અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુધબુધ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય એવું કાંઈ કામ કરવાથી તે મોત આણે પણુ જે શખસનું મોત થાય તે શખસની ઉપર તેનો કાંઇ દવેશ ભાવ ન હોય તો તે શિક્ષણીય મનુષવધ ખુન નથી.

અપવાદ ૪—આગળ વિચાર કર્યા વિના એકાએક ઝઘડો થઇને ઘણો ક્રોધ ચઢગો હોય તેવામાં એકાએક મારામારી થઇને શિક્ષણીય મનુષવધ થાય અને તે ગુન્હો કરનારે ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય અને તે ઘાતકીરીતે અથવા નવાઈની રીતે ચાન હોત તો તે શિક્ષણીય મનુષવધ ખુન નથી.

ખુલાશો—એવી બાબતોમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણુ અથવા પેહેલો હુંમલો કરનાર કોણુ એ વાત કાંઇ જરૂરની નથી.

અપવાદ ૫—જે શખસનું મોત થયું હોય તે શખસ અરાઢ વરસથી વધારે ઉમર-

નો છતાં તેણે પોતે રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય અથવા મોતનું જોખમ મા-થે લીધુ હોય તો તે ઠેકાણે શિક્ષપ્રિય મનુષવધ ખુન નથી. (ક. ૩૦૦)

૫૦ ઠગ એટલે આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે જે માણુસ ખુનના ઉપાયથી અથવા ખુનની સાથે અપહરણ અથવા છોકરાં ચોરવાનો ગુન્હો કરવાના કારણસર, નિત્ય કોઇ બીજા માણુશ અથવા માણુસો અથવા માણુસોની જોડે મળેલો રહેશે તે માણુસને ઠગ સમજવો. (ક. ૩૧૦)

૫૧ વ્યથા—જે માણુસ કોઇ શખસને કાંઇ શરીરનું દુખ, રોગ અથવા અશક્તા કરે તેણે વ્યથા કરી એમ સમજવું. (ક, ૩૧૯)

૫૨ માહાવ્યથા—નિચે લખેલા પ્રકારની વ્યથાનેજ માહાવ્યથા એવું નામ આપેલું છે.

૧ પુરૂષત્વનો નાશ.

૨ એમાંની કોઇપણ આંખની જોવાની શક્તિ જાથુ જવી.

૩ એમાંના કોઈપણ કાનની સાંભળવાની શક્તિ જાથુ જવી.

૪ કોઇ અવયવ અથવા સાંધો જવો.

૫ કોઈ અવયવ અથવા સાંધાની શક્તિનો નાશ થવો અથવા તેની જાથુ ક્ષીણુતા થવી.

૬ ડોકાની અથવા ચેહેરાની જાથુ બદશિકલ થવી.

૭ કાંઇ હાડકાનું અથવા દાંતનું ભાગવું અથવા ખશી જવું.

૮ જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે, અથવા જેથી વિશ દિવસની મુદત સુધી વ્યથા થયેલા માણુસને શરીરનું ભારે દુખ ખમવું પડે અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને અશક્ત રહે એવી કોઇ પણ વ્યથા.

૫૩ બુદ્ધિપુર્વક વ્યથા એટલે જે માણુસ કોઇ શખસને વ્યથા કરવાના ઈરાદાએ અથવા તેથી કોઇ શખસને પોતાની વ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં કાંઇ કામ કરે અને તે કામથી કોઈ શખસને વ્યથા કરે તો તે માણુસે બુદ્ધિપુરવક વ્યથા કરી એમ સમજવું. (ક. ૩૨૧)

૫૪ બુધિપુર્વક માહાવ્યથા—એટલે કોઈ માણુસ બુધિપુર્વક વ્યથા કરે અને જે વ્યથા કરવાનો તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર માહાવ્યથા હોય તથા જે વ્યથા તે કરે તે વ્યથા માહાવ્યથા હોય તો તે માણુસે બુધિપુર્વક માહાવ્યથા કરી એમ સમજવું.

ખુલાસો—કોઈ સખસ આ બંને વાત કરે એટલે માહાવ્યથા કરે તથા માહાવ્યથા કરવાનો ઈરાદો કરે અથવા માહાવ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તોજ તેણે બુધિપુર્વક માહાવ્યથા કરી એમ સમજવું નહીં તો નહીં. પણ અગર એક પ્રકારની માહાવ્યથા કરવાનો ઇરાદો કરીને અથવા એક પ્રકારની માહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં તે ખરેખર બીજા પ્રકારની માહાવ્યથા કરે તો તેણે બુધપુર્વક માહાવ્યથા કરી એમ સમજવું. (ક. ૩૨૨)

૫૫ ગેરવાજબી અટકાવ એટલે કોઇ સખસનો જેણીમેર જવાનો હક હોય તેણી

મેર જતો તે સખસ અટકે એવી રીતે જે માણુસ તે સખસને બુધિપુર્વક હરકત કરે, તે માણુસે તે સખસને ગેરવાજબી અટકાવ કરયો એમ સમજવું.

અપવાદ—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઈ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો ગાહારો કાયદા મુજબ હક છે એમ જે સખસ શુધ બુધિએ માનતો હોય તે સખસે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણેનો ગુન્હો નથી. (‘. ૩૩૯ )

૫૬ ગેરવાજબી કેદ એટલે કોઇ શખસ મુકરર કરેલી ચોતરફી હદની બ્હાર જતો અટકે એવી રીતે જે માણુસ તે સખસને ગેરવાજબી અટકાવ કરે તે માણુસે તે સખસને ગેરવાજબી કેદ કરયો એમ સમજવું. (ક. ૩૪૦ )

૫૭ બળ—એટલે જો એક સખસ કોઇ બીજા સખસને ગતીને આપે, તેની ગતીમાં ફેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે, અથવા જો તે સખસ કોઇ પદાર્થને એવી રીતે કાંઈ ગતી આપે, તેની ગતીમાં ફેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે, કે તેથી તે પદાર્થ તે બીજા સખસના શરીરના કોઇ ભાગને અથવા તે બીજા સખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે સાથે લઇ જતો હોય તે વસ્તુને અડકે અથવા કાંઇ બીજી વસ્તુને અડકે એવી રીતે કે તેથી તે બીજા સખસની સ્પર્શેંદ્રિયપર અસર થાય તો તે સખસ તે બીજા સખસપર બળ વાપરયું એમ સમજવું; પરંતુ જે સખસ ગતી આપતો ગતીમાં ફેરફાર કરતો અથવા ગતી બંધ કરતો હોય તેણે નિચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઈ પ્રકારે તે ગતી આપવી અથવા ગતીમાં ફેરફાર કરવો અથવા ગતી બંધ કરવી જોઇએ—

૧ પોતાના શરીરની શક્તિથી.

૨ કોઇ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કોઈ સખસની તરફથી કાંઇ બીજું કામ થયા સિવાય તે ગતી થાય અથવા ગતીમાં ફેરફાર થાય અથવા ગતી બંધ થાય એમ કાંઇ રચના કરીને.

૩ કાંઇ જનાવરને ગતીમાન કરીને તેની ગતીમાં ફેરફાર કરીને અથવા ગતી બંધ કરીને. (ક. ૩૪૯ )

૫૮ સાપરાધ બળ એટલે જો કોઇ સખસ કોઇ બીજા સખસની રજામંદી શિવાય તે બીજા સખસની ઉપર ઇરાદાથી બળ વાપરે, અને તે કાંઇ ગુન્હો કરવા સારૂ અથવા તે બળ જે સખસની ઉપર વાપરે, તે સખસને તે બળથી કાંઈ નુકશાન, ભય અથવા દુખ કરવાના ઇરાદાથી અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઇ નુકશાન, ભય, અથવા દુખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં તે શખશે તે બીજા શખસની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું. (ક. ૩૫૦)

૫૯ હુમલો—એટલે જે માણુસ કાંઇ ચાળા અથવા કાંઈ તઇયારી કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે ચાળા અથવા તઈયારીથી કોઇ સખસ હાજર હોય તેને એવો ભય ઉત્પન થશે કે એ ચાળા અથવા તઇયારી કરનારો માણુસ મારી ઉપર હમણાં સાપરાધ બળ વાપરવાનો છે, તો તે માણુસે હુમલો કરયો એમ સમજવું.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી પણ કોઇ સખશ શબ્દો બોલે તે શબ્દો

તેના ચાળા અથવા તઇયારીનો એવો અર્થ ઉત્પન કરી શકે કે તેથી તે ચાળા અથવા તઇઆરી હુમલો ગણાય. (ક. ૩૫૧)

૬૦ બ્રિટિશ ઈંડિયામાંથી મનુષ્ય હરણ—એટલે જે માણસ કોઈ શખસને તે શખસની રજામંદી શિવાય અથવા તે શખસની રંજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોય એવા કોઇ સખશની રંજામદી શિવાય બ્રીટિશ ઇંડિયાની હદની બહાર લઇ જાય તો તે માણસે બ્રિટિશ ઇંડ્યિામાંથી તે સખશનું હરણ કરયું એમ સમજવું. (ક. ૩૬૦)

૬૧ કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્ય હરણ એટલે ચઉદ વરસથી ઓછી ઉંમરના કોઇ છોકરાને અથવા સોળ વરસથી ઓછી ઉંમરની કોઇ છોકરીને અથવા કોઇ દિવાના શખસને તે બાળક અથવા દિવાના શખસના કાયદેસર વાલીના હવાલામાંથી તે વાલીની રજાગંદી શિવાય જે માણસ લઇ જાય અથવા ફોસલાવીને તેડી જાય તેણે તે બાળક અથવા તે શખસનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કરયું એમ સમજવું.

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે તે શબ્દો મધે તે બાળક અથવા તે બીજા શખસને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે શખસને સોપ્યું હોય એવા કોઇ પણ શખસનો સમાવેશ થાય છે.

**અપવાદ**—કોઇ શખસ શુધ્ધબુધિએ એમ માનતો હોય કે લગ્ન સબંધ વીના ઉત્પન થયેલા ફલાણા બચ્ચાંનો હું બાપ છઊં અથવા શુધબુધિએ એમ માનતો હોય કે તે બચ્ચાંને કાયદેસર હવાલામાં રાખવાનો માહારો હક છે અને તે શખસ અગર કાંઇ અનીતિનાં અથવા કાયદા વિરૂધ કારણસર એવું કામ ન કરે તો તેનાં કામને આ કલમ લાગુ પડતી નથી.( ક. ૩૬૧ )

૬૨ મનુષ્ય નયન—એટલે કોઇ શખસને કોઇ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે અથવા કાંઈ ફરેબી ઇલાજોથી લલચાવે તે માણસે તે શખસનું નયન કરયું એમ સમજવું. (ક. ૨૬૨)

૬૩ બળાત્કાર સંભોગ—એટલે નિચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબતમાં જે પુરૂષ નિચે બયાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઈ સ્ત્રીની સાથે સંગ કરે તેણે બળાત્કાર સંભોગ કરયો એમ સમજવું

૧ તે સ્રીની મરજી નહી છતાં.

૨ તે સ્રીની રજામંદી વગર,

૩ તે સ્રીને મોતનો અથવા બ્યથાનો ભય ઉત્પન કરીને તેની રજામંદી લીધી હોય તોતે રજામંદી છતાં પણ

૪ તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્રીનો વર નથી અને તે સ્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે તે તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજાગંદી આપી છે તો તે રજામંદી છતાં પણ.

૫ સ્રી દસ વરસથી ઓછી ઊંમીરની હોય તો પછી તેની રજાગંદી હોય કે નહી તોપણ.

ખુલાસો—બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ—કોઇ પુરૂશ પોતાની વહુની સાથે સંગ કરે અને તે સ્ત્રી દસ વરસથી ઓછી ઊંમરની નહી હોય તો તે બળાત્કાળ સંભોગ નહી ગણાય (ક. ૩૭૫)

૬૪ ચોરી—એટલે જે માણસ કોઇ સખના કબજામાંથી તે શખસની રજાગંદી.શિવાય કાંઇ જંગમ મિલકત બદદાંનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખશેડે તે માણસે ચોરી કરી એમ સમજવું.

૧ કાંઇ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોંટેલી હોય ત્યાં સુધી તે જંગમ મિલકત નથી માટે તેની ચોરી થઇ શકે નહી; પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઈ શકે.

૨ જે કામથી જુદુ પાડવું થાય તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઇ શકે.

૩ કોઇ શખસ ખરેખર કાંઇ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલનથવામાં અટકાવ કરનારી કાંઇ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે ત્યારે પણ તે શખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

૪ કોઇ શખસ કાંઇ પણ ઉપાયથી કોઇ જાનવરને ગતિમાન કરે તો તેણે તે જાનવર ખશેડયું તથા તે જાનવરને ગતિ થવાથી તે જાનવરે જેજે વસ્તુ ખસેડી હોય તે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

૫ ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અર્થાત સમજાય એવી રજામંદી હોય અને તે કબજેદાર શખસ અથવા તે કારણસર જેને સાફ કે અર્થાત સમજાય એવો અખતીયાર હોય તેવો કોઇ પણ શખસ આપી શકે. (ક. ૩૭૮)

૬૫ જબરાઇથી કહડાવવું—એટલે જે માણસ ઇરાદાથી કોઇ શખસને તે શખસને પોતાને અથવા બીજા કોઈને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે અને તેમ કરીને તે ભય પામેલો શખસ કાંઈ મિલકત, અથવા કિમતી દસ્તાવેજ, અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કિમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઇ વસ્તુ કોઈ શખસને આપે એમ બદદયાનતથી કરે તો તે માણસે જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરયો એમ સમજવું. (ક. ૩૮૩)

૬૬ અપહરણ એટલે સરવે અપહરણમાં અગર તો ચોરી અથવા જબરાઈથી કહડાવવાનો ગુન્હો હોય છે.

અગર કોઈ ચોરી કરવા સારૂ અથવા ચોરી કરવામાં અથવા ચોરીથી મળેલી મિલકત લઇ જવામાં અથવા લઇ જવાની કોશીશ કરવામાં તે ગુન્હેગાર, તે મતલબસર, બુધિપુર્વક કોઇ શખસનું મોત આણે અથવા તેને વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે, અથવા મોત, વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશિશ કરે અથવા તાતકાલિક મોત, તાતકાલિક વ્યથા, કે તાતકાલિક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કર-

વાની કોશિશ કરે તો તે ચોરી અપહરણ થાય છે એમ સમજવું.

અગર જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખસની આગળ હાજર હોય અને તાત્કાળિક મોત અથવા તાત્કાળિક વ્યથા અથવા તાત્કાળિક ગેરવ્યાજબી અટકાવ તે શખસને અથવા કોઈ બીજા શખસને કરવાનો ભય તે શખસને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખસનું મન એવું કરે કે તે શખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કઢાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઇથી કઢાવવું અપહરણ થાય છે એમ સમજવું.

ખુલાસો—અગર તે ગુન્હો કરનાર એટલો નજદિક હોય કે તેથી તે બીજા શખસને તાત્કાળિક મોતનો અથવા તાત્કાળિક વ્યથાનો અથવા તાત્કાળિક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન થાય તો તે હાજર છે એમ સમજવું. ( ક. ૩૯૦ )

૬૭ ડાકાઇટી—એટલે અગર પાંચ અથવા વધારે શખસો એકઠા મળીને કાંઈ અપહરણ કરે અથવા કરવાની કોશીશ કરે, અથવા જે શખસો એકઠા મળીને અપહરણ કરતા અથવા કરવાની કોશીશ કરતા હોય તે તથા જે શખસો હાજર હોય અને તે અપહરણ અથવા કોશિશ કરવામાં સાહાય કરતા હોય તે એ બંને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય, તો એ પ્રમાણે અપહરણ કરનાર, કોશીશ કરનાર, અથવા સાહાય કરનાર હરએક શખસે "ડાકાઇટી" કરી એમ સમજવું. ( ક. ૩૯૧ )

૬૮ સાપરાધ વિશ્વાસઘાત—જે માણસને કોઇપણ રીતે કાંઇ મિલકત અથવા મિલકતપરનો અખત્યાર સોંપ્યો હોય તે માણસ અગર બદદ્યાનતથી તે મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા સોંપણ શી રીતે બજાવવી, એ વિશે કાયદાએ કાંઇ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને, અથવા તે સોંપણ બજાવવા વિશે તેણે સાફ અથવા અર્થાત સમજાય એવો કોઇ કાયદેસર કરાર કરયો હોય તે કરાર તોડીને, બદદયાનતથી તે મિલકત વાપરે અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઇને કોઇ બીજા માણસોને તેમ કરવા દે, તે માણસે સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું. (ક. ૪૦૫)

૬૯ ચોરીનો માલ—જે મિલકતનો કબજો ચોરીથી અથવા જબરાઇના કઢાવવાથી અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મિલકત, તથા જે મિલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપરાધ વિશ્વાસઘાતનો ગુનોહ થયો હોય તે મિલકતનું નામ ચોરીની મિલકત પાડયું છે પણ અગર તે મિલકત જે શખસનો તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય તેવા કોઇ શખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મિલકત સમજવી નહી. ( ક. ૪૧૦ )

૭૦ ઠગાઇ—એટલે જે માણસ કોઇ શખસ સાથે ફરેબ કરીને દગલબાજીથી અથવા બદદયાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કરયો હોય તે શખસ કોઇ શખસને કાંઈ મિલકત આપે, અથવા કોઇ શખસની પાસે કાંઈ મિલકત રહેવા દેવાની રજામંદી આપે, અથવા અગર ફરેબ નહીં કરયો હોય તો જે વસ્તુ તે શખસ કરે નહીં અથવા કરવામાં કસુર કરે નહીં એવી કાંઇ વસ્તુ તે ફરેબ દીધેલા શખસને કરવાને અથવા તે કરવામાં કસુર ક-

રણને ઇરાદાથી લલચાવે અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે શખસને શરીર મન, આબરૂ, કે મિલકતની તરફની કાંઇ નુકશાની કે હાનિ થાય અથવા થશે એવો સંભવ હોય તો તે માણસે ઠગાઇ કરી એમ સમજવું.

ખુલાસો—કાંઇ હકિકતને બદદયાનતથી છુપાવવી તે પણ આ કલમનાં અર્થ પ્રમાણે નો ફરેબ છે એમ સમજવું. ( ક. ૪૧૫ )

૭૧ વેશ લેઇને ઠગાઇ કરવી—એટલે પોતે કોઈ બીજો શખસ હોવાનો ઢોંગ કરીને અથવા જાણી બુજીને એક શખસને ઠેકાણે બીજો શખસ મુકીને, અથવા પોતે અથવા કોઇ બીજો શખસ ખરેખર જે હોય તેથી જુદોજ શખસ છે એવું બતાવીને અગર કોઇ માણસ ઠગાઇ કરે તો તેણે વેશ લેઇને ઠગાઇ કરી એમ સમજવું.

ખુલાસો—જે શખસનો વેશ લીધો હોય તે શખસ ખરેખર કોઇ હોય અથવા નહિ હોય તોપણ એ ગુન્હો થયો એમ સમજવું. ( ક. ૪૧૬ )

૭૨ બિગાડ—એટલે લોકને અથવા કોઈ શખસને ગેરવ્યાજબી હાનિ અથવા નુકશાની કરવાના ઇરાદાથી અથવા તેવી હાનિ કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને જે માણસ કાંઇ મિલકતનો નાશ કરે અથવા કાંઇ મિલકતમાં કે તેની સ્થિતિમાં એવો કાંઈ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિંમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કિંમત કે ઉપયોગીપણું ઓછું થાય, અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય, તો તે માણસે બિગાડ કરયો એમ સમજવું.

ખુલાસો ૧—જે મિલતકને નુકશાન કરયું હોય અથવા જેનો નાશ કરયો હોય તે મિલકતના ધણીને કાંઈ હાની અથવા નુકશાની કરવાનો ઇરાદો તે ગુન્હો કરનારને કરયો જોઇએ એવું કાંઇ બિગાડના ગુન્હામાં જરૂર નથી. અગર કાંઈ મિલકતને નુકશાન કરીને કોઇ પણ સખસને ગેરવાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણ્યામાં હોય તો બસ છે, પછી તે મિલકત તે સખસની હોય કે નહીં તોપણ.

ખુલાસો ૨—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સખસોના રાસ ખાતાની કાંઇ મિલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.(ક.૪૨૫)

૭૩ સાપરાધ પ્રવેશ—એટલે જે સખસના કબજામા કાંઇ મિલકત હોય તે સખસને ધમકી દેવાના તેનો તિરસ્કાર કરવાના અથવા તેને દુખ આપવાના ઇરાદાથી અથવા કોઇ ગુન્હો કરવાના ઈરાદાથી તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કરયા પછી તેવા કોઈ સખસને ધમકી દેવાના તેનો તિરસ્કાર કરવાના અથવા તેને દુખ આપવાના ઇરાદાથી અથવા કાંઇ ગુન્હો કરવાના ઈરાદાથી જે માણસ કાયદા વિરૂધ ત્યાં રહે તે માણસે સાપરાધ પ્રવેશ કરયો એમ સમજવું. (ક. ૪૪૧ )

૭૪ ગ્રહપ્રવેશ—એટલે કોઇ ઈમારત, તંબુ અથવા વાહાણ જે માણસોને રહેવાના ઠેકાણા દાખલ વપરાતું હોય તેમાં અથવા કાંઇ ઇમારત પુજાસ્થાન અથવા માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતી હોય તેમાં પેસીને અથવા તે મધ્યે રહીને જે માણસ સાપ-

રાધ પ્રવેશ કરે, તેણે ગ્રહપ્રવેશ કરયો એમ સમજવું.

ખુલ્લાસો—પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરના કાંઈ પણ ભાગનો પ્રવેશ થાય તો ગ્રહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે, (ક. ૪૪૨ )

૭૫ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે અને તેણે આગળથી એવી તતબીર [illegible] હોય કે જે ઇમારત લંબુ અથવા વાહાણ તે પ્રવેશનું સ્થાન હોય તે મધે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધેથી તેને બહાર કાહાડી મુકવાનો જેને હક હોય એવા કોઇ શખસથી તે ગ્રહપ્રવેશ છાનો રહે તો તે માણસે ગુપ્ત ગ્રહપ્રવેશ કરયો એમ સમજવું. (ક.૪૪૩)

૭૬ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ—એટલે સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતા પેહેલાં જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે તેણે રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરયો એમ સમજવું (ક. ૪૪૪ )

૭૭ ઘર ફોડવું—એટલે કોઇ સખસ ગ્રહપ્રવેશ કરે તે અગર તે ઘર મધે અથવા તેના કોઇ પણ ભાગ મધે પોતાનો પ્રવેશ નિચે બ્યાન કરેલા છ પ્રકારોમાંના કોઇ પણ પ્રકારે કરે અથવા ત્યાં કાંઇ ગુન્હો કરવાના કારણસર તે ઘર મધે અથવા તેના કોઇ પણ ભાગ મધે ગયા પછી અથવા તે મધે કાંઈ ગુનોહ કરી રહ્યા પછી અગર તે સખસ તે ઘર મધેથી અથવા તેના કોઇ પણ ભાગ મધેથી તે છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે બહાર નિકળે, તો તે શખસે ઘર ફોડવાનો ગુન્હો કરયો એમ સમજવું તે પ્રકારોની વિગત.

૧ તે ગ્રહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કરયો હોય અથવા તે ગ્રહપ્રવેશ મધે મદદગારી કરનારા કોઇ માણસે જે રસ્તો કરયો હોય એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બાહાર નિકળે તો.

૨ પોતે અથવા તે ગુન્હામાં મદદગારી કરનાર કોઇ માણસ એ સિવાય બીજા કોઈ સખસે માણસને પેસવા માટે કરયો નહીં હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બાહાર નિકળે અથવા કોઇ ભીંત અથવા ઇમારતપર સીડીથી અથવા બીજી રીતે ચડી જઇને જે રસ્તો હાથ લાગે એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા તે બહાર નિકળે તો.

૩ તે ગ્રહપ્રવેશ કરવા માટે તે ઘર મધે રહેનારા માણસે જે સાધન વડે કોઇ રસ્તો ઉઘાડવાનો ઇરાદો રાખ્યો નહીં હોય એવાં કાંઈ સાધન વડે પોતે અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનારા કોઈ સખસે જે રસ્તો ઉઘાડયો હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા તે બહાર નિકળે તો.

૪ તે ગ્રહપ્રવેશ કરવા માટે અથવા કાંઇ ગ્રહપ્રવેશ કરયા પછી તે ઘરમાંથી બહાર નિકળવા માટે અગર તે કાંઇ કળ ઉઘાડીને માંહે જાય અથવા બહાર નિકળે તો.

૫ સાપરાધ બળ વાપરીને, અથવા હુમલો કરીને અથવા કોઇ સખસને હુમલાનો ડર દેખાડીને અગર તે માંહે જાય અથવા બહાર નિકળે તો.

૬ જે રસ્તેથી કોઇ એ પ્રમાણે આવે જાય નહી એટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણતો હોય તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનાર કોઇ સખસે ઉઘાડેલો છે એમ તે જાણતો હોય એવે કોઇ રસ્તે થઇને અગર

તે માંહે જાય અથવા બહાર નિકળે તો.

ખુલાસો—કાંઈ ઉપગ્રહ અથવા ઇમારત કોઇ ઘરની સાથેજ ઉપયોગમાં આવતી હોય અને તે ઉપગ્રહ તથા ઘર એઓની વચ્ચે બીજે કે સ્થાન જતાં એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોય તો તે ઉપગ્રહને ને ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો (ક૪૪૫)

૭૮ રાતે ઘર ફોડવું—એટલે જે માણસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજનો ઉદય થતા પેહેલાં ઘર ફોડવાનો ગુન્હો કરે તેણે રાતે ઘર ફોડવાનો ગુન્હો કરયો એમ સમજવું. (ક. ૪૪૬ )

૭૯ ખોટો લેખ બનાવવાનો ગુન્હો—એટલે જે કોઇ માણસ કાંઇ લેખ અથવા લેખનો કાંઇ ભાગ ખોટો બનાવે એવા ઈરાદાથી કે લોકને અથવા કોઇ સખસને કાંઇ હાની કે નુકશાન કરવું અથવા કાંઈ દાવાને કે હકને મજબુતી આપવી અથવા કોઇ સખસે પાસે કાંઈ મિલકત છોડાવવી, અથવા તેની પાસે કાંઇ સાફ કે અર્થાત સમજાય એવો કરાર કરાવવો અથવા એવા ઈરાદાથી કે દગો કરવો અથવા દગો કરવામાં આવે તો તે માણસે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો એમ સમજવું. ( ક. ૪૬૩ )

૮૦ લેખ ખોટો બનાવવો એટલે—જે માણસ નિચે લખ્યા પ્રમાણે કરે તેણે લેખ ખોટો બનાવ્યો એમ સમજવું.

૧ જે માણસ બદદયાનતથી અથવા દગલબાજીથી કાંઇ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે અથવા તે લખી આપે અથવા કોઇ લેખ લખી આપ્યો છે એવું બતાવવાની કાંઇ નિશાની કરે એવા ઇરાદથી કે જે શખસે અથવા જેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી અથવા તે ઉપર સહી કે મોહોર થઈ નથી અથવા તે લખી આપ્યો નથી એવું તે માણસ પોતે જાણતો હોય તે શખસે અથવા તેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે અથવા તેપર સહી કે મોહોર થઇ છે અથવા તે લખી આપ્યો છે એવો વિસ્વાસ ઊત્પન કરવો અથવા જે વખતે તે બન્યો નથી તે ઉપર સહી કે મોહોર થઇ નથી અથવા તે લખી આપ્યો નથી એવું તે માણસ જાણતો હોય તેવે વખતે તે બન્યો છે, તેપર સહી કે મોહોર થઇ છે અથવા તે લખી આપ્યો છે એવો વિસ્વાસ ઉત્પન્ન કરવો અથવા—

૨ જે માણસ કાંઈ લેખ પોતે ખુદ કે બીજા કોઇ શખસે કર્યા અથવા લખી આપ્યા પછી ચેહેરીને અથવા બીજી રીત કાંઇ જરૂરના ભાગમાં તે લેખને કાયદેસર અખત્યાર શિવાય બદદયાનતથી અથવા દગલબાજીથી ફેરવે પછી તે ફેરવતી વખતે તે બીજો શખસ હયાત હોય કે મરી ગયો હોય તોપણ અથવા—

૩ જે માણસ બદદયાનતથી અથવા દગલબાજીથી કોઇ શખસ પાસે કાંઇ લેખપર સહી કે મોહોર કરાવે અથવા કાંઇ લેખ તે શખસ લખી આપે એમ કરે અથવા તેની પાસે કાંઇ લેખને ફેરવે એવું જાણ્યા છતાં કે તે લેખમાં શું લખ્યું છે અથવા હું શો ફેરફાર કરૂં છું એ વાત તે શખસ દિવાનગી અથવા કેફના સબબથી જાણવાને શક્તિમાન નથી અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે વાત તે શખસ જાણતો નથી.

ખુલાસો ૧—કોઈ માણસ પોતાના નામની સહી કરે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ થઇ શકે છે.

૨ કોઇ માણસ કોઇ ખોટા શખસના નામથી કોઇ ખોટો લેખ કરે એવા ઇરાદાથી કે તે લેખ કોઇ ખરા શખસે કરેલો છે એવું માનવામાં આવે અથવા કોઈ મુએલા શખસના નામથી કરે એવા ઇરાદાથી કે તે શખસે પોતાની હયાતીમાં તે લેખ કરયો છે એવું માનવામાં આવે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઇ શકે છે (ક. ૪૬૪ )

૮૧ બનાવટનો લેખ—એટલે જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો ખોટો લેખ બનાવવાના ગુન્હાથી બન્યો હોય તેનું નામ "બનાવટનો લેખ" પાડ્યું છે (૪૭૦)

૮૨ વેપારની નિશાની—એટલે આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવેલો અથવા ફલાણી જાતનો છે એ બતાવવાને માટે જે નિશાની વાપરવામાં આવે તેનું નામ વેપારની નિશાની પાડયું છે. (ક. ૪૭૮ )

૮૩ મિલકતની નિશાની—એટલે આ જંગમ મિલકત ફલાણા શખસની એ બતાવવાને માટે જે નિશાની વાપરવામાં આવે તેનું નામ " મિલકતની નિશાની " પાડયું છે (ક. ૪૭૯ )

૮૪ ખોટી વેપારની નિશાની વાપરવી—એટલે જો કોઇ માણસ કાંઇ માલ ઉપર અથવા કોઇ પેટી કે ઘર ઉપર અથવા ગાંસડી ઉપર કે માલ ભરેલા કોઈ બીજા બારદાન ઉપર કાંઇ નિશાની કરે અથવા જેપર કાંઇ નિશાની હોય એવી પેટી કે ઘર અથવા ગાંસડી કે બીજુ બારદાન વાપરે એવા ઈરાદાથી કે તે નિશાની કરેલો માલ અથવા તે નિશાની કરેલી પેટી કે ઘરમાં અથવા ગાંસડીમાં અથવા બારદાનમાં ભરેલો કાંઈ માલ જે કારિગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે એવો અથવા જે વખતે કે ઠેકાણે બનાવ્યો ન હોય તે વખતે કે ઠેકાણે તે બનાવ્યો છે એવો અથવા જે જાતનો તે ન હોય તે જાતનો તે છે એવો વિસ્વાસ ઉત્પન્ન કરવો તો તે માણસે ખોટી વેપારની નિશાની વાપરી એમ સમજવું. ( ક. ૪૮૦ )

૮૫ જો કોઈ માણસ કાંઇ જંગમ મિલકત કે માલ ઉપર અથવા કાંઇ પેટી કે ઘર ઉપર અથવા ગાંસડી ઉપર અથવા જંગમ મિલકત કે માલ ભરેલાં બીજા કાંઇ બારદાન ઉપર કાંઈ નિશાની કરે અથવા જેપર કાંઈ નિશાની હોય એવો કોઇ પેટી કે ઘર અથવા ગાંસડી કે બીજું બારદાન વાપરે એવા ઇરાદાથી કે એ નિશાની કરેલી મિલકત અથવા માલ અથવા તે નિશાની કરેલી પેટી કે ઘરમાં અથવા ગાંસડીમાં અથવા બીજાં બારદાનમાં રાખેલી કાઇ મિલકત કે માલ જે શખસનો ન હોય તે શખસનો છે એવો વિસ્વાસ ઉત્પન્ન કરવો તો તે માણસે ખોટી મિલકતની નિશાની વાપરી એમ સમજવું. (ક. ૪૮૧)

૮૬ છીનાળુ—એટલે આ શખસ બીજા પુરૂષની સ્ત્રી છે એવું જે જાણે છે, અથવા એવું માનવાનું જેને કારણ છે, તે માણસ તે શખસની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી શિવાય અથવા તે બીજા પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય તો તે માણસે છીનાળાનો ગુનોહ કરયો એમ સમજવું. (ક. ૪૯૭ )

૪૯ આબરૂ લેવી એટલે જે માણસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દોથી અથવા કાંઇ ચિન્હો કે આકારોથી કોઇ જખસની બાબત કાંઇ આરોપ મુકે અથવા પ્રગટ કરે એના ઇરાદાથી કે તે આરોપથી તે શખસની આબરૂને હાનિ પહોંચાડવી, અથવા હાનિ પહોંચશે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં તો તેણે તે શખસની આબરૂ લીધી એમ સમજવું; પણ નિચેના અપવાદો મધેના બાબતોમાં એમ સમજવું નહીં.

ખુલાસો ૧—કોઇ મુએલા શખસોની ઉપર કાઇ આરોપ મુકવો એ આબરૂ લેવી. થઇ શકે. જો તે આરોપ એવો હોય કે તેથી તે શખસ જીવતો હોય તો તેની આબરૂને હાનિ પહોંચશે તથા એવા ઈરાદાથી તે આરોપ મુકયો હોય તે તેથી તે શખસના કુટંબને અથવા પાસેના બીજા સગાઓને માઠુ લાગે.

૨ કોઇ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વિશે કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી થઇ શકે.

૩ વૈકલ્પિકરીતે અથવા વ્યગ્નોકિતની રીતે મુકેલો આરોપ આબરૂ લેવી થઇ શકે.

૪ જે આરોપ પોતેજ અથવા દ્વારાંતરે બીજાઓની નજરમાં જે શખશની નિતી અથવા બુધિ વિશે હલકો વિચાર ઉત્પન કરે, અથવા જે સખસનું પોતાની જાતી અથવા ધંધા સંબંધી માન ઓછું ન કરે. અથવા જે શખસની શાખ ઓછી ન કરે અથવા જે સખસનું શરીર કંટાળો ઉપજાવે એવી હાલતમાં અથવા જે હાલત ઘણા માણસોના વિચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે. એવું માનવાનું કારણ થઈ પડે તે આરોપથી તે સખસની આબરૂને હાની પહોંચી એમ સમજવું નહીં.

અપવાદ—જે કાંઈ સાચી વાતનો આરોપ કોઈ સખસની ઉપર મુકવો અથવા પ્રગટ કરવો, લોક કલ્યાણાર્થે જરૂર હોય તે આરોપ મુકવો અથવા પ્રગટ કરવો એ, આબરૂ લેવી છે એમ સમજવું નહીં. તેમ કરવું લોક કલ્યાણાર્થે જરૂર છે કે નહીં એ હકીકત બાબત છે.

અપવાદ ૨—પોતાનો સરકારી અમલ ચલાવવા સંબંધીની કોઇ સરકારી નોકરની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત શુધબુધિથી કાંઇ પણ અિભપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

અપવાદ ૩—કાંઈ સાર્વજનિક વિષય સંબંધી કોઇ પણ શખસની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત શુધબુધિથી કાંઈ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

અપવાદ ૪—કોઇ ઇનસાફની કોરટમાંના મુકદમાનો અથવા તેવા કોઈ મુકદમાના નિવેડાનો મતલબ બરાબર હોય એવો ખરેખરો હેવાલ જાહેર કરવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

ખુલાસો—કોઈ ઇનસાફની કોરટમાં ચોકશી થતા પેહેલાં ખુલ્લી કોરટમાં કોઇ સુલેહનો અમલદાર અથવા બીજો અમલદાર કાંઈ તજવીજ કરતો હોય તે ઉપલી કલમના અર્થ પ્રમાણેની કોરટ છે એમ સમજવું.

અપવાદ ૫—કોઇ ઇનસાફની કોરટમાં જે દિવાની કે ફોજદારી મુકદમાનો ફેંસલો થઇ ચુકેલો હોય તે મુકદમાની કેફિયત બાબત અથવા એવા કોઈ મુકદમામાં પક્ષકાર શાહેદ અથવા મુખત્યાર દાખલ કોઈ પણ સખસની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તે શખશની આબરૂ બાબત, શુધ બુધિથી ગમે તે અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવુ નહીં.

અપવાદ ૬—જે કૃતિ તેના કરતાએ લોકનાં વિચારપર રજુ કરી છે એવી કોઇ કૃતિના ગુણ દોષ વિશે, અથવા તે કૃતિમાંજ નજર આવતી તેના કરતાની આબરૂ વિશે શુધબુધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

ખુલાસો—કાંઇ કૃતિ લોકના વિચારપર સ્પષ્ટરીતે રજુ થાય અથવા તેના કરતાના કામો ઉપરથી તે લોકના વિચારપર રજુ કરી એવું અનુમાન થઇ શકે.

અપવાદ ૭—જે શખસને કોઈ બીજા શખશની ઉપર કાયદાએ આપેલા કાંઇ અખત્યાર હોય અથવા તે બીજા શખશની સાથે કરેલા કાંઇ કાયદેસર કરારમાંથી નિકળતો અખત્યાર હોય, તે શખશ જે બાબતોને તે કાયદેસર અખત્યાર લાગે છે તે બાબતોમાં તે બીજા શખશની ચાલ સંબંધી શુધબુધિથી કાંઇ ઠપકો દે તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

અપવાદ ૮—કોઇ પણ શખશની ઉપર તોહોમતની બાબતમાં તે શખશની ઉપર જે શખસોનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તે શખસોમાંના કોઈ પણ શખશની આગળ શુધ બુધિથી કાંઇ પણ તોહોમત મુકવું એ આબરૂ લેવી છે એમ સમજવું નહીં.

અપવાદ ૯—બીજાની આબરૂપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય, પણ કયારે કે તે આરોપ મુકનાર શખશ પોતાનો અથવા કોઇ બીજા શખસનો લાભ જાળવવાને અથવા લોકકલ્યાણાર્થે શુધબુધિથી તે આરોપ મુકતો હોય તો

અપવાદ ૧૦—ફલાણાથી હોશિયાર રહેજે એવી સુચના શુધ બુધિથી કોઈ શખશને આપવી એ આબરૂ લેવી ગણાય નહી, પણ કયારે કે જે શખશને તે સુચના આપી હોય તે શખશનો અથવા જે શખશની સાથે તેનો સંબંધ હોય એવા કોઇ શખશનો ફાયદો થાય એવા ઇરાદાથી અથવા લોક હલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો. (ક. ૪૯૯)

૮૮ સાપરાધ ધમકી—એટલે જે શખસ કોઇ બીજા શખશને તેના શરીરને આબરૂને, અથવા મિલકતને કાંઇ નુકશાન કરવાનો અથવા જેની સાથે તે બીજા શખશને સબંધ હોય તેના શરીરને અથવા આબરૂને કાંઇ નુંકશાન કરવાનો ડર દેખાડે એવા ઇરાદાથી કે તે શખશને ગભરાટ પેદા થાય; અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે શખશ કરે અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે શખશ કસુર કરે તેણે સાપરાધ ધમકીનો ગુન્હો કરયો. એમ સમજવું.

ખુલાસો—કોઈ મુવેલા શખશની સાથે જે શખશને સંબંધ હોય તે શખશને તે મુએલા શખશનાં આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો તે આ કલમમાં દાખલ થાય છે. (ક. ૫૦૩)

પ્ર૦ ૨—હિંદુસ્થાનના ફોજદારી કાયદાના સાધારણ અપવાદો કયા કયા છે એનું ટુંકામાં બ્યાન આપો?

ઉ૦—૧ જે શખશની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહીં પણ હકીકતની કાંઇ ભુલના સબબથી જે શખશ શુધ્ધ બુધ્ધિની એમ માને છે કે એ વસ્તુ કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે તે શખશ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહીં. (ક. ૭૬)

૨ જે અખત્યાર જે જડજને કાયદાએ આપેલો છે અથવા જે જડજ શુધબુધિથી એમ માને છે કે આ અખત્યાર મને કાયદાએ આપેલો છે, તેવો કોઇ અખત્યાર અમલમાં લાવતાં તે જડજ ઇનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે તે ગુન્હો છે એમ સમજવું નહી. (ક. ૭૭)

૩ કોર્ટ ઈનસાફની કોરટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોય તે દરમિયાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઈ વસ્તુ અથવા ફેંસલા અથવા હુકમથી થઇ શકે, એવી કાંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. પછી તે ફેંસલો અથવા હુકમ કરવાનો તે કોરટનો અધિકાર ન હોય તેની કાંઈ ચિંતા નહી. પરંતુ તે કામ કરનાર શખસે શુધબુધિથી એમ માનવું જોઇએ કે તે કોરટને અધિકાર છે. (ક. ૭૮)

૪ જે શખશને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી નહીં પણ હકીકતની કાંઇ ભુલના સબબથી જે શખસ શુધબુધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે શખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહી. (ક. ૭૯)

૫ કાંઈ કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઇતેકાકન અથવા કમ નસીબથી અને સાપરાધ ઇરાદા કે જ્ઞાન વિના થયેલી કાંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. (ક. ૮૦)

૬ જો કાંઇ વસ્તુ હાની કરવાના સાપરાધ ઇરાદા વગર તથા સુબુધિથી શરીર અથવા મિલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને કરી હોય તો તે વસ્તુથી હાની થશે એવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબ ઉપરથી તે ગુન્હો છે એમ સમજવું નહીં. (ક. ૮૧)

ખુલાસો—એવી બાબતમાં તે અટકાવવાની અથવા જેથી બચાવ કરવાનો તે હાની એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે જે કામથી બીજી હાની થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાયદેસર અથવા માફક કરવા જેવું ગણાય એ હકીકતની બાબત છે.

૭ સાત વરસથી ઓછી ઊંમરના બાળકે કરેલી કાંઈ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. (ક. ૮૨)

૮ સાત વરસથી વધારે અને બાર વરશથી ઓછી ઊંમરનું બાળક જેની અક્કલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેના શું પરિણામો થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી. તેણે કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં. (ક.૮૩)

૯ જે શખસે કાંઇ કામ કરતી વખતે દીવાનગીના સબબથી હું કેવી રીતનું કામ કરૂં છું એ અથવા જે કામ હું કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહી. (ક. ૮૪)

૧૦ જે શખસ કાંઇ કામ કરતી વખતે કેફના સબબથી હું કેવી રીતનું કામ કરૂંછું એ અથવા હું જે કામ કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટુ છે એવું જાણી શકતો નથી તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહી પણ જે વસ્તુથી તેને કેફ ચડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો. (ક. ૮૫)

૧૧ જે જે બાબતોમાં કાંઈ કામ અમુક જ્ઞાન અથવા ઇરાદાથી કરયું ન હોય તો તે ગુન્હો ન ગણાય એવું હોય તે બાબતોમાં જે શખસ કેફની હાલતમાં કોઇને તે કામ કરે તે શખસની ઉપર જાણે તેને કેફ ન ચડી હોત તો જે જ્ઞાન તેને હોત તેજ જ્ઞાન તેને હતું એમ સમજીનેજ અમલ થવાને તે લાયક થશે; પણ જે વસ્તુથી તેને કેફ ચડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી ન હોય તો (ક. ૮૬)

૧૨ જે વસ્તુથી મોત અથવા માહાવ્યથા કરવાનો ઇરાદો કરયો નથી, અને જેથી મોત અથવા માહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી થતી હાની ખમવાની જે શખસે સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી આપી હોય એવા અરાઢ વરસથી વધારે ઉમરના કોઇ શખસને કાંઇ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કરયો હોય તે હાનીના સબબથી અથવા એવા જે શખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે શખસને તે વસ્તુથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુનો છે એમ સમજવું નહી. (ક. ૮૭)

૧૩ જે વસ્તુથી મોત થાય એવો ઈરાદો કરયો નથી તે વસ્તુથી થતી હાની ખમવાની અથવા તે હાનીનું જોખમ માથે લેવાની જે શખસે સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી આપી હોય તે શખસના ફાયદાને માટે શુધ બુધિથી તે કરવામાં તે શખસને કાંઇ હાની થાય અથવા તેને કાંઈ હાની કરવાનો ઈરાદો તે કરનારે કરયો હોય અથવા તેને તેથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુનો છે એમ સમજવું નહી. (ક, ૮૮)

૧૪ કોઇ બાર વરસથી ઓછી ઊંમરના અથવા દિવાના શખસના ફાયદાને માટે તે શખસનો જે વાલી હોય અથવા જે બીજા શખસના કાયદેસર હવાલામાં તે શખસ હોય તે અથવા તેની સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી લેઇને કોઇ બીજો શખશ શુધબુધિથી કાંઇ વસ્તુ કરે અને તે વસ્તુથી તે શખશને કાંઈ હાની થાય અથવા તેને કાંઇ હાની કરવાનો ઇરાદો તે કરનારે કરયો હોય અથવા તેને તેથી કાંઈ હાની થશે એવો સંભવ છે એમ તે કરનાર જાણીતું હોય તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુનોહ છે એમ

સમજવું નહી. પરંતુ—

પેહેલી—ઈરાદાથી મોત આણવાને અથવા મોત આણવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી—કાંઇ વસ્તુનો કરનાર શખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે તે વસ્તુ મોત અથવા માહાવ્યથા અટકાવવાનાં અથવા કાંઈ મોટો રોગ કે અશક્તા દુર કરવાનાં કારણથી કાંઇ બીજા કારણ માટે તે શખસ કરે તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા માહાવ્યથા અટકાવવાનાં અથવા કાંઇ મોહોટો રોગ કે અશક્તા દુર કરવાનાં કારણ શિવાય બુધિપુર્વક માહાવ્યથા કરવાને અથવા માહાવ્યથા કરવાની કોશીસ કરવાને આ અપવાદ લાગુ પડશે નહીં.

ચોથી—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહીં. (ક. ૯૦ )

૧૫ કાંઇ નુકશાનની દેહેસતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઇ રજામંદી કોઈ શખશથી અપાઇ હોય અને તે રજામંદી તેવી દેહેસત અથવા ખોટી સમજથી અપાઇ છે એમ તે કરનાર શખશ જાણતો હોય અથવા તે માનવાનું તેને કારણ હોય અથવા.

જે શખશ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી આપતો હોય તે કામ કેવી તરેહનું છે તથા તેનો પરિણામ કેવો થશે એ સમજવાને અશકત હોય એવા શખશે રજામંદી આપી હોય અથવા વાક્ય સંબંધથી એથી ઉલટું ન દેખાય તો, બાર વરસની ઓછી ઉમરના કોઇ શખસે રજામંદી આપી હોય તો તે રજામંદીને આ કાયદાની કોઇ પણ કલમમાં લખેલી રજામંદી જેવી સમજવી નહીં, (ક. ૯૦ )

૧૬ જે શખસ રજામંદી આપતો હોય અથવા જેની વતી રજામંદી અપાતી હોય તે શખસને જે હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય તે હાનીના સબંધ વિના પણ જે કામો ગુનાહ છે તે કામોને ૮૭, ૮૮, તથા ૮૯મી કલમોમાંના અપવાદો લાગુ પડતા નથી (ક. ૯૧)

૧૭ જે શખસ ફાયદાને સારૂ કાંઇ વસ્તુ કરાઇ છે તે એવી હાલતમાં આવી પડયો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય અને કોઈ વાલી અથવા તેને કાયદેશર હવાલામાં રાખનારો કોઈ બીજો શખસ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખતસર તેની રજામંદી મેળવી શકાય તો તેવી વેળાએ શુધબુધિથી તે શખસના ફાયદાને સારૂ તેની રજામંદી વગર પણ કાંઇ વસ્તુ કરી હોય તે તેથી તે શખસને કાંઇ હાની થાય તે હાનીના સબબથી ગુનોહ છે એમ સમજવું નહી. પરંતુ—

પેહેલી—ઇરાદાથી મોત આણવાને અથવા મોત આણવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી—કાંઈ વસ્તુનો કરનાર શખશ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે તે વસ્તુ અથવા મોત અથવા માહાવ્યથા અટકાવવાના અથવા કાંઇ મોહોટો રોગ કે અશકતતા દુર કરવાના કારણથી કાંઇ બીજાં કારણ માટે તે શખસ કરે તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા વ્યથા અટકાવવાના કારણથી કાંઇ બીજા કારણ માટે બુધિપુર્વક વ્યથા કરવાને અથવા વ્યથા કરવાની કોશીસ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી—જે ગુનોહ કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુનાહ કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.

ખુલાસો—ફક્ત પઈશાની તરફનો ફાયદો થતો હોય તેને ૮૮, ૮૯, તથા ૯૨મી કલમોના અર્થ પ્રમાણે તો ફાયદો સમજવો નહી. (ક. ૯૨)

૧૮ કોઇ શખશના ફાયદાને સારૂ તેને શુધબુધિએ કાંઇ કહેવામાં આવે અને તેથી તે શખશને કાંઇ હાની થાય તો તે હાનીના સબબથી તે કહેવું ગુનાહ છે એમ સમજવું નહી. (ક. ૯૩)

૧૯ ખુન તથા રાજ્ય વિરૂધ જે ગુન્હાઓને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે તે ગુન્હાઓ શિવાય જે કામ કોઇ શખશને કાંઈ ધમકીનેલીધે કરવું પડે, અને તે ધમકી એવી હોય કે જેથી તે કામ કરતી વેળાએ તે શખસના મનમાં કારણસર એવી દેહસત પેદા થાય કે જો હું એ કામ નહી કરીશ તો મારૂં તાતકાલિક મોત થશે. તો તે કામ ગુનોહ છે એમ સમજવું નહી. પણ તે કામ કરનાર શખશ પોતાની ખુશાથી અથવા પોતાને તાતકાળિક મોત કરતાં કાંઇ ઓછી હાનીના કારણસર દેહસતથી એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાવ થયો હોય એમ ન થવું જોઇએ.

ખુલાસો ૧—જે શખશ પોતાની ખુશીથી અથવા મારવાની ધમકીના સબબથી આ માણસો ડાકાઇટ છે એમ જાણીને તે ડાકાઇટોની ટોળીમાં ભળે અને પછી કાયદા મુજબ ગુનોહ હોય એવી કાંઇ વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે તો તેને આ અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨—કોઇ શખશને ડાકાઇટોની એક ટોળી પકડે અને તેને તુરત મારી નાંખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુનોહ હોય એવી કાંઈ વસ્તુ તેની પાસે કરાવે, જેમકે કોઈ લુહાર પાસે તેનાં હથિયાર લેવાડીને પોતે કોઈ ઘરમાં પેશીને તે લુટી લેવા સારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે. (ક. ૯૪)

૨૦ કાંઈ વસ્તુથી કાંઈ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો ઇરાદો કરયો હોય અથવા કાંઇ હાની થશે એવો સંભવ જાણવામાં હોય પણ તે હાની એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઇ શખશ તે હાની બાબત ફરિયાદ કરે નહી તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુનો છે એમ સમજવું નહી. (ક. ૯૫)

પ્ર૦ ૩—ખાનગી બચાવના હક વિશે તમે શું જાણો છો?

ઉ૦—૧ ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કાંઈ પણ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી. (ક. ૯૬)

૨ હરએક શખશને નિચે લખેલો બચાવ કરવાને હક છે પણ તે હકને ૯૯મી કલમ માં લખેલી હદો લાગુ પડે છે.

પેહેલો—શરીર સબંધી કોઈ પણ ગુનાહથી પોતાના અથવા બીજા કોઈ પણ શખસ

ના શરીરનો બચાવ.

બીજો—ચોરી, અપહરણ, બિગાડ, અથવા સાપરાધ પ્રવેશ, એ ગુનાહનાં લક્ષણોમાં દાખલ થઈ શકે એવો ગુનોહ જે કામ ચોરી, અપહરણ, બીગાડ અથવા સાપરાધ પ્રવેશ કરવાની કોશીશ હોય તે કામમાં પોતાની અથવા બીજા કોઇ પણ શખશની સ્થાવર કે જંગમ મિલકતનો બચાવ. (ક. ૯૭)

૩ જે કામ બીજી હાલતમાં થયેથી અમુક ગુનોહ ગણાય એવું હોય, તે જો તે કામના કરનારની નાહાની ઉમરના, બુધિની કાચાઇના અથવા દિવાનગીના સબબથી અથવા તેને કેફ ચડી હોય અથવા તે શખસની કાંઇ ખોટી સમજ હોય તે સબબથી તે ગુનોહ થઇ શકતો ન હોય તોપણ જાણે તે કામ તે ગુનોહ હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો હરએક શખસનો તેવોજ હક છે. ( ક. ૯૮ )

૪ પેહેલી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદાની રીતથી શુધબુદ્ધિએ અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશીશ કરે તો પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

બીજી—જે કામથી મોત અથવા માહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન થતો નથી એવું કાંઇ કામ કોઈ સરકારી નોકર પોતાના હોદાના રીતથી સુબુધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઇ કરે અથવા કરવાની કોશિશ કરે, તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી—સરકારી અધિકારીઓનો આશરો માગવા જવાની વેળ હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

ચોથી—કોઇપણ બાબતમાં બચાવ કરવાના કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાનિ કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાસો ૧ લો—આ કામ કરનારો સરકારી નોકર છે એવું જે શખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી તે શખસનો તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોશીશ કરે તે કામથી ખાનગી બચાવવાનો હક જતો નથી.

ખુલાસો ૨ જો—આ કામ કરનારા માણસે કોઈ સરકારી નોકરના હુકમથી એ કરેછે એવું જે શખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી અથવા હું ફલાણા અખત્યારથી એ કામ કરૂછું એમ તે માણસ કહે નહી, અથવા અગર તે અખતીત્યાર લખેલો હોય તો માગેથી તે અખતીયાર બતાવે નહી તો તે શખસનો તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશીશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી. (ક. ૯૯)

જે ગુનાહ ઉપરથી ખાનગી બચાવવાનો હક અમલમાં લાવવો પડે તે ગુનોહ જો નિચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય તો હુમલો કરનારને બુધિપુર્વક મોત અથવા બીજી કોઈ પણ હાની કરતાં સુધી શરીરના ખાનગી બચાવનો હક પહોંચે છે પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ગુનાહોના પ્રકારો:—

પેહેલો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરિણામ મોત થશે, એવો કારણસર ભય જેથી ઉત્પન થાય એવો હુમલો.

બીજો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરિણામ મહા વ્યથા થશે, એવો કારણસર ભય જે ઉત્પન થાય એવો હુમલો.

ત્રીજો—બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો.

ચોથો—સૃષ્ટિક્રમ વિરૂધ મૈથુનેચ્છા પુરણ કરવાના ઇરાદાથી હુમલો.

પાંચમો—મનુષ્યહરણ અથવા મનુષ્યનયન કરવાના ઇરાદાથી હુમલો.

છઠો—કોઇ શખસને ગેરવાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી હુમલો, અને તેવી હાલતમાં હોય કે તેથી પેલા શખસને કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધિકારીઓને અરજ કરવાનું માહારાથી બની શકશે નહી. ( ક. ૧૦૦ )

૬ જો ગુનોહ ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો નહી હોય તો શરીરના ખાનગી બચાવનો હક હુમલો કરતારને બુધિપુર્વક મોત કરતા સુધી પહોંચતો નથી; પણ હુમલો કરનારને મોત શિવાયની બુધિપુર્વક કાંઈ બીજી હાની કરતાં સુધી પહોંચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. (ક. ૧૦૧)

૭ અગર ગુનોહ થયો નહી હોય તોપણ ગુનોહ કરવાની કાંઇ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પહોંચવાનો કારણસર ભય ઉત્પન થાય કે તુરત શરીરના ખાનગી બચાવનો હક શરૂ થાય છે; અને જ્યાં સુધી શરીરને જોખમનો તે ભય જારી રહે ત્યાં સુધી તે હક જારી રહે છે. (ક. ૧૦૨)

૮ જે ગુનોહ કરવા અથવા જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુનોહ જો નિચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય તો ગુનોહ કરનારને બુધિપુર્વક મોત અથવા બીજી કાંઈ પણ હાની કરતા સુધી મિલકતના ખાનગી બચાવનો હક પહોંચે છે પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ગુનાહોના પ્રકારઃ—

અપહરણ રાતને વખતે ઘર ફોડવું, કોઇ ઈમારત, તંબુ અથવા વાહાણ માણસના ઘર દાખલ વપરાતું હોય, અથવા મિલકત રાખવાની જગા દાખલ વપરાતું હોય, તે ઈમારત, તંબુ અથવા વાહાણપર આગળથી બીગાડ અથવા ગ્રહપ્રવેશ અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે ખાનગી બચાવનો તે હક અમલમાં નહી લવાય તો તેનો પરિણામ મોત અથવા માહાવ્યથા થશે (ક. ૧૦૩)

૯ જે ગુનોહ કરવા અથવા જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારામાંના કોઇપણ પ્રકારની ચોરી, બિગાડ, અથવા સાપરાધ પ્રવેશ નહિ હોય તો તે હક બુધિપુરવક મોત કરતાં સુધી પહોંચતો નથી પણ ગુનેહગારને મોત શિવાયની બુધિપુરવક કાંઇપણ હાનિ કરતા સુધી પહોંચે છે. અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ( ક.૧૦૪)

૧૦ પેહેલો—જ્યારથી કાંઈ મિલકતને જોખમનો કારણસર ભય ઉત્પન થાય, ત્યારથી

તે મિલકતના ખાનગી બચાવનો હક શરૂ થાય છે.

બીજી—ચોરીથી મિલકતના ખાનગી બચાવનો હક મિલકત લેઇને ગુન્હેગાર નાશી જાય અથવા સરકારી અધિકારીઓનો આશરો મળે અથવા તે મિલકત પાછી હાથ લાગે ત્યાં સુધી જારી રેહે છે.

ત્રીજી—અપહરણથી મિલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઈ શખસને મોત અથવા વ્યથા અથવા ગેરવ્યાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીસ કરે અથવા જ્યાં સુધી તાત્કાલિક મોતનો અથવા તાત્કાલિક વ્યથાનો અથવા શરીર સંબંધી તાત્કાલિક અટકાવનો ભય જારી રહે ત્યાં સુધી જારી રહે છે.

ચોથી—સાપરાધ પ્રવેશ અથવા બિગાડથી મિલકતના ખાનગી બચાવનો હક જ્યાંહાં સુધી ગુન્હેગાર સાપરાધ પ્રવેસ અથવા બિગાડ કરવામાં જારી રહે ત્યાં સુધી જારી રહે છે.

પાંચમી—રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક તે ઘર ફોડવાથી શરૂ થયેલો ગ્રહપ્રવેશ જ્યાંહાં સુધી જારી રહે ત્યાં સુધી જારી રહે છે. (ક. ૧૦૫ )

૧૧ જો કાંઈ હુમલો એવો થાય છે કે તેથી મોતનો કારણુસર ભય ઉત્પન થાય, અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર શખસ એવી હાલતમાં આવી ગયેલો હોય કે કોઇ બે ગુન્હા શખસને હાની કરવાના જોખમ શિવાય તેથી તે હક ધાર્યું થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહીં, તો તે જોખમમાં પડતાં સુધી ખાનગી બચાવનો તેનો હક પહોંચે છે. (ક. ૧૦૬ )

પ્ર૦—૪ કયા ગુન્હામાં મોતની શિક્ષા કરવીજ જોઇએ?

ઉ૦—જન્મ ટીપના ગુન્હેગારે કરેલા ખુનને માટે. (ક. ૩૦૩ )

પ્ર૦—૫ કયા ગુન્હમાં મોતની શિક્ષા થઇ શકે?

ઉ૦—નિચેના ગુન્હાને માટે મોતની શિક્ષા થઈ શકે.

ખુન. (ક. ૩૦૨ )

જન્મ ટીપના ગુન્હેગારે કરેલું ખુન. (ક. ૩૦૩ )

કોઇ બાળક અથવા દિવાના શખસને આત્મઘાત કરવામાં મદદગારી કરવી (ક. ૩૦૫)

ખુનની સાથે ડાકાઇટી. (ક. ૩૯૬ )

રાણીની સામા લડાઈ કરવી અથવા લડાઈ કરવાની કોશીસ કરવી અથવા લડાઈ કરવા મદદગારી કરવા. (ક. ૧૨૧ )

બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેવી મદદગારીના ગુન્હા. (ક. ૧૩૨ )

જુઠો પુરાવો આપવાથી અથવા બનાવવાથી કોઇ નિરઅપરાધી શખસ ગુન્હેગાર ઠર્યો હોય અને તેનો જીવ લેવામાં આવ્યો હોય તો તેવો જુઠો પુરાવો આપવાના અથવા બનાવવાના ગુન્હાઓ. (ક. ૧૯૪ )

પ્ર૦—૬ કયા ગુન્હાને માટે મોતની શિક્ષાને બદલે જન્મ પર્યંત સમુદ્રપારની શિક્ષા કરી શકાય ?

ઉ૦—ઉપર કહેલા જન્મ ટીપના ગુનેહગારે કરેલા ખુન શિવાય બધા મોહોટા ગુન્હા

એોમાં જન્મ પર્યંત સમુદ્રપારની શીક્ષા મોતને બદલે થઇ શકે છે. બંડ કરવાની મદદગારી બાબત (ક. ૧૩૨) તથા નિરઅપરાધી શખ્સનું જુઠા પુરાવાથી મોત આણવામાં આવ્યું હોય (ક. ૧૯૪) તેવા ગુન્હાને માટે બાળક અથવા દિવાના શખસના આત્મઘાતની મદદગારી કરવાને માટે (ક. ૩૦૫) તથા ડાકાઈટીમાં કરેલા ખુનને માટે (ક. ૩૯૬) મોતને બદલે જન્મ પર્યંત સમુદ્રપારની શિક્ષા યા દશ વરસની કેદની શિક્ષા કરી શકાય છે.

પ્ર૦ ૭—કઇ બાબતમાં જન્મ પર્યંત સમુદ્રપારની શિક્ષા ઠરાવવામાં આવી છે?

ઉ૦ ,૧—જે શખશોની ઉપર એકવાર આગળ ત્રણ વરસની કેદની શિક્ષા થાય એવો ગુન્હો શાબિત થયો હોય તેઓની ઉપર તેવો કોઈ બીજો ગુનોહ શાબિત થાય તો તે ઓને શિક્ષા. (ક. ૭૫)

૨ રાણી સામા લડાઈ કરવી અથવા લડાઇ કરવાની કોશિશ કરવી અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી. (ક. ૧૨૧)

૩ રાણી સામા લડાઇ કરવાના ઇરાદાથી હથિયારો વગેરે એકઠાં કરવાં. (ક. ૧૨૨)

૪ રાણીની સાથે મિત્રાઇ રાખનારા એશિયાના કોઇ રાજાની ઉપર લડાઈ કરવી. (ક. ૧૨૫)

૫ સરકારી નોકર બુદ્ધિપુર્વક પોતાના હવાલામાંના કોઇ રાજ્યકીય અથવા લડાઇના કેદીને નાશી જવા તે બાબત. (ક. ૧૨૮)

૬ તેવા કેદીને નાશી જવામાં સહાય કરવું છોડાવવો અથવા ઘરમાં રાખવો (ક. ૧૩૦)

૭ બંડમાં મદદગારી કરવી અથવા કોઈ સોલજરને કે ખલાશીને પોતાની નોકરીથી ભ્રષ્ટ કરવાની કોશિશ કરવી. (ક. ૧૩૧)

૮ બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેની શિક્ષા. (ક. ૧૩૨)

૯ દેહાંત શિક્ષા જોગ ગુનોહ કોઇની ઉપર શાબિત કરાવવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો અગર તેમ કરવાથી કોઇ બેગુનાહ શખશની ઉપર ગુનોહ શાબિત થઇને તેનો જીવ લેવામાં આવે તો. (ક. ૧૯૪)

૧૦ જે શખ્સની ઉપર કોઈ ઈનસાફની કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસને પકડવાની જે સરકારી નોકરની ફરજ હોય તે શખસને પકડવામાં ઇરાદાથી કસુર કરે તો. (ક. ૨૨૨)

૧૧ કોઇ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઇ બીજા શખસે સામા થવું અથવા હરકત કરવી. (ક. ૨૨૫)

૧૨ સમુદ્રપારથી કાયદા વિરૂધ પાછું આવવું. (ક. ૨૨૬)

૧૩ રાણીનો શિક્કો ખોટો બનાવેલો આ દેશમા લાવવો અથવા આ દેશમાંથી બાહાર લેઈ જવો (ક. ૨૩૮)

૧૪ સરકારી સ્ટાંપ ખોટો બનાવવો. (ક. ૨૫૫)

૧૫ ખુનની શિક્ષા. (ક. ૩૦૨)

૧૬ ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષવધની શિક્ષા. (ક. ૩૦૪)

૧૭ કોઈ બાળક અથવા દિવાના શખસને આત્મઘાત કરવામાં મદદગારી કરવી. ( ક. ૩૦૫ )

૧૮ ખુનની કોશીશ, ( ક. ૩૦૭ )

૧૯ જે ઠગ હોય તે માણસને. (ક. ૩૧૧ )

૨૦ સ્ત્રીની રજામંદી વગર ગરભપાત કરવો. ( ક. ૩૧૩ )

૨૧ ગરભપાત કરવાના ઇરાદાથી કરેલા કાંઇ કામથી થયેલું મોત તે સ્ત્રીની રજામંદી વગર તે કામ કર્યું હોય તો. ( ક. ૩૧૪ )

૨૨ ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુધિપુર્વક મહાવ્યથા કરવી. ( ક. ૩૨૬ )

૨૩ જબરદસ્તીથી કાંઈ મિલકત કહડાવવા અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુધિપુર્વક માહાવ્યથા કરવી. (ક. ૩૨૯ )

૨૪ ખુન કરવા માટે મનુષ્યહરણ અથવા મનુષ્ય નયન. ( ક. ૩૬૪ )

૨૫ નિત્ય ગુલામનો વેપાર કરવો. ( ક. ૩૭૧ )

૨૬ બળાત્કાર સંભોગની શિક્ષા. (ક. ૩૭૬)

૨૭ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હા. (ક. ૩૭૭ )

૨૮ મોત અથવા સમુદ્રપાર વિગરેની શિક્ષા થઈ શકે એવા ગુન્હાનું તોહમત મુકવાનો ભય ઉત્પન્ન કરી જે જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરવો. (ક. ૩૮૮)

૨૯ જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરવા સારૂ કોઇ શખસને કાંઇ ન્હાના તોહમતનો ભય ઉત્પન્ન કરવો. (ક. ૩૮૯ )

૩૦ અપહરણ કરવામાં બુધિપુર્વક વ્યથા કરવી. ( ૩૯૪ )

૩૧ ડાકાઇટીની શિક્ષા. ( ક. ૩૯૫ )

૩૨ ખુનની સાથે ડાકાઇટી. (ક. ૩૯૬ )

૩૩ ડાકાઇટીની ટોળીમાં હોવાની શિક્ષા. (ક. ૪૦૦)

૩૪ કોઈ સરકારી નોકરે અથવા સરાફે, વેપારીએ કે આડતીઆએ સાપરાધ વિશ્વાસઘાત કરવો. (ક. ૪૦૯ )

૩૫ ડાકાઇટી કરતાં ચોરેલી મિલકત બદદયાનતથી લેવી. (ક. ૪૧૨ )

૩૬ નિત્ય ચોરીની મિલકતનો ધંધો કરવો. (ક. ૪૧૩ )

૩૭ કાંઇ ઘર વિગરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડે બિગાડ કરવો. (ક. ૪૩૬ )

૩૮ છેલ્લી કલમમાં બ્યાન કરેલો બિગાડ અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થવડે કરવાની શિક્ષા. (ક. ૪૩૮ )

૩૯ મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશ. (ક. ૪૪૯ )

૪૦ ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવામાં ગુનોહ કરતાં કોઇને માહાવ્યથા કરવી. (ક. ૪૫૯ )

૪૧ ઘણા શખસો ઘર ફોડવા વિગરેમાં સામીલ હોય અને તેઓમાંનો કાંઇ એક મોત અથવા માહાવ્યથા કરે તો તે સઘળા શખસોને તેની શિક્ષા થઇ શકે. (ક. ૪૬૦ )

૪૨ કાંઈ કિંમતી દસ્તાવેજ અથવા વિલ ખોટું બનાવવું. (ક. ૪૬૭ )

૪૩ ક. ૪૬૭ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઈરાદાથી મોહોર, પતરૂ, વિગેરે બનાવવું અગર કબજામાં રાખવું ( ક. ૪૭૨ )

૪૪ કાંઇ કિંમતી દસ્તાવેજ અથવા વિલ ખોટું બનાવેલુ છે એવું જાણીને તે ખરા દાખલ વાપરવાના ઈરાદાથી કબજામાં રાખવું. (ક. ૪૭૪)

૪૫ ૪૬૭ ગી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવા નિશાની ખોટી બનાવવી અથવા ખોટી નિશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. (ક. ૪૭૫)

૪૬ કોઇ વિલને દગલબાજીથી ચેહેરી નાખવું અથવા તેનો નાશ કરવો વિગેરે. (ક. ૪૭૭)

કાયદામાં કોઈ ઠેકાણે જન્મ પર્યંત કરતાં ઓછી મુદતની સમુદ્રપારની ઓછી શિક્ષાનો ઠરાવ નથી પણ કલમ ૫૮ માં એક સાધારણ ઠરાવ એવો છે કે જે જે બાબતમાં ગુનેહગારને સાત વરસ અથવા તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઇ શકતી હોય તે તે બાબતમાં તે ગુનેહગારને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કરવાને તે ગુનેહગારને શિક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે. પણ તે સમુદ્રપારની શિક્ષા સાતવરસ કરતાં ઓછી મુદતની ન હોવી જોઇએ તથા આ કાયદા મુજબ જેટલી મુદતની કેદની શિક્ષાને તે ગુનેહગાર લાયક હોય તે કરતાં વધારે મુદતની પણ ન હોવી જોઇએ.

પ્ર૦ ૮—વધારેમાં વધારે કેદની શિક્ષા કેટલી થઈ શકે છે? અને કઇ કઈ બાબતમાં ઓછામાં ઓછી શિક્ષા કાયદામાં કેટલી ઠરાવેલી છે તથા કઇ કઇ બાબતમાં સાત વરસની શિક્ષા ઓછામાં ઓછી ઠરાવેલી છે તે કહો?

ઉ૦—ચઉદ વરસની કેદની શિક્ષા વધારેમાં વધારે થઇ શકેછે. કાયદામાં ઓછામાં ઓછી ચોવીસ કલાકની શિક્ષા ઠરાવેલી છે સાત વરસની ઓછામાં ઓછી કેદની શિક્ષા ફક્ત બે બાબતમાં ઠરાવેલી છે તે નિચે પ્રમાણે.

અપહરણ અથવા ડાકાઇટી કરતી વખતે તે ગુનેહગાર કાંઇ ભયંકર શસ્ત્ર વાપરે અથવા કોઈ શખસને બાહાવ્યથા કરે અથવા કોઇ શખસનું મોત આણવાની કે તેને મહાવ્યથા કરવાની કોશિશ કરે તો તે ગુનેહગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી. (ક. ૩૯૭)

અગર અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોશીશ કરતી વખતે તે ગુનેહગારે કંઈ ભયંકર શસ્ત્ર ધારણ કરેલું હોય તો તે ગુનેહગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી. (ક. ૩૯૮)

નિચેની બાબતમાં ચઉદ વરસની કેદની શિક્ષા થઇ શકેછે.

મોતની અથવા સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે મદદગારીથી કાંઈ બ્યથા કરવામાં આવે તો. ( ક. ૧૧૫ )

જે શખસની ઉપર કોઈ ઇનસાફની કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસને પકડવાની જે સરકારી મોકરને ફરજ હોય તે તે શખશને પકડવામાં ઈરાદાથી કસુર કરે તે બાબત. ( ક. ૨૨૨ )

અપહરણ ધોરી રસ્તાપર, સુર્યાસ્ત અને સુર્યોદયની વચ્ચે કરવામાં આવે તો તે બાબત (ક. ૩૯૨)

ચોરીનો ગુનોહ કરવાના ઈરાદાથી અહપ્રવેશ કર્યો હોય તો તે બાબત (ક. ૪૫૭)

કોઇ શખસને બ્યથા કરવાની તઇયારો કરીને રાતે અહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું તે બાબત (ક. ૪૫૮)

પ્ર૦ ૯—કઈ બાબતમાં દશ વરસની શિક્ષા થઇ શકે છે?

ઉ૦ ૧—જે ગુનોહ અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઈ ગુન્હો કરવાની ધારણા કોઈ સરકારી નોકરે છુપાવવી અને તે ગુન્હો મોત વિગરે શિક્ષા જોગ હોય તો તે બાબત (ક. ૧૧૯)

૨ રાણીની સામે લડાઇ વિગરે કરવાના ઇરાદાથી હથીઆરો વિગરે એકઠાં કરવાં. (ક. ૧૨૨)

૩ લડાઈનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી. (ક. ૧૨૩)

૪ સરકારી નોકર બુધિપુર્વક પોતાના હવાલામાંના કોઇ રાજકીય અથવા લડાઇના કેદીને નાશી જવા દે તો. (ક. ૧૨૮)

૫ બંડમાં મદદગારી કરવી અથવા કોઇ ઓફીસરને અથવા સોલજરને કે ખલાશીને પોતાની નોકરીથી અથવા પ્રજા ધર્મથી ભ્રષ્ટ કરવાની કોશીશ કરવી. (ક. ૧૩૧)

૬ બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો. (ક. ૧૩૨)

૭ દેહાંત શિક્ષા જોગ ગુનોહ કોઇની ઉપર સાબીત કરાવવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

અગર તેમ કરવાથી કોઈ બે ગુનાહ શખસની ઉપર ગુનાહ સાબીત થઇને તેનો જીવ લેવામાં આવે તો (ક. ૧૯૪)

૮ કોઈ શખશને કાયદા મુજૂબ પકડતા હોય તેમાં કોઇ બીજા શખસને સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો.

અગર તેની ઉપર જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા થઈ શકે એવા ગુનાહનું તોહોમત હોય તો.

અગર દેહાંત શિક્ષા થઇ શકે એવા ગુનાહનું તોહોમત હોય તો.

અગર તે શખસની ઉપર જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાનો અથવા ૧૦ વરસ સુધી કે તેથી વધારે સમુદ્રપાર શાસનીક દાતેવ અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો.

અગર મોતની શિક્ષાનો હુકમ થયો હોય તો,

(અ) સારી રીતે ચાલવા બાબત જામીન આપવાને ચુકયાના સબબથી કેદમાં રાખવું હોય ત્યાંથી નાશી જવું અથવા નાશી જવાની કોશીશ કરવી (ક. ૨૨૫)

૯ રાણીનો શિક્કો ખોટો બનાવવો અથવા તે ટીકીટાનો કાંઇ પણ ભાગ કરવો. (ક. ૨૩૨)

૧૦ શિક્કો ખોટો બનાવવાનાં કારણસર કાંઈ હથીયાર અથવા સામાન પાસે રાખવો. રાણીનો શિક્કો બનાવવાના કારણસર હોય તો. (ક. ૨૩૫)

૧૧ રાણીનો શિક્કો ખોટો બનાવેલો જાણી બુઝીને આ દેશમાં લાવવો અથવા દેશમાંથી બાહાર લઇ જવો. (ક. ૨૩૮)

૧૨ રાણીના કોઇ શિક્કા બાબત તેમ કરવું, (ક. ૨૪૦)

૧૩ આ શિકામાં ફેરફાર થયેલો છે એમ જાણીને રાણીનો જે શિકો પાસે રાખ્યો હોય તે શિકો આપવો. (ક. ૨૫૧)

૧૪ સરકારી સ્ટાંપ ખોટો બનાવવો. (ક. ૨૫૫)

૧૫ ખુનથી ઉતરતા દરજાનો શિક્ષણીય મનુષવધ અગર જે કામથી મોત થયું હોય તે મોત આણવાના ઈરાદાથી કરયું હોય તો.

અગર તે કામ મોત આણવાના ઈરાદાથી નહી પણ તેથી મોત થવાનો સંભવ છે એમ જાણીને કબુલ કર્યો હોય તો.

(અ) ગફલતથી મોત થાય (ક. ૩૦૫)

૧૬ કોઇ બાળક અથવા દિવાની અથવા ચળેલ અથવા કેફવાળા શખસને આત્મઘાત કરવામાં મદદગારી કરવી (ક. ૩૦૫)

૧૭ આત્મઘાત કરવામાં મદદગારી. ( ૩૦૬ )

૧૮ ખુનની કોશીશ.

અગર તે કામથી કોઇ શખસને વ્યથા થાય તો (ક. ૩૦૭)

૧૯ સ્રીની રજાગંદી વગર ગરભપાત કરવો. (ક. ૩૧૩)

૨૦ ગરભપાત કરવાના ઈરાદાથી કરેલાં કાંઇ કામથી થયેલુ મોત.

તે સ્રીની રજામંદી વગર તે કામ કરયું હોય તો. (ક. ૩૧૪)

૨૧ કોઇ બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના અથવા જનમ થયા પછી તે મરી જાય એવું કરવાના ઈરાદાથી કરેલુ કામ (ક. ૩૧૫)

૨૨ જે કામ શિક્ષણીય મનુષવધ ગણાતું હોય એવા કામથી કોઇ નહી જનમેલા જીવતા બચ્ચાનું મોત આણવું.

૨૩ ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુધ્ધિપુર્વક માહાવ્યથા કરવી. (ક. ૩૨૬)

૨૪ જબરાઇથી કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કહડાવવા સારૂ અથવા કાંઇ ગુનોહ કરવો સેહેલ થાય એવું કાયદા વિરૂધ્ધ કામ કરાવવા સારૂ બુધ્ધિપુર્વક વ્યથા કરવી. ( ક. ૩૨૭ )

૨૫ વ્યથા કરવાના ઇરાદાથી બેહોશ કરે એવી કાંઇ વસ્તુ ખવાડવી.

૨૬ જબરદસ્તથી કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કહડાવવા અથવા કાંઇ ગુનોહ કરવો સેહેલ થાય એવું કાયદા વિરૂધ કામ કરાવવા સારૂ બુધિપુર્વક માહાવ્યથા કરવી. (ક. ૩૨૯ )

૨૭ જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઇ ખબર મેળવવા કે મિલકત પાછી અપાવવા સારૂ બુધિપુર્વક માહાવ્યથા કરવી. (ક. ૩૩૧ )

૨૮ કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુધિપુર્વક માહાવ્યથા કરવી. ( ક. ૩૩૩ ).

૨૯ ખુન કરવા માટે મનુષ્યહરણ અથવા મનુષ્ય નયન. (ક. ૩૬૪)

૩૦ કોઈ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવામાં અથવા તેની ઉપર જુલમ કરાવવો વગેરે કારણ સારૂ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરવું. (ક. ૩૬૬)

૩૧ કોઇ શખસને માહાવ્યથા થાય, તેને ગુલામ કરવામાં આવે વગેરે કારણસર તેનુ હરણ અથવા નયન કરવું. (ક. ૩૬૭)

૩૨ નિત્ય ગુલામોનો વ્યાપાર કરવો. (ક. ૩૭૧)

૩૩ જાર કર્મને માટે કોઇ બાળકને વેચવું અથવા ભાડે આપવું. (ક. ૩૭૨)

૩૪ જાર કર્મને માટે કોઇ બાળકને ખરીદ કરવું અથવા કબજામાં લેવું. (૩૭૩)

૩૫ બળાત્કાળ સંભોગ. (ક. ૩૭૬)

૩૬ સૃષ્ટિકર્મ વિરૂદ્ધ ગુન્હા બાબત. (ક. ૩૭૭)

૩૭ ચોરી કરવા સારૂ અથવા ચોરી કર્યા પછી નાશી જવા સારૂ અથવા ચોરીથી મળેલી મિલકત પાસે રાખવા સારૂ મોત, વ્યથા, અથવા અટકાવ કરવાની અથવા મોત અથવા વ્યથા કે અટકાવવાનો ભય ઉત્પન્ન કરવાની તઈયારી કરીને પછી ચોરી કરવી. (ક. ૩૮૨)

૩૮ મોત અથવા માહાવ્યથાનો ભય કોઇ શખસને પમાડીને જબરાઈથી કઢાવવાનો ગુનોહ કરવો. (ક. ૩૮૬)

૩૯ મોત અથવા જીવતા સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસની કેદની શિક્ષા થઇ શકે એવા ગુનાહનું તોહમત મુકવાનો ડર દેખાડીને જબરાઇથી કઢાવવાનો ગુનોહ કરવો.

અગર સૃષ્ટિકરમ વિરૂધ ગુનાહનો ડર દેખાડયો હોય તો. (ક. ૩૮૮)

૪૦ જબરાઈથી કઢાવવાનો ગુનોહ કરવા સારૂ મોત અથવા જીવતા સુધી સમુદ્રપાર અથવા દશ વરસની કેદની શિક્ષા થઈ શકે એવા ગુનાહનું તોહમત મુકવાનો કોઇ શખસને ડર દેખાડવો.

અગર તે સૃષ્ટિકરમ વિરૂધ ગુનોહ હોય તો. (ક. ૩૮૯)

૪૧ અપહરણ.

અગર સુરજ આથમ્યા પછી તથા સુરજ ઉગ્યા પેહેલાં કોઇ ધોરી રસ્તા ઉપર કર્યું હોય તો. (ક. ૩૯૨)

૪૨ અપહરણ કરવામાં અથવા અપહરણની કોશીશમાં બુદ્ધિપુર્વક વ્યથા કરવી. અથવા અપહરણ કરવામાં સામીલ રહેવું.

૪૩ ડાકાઇટી. (ક. ૩૯૫)

૪૪ ડાકાઈટીમાં ખુન. (ક. ૩૯૬)

૪૫ ડાકાઇટી કરવાની તઇયારી કરવી. (ક. ૩૯૯)

૪૬ હમેશ ડાકાયટી કરવાના કારણસર એકઠા મળેલા શખસોની ટોળીમાં હોવું. (ક. ૪૦૦)

૪૭ કોઇ સરકારી નોકરે અથવા સરાફે, વ્યાપારીએ કે આડતિઆએ સાપરાધ વિશ્વાસઘાત કરવો વિગરે. (ક. ૪૦૯)

૪૮ ડાકાઇટી કરતાં મળેલી મિલકત છે એમ જાણીને તે ચોરીની મિલકત બદદયા-

જાતથી લેવી. (ક. ૪૧૨)

૪૯ નિત્ય ચોરીની મિલકતનો ધંધો કરવો. (ક. ૪૧૩)

૫૦ કોઇ ઘર વિગરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થવડે બીગાડ કરવો. (ક. ૪૩૬)

૫૧ તુતવાળાં વાહાણો અથવા ૨૦ ટનના ભારના વાહાણોનો નાશ કરવાના ઈરાદાથી, અથવા તેવાં વાહાણોને જોખમ ભરેલુ કરવાના ઇરાદાથી બીગાડ કરવો. (ક. ૪૩૭)

૫૨ છેલી કલમમાં બ્યાન કરેલો બીગાડ અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવો કાંઇ પદાર્થવડે કરયો હોય તો. (ક. ૪૩૮)

૫૩ ચોરી વીગરે કરવાના ઈરાદાથી વહાણને કીનારાપર ચડાવી દેવું. (ક. ૪૩૯)

૫૪ મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો. (ક.૪૪૯)

૫૫ જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કાંઈ ગુનોહ કરવા સારૂ ગ્રહ. પ્રવેશ કરવો. (ક. ૪૫૦)

૫૬ કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું અથવા તે ગુનોહ ચોરીનો હોય તો (ક. ૪૫૪)

૫૭ વ્યથા અથવા હુમલો વગેરે કરવાની તઇયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું, (ક. ૪૫૫)

૫૮ ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતાં કોઇને માહાવ્યથા કરવી. ( ક. ૪૫૯)

૫૯ ઘણા શખસ રાતે ઘર ફોડવા વીગરેમાં સામીલ હોય અને તેઓમાંનો કોઇએક મોત અથવા માહાવ્યથા કરે તો. (ક. ૪૬૦)

૬૦ કોઈ કિંમતી દસ્તાવેજ અથવા વિલ અથવા કાંઇ કિંમતી દસ્તાવેજ બનાવવાને કે કોઇના નામપર કરી આપવાનો અથવા કાંઇ, નાણું .વગેરે લેવાનો અખત્યાર ખોટો બનાવવો. (ક. ૪૬૭)

૬૧ જે પુરૂષની સાથે જે સ્રીનાં કાયદા મુજબ લગ્ન થયાં નથી. પુરૂષે તે સ્રીને કાયદા મુજબ લગ્ન થવાનો કપટથી વિશ્વાસ બેસાડીને તેની જોડે દંપતી ભાવે રેહેવું (ક.૪૯૩)

૬૨ તેજ ગુનોહ પણ જે શખસની સાથે પાછળનું લગ્ન થાય તેનાથી આગળના લગ્નની વાત છુપાવવાને કરેલો. (ક. ૪૯૫)

પ્ર૦ ૧૦—સાત વરશ કરતાં ઓછી નહી અને દશ વરશ સુધીની શિક્ષા કયા કયા ગુનાહને માટે થઈ શકે છે?

ઉ૦—૧ ખુન અથવા માહાવ્યથા કરવાની કોશીશની સાથે અપહરણ અથવા ડાકાઇટી (ક. ૩૯૭)

૨. કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયું હોય તે વખતે અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશીશ (ક. ૩૯૮)

પ્ર૦ ૧૧—સાત વરસ સુધીની શિક્ષા કયા કયા ગુન્હાને થઇ શકે છે?

ઉ૦—૧ મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવા ગુન્હામાં

મદદગારી કરવામાં આવે અને તે ગુનાહ તે મદદગારી ઉપરથી નહી થાય તો. (ક. ૧૧૫)

૨ મોત અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુનોહ કરવાની ધારણા છુપાવવી અગર તે ગુનોહ થાય તો. (ક. ૧૧૮)

૩ કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં આણવા અથવા નહી આણવાના ઇરાદાથી ગવ-નર જનરલ વિગેરેપર હુમલો કરવો. (ક. ૧૨૪)

૪ રાણીની સાથે મીત્રાઇ અથવા સલાહ રાખનારા એશિયાના કોઇ રાજાની ઉપર લડાઇ કરવા અથવા તેવી લડાઈ કરવામાં મદદગારી કરવી. (ક. ૧૨૫)

૫ રાણીની સાથે મીત્રાઇ અથવા સલાહ રાખનારા કોઈ રાજાના મુલકપર લુટ કરવી. (ક. ૧૨૬)

૬ ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખ્યા પ્રમાણે લડાઈ અથવા લુટથી મિલકત લેવી. (ક. ૧૨૭)

૭ કોઇ ઉપરી અમલદાર પોતાનો હોદો ચલાવતો હોય તે દરમિયાનમાં તેની ઉપરકોઇ ઓફીસર, સોલજરે અથવા ખલાશીએ હુમલો કરવામાં મદદગારી કરે અગર તે મદદગારી કરેથી હુમલો થાય તો (ક. ૧૩૪)

૮ કોઈ ઇનસાફી કામમાં ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો (ક. ૧૮૨)

૯ સમુદ્રપારની અથવા ૭ વરસ કરતાં વધારે કેદની શિક્ષા થઇ શકે એવો ગુનોહ કોઇની ઉપર સાબીત કરવાના ઇરાદાથી ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બના-વવો. (ક. ૧૯૫)

૧૦ કોઈ ગુનોહ કરનારને બચાવવાના ઈરાદાથી તે ગુનોહ થયાનો પુરાવો ઉઠાવવો અ-થવા તે ખોટી ખબર આપવી તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય તો. (ક. ૨૦૧)

૧૧ ગુનાહનું તોહોમત મુકયું હોય તે ગુનાહ દેહાંત શિક્ષા જોગ અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા જોગ અથવા ૭ વરસ કે તેથી વધારે કેદની શિક્ષા જોગ હોય તો. (ક. ૨૧૧ )

૧૨ કોઇ શખસને શિક્ષાથી બચાવવાને બક્ષીસ વગરે લેવી તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય તો. (ક. ૨૧૩ )

૧૩ કોઈ ગુનેહગારને બચાવવાના બદલામાં કાંઇ મિલકત પાછી આપવા સારૂ બક્ષી-સ આપવી તે ગુનોહ જો દેહાંત શિક્ષા જોગ હોય તો. (ક. ૨૧૪ )

૧૪ જે ગુનેહગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોય તે ગુનેહગારને ઘરમાં રાખવો તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય તો. (ક. ૨૧૫ )

૧૫ કોઇ ઇનસાફી મુકદમા મધે પોતે કાયદા વિરૂધ્ધ છે એમ જાણતો હોય એવો હુકમ રીપોર્ટ વગેરે કોઇ સરકારી નોકર કરે તો. (ક. ૨૧૯ )

૧૬ જે શખસને અખત્યાર હોય તે શખસ હું કાયદાથી વિરૂધ્ધ ચાલું છું એમ જા-ણીને કોઇને તેનો ઇનસાફ થવા સારૂ કમીટ કરે અથવા કેદમાં મોકલે તો. (ક. ૨૨૦)

૧૭ જે સરકારી નોકરની કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નો-

કર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે અને તે ગુનોહ દેહાંત શિક્ષા જોગ હોય તો. (ક.૨૨૧)

૧૮ જીવતા સુધી સમુદ્રપારની અથવા ૧૦ વરસ સુધી કેદ તેથી વધારે સાસનીક દાગાતવની અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો. (ક. ૨૨૨)

૧૯ દેહાંત શિક્ષા થઇ શકે એવા ગુનાહનું તોહોમત હોય તો અગર તે શખસની ઉપર જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાનો અથવા ૧૦ વરસ સુધી કે તેથી વધારે સમુદર-પાર સાસનોક દામાતવ અથવા કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો. (ક. ૨૨૫ )

૨૦ શિકકો ખોટો બનાવવો અથવા તે કાંરીયાનો કાંઈ પણ ભાગ કરવો. (ક. ૨૩૧ )

૨૧ રાણીનો શિકકો ખોટો બનાવવાના કારણુસર હથીયાર બનાવવાં, ખરીદવા, અથ-વા વેચવા. (ક, ૨૩૪ )

૨૨ રાણીનો કોઇ શિકકો કોઈ શખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિકકો ખોટો છે તે શખસે તે ખોટો શિકકો પાસે રાખવો. (ક. ૨૪૩ )

૨૩ ટંકશાળમાં નોકર રહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવા મેળવણીથી જુદાં વજન અથવા મેળવણીથી શિકકો બનાવવો. (ક. ૨૪૪ )

૨૪ શિકકા પાડવાનું કાંઈ હથિયાર કોઇ ટંકશાળમાંથી કાયદા વિરૂધ લઇ જવું (ક.૨૪૪)

૨૫ દગલબાજીથી રાણીના શિકકાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણી બ-દલવી (ક. ૨૪૭ )

૨૬ રાણીનો કોઇ શિકકો બીજા શિકકાને ઠેકાણે ચાલે એવા ઈરાદાથી તે શિકકાનું રૂપ બદલવું. ( ક. ૨૪૯ )

૨૭ કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાનાં કારણુસર કાંઈ હથીયાર અથવા સામાન પાસે રાખવો. (ક. ૨૫૬ )

૨૮ કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાનાં કારણુસર હથીયાર બનાવવુ, ખરીદવું અ-થવા વેચવું. (ક. ૨૫૭ )

૨૯ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો વેચવો. (ક. ૨૫૮ )

૩૦ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો. (ક. ૨૫૯)

૩૧ કોઇ સરકારી સ્ટાંપ બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો. ( ક. ૨૬૦ )

૩૨ ખોટું અજવાળુ નીશાણી અથવા બોયું દેખાડવું. (ક. ૨૮૧)

૩૩ શીક્ષણીય મનુષ્યવધ કરવાની કોશીશ અગર તે કામથી કોઈ સખસને વ્યથા થાય તો (ક. ૩૦૮)

૩૪ ગરભપાત અગર તે સ્ત્રી ચલીત ગરભા થઇ હોય તો. (ક. ૩૧૨)

૩૫ કોઇ બાર વરશથી ઓછી ઉંમરના બચ્ચાંને તેનાં માબાપે અથવા જે શખ-સના હવાલામાં તે બચ્ચું હોય તે શખસે તેને તજી દેવાના ઇરાદાથી ખુલ્લુ મુકવું. (ક. ૩૧૭)

૩૬ બુદ્ધિપુર્વક માહાવ્યથા કરવી. (ક. ૩૨૫)

૩૭ જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઈ ખબર મેળવવા કે ગીલકત પા-

છી અપાવવા સારૂ બુધિપુર્વક વ્યથાકરવી વીગરે. (ક. ૩૩૦)

૩૮ મનુષ હરણ. (ક. ૩૬૩)

૩૯ કોઇ શખસને છાની રીતે ગેરવાજબી કેદ કરવાના ઈરાદાથી તેનું હરણ અથવા નયન કરવું. (ક. ૩૬૫)

૪૦ કોઇ બચ્ચાંના શરીરપરથી કાંઇ મીલકત ચોરવાના ઇરાદાથી તે બચ્ચાંનું હરણ અથવા નયન કરવું. (ક. ૩૬૯)

૪૧ કોઇ શખસને ગુલામ દાખલ ખરીદવો અથવા આપવો. (ક. ૩૭૦)

૪૨ કોઇ ઇમારત તંબુ અથવા વાહાણમાં ચોરી. (ક. ૩૮૦)

૪૩ શેઠના કબજા માંહેલી મિલકતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી. (ક. ૩૮૧)

૪૪ જબરાઇથી કહાડવાનો ગુનોહ કરવા સારૂ કોઇ શખસને મોત અથવા માહાવ્યથાનો ભય ઉત્પન કરવો અથવા તેમ કરવાની કોશીશ કરવી. (ક. ૩૮૭)

૪૫ અપહરણ કરવાની કોશીશ. (ક. ૩૯૩)

૪૬ હમેશ ચોરી કરવાના કારણસર એકઠા મળેલા શખસોની ભટકતી ટોળીમાં હોવું. (ક. ૪૦૧)

૪૭ ડાકાઇટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે શખસોમાં હોવું(ક.૪૦૨)

૪૮ તે મિલકતનો બદદયાનતથી ખોટો ઉપયોગ અગર કોઇ શખસ મરી જાય તે મરનારની નોકરીમાં કોઇ મેહેતો અથવા બીજો શખસ હોય તે ઉપલો ગુન્હો કરે તો. (ક. ૪૦૪)

૪૯ ભારવાહક ડાકાવાળા વગેરેએ સાપરાધ વિશ્વાસઘાત કરવો, (ક. ૪૦૭)

૫૦ કોઇ મેહેતા અથવા ચાકરે સાપરાધ વિસ્વાસઘાત કરવો. (ક. ૪૦૮)

૫૧ ઠગાઈ કરીને બદદયાનતથી કાંઇં મિલકત આપવી અથવા કાંઇ કિંમતી દસ્તાવેજ ફેરવવો અથવા તેનો નાશ કરાવવો. (ક. ૪૨૦)

૫૨ કાંઇ દાંડીનો દીવો અથવા દરીયાઇ નિશાણી હોય તેનો નાશ કરીને તેને ખસેડીને અથવા ઓછી ઉપયોગી કરીને અથવા ખોટી રોશની બતાવીને બીગાડ કરવો. (ક.૪૩૩)

૫૩ ૧૦૦ રૂપીયા કે વધારે નુકશાની કરવાના ઇરાદાથી અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થવડે બીગાડ કરવો. (ક. ૪૩૫)

૫૪ કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો અગર તે ગુનોહ ચોરીનો હોય તો. (ક. ૪૫૧)

૫૫ વ્યથા અથવા હુમલો વગેરે કરવાની તઇયારી કર્યા પછી ગ્રહપ્રવેશ કરવો. (ક. ૪૫૨)

૫૬ કોઇ ઇનસાફની કોરટનું દફતર અથવા જન્મ વગેરે બાબતનો સરકારી નોકર રાખતો હોય તેવો રજીષ્ટર ખોટો બનાવવો (ક. ૪૬૬)

૫૭ ઠગાઇ કરવામાં કારણસર ખોટો લેખ બનાવવો (ક. ૪૬૮)

૫૮ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકશે એવો

ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટી મોહોર, પતર વગેરે બનાવવું અ-થવા તેવું જાણી બુજીને કબજામાં રાખવું. (ક. ૪૭૨)

૫૯ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમ શિવાય બીજી કોઈ કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટી મોહોર, પતર વગેરે બનાવવું અથવા તેવા ઇરાદાથી કબજામાં રાખવું. (ક. ૪૭૩)

૬૦ કોઇ લેખ ખોટો બનાવેલો છે એવું જાણીને તે ખરા દાખલા વાપરવાના ઇ-રાદાથી કબજામાં રાખવો તે અગર કાંઇ કિંમતી દસ્તાવેજ અથવા વિલ હોય તો(ક.૪૭૪)

૬૧ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૦૭ ની કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખ-રાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી અથવા ખોટી નીશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. (ક. ૪૭૫)

૬૨ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવા નિશાની ખોટી બનાવવી અથવા ખોટી નિશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. (ક.૪૭૬)

૬૩ કોઈ વિલને દગલબાજીથી છુપાવવું ચેહેરી નાખવું, અથવા તેનો નાશ કરવો અ-થવા તેમ કરવાની કોશીશ કરવી.(ક.૪૭૭)

૬૪ વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરવું. (ક. ૪૯૪)

૬૫ કાયદા મુજબ લગ્ન નહીં થતાં કોઇ શખસે દગલબાજીના ઇરાદાથી થવા દીધેલો લગ્ન વીધી. (ક. ૪૯૬)

૬૬ સાપરાધ ધમકી, જો તે ધમકી મોત અથવા માહાવ્યથા વગેરે કરાવવાની હોય તો. (ક. ૫૦૬)

પ્ર૦ ૧૨—પાંચ વરસની શિક્ષા કયા કયા ગુન્હાને થઇ શકે છે?

ઉ૦ ૧—કોઈ ગુનેહગારને ઘરમાં રાખવો તે ગુનોહ જો દેહાંત શિક્ષા જોગ હોય તો (ક. ૨૧૨)

૨ કોઈ શિકકો ખોટો છે એમ તે લેતી વખતે જાણીને રાખવો તથા તે બીજાને આ-પવો. (ક. ૨૩૯)

૩ આ શિકકામાં ફેરફાર થયેલો છે એવું જાણીને જે શિકકો પાસે રાખ્યો હોય તે બીજાને આપવો. (ક. ૨૫૦)

૪ કોઇ શખસની પાસે કાંઇ ફેરફાર થયેલો રાણીનો સિકકો આવતી વખતે એમાં ફે-રફાર થયેલો છે એમ તેણે જાણ્યાં છતાં પાસે રાખવો. (ક. ૨૫૩)

૫ કાંઇ પણ કિંમતના હાથી, ઊંટ, ઘોડા વગેરેને પચાસ કે વધારે રૂપિઆની કિંમતના કોઇ બીજા જાનવરને મારી નાખાને અથવા ઝેર દઇને અથવા લુલુ લંગડુ કરીને નિરઉપ-યોગી કરીને બિગાડ કરવો. (ક. ૪૨૯)

૬ નુકશાની થાય એવી રીતે કોઇ સરીઆમ ગટરને રોકીને અથવા બંધ કરીને બી-ગાડ કરવો. (ક. ૪૩૨)

૭ મોરા અથવા બંધો કરવાથી તઇયારી કરીને બિગાડ કરવો વિગરે. (ક. ૪૪૦)

૮ કેદની શિક્ષા થઈ શકતી હોય એવો ગુનોહ કરવા સારૂ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવું. ( ક. ૪૫૭ )

૯ છીનાળુ ( ક. ૪૯૭ )

પ્ર૦ ૧૩—ચાર વરસની શિક્ષા કયા કયા ગુન્હાને થઇ શકે છે?

ઉ૦—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થયેથી ક્રોધ ઉત્પન્ન કરનાર શિવાય બીજાને વ્યથા કરવાનો ઇરાદો નહીં છતાં પણ માહાવ્યથા કરવી. ( ક. ૩૩૫ )

પ્ર૦ ૧૪—ત્રણ વરસની શિક્ષા કયા કયા ગુનાહને થઈ શકે છે?

ઉ૦ ૧—લોક પાસે અથવા દશથી વધારે માણસો પાસે કાંઇ ગુનોહ કરાવવામાં મદદગારી કરવી. ( ક. ૧૧૭ )

૨ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઈ ગુનોહ કરવાની ધારણા છુપાવવી અગર તે ગુનોહ નહીં થાય તો. ( ક. ૧૧૮ )

૩ સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાં કોઇ રાજકીય અથવા લડાઇના કેદીને નાશી જવા દે તો. ( ક. ૧૨૯ )

૪ કોઇ ઉપરી અમલદાર પોતાનો હોદો ચલાવતો હોય તે દરમિયાનમાં તેની ઉપર કોઈ ઓફીસરે, સોલજરે અગવા ખલાશીએ હુમલો કરવામાં મદદગારી કરવી. ( ક. ૧૩૩)

૫ જીવ લે એવું હથિયાર પાસે રાખીને હંગામો કરવો. ( ક. ૧૪૮ )

૬ હંગામો બંધ પાડવા વગેરેનું કામ કરતો હોય તેવામાં કોઈ શરકારી નોકર ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી. ( ક. ૧૫૨ )

૭ કોઇ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઊપાયથી વગ ચલાવવા માટે કાંઇ અવેજ લેવો. ( ક. ૧૬૨ )

૮ સરકારી નોકર પોતાની બાબતમાં ઉપલી છેલી બે કલમોમાં બ્યાન કરેલા ગુનાહોમાં મદદગારી કરે તો. (ક. ૧૬૪)

૯ નુકશાન કરવાના ઈરાદાથી કોઇ સરકારી નોકરે કાંઇ ખોટો લેખ બનાવવો. ( ૧૬૭)

૧૦ કોઈ સરકારી નોકરની આગળ સોગન ખાઇને જુઠો ગજકુર જાણી બુજીને કહેવો. ( ક. ૧૮૧ )

૧૧ કોઇ ઇનસાફી કામ સિવાયના કામમાં ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. ( ક. ૧૯૩ )

૧૨ કોઇ ગુન્હો કરનારને બચાવવાના ઈરાદાથી તે ગુનોહ થયાનો પુરાવો ઉડાવવો અથવા તે બાબત ખોટી ખબર આપવી તે ગુનોહ સમુદ્રપારની શિક્ષા જોગ અથવા દશ વરસની કેદની શિક્ષા જોગ હોય તો. ( ક. ૨૦૧ )

૧૩ કોઇ દિવાની કે ફોજદારી મુકદમા મધે કાંઇ કામ કરવા સારૂ અથવા જામીન થવા સારૂ ખોટો વેશ લેવો. ( ક. ૨૦૫ )

૧૪ કોઇ ગુનેહગારને ઘરમાં રાખવો તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. ( ક. ૨૧૨ )

૧૫ કોઈ ગુનેહગારને બચાવવાના બદલામાં કાંઇ મિલકત પાછી આપવા સારૂ બક્ષી-

સ આપવી તે ગુનોહ જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો ( ક. ૨૧૪ )

૧૬ જે ગુનેહગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોય તે ગુનેહગારને ઘરમાં રાખવો તે ગુનોહ જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો ( ૨૧૬ )

૧૭ સરકારી નોકર કોઇ શખસને શિક્ષાથી અથવા કાંઇ મિલકતને સરકાર જપ્ત થવાથી બચાવવાનો ઇરાદાથી કાંઈ ખોટુ દફતર અથવા લખાણુ બનાવે તો. ( ક. ૨૧૮ )

૧૮ જે સરકારી નોકરની કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે અને તે ગુનોહ જીવતાં સુધા સમુદ્રપારની અથવા દશ વરસ સુધી કેદની શિક્ષા જોગ હોય તો. ( ક. ૨૨૧ ).

૧૯ જે શખસની ઉપર કોઇ ઇનસાફની કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસને પકડવાની જે સરકારી નોકરને ફરજ હોય તે શખસને પકડવામાં ઈરાદાથી કસુર કરે અને તેની ઉપર દસ વરસ કરતાં ઓછી કેદની શિક્ષાનો હુકમ થયો હોય તો. ( ૨૨૦ )

૨૦ કોઇ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઇ બીજા શખસને સામા થવું અગર હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો અગર તેની ઉપર જીવતાં સુધી સમુદરપારની અથવા ૧૦ વરસ સુધી કેદની શિક્ષા થઇ શકે એવા ગુનાહનું તોહમત ન હોય તો. ( ક. ૨૨૫ )

૨૧ શિકકો ખોટો બનાવવાના કારણુસર કાંઇ હથિઆર બનાવવાં અથવા ખરીદવાં અથવા વેચવાં. ( ક. ૨૩૩ )

૨૨ શિકો ખોટો બનાવવાના કારણુસર કાંઈ હથીઆર અથવા સામાન પાસે રાખવો. (ક. ૨૩૫)

૨૩ ખોટો શિકો જાણી બુજીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બહાર લેઇ જવો. (ક. ૨૩૭ )

૨૪ કોઇ શિકકો કોઇ શખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિકકો ખોટો છે તે શખસે તે ખોટો શિકકો પાસે રાખવો. (ક. ૨૪૨ )

૨૫ દગલબાજીથી કોઇ શિકકાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો. (ક. ૨૪૬ )

૨૬ કોઇ શિકકો બીજા શિકકાને ઠેકાણે ચાલે એવા ઈરાદાથી તે શિકકાનું રૂપ બદલવું. (ક. ૨૪૮ )

૨૭ કોઇ શખસની પાસે કાંઇ ફેરફાર થયેલો શિકકો આવતી વખતે તેમાં ફેરફાર થયો છે એમ જાણ્યા છતાં તે પાસે રાખવો. (ક. ૨૫૨ )

૨૮ સરકારને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી જેપર સરકારી સ્ટાંપ હોય એવા કોઇ પદાર્થ ઉપરથી કાંઈ લખાણુ ચેરી નાંખવું અથવા કોઇ લેખને માટે કાંઇ સ્ટાંપ વાપર્યો હોય તે સ્ટાંપ તે લેખપરથી કાહાડી નાંખવો. (ક. ૨૬૧ )

૨૯ સ્ટાંપ વાપરેલો છે એવી રીતની કાંઈ નીશાની છોલી નાંખવી. (ક. ૨૬૩ )

૩૦ શીક્ષાણીય મનુષ્યવધ કરવાની કોશીસ. (ક. ૩૦૮ )

૩૧ ગરભપાત કરવો. (ક. ૩૧૨ )

૩૨ ભયંકર શસ્ત્ર અથવા સાધનવડે બુદ્ધિપુર્વક વ્યથા કરવી. (ક. ૩૨૪ )

૩૩ કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખીને બુધિપુર્વક વ્યથા કરવી. (ક. ૩૩૨ )

૩૪ ૧૦ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદ. (ક. ૩૪૪ )

૩૫ જબરદસ્તીથી કાંઇ મિલકત કઢાવવાના અથવા કાંઇ કાયદા વિરૂધ કરવાના કારણસર ગેરવ્યાજબી કેદ. (ક. ૩૪૭ )

૩૬ જબરજસ્તીથી કબુલાત કરવાના અથવા ખબર કઢાવવાના અથવા કાંઇ મિલકત પાછી અપાવવાના કારણસર ગેરવયાજબી કેદ. (ક. ૩૪૮ )

૩૭ ચોરી (ક. ૩૭૯ )

૩૮ જબરાઇથી કઢાડવું. ( ક. ૩૮૪ )

૩૯ કોઇ શખસ મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય અને જે તેના કબજામાં આવી નથી એમ જાણુવામાં હોય તે મિલકતનો બદદયાનતથી ખોટો ઉપયોગ. (ક. ૪૦૪ )

૪૦ સાપરાધ વિશ્વાસઘાત. (ક. ૪૦૬ )

૪૧ ચોરીની મિલકત ચોરીની જાણીને બદદયાનતથી લેવી. (ક. ૪૧૧ )

૪૨ ચોરીની મિલકત જાણીને તે સંતાડવામાં મદદ કરવી. (ક. ૪૧૪ )

૪૩ જેનો લાભ જાળવવાની કાયદાથી કે કાયદેસર કરારથી જે શખસની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાની થસે એવું જાણીને તે શખસે ઠગાઇ કરવી. (ક. ૪૧૮ )

૪૪ વેશ લેઈને ઠગાઇ કરવી. (ક. ૪૧૯ )

૪૫ કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો. (ક. ૪૫૪ )

૪૬ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. (ક. ૪૫૬ )

૪૭ કાંઇ બંધ કરેલાં નિધાનમાં કાંઇ મિલકત હોય અથવા છે એમ ધરાયું હોય તે નિધાન જેને સોંપ્યું હોય તે માણુસ બદદયાનતથી ફોડીને અથવા બીજી રીતે ઉઘાડીને ગુનોહ કરે તો. (ક. ૪૬૨ )

૪૮ કોઈ શખસની આબરૂને હાની કરવાના કારણુસર અથવા તેટલા માટે વાપરવામાં આવશે એમ જાણીને ખોટો લેખ બનાવવો. (ક. ૪૬૯ )

૪૯ કોઈ સરકારી નોકર જે મિલકતની નીશાની વાપરતો હોય અથવા કાંઇ મિલકતની બનાવટ જાત વગેરે બનાવવા સારૂ તે જે નીશાની વાપરતો હોય તેવી નીશાની ખોટી બનાવવી (ક. ૪૮૪ )

૫૦ કાંઇ છાપ, પતરૂ, અથવા કાંઈ સરકારી કે ખાનગી મિલકતની અથવા વ્યાપારની નીશાની ખોટી બનાવવાનું કાંઈ બીજુ હથીયાર દગલબાજીથી બનાવવું અથવા કબજામાં રાખવું. (ક. ૪૮૫ )

૫૧ કાંઇ ગાંસડી કે બારદાન મધે માલ હોય તે ઉપર દગલબાજીથી કાંઇ ખોટી નીશાની કરવી એવા ઇરાદાથી કે તે મધે જે માલ નહીં હોય તે માલ તે મધે છે એમ માનવામાં આવે વીગરે. (ક. ૪૮૭)

પ્ર૦—૧૫ બે વરસની શિક્ષા કયા કયા ગુનાહમાં થઇ શકે છે?

ઉ૦—૧ કોઇ ઓફીસર, સોલજર અથવા ખલાસીને નાશી જવામાં મદદગારી કરવી. (ક. ૧૩૫)

૨ નાશી આવેલા સદરહુ પ્રકારના કોઈ ઓફીસર સોલજર અથવા ખલાશીને ઘરમાં રાખવો. (ક. ૧૩૬)

૩ જીવ લે એવું કાંઇ હથીયાર પાસે છતાં કોઇ કાયદા વિરૂધ મંડળીમાં સામેલ થવું. (ક. ૧૪૪)

૪ કોઇ કાયદા વિરૂધ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણવા છતાં તેમાં સામેલ થવું અથવા જારી રહેવું. (ક. ૧૪૫)

૫ હંગામો કરવો. (ક. ૧૪૭)

૬ કોઇ કાયદા વિરૂધ મંડળી અથવા હંગામામાં સામેલ થવા સારૂ પઇશા લેવા કરીને હથીયાર બંધ થઇને રહેવું. (ક. ૧૫૮)

૭ કોઇ સરકારી નોકર કાંઇ મુકરદમો અથવા મામલો ચલાવતો હોય તે મધે નિસબત રાખનારા કોઇ શખસ પાસેથી તે સરકારી નોકરે વગર કિંમત આપે કાંઇ કિંમતદાર વસ્તુ લેવી. (ક. ૧૬૫)

૮ સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઈ મિલકતની ખરીદી અથવા માગણી કરવી. (ક. ૧૬૯)

૯ કોઇ સરકારી નોકરનો વેશ લેવો. (ક. ૧૭૦)

૧૦ જાણી બુઝીને કોઈ સરકારી નોકરને કાંઇ ગુન્હો થયા વિગરેની ખોટી ખબર આપવી. (ક. ૧૭૭)

૧૧ કોઇ સરકારી નોકરને તેને ખુદ નુકશાન કરવાનો ડર દેખાડવો અથવા જેની સાથે તેનો સબંધ હોય તેને નુકશાન કરવાનો ડર દેખાડવો એટલા સારૂ કે તે કાંઈ પોતાના હોદાનું કામ કરે અથવા નહીં કરે. (ક. ૧૮૯)

૧૨ કાંઈ ગુનેહ થયો હોય તેની ખોટી ખબર આપવી. (ક. ૨૦૩)

૧૩ કોઇ લેખને પુરાવા દાખલ હાજર થતો અટકાવવાને તેનો નાશ કરવો અથવા તેને સંતાડવો. (ક. ૨૦૪)

૧૪ કાંઇ મિલકત સરકાર જપ્ત થતી અથવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી આ કાયદા સારૂ તે મિલકત દગલબાજીથી ખસેડવી અથવા છુપાવવી વિગરે. (ક. ૨૦૬)

૧૫ કાંઇ મિલકત સરકાર જપ્ત થતી અટકાવવા શિક્ષાના હુકમથી દંડમાં વસુલ થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ દગલબાજીથી તે મિલકતપર હક નહી છતાં દાવો કરવો અથવા તેના કાંઈ હક બાબત ઠગાઈ કરવી. (ક. ૨૦૭)

૧૬ જે રકમ લેહેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામુ અથવા દેવુ અથવા હુકમનામુ પુરૂ થયા પછી તે બજવા દેવું. ( ક. ૨૦૮ )

૧૭ કોઇ ઇનસાફની કોરટમાં ખોટો દાવો કરવો. ( ક. ૨૦૯ )

૧૮ જે રકમ લેહેણી નહી હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામુ કરાવી લેવું અથવા હુકમનામું પુરૂ થયા પછી તે બજાવવું. ( ક. ૨૧૦ )

૧૯ નુકશાન કરવાના ઇરાદાથી ગુનાહનું ખોટુ તોહમત મુકવું. ( ક. ૨૧૧ )

૨૦ ગુનાહથી ગયેલી મિલકત પાછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઇ બક્ષીસ લેવી અને ગુનેહગારને નહી પકડી આપવો. ( ક. ૨૧૫ )

૨૧ કોઇ શખસને શિક્ષાથી અથવા કાંઇ મિલકતને સરકાર જપ્ત થતી બચાવવાના ઇરાદાથી સરકારી નોકર કાયદાનો હુકમ નહી માને તો. (ક. ૨૧૭)

૨૨ જે સરકારી નોકરની કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે અને તે ગુનોહ ૧૦ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા જોગ હોય તો. (ક. ૨૨૧)

૨૩ સરકારી નોકર ગફલતથી કોઈ કેદીને નાશી જવા દે તો. (ક. ૨૨૩)

૨૪ કોઈ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઇ બીજા શખસને સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો. (ક. ૨૨૫)

૨૫ કોઇ શખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામા થવું અથવા હરકત કરવી. (ક. ૨૨૮)

૨૬ જુરર અથવા આશેશરનો વેશ લેવો. (ક. ૨૨૯)

૨૭ કોઇ માણસની પાસે કાંઈ શિક્કો પેહેલાં આવે તે વખતે તે એમ જાણતો નહી હોય કે આ શિક્કો ખોટો છે તે શિક્કો તે માણસે કોઈને ખરા દાખલ આપવો. (ક.૨૪૧)

૨૮ જે શિક્કો કોઇ માણસની પાસે પેહેલાં આવતી વખતે તેમાં ફેરફાર થયેલો છે એમ તેણે જાણ્યું નહી હોય તે શિક્કો તેણે બીજાને ખરા શિક્કા દાખલ આપવો (ક.૨૫૪)

૨૯ કોઇ સરકારી સ્ટાંપ કાગળ વાપરેલો છે એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો. (ક. ૨૬૨)

૩૦ જીંદગીને જોખમ પહોંચે એવા રોગનો ચેપ પસરે એવું દેશ બુદ્ધિનું કામ. (ક. ૨૭૦ )

૩૧ કોઇ પણ જાતીના લોકોના ધર્મને અપમાન કરવાના ઇરાદાથી કોઇ પુજાના ઠેકાણાનો અથવા પવિત્ર વસ્તુનો નાશ કરવો અથવા તેને નુકશાન કરવું અથવા તેને ભ્રષ્ટ કરવી. (ક. ૨૯૫)

૩૨ મુડદુ છાની રીતે વગે કરી દેઇને જન્મ છુપાવવો. (ક. ૩૧૮)

૩૩ માણસની જીંદગી વીગરે જોખમમાં આવે એવું કામ કરીને માહાવ્યથા કરવી. (ક. ૩૩૮)

૩૪ ત્રણ અથવા વધારે દિવસ ગેરબ્યાજબી કેદ (ક. ૩૪૩)

૩૫ જે શખસને છોડવાનો હુકમ સાદર થયો જાણ્યો હોય તે શખસને ગેરવ્યાજબી કેદ રાખવો. (ક. ૩૪૫)

૩૬ છાની ગેરવ્યાજબી કેદ. (ક. ૩૪૬)

૩૭ કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધ બળ વાપરવું કે હુમલો કરવો. (ક. ૩૫૩)

૩૮ કોઇ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી તેની ઉપર હુમલો અથવા સાપરાધ બળ. (ક. ૩૫૪)

૩૯ ભારે તથા આકસ્મિત ક્રોધ નહી ઉત્પન્ન કર્યા છતાં કોઇ શખસને બે આબરૂ કરવાના ઇરાદાથી હુમલો અથવા સાપરાધ બળ. (ક. ૩૫૫)

૪૦ કોઇ શખસે કાંઈ વસ્તુ પેહેરી હોય અથવા લેઈ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીશ કરવામાં હુમલો અથવા સાપરાધ બળ (ક. ૩૫૬)

૪૧ જબરાઇથી કહાડવાનો ગુનોહ કરવા સારૂ કોઇ શખસને નુકશાનનો ભય ઉત્પન્ન કરવો અથવા તેમ કરવાની કોશીશ કરવી. (ક. ૩૮૫)

૪૨ બદદયાનતથી જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરવો અથવા તે પોતાને કામે લગાડવી. (ક. ૪૦૩)

૪૩ માગનારાઓમાં વેંહેંચણ થતી અટકાવવાને માટે કાંઈ મિલકતનું બદદયાનતથી અથવા દગલબાજીથી ખસેડવું અથવા છુપાવવું વગેરે. (ક. ૪૨૧)

૪૪ કોઇનું કાંઇ લેહેણું હોય કે માગણ હોય તે પોતાના માગનારાઓને મળતું તે માણસે બદદયાનતથી અથવા દગલબાજીથી અટકાવવું. (ક. ૪૨૨ )

૪૫ કોઇના નામની કાંઇ મિલકત કરી આપવાના જે ખતમાં કિંમતનો જીકર ખોટો લખ્યો હોય એવા ખતપર બદદયાનતથી કે દગલબાજીથી સહી કરવી. (ક. ૪૨૩ )

૪૬ પોતાની કે પારકી કાંઈ મિલકતનું બદદયાનતથી અથવા દગલબાજીથી ખસેડવું કે છુપાવવું અથવા તેમ કરવામાં મદદ કરવી અથવા ખરૂં લેહેણું તે દાવો બદદયાનતથી મુકી દેવો. (ક. ૪૨૪ )

૪૭ બીગાડ કરીને ૫૦ રૂપીઆની અથવા વધારે નુકશાની કરવી. (ક. ૪૨૭ )

૪૮ ૧૦ રૂપીઆની કે તેથી વધારે કિંમતના કોઈ જાનવરને મારી નાંખીને અથવા જેહેર દઇને અથવા લુલુ લંગડુ કરીને નિરઉપયોગી કરીને બીગાડ કરવો. (ક. ૪૨૮ )

૪૯ કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો. (ક. ૪૫૧ )

૫૦ ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. (ક. ૪૫૩ )

૫૧ કાંઇ બંધ કરેલા નિધાનમાં કાંઇ મિલકત હોય અથવા કાંઇ મિલકત છે એમ ધરાયું હોય તે નિધાનને બદદયાનતથી ફોડીને અથવા બીજી રીતે ઉઘાડવું. (ક. ૪૬૧ )

૫૨ લેખ ખોટો બનાવવો. (ક. ૪૬૫ )

૫૩ કોઇ બીજો માણસ કાંઇ વ્યાપારની અથવા મિલકતની નિશાની વાપરતો હોય તેવી નીશાની હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી ખોટી બનાવવી. (ક. ૪૮૩ )

૫૪ સાપરાધ ઇરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી લેઇ જવી અથવા રોકી રા-

ખવી. (ક. ૪૯૮ )

૫૫ આબરૂ લેવી. (ક. ૫૦૦ )

૫૬ કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. (ક. ૫૦૧ )

૫૭ આબરૂ લેવા જેવી બાબતવાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ તે તેવી છે એમ જાણ્યા છતાં તે વેચવી. (ક. ૫૦૨ )

૫૮ સુલેહનો ભંગ કરવાના ઈરાદાથી કોઈને તિરસ્કાર કરવો. (ક. ૫૦૪ )

૫૯ બંડ અથવા લોકની સુલેહની વિરૂધ કાંઇ ગુનોહ કરાવવાના ઇરાદાથી ખોટી ગુપ અથવા વાત ચલાવવી. (ક. ૫૦૫ )

૬૦ સાપરાધ ધમકી. (ક. ૫૦૬ )

૬૧ નનામાં સંદેશાની મારફતે અથવા ધમકી ક્યાંથી આવે છે તેની ખબર નહીં પડે એવી તદબીર કરીને સાપરાધ ધમકી આપવી. (ક. ૫૦૭ )

પ્ર૦—૧૬ એક વરસની શિક્ષા કયા કયા ગુન્હામાં થઇ શકે છે?

ઉ૦—૧ હંગામો કરવાના ઇરાદાથી કોઇના મનમાં ક્રોધ ઉત્પન કરવો અને હંગામો થાય તો. (ક. ૧૫૩ )

૨ કોઈ સરકારી નોકર સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઈ અવેજ લેવો.(ક.૧૬૩)

૩ કોઈ શખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઇ કાયદાનો હુકમ નહીં માનવો. (ક. ૧૬૬ )

૪ સરકારી નોકરે કાયદા વિરૂધ વ્યાપાર કરવો. (ક. ૧૬૮ )

૫ કોઇ સરકારી નોકરની પાસે આશરો માગવાની અરજ કરવાથી દુર રહેવાનો કોઈ શખસને લલચાવવા સારૂ તેને ડર દેખાડવો. (ક. ૧૯૦ )

૬ તોળવાનું ખોટું યંત્ર દગલબાજીથી વાપરવું. (ક. ૨૬૪ )

૭ ખોટું કાટલુ અથવા માપ દગલબાજીથી વાપરવું. (ક. ૨૬૫)

૮ ખોટા કાટલાં અથવા માપ દગલબાજીથી વાપરવાને પાસે રાખવાં. (ક. ૨૬૬ )

૯ ખોટાં કાટલાં અથવા માપ દગલબાજીથી વાપરવાને બનાવવાં અગર વેચવાં. ( ક. ૨૬૭ )

૧૦ કોઇ ધરમ સંબંધી મંડળી પુજાના કામમાં છતાં તેને અડચણ કરવી (ક.૨૯૬)

૧૧ પુજાની જગ્યા અથવા કબરસ્થાનમાં વગર રજાએ જવું અથવા કોઈ શખસના મનને દુ:ખ કરવા અથવા તેના ધરમને અપમાન કરવાના ઇરાદાથી પ્રેત સંસ્કાર થતો હોય ત્યાં ગડબડ કરવી અથવા કોઇ પ્રેતનું અપમાન કરવું. (ક. ૨૯૭ )

૧૨ ધરમ સંબંધી કોઇ પણ શખસનું દીલ દુખાવાના પાકા ઈરાદાથી તે સાંભળે તેમ કાંઇ શબ્દ બોલવો અથવા ધ્વની કરવો અથવા તે દેખે તેમ કાંઇ ચાળા કરવા અથવા કાંઈ વસ્તુ મુકવી. ( ક. ૨૯૮ )

૧૩ આત્મઘાત કરવાની કોશીસ. ( ક. ૩૦૯)

૧૪ બુધિપુર્વક વ્યથા કરવી. (ક. ૩૨૩ )

૧૫ કોઇને ગેરવ્યાજબી કેદ કરવી. ( ક. ૩૪૨ )

૧૬ કોઇ શખસને ગેરવાજબી કેદ કરવાની કોશીસ, હુમલો અથવા સાપરાધ બળ. (ક. ૩૫૭ )

૧૭ કાયદા વિરૂધ જબરાઇથી મજુરી કરાવવી. (ક. ૩૭૪ )

૧૮ ઠગાઇ. (ક. ૪૧૭ )

૧૯ સરકારી અખત્યારથી ઉભી કરેલી કાંઇ જમીનની નીશાનીનો નાશ કરી તેણે ખસેડી વગરે કરીને બિગાડ કરવો. (ક. ૪૩૪ )

૨૦ ગ્રહપ્રવેશ. (ક. ૪૪૮)

૨૧ કોઇ શખસને છેતરવા અથવા નુકશાન કરવાના ઈરાદાથી કાંઈ ખોટી વ્યાપારની અથવા મિલકતની નીશાની વાપરવી. ( ક. ૪૮૨ )

૨૨ ખોટી મિલકતની અથવા વ્યાપારની નિશાની જેપર હોય એવો માલ જાણી બુઝીને વેચવો. (ક. ૪૮૬ )

૨૩ નુકશાન કરાવવાના ઇરાદાથી કાંઇ મિલકતની નીશાની કહાડી નાંખવી અથવા તેનો નાશ કરવો અથવા તે બગાડવી. (ક. ૪૮૯ )

૨૪ માહારી ઉપર ઇશ્વરની અપ્રસંતા થશે એવો ભય ઉત્પન કરીને કોઇ શખસ પાસે કાંઇ કામ કરાવવું (ક. ૫૦૮ )

૨૫ કોઈ સ્ત્રીને લાજવવાના ઇરાદાથી બોલેલા શબ્દ અથવા કરેલા ચાળા- (ક.૫૦૯)

પ્ર૦ ૧૭—છ માસની શિક્ષા કયા કયા ગુનાહમાં થઈ શકે છે ?

ઉ૦—૧ કોઇ ઓફીસર, સોલજર અથવા ખલાશીને નાફરમાનીનું કાંઇ કામ કરવામાં મદદગારી કરવી તે ગુનોહ થાય તો. ( ક. ૧૩૮ )

૨ કાયદા વિરૂધ મંડળીના અંગભુત હોવું. ( ક. ૧૪૩ )

૩ પાંચ અથવા વધારે શખસોની કોઈ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયા પછી જાણી બુજીને તે મંડળીમાં સામેલ થવું અથવા જારી રહેવું. ( ક. ૧૫૧ )

૪ હંગામો કરવાના ઇરાદાથી કોઇના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો અને તે હંગામો ન થાય તો. ( ક. ૧૫૩ )

૫ કોઇ કાયદા વિરૂધ મંડળીને સારૂ પઇશા આપવા કરીને રાખેલા શખસોને ઘરમાં રાખવા. ( ક. ૧૫૮ )

૬ કોઇ સરકારી નોકરના તરફથી થયેલો સમન કે હુકમ નહીં પહોંચે એટલા માટે નાશી જવું અગર તે સમન અથવા નોટીસમાં કોઇ શખસને કોઇ ઈનસાફની કોરટમાં જાતે હાજર થવા વિગરે ફરમાવવું હોય તો. ( ક. ૧૭૨ )

૭ સમન અથવા નોટીસ પહોંચતી કે ચોડતી અટકાવવી અથવા ચોડયા પછી કાઢી નાંખવી અથવા જાહેરનામુ નહી થવા દેવા અગર તે સમન વિગરેમાં કોઇ શખસને કોઇ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વિગરે ફરમાવ્યું હોય તો. ( ક. ૧૭૩ )

૮ કોઇ ઇનસાફની કોરટમાં જાતે અથવા મુખત્યારનો મારફતે હાજર થવાનો હુકમ થયો હોય તે નહીં માનવો અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું. (૧૭૪ )

૯ કોઇ ઇનસાફની કોરટમાં કાંઈ લેખ હાજર કે સ્વાધિન કરવાનું ફરમાવ્યું હોય, તે કરવામાં ઇરાદાથી કસુર કરવી. ( ક. ૧૭૫ )

૧૦ કોઇ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે શખસની કાયદા મુજબ ફરજ હોય તે નહીં આપવી અને તે કાંઇ ગુનોહ થયા વિગરેની હોય તો. (ક.૧૭૬)

૧૧ જાણી બુજીને કોઇ સરકારી નોકરને ખોટી ખબર આપવી. ( ક. ૧૭૭ )

૧૨ કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનું ફરમાવ્યા છતાં સોગન ખાવાની ના કહેવી. ( ક. ૧૭૮ )

૧૩ સાચુ બોલવાને કાયદા પ્રમાણે ફરમાવ્યા છતાં કાંઇ સવાલોના જવાબ દેવાને ના કહેવી. ( ક. ૧૭૯ )

૧૪ કોઇ સરકારી નોકર પાસે તેને કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા શખસને નુકશાન અથવા ઇજા કરવાના ઇરાદાથી ખોટી ખબર આપવી. ( ક. ૧૮૨ )

૧૫ કોઈ સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઇ મિલકત જપ્ત થતી હોય તેમાં સામા થવું. ( ક. ૧૮૩ )

૧૬ કાંઇ હુકમ બજાવવામાં ગુનોહ અટકાવવા વિગરે કામમાં કોઇ સરકારી નોકર મદદગાર છતાં તેને જાણી જોઇને મદદ કરવામાં કસુર કરવી. ( ક. ૧૮૭ )

૧૭ કોઇ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ ન માનવાથી માણસની જીંદગીને તનદુરસ્તી અથવા સલામતી વગેરેને જોખમ થાય તો. ( ક. ૧૮૮ )

૧૮ કાંઇ ગુન્હા બાબત ખબર આપવાની જેની ફરજ હોય તેણે ઇરાદાથી તે બાબત ખબર આપવામાં કસુર કરવી. ( ક. ૨૦૨ )

૧૯ કોઇ સરકારી નોકર કાંઇ ઇનસાફી મુકદમાના કાંઇ પણ ભાગમાં બેઠા છતાં તેનું ઇરાદાથી અપમાન કરવું અથવા હરકત કરવી. ( ક. ૨૨૮ )

૨૦ જીંદગીને જોખમ પહોંચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતીનું કામ. (ક. ૨૬૯)

૨૧ રોગના સબબથી દુર રહેવા સંબંધીની કોઈ કાનુન નહી માનવી. ( ક. ૨૭૧ )

૨૨ વેચવાને ઇરાદે રાખેલા માણસને ખાવાની અથવા પીવાની વસ્તુમાં કાંઇ ભેળ કરવી. ( ક. ૨૭૨ )

૨૩ માણસને ખાવાની અથવા પીવાની કાંઈ વસ્તુ અવગુણકારક છે એમ જાણીને વેચવી. ( ક. ૨૭૩ )

૨૪ કાંઈ વેચવાના વસાણામાં અથવા ઓસડમાં ભેળ કરવી એવી રીતે કે તેથી તેનો ગુણ ઓછો થાય અથવા તેની અસર બદલાય અથવા તે અવગુણકારક થાય છે. (ક. ૨૭૪)

૨૫ ભેળ થયેલાં વસાણા અથવા ઓસડ વેચવાં અથવા કોઈ દવાખાનામાંથી ભેળ થયેલું વસાણું કે ઓસડ જાણી બુજીને આપવું. ( ક. ૨૭૫ )

૨૬ જાણી બુજીને કાંઇ વસાણાને અથવા ઓસડને તે જીદુ વસાણું અથવા તઇયાર કરેલું ઓસડ હોય એ રીતે વેચવું અથવા દવાખાનામાંથી આપવું. ( ક. ૨૭૬ )

૨૭ સરીયામ રસ્તાપર બેફિકરાઈથી હાંકવું અથવા સ્વારી કરવી એવી રીતે કે તેથી માણસની જીંદગી જોખમમાં રહે વગેરે. ( ક.૨૭૯ )

૨૮ બે ફિકરાઇથી વાહાણુ ચલાવવું એવી રીતે કે તેથી માણસની જીંદગી જોખમમાં રહે વિગરે. (ક ૨૮૦)

૨૯ ઘણો ભાર ભરેલાં અથવા દેહેસતવાળાં વાહાણમાં કોઈ શખસને જળમારગે લઈ જવું જેથી તેની જીંદગી જોખમમાં રહે. (ક. ૨૮૨)

૩૦ કાંઇ ઝેરી પદાર્થ સબંધી એવું કામ કરવું કે તેથી માણસની જીંદગી જોખમમાં રહે. (ક. ૨૮૪)

૩૧ અગની અથવા સીંજવાળા ગ્રાહી પદાર્થ સબંધી એવું કામ કરવું કે તેથી માણુ-ણુસની જીંદગી જોખમમાં રહે. (ક. ૨૮૫)

૩૨ અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ સબંધી એવું કામ કરવું (ક. ૨૮૬)

૩૩ કાંઈ સાંચા સબંધી એવું કામ કરવું. (ક. ૨૮૭)

૩૪ જે ઇમારતને તોડી પાડવા અથવા મરામત કરવાનો જે શખસનો હક હોય તે શખસ અગર તે ઇમારત તુટી પડીને માણસની જીંદગીને જે નુકશાન થવાનો સંભવ હોય તે નહી થવા દેવાનો બંદોબસ્ત કરવામાં કસુર કરે તો. (ક. ૨૮૮)

૩૫ કોઇ શખસના કબજામાં કાંઈ જાનવર હોય તેથી માણસની જીંદગીને કાંઈ નુ-કશાન ન થાય અથવા કોઇને માહાવ્યથા ન થાય એવો બંદોબસ્ત રાખવામાં કસુર કરે તો (ક. ૨૮૯)

૩૬ લોકાપકારક કૃત બંધ કરવાની તાકીદ થયા પછી જારી રાખવું. (ક. ૨૯૧)

૩૭ માણુસની જીંદગી વગેરે જોખમમાં આવે એવું કામ કરીને વ્યથા કરવી. (ક. ૩૩૭)

પ્ર૦—૧૮ ત્રણ મહીનાની શિક્ષા કયા કયા ગુનાહમાં થઇ શકે છે?

ઉ૦૧-સોલજરમાં ખપવાના ઇરાદાથી સોલજરનો પોશાક પેહેરવો અથવા જો સોલ-જરનું કાંઇ ચિન્હ ધારણ કરવું. (ક. ૧૪૦)

૨ કોઈ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય અથવા જેવી નીશાની સાથે રા-ખતો હોય તેવો પોસાક અથવા તેવી નિશાની પાસે રાખવી. (ક. ૧૭૧)

૩ કોઇ સરકારી નોકરની આગળ કહેલા કાંઈ ગજકુર ઉપર સહી કરવાને કાયદા મુજબ ફરમાવ્યા છતાં તેમ કરવાની ના કહેવી. (ક. ૧૮૦)

૪ કોઈ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં અડચણ કરવી. (ક. ૧૮૬)

૫ સાર્વજનિક ઝરા અથવા જળાશ્રીયનું પાણી મેલું કરવું (ક. ૨૭૭)

૬ બીભસ્ત પુસ્તકો વગેરેનું વેચાણ વગેરે. (ક. ૨૯૨)

૭ વેચવા અથવા દેખાડવા સારૂ બીભસ્ત પુસ્તકો વગેરે કબજામાં રાખવું (ક. ૨૯૩)

૮ બીભસ્ત ગીતો. (ક. ૨૯૪)

૯ જે કામથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓના શરીરની સ-લામતી જોખમમાં આવે તે કામ કરવું. (ક. ૩૩૬)

૧૦ ભારે ક્રોધ ઉત્પન નહી કર્યા છતાં કોઇની ઉપર સાપરાધ બળ વાપરવું અથવા હુમલો કરવો. (ક. ૩૫૨)

૧૧ બીગાડ. (ક. ૪૨૬)

૧૨ સાપરાધ પ્રવેશ. (ક. ૪૪૭)

૧૩ બાળપણુ, ગાંડપણુ અથવા રોગના સબબથી લાચાર હોય તેવા શખસની ખી-જમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર કરીને બંધાયા છતાં તે મુજબ બુધિપુર્વક નહી ચાલવું (ક. ૪૯૧)

પ્ર૦ ૧૯—એક મહીનાની શિક્ષા કયા કયા ગુનાહમાં થઇ શકે છે?

ઉ૦—૧ બખેડો કરવો. (ક. ૧૬૦)

૨ કોઇ સરકારી નોકરના તરફથી થયેલો સમન કે હુકમ નહી પહોંચે એટલા માટે નાશી જવું (ક. ૧૭૨)

૩ સમન અથવા નોટીસ પહોંચતી કે ચોહોડાતી અટકાવવી અથવા ચોહોડયા પછી કહાડી નાખવી અથવા જાહેરનામું નહી થવા દેવું. (ક. ૧૭૩)

૪ કોઇ ઠેકાણે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાનો કાયદેસર હુકમ થયો હોય તે નહી માનવો અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું. (ક. ૧૭૪)

૫ કોઇ સરકારી નોકરની આગળ કાંઇ લેખ હાજર અથવા સ્વાધીન કરવાની જેની કાયદા મુજબ ફરજ હોય તે લેખ હાજર કરવામાં ઈરાદાથી કસુર કરવી. (ક. ૧૭૫)

૬ કોઇ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે શખસની કાયદા મુ-જબ ફરજ હોય તે શખશે તે નોટીસ અથવા ખબર નહી આપવી. (ક. ૧૭૬)

૭ કોઈ સરકારી નોકરના અખત્યારથી વેચવા કહાડેલી મિલકતના વેચાણુમાં અડ-ચણ કરવી. (ક. ૧૮૪)

૮ કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કહાડેલી મિલકત ખરીદ કરવાને જે શખસ કાયદા પ્રમાણે અશક્ત હોય તે શખશે તેની માગણી કરવી અથવા માગણી કર્યાથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય તે અદા કરવાનો ઈરાદો નહી છતાં માગણી કરવી. (ક. ૧૮૫)

૯ કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઇ સરકારી નોકરને મદદ કરવામાં ક-સુર કરવી (ક. ૧૮૭)

૧૦ કોઈ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ ન માનવો તે ન માન-વાથી કાયદેસર રહેલા શખસોને અડચણ દુઃખ કે નુકશાન થાય તો (ક. ૧૮૮)

૧૧ ભારે તથા આકસ્મિત કરોધ ઉત્પન થયેલી કરોધ ઉત્પન કરનાર શિવાય બીજાને વ્યથા કરવાનો ઈરાદો નહી છતાં બુધિપુર્વક વ્યથા કરવી. (ક. ૩૩૪)

૧૨ કોઇને ગેરવ્યાજબી અટકાવ કરવો (ક. ૩૪૧)

૧૩ કોઇએ ભારે તથા આકસ્મિત ક્રોધ ઉત્પન કર્યો ઉપરથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું. (ક. ૩૫૮)

૧૪ તરી અથવા ખુસકીના રસ્તાની મુસાફરીમા નોકરી કરવાનો અથવા કોઇ શ-ખસ કે મિલકતને કેયાં લેઇ જવાનો કરાર કરી બંધાયા છતાં તે કરાર મુજબ બુધિપુ-ર્વક નહી ચાલવું. (ક. ૪૯૦)

૧૫ મુકરર મુદત સુધી કોઈ દુર જગાપર ચાકરી કરવાનો કરાર કરયો હોય અને તે જગ્યાપર શેઠને ખરચે ચાકરને લેઇ ગયા હોય તેવા કરારથી બંધાયા છતાં બુધિપુર્વક તે ચાકરી છોડવી અથવા કામ કરવાની ના કહેવી. (ક. ૪૯૦)

પ્ર૦ ૨૦—ચોવીસ કલાકની શિક્ષા કયા ગુનાહમાં થઇ શકે છે?

ઉ૦—કોઇ જાહેર જગ્યા વિગરેમાં પીને આવવું અને કોઇ શખસને દુઃખ દેવું. ( ક. ૫૧૦ )

પ્ર૦ ૨૧—ગુનેહગારની મિલકત સરકાર જપ્ત ક્યારે થઇ શકે છે?

ઉ૦—૧ જે શખસો મોતની શિક્ષા થઈ શકે એવા ગુનાહને (ક. ૬૨) અથવા રાણીની સામે લડાઈ કર્યાના અથવા લડાઈ કરવાની કોશીશ કરવાના અથવા લડાઈ કરવાની તઇયારી કરવાના ગુનેહગાર (ક. ૧૨૧—૧૨૨) થાય તેઓની બધી મિલકત જપ્ત કરવાનો હુકમ થઈ શકે છે ક. ૬૨ મુજબ હુકમ કરવાને કોરટ મુખત્યાર છે પણ જે શખસો ક. ૧૨૧—૧૨૨ મુજબ ગુનેહગાર ઠરે તેઓના બધી મિલકત સરકાર જપ્ત કરવાનો ઠરાવ તો કરવોજ જોઈએ અને આ ઠરાવ કરવાની બાબત કોરટની મરજી ઊપર રાખી નથી. (ક. ૧૨૧—૧૨૨)

૨ જે શખસના ઉપર એવો ગુનોહ શાબીત થાય કે તેને માટે તેને સમુદ્રપાર કરવામાં આવે અથવા સાત વરશ અથવા તે કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદની મુદતના દરમયાનમા તે શખસના કુટુંબ તથા અનુજીવીઓને માટે સરકારની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને તે મુદતના દરમિયાનમાં તે શખસની સરવે સ્થાવર તથા જગમ મિલકતનુ ભાડું તથા ઉપજ સરકાર જપ્ત થાય એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. (ક. ૬૨)

અમુક મિલકત સરકાર જપ્ત કરવા સંબંધી ત્રણ કલમો છે અને તે કલમ ૧૨૬, ૧૨૭ અને ૧૬૯ છે. રાણીની સાથે સલાહ રાખનારા કોઇ રાજના ઉપર લુટ કરવી અથવા લુટ કરવાની તઈયારી કરવી એ બાબતમાં લુટ કરવામાં જે મિલકત વાપરેલી અથવા વાપરવામાં ધારેલી અથવા તે લુટમાંથી મળેલી જે મિલકત હોય તે મિલકત સરકાર જપ્ત થશે (ક. ૧૨૬) તેમજ ક. ૧૨૫ મી તથા ૧૨૬ મીમાં લખ્યા પ્રમાણે લડાઇ અથવા લુટથી મળેલી મિલકત સરકાર જપ્ત થશે. (ક. ૧૨૭)

સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઇ મીલકતની ખરીદી અથવા માગણી કરી હશે તો જે મિલકત ખરીદ થઇ હશે તે મિલકત સરકાર જપત કરવામાં આવશે. (ક. ૧૬૯)

પ્ર૦ ૨૨—ફકત દંડની શિક્ષા કયા કયા ગુનાહમાં થઇ શકે છે?

ઉ૦—૧ ફકત અનિયમિત દંડ.

૧જે શખસના ફાયદાને સારૂ અથવા જેની વતી કાંઇ હંગામો કરવામાં આવે તે શખસ અગર તે અટકાવવાને સઘળા કાયદેસર ઇલાજો નહી કરે તો. (ક. ૧૫૫)

૨ જે માલિક અથવા કબજેદારના ફાયદાને સારૂ કાંઇ હંગામો કરવામાં આવે તે શખસનો મુખત્યાર અગર તે અટકાવવાને સઘળા કાયદેસર ઇલાજો નહિ કરે તો (ક. ૧૫૬)

ઉ૦ ૨—ફક્ત રૂ ૧૦૦૦ સુધીનો દંડ.

જમીનનો માલિક અથવા કબજેદાર હંગામો વિગરેની ખબર નહી આપે તો. (ક.૧૫૪)

ઉ૦ ૩—ફક્ત રૂ ૫૦૦ સુધીનો દંડ.

૧ કોઈ વેપારીના વાહાણમાં માસતરની અથવા જેના હવાલામાં તે વાહાણ હોય તેની ગફલતથી કોઇ નાશી જનારો સંતાયો હોય તો. (ક. ૧૩૭)

૨ હવાને તનદુરસ્તીમાં બીગાડ કરે એવા કરવી. ( ક. ૨૭૮ )

ઉ૦ ૪—ફક્ત રૂ ૨૦૦ સુધીનો દંડ.

૧ શરીયામ રસ્તામાં અથવા વાહાણના રસ્તામાં ભય અથવા અડચણ અથવા નુકશાન કરવું. ( ક. ૨૮૩ )

૨ કાંઇ લોકાપકારક કૃત્ય કરવું. ( ક. ૨૯૦ )

પ્ર૦ ૨૩—કેદની સાથે ગમે તેટલા દંડની શિક્ષા કયા કયા ગુનાહઓને માટે થઇ શકે છે?

ઉ૦—* હિંદુસ્થાનના પિનલકોડ સન ૧૮૬૦ ના ૪૫ માની નિચે લખેલી કલમોમાં ઠરાવેલા ગુનાઓની બાબતમાં કેદની સાથે દંડની શિક્ષા થઇ શકે છે.

ક. ૧૧૫. ૧૧૮, ૧૨૩, ૧૨૪, ૧૨૬, ૧૩૪, ૧૮૧, ૧૯૩, ૧૯૪, ૨૩૫, ૨૩૭, ૨૪૦, ૨૪૨—૨૫૩, ૨૫૫, ૨૫૯, ૩૦૨, ૩૦૪, ૩૪૭, ૩૪૮; ૩૬૩. ૩૬૭, ૩૬૯, ૩૭૨, ૩૭૬, ૩૭૭, ૩૮૦, ૩૮૨, ૪૧૨, ૪૧૩, ૪૨૦, ૪૩૫, ૪૪૦, ૪૪૯, ૪૬૦, ૪૬૬, ૪૬૯, ૪૭૨. ૪૭૭, ૪૮૪, ૪૯૩, ૪૯૬ માં ફરમાવેલા ગુનાહને માટે.

પ્ર૦ ૨૪—કેદની અથવા દંડની શિક્ષા કરવાનું કયા કયા ગુનાહમાં ઠરાવેલું છે?

ઉ૦—અનિયમિત દંડ.

કલમ ૧૧૬, ૧૧૭, ૧૨૫, ૧૩૫, ૧૩૬, ૧૩૮, ૧૪૩, ૧૪૫, ૧૪૭, ૧૪૮, ૧૫૧, ૧૫૩, ૧૫૭, ૧૫૮, ૧૬૨, ૧૭૦, ૧૭૭, ૧૮૯, ૧૯૦. ૨૦૧, ૨૦૮, ૨૧૦, ૨૨૦, ૨૨૨, ૨૨૫, ૨૨૯, ૨૬૦, ૨૬૭, ૨૬૯. ૨૭૦, ૨૭૧, ૨૮૧, ૨૯૧, ૨૯૮. ૩૦૪, ૩૦૮, ૩૧૫, ૩૧૭, ૩૧૮, ૩૨૪, ૩૩૨, ૩૪૩. ૩૫૩, ૩૫૬, ૩૭૪, ૩૭૯, ૩૮૪, ૩૮૫, ૪૦૩, ૪૦૬, ૪૧૧, ૪૧૪, ૪૧૭, ૪૧૯, ૪૨૧, ૪૨૪, ૪૨૬, ૪૩૪, ૪૬૧, ૪૬૨, ૪૬૫. ૪૮૨, ૪૮૩, ૪૮૫, ૪૮૭, ૪૮૯, ૪૯૭, ૪૯૮, ૫૦૦, ૫૦૨. ૫૦૪, ૫૦૬, ૫૦૮, ૫૦૯, ૫૧૧, માં ફરમાવેલા. ગુનાહોની બાબતમાં.

૨૦૦૦ રૂપીઆ સુધીનો દંડ.

ક. ૩૩૫ માં ફરમાવેલા ગુનાહોઓની શિક્ષા.

૧૦૦૦ રૂપીઆ સુધીનો દંડ.

ક. ૧૭૨, ૧૭૯, ૧૮૨, ૧૮૩, ૧૮૮, ૨૨૮, ૨૭૨, ૨૭૬, ૨૭૯, ૨૮૦, ૨૮૨,

*આ કલમોમાં જે ઠરાવ કરવામાં આવેલા છે તે વિશે આગળ કહેવામાં આવેલું છે માટે ફક્ત કલમો ટાંકવામાં આવેલી છે.

૨૮૪. ૨૮૯, ૩૨૩, ૩૩૮, ૩૪૨, ૩૫૭, ૪૪૮ માં ફરમાવેલા ગુનાહોની બાબતમાં.

૫૦૦ રૂપીઆ સુધીનો દંડ.

ક. ૧૪૦, ૧૭૧, ૧૭૬, ૧૮૦; ૧૮૪; ૧૮૬. ૧૮૭, ૨૭૭, ૩૩૪, ૩૩૭; ૩૪૧, ૩૫૨, ૪૪૭માં ફરમાવેલા ગુનાહોની બાબતમાં.

૨૫૦ રૂપીઆ સુધીનો દંડ.

ક. ૩૩૬ માં ફરમાવેલા ગુનાહોની બાબતમાં.

૨૦૦ રૂપીઆ સુધીનો દંડ.

ક. ૧૭૧. ૧૮૫. ૧૮૭ ૧૮૮, ૩૫૮, ૪૯૧ માં ફરમાવેલા ગુનાહોની બાબતમાં.

૧૦૦ રૂપીઆ સુધીનો દંડ

ક. ૧૬૦, ૪૯૦માં ફરમાવેલા ગુનાહોની બાબતમાં.

૧૦ રૂપીઆ સુધીનો દંડ.

ક. ૫૧૦ માં ફરમાવેલા ગુનાહની બાબતમાં.

નિચે બતાવેલી કલમોમાં ફરમાવેલા ગુનાહમાં હકીકતની કિંમતના પ્રમાણમાં દંડ થાયછે.

ક. ૨૪૧. ૪૯૨.

પ્ર૦ ૨૫—કઈ કઇ બાબતમાં અને કેટલી કેટલી મુદત સુધી કોરટ એકાંત કેદની શિક્ષા કરી શકે છે?

ઉ૦—જ્યારે સખત મજુરીની શિક્ષા કરી શકાય એવા ગુનાહનો કોઇ શખસ ગુનેહગાર ઠરે ત્યારે ત્રણ મહીના સુધીની પણ તેથી વધારે નહી એવી એકાંત કેદની શિક્ષા નિચેના ધોરણ પ્રમાણે કોરટ ગુનેહગારને કરી શકે છે. જો કેદની મુદત ૭ મહિનાથી વધારે ન હોય તો એક મહિનાથી વધારે ન જોઈએ. જો ૭ મહિનાથી વધારે અને એક વરસથી ઓછી હોય તો એકાંત કેદની મુદત બે મહિનાથી વધારે ન જોઈએ. એક વરશની હોય તોપણ બે મહિનાથી વધારે ન જોઇએ. મદ્રાસ. હા. કો. રી. તા૦ ૧૩ મી ફેબરુવારી સન ૧૮૬૭ તા૦ ૧૭ મી નવેમ્બર સન ૧૮૭૦.

જો કેદની મુદત એક વરશથી વધારે હોય તો એકાંત કેદની મુદત ત્રણ મહિના કરતાં વધારે ન જોઇએ.

હાવી શિક્ષા એક વખતે ગમે તે બાબતમાં ચઉદ દીવશ કરતાં વધારે હોવી ન જોઈએ.

જ્યારે કેદની શિક્ષા ત્રણ મહિનાથી વધારે મુદતની હોય ત્યારે તે ફરમાવેલી આખી કેદની મુદતના કોઇ પણ એક મહિનામાં સાત દિવશ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ અને એકાંત કેદની મુદતોની વચે તે મુદતોના કરતાં ઓછો વેળા ન જવી જોઇએ. (ક. ૭૩ અને ૭૪)

પ્ર૦ ૨૬—કેટલી જાતની શિક્ષાઓ ગુનેહગારને માટે ઠરાવી છે? અને વધારેમાં વધારે કેદની શિક્ષા કેટલી અને ઓછામાં ઓછી કેદની શિક્ષા કેટલી ઠરાવેલી છે?

ઉ૦—૧ મોત, ૨ સમુદ્રપાર. ૩ સાસનિક દાસત્વ. ૪ સખત આસાન અથવા એકાંત કેદ. ૫ મિલકત સરકારૂ જપ્ત થવી. ૬ દંડ. ૭ ફટકા.

ચઉદ વરશની વધારેમાં વધારે અને ચોવીસ કલાકની ઓછામાં ઓછી શિક્ષા ઠરાવીછે

છે પાંચ મિનીટની પણ કેદની શિક્ષા થઇ શકે છે.

પ્ર૦ ૨૭—સન ૧૮૮૨ ના આકટ ૮ માથી હિંદુસ્થાનના ફોજદારી કાયદાગાં શો શો ફેરફાર કરવામાં આવ્યો છે ?

ઉ૦—હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે.

૧ સદરહુ કાયદાની ૪૦ મી કલમની ૨ જી રકમમાં "૧૦૯ મી" એ આંકડા પેહેલાં, "૬૪ મી, ૬૫ મી, ૬૬ મી, ૭૧ મી," એ આંકડાઓ દાખલ કરવા.

૨ સદરહુ કાયદાના ૬૪ મી કલમમા "જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે" આ શબ્દને બદલે હેઠળ લખ્યા પ્રમાણે મજકુર દાખલ કરવો, એટલેઃ—

"કેદની તથા દંડની શિક્ષા થઇ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં,

"અને ફકત દંડની શિક્ષા થઇ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને દંડ ની શિક્ષાનો હુકમ કરવામાં આવે."

૩ ૬૭ મી કલમમાં "એવો ગુનોહ હોય, તો" એ શબ્દો પછી "તે દંડ ન આપે તો કોરટ જે કેદની શિક્ષા કરે તે આસાન હોવી જોઇએ, આ" શબ્દો દાખલ કરવા.

૪ સદરહુ કાયદાની ૭૧ મી કલમમાં નીચલી રકમ ઉમેરવીઃ—

"જ્યારે કાંઇ પણ વસ્તુ. જે ચાલુ કાયદા ઉપરથી ગુનાહોની વ્યાખ્યા કરવામાં આવી હોય તથા તેઓ બદલ શિક્ષા કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુનોહ હોય ત્યારે, અથવા

"જે કૃત્યોમાંનું એક કૃત્ય અથવા એક કરતાં વધતાં કૃત્ય જાતેજ ગુનોહ થાય તેવાં કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદો ગુનોહ થાય ત્યારે,

"ગુનેહગારનો ઇનસાફ કરનારી કોરટ સદરહુ ગુનાહોઓ પૈકી કોઇપણ એક ગુનાહ બદલ જેટલી શિક્ષા કરી શકાતી હોય તે કરતાં વધારે સકત શિક્ષા તે ગુનેહગારને કરવી નહી.

૫ સદરહુ કાયદાની ૭૩ મી કલમમાં "વધારે અને એક વરસથી ઓછી હોય" આ શબ્દોને બદલે "વધારે હોય અને એક વરસથી વધારે ન હોય" આ શબ્દો દાખલ કરવા.

૬ સદરહુ કાયદાની ૨૧૪ મી કલમમાંના અપવાદને બદલે હેઠળ લખેલા મજકુર દાખલ કરવો એટલેઃ—

"અપવાદ.—જે જે બાબતમાં ગુનોહ કાયદેસર માંડીવાળી શકાય તે તે બાબતને ૨૧૩ મી અને ૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી.

૭ સદરહુ કાયદાની ૩૦૯ મી કલમમાં "શિક્ષા કરવામાં આવશે, અને તે વળી દંડને પણ લાયક થશે" આ શબ્દોને બદલે "અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે" આ શબ્દો દાખલ કરવા.

૮ સદરહુ કાયદાની ૩૩૫ મી કલમમાં "માહાવ્યથા કરે" આ શબ્દોની પેહેલાં "બુદ્ધિપુરવક" આ શબ્દ દાખલ કરવો.

૯ સદરહુ કાયદાની ૪૧૦ મી કલમમાં "નામ 'ચોરીની મિલકત' પાડયું છે" આ શબ્દો પછી હેઠળ લખેલા શબ્દો દાખલ કરવા એટલે:—

"પછી બ્રિટિશ ઇંડિયાની માંહે અથવા બાહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય તોપણ;" અને "નો ગુનોહ" આ શબ્દો મુકી દેવા.

૧૦ સદરહુ કાયદાની ૪૩૪ મી કલમમાં "અથવા વધારે રૂપીયાની" આ શબ્દો પછી નિચલા શબ્દો દાખલ કરવા એટલે:—

"અથવા ( જ્યારે મિલકત ખેતરમાં ઉત્પન્ન થયેલો માલ હોય ત્યારે ) દસ અથવા વધારે રૂપિયાની."

૧૧ આ આકટ આખા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે; અને તે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહીનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

પ્ર૦—૨૮ કયા કયા ગુન્હાઓની તજવીજ કોઇ પણ વરગનો માજીસતરેટ કરી શકેછે?

ઉ૦—નિચે લખેલી કલમોમાં ગુન્હાઓની તજવીજ કોઇ પણ વરગનો માજીસતરેટ કરી શકે છે.

૧ બાબ ૫ મો મદદગારી—મદદગારો કરેલા ગુન્હાની તજવીજ જે માજીસતરેટથી થઇ શકતી હોય તે માજીસતરેટ.

૨ બાબ ૭ મો સોલજરમાં ખપવાના ઈરાદાથી સોલજરનો પોશાક પહેરવો અથવા સોલજરનું કાંઇ ચીન્હ ધારણ કરવાના ગુન્હા. ( ક. ૧૪૦ )

૩ બાબ ૮ મો. લોકોની સમાધાની વિરૂધ ગુન્હા કલમ. ૧૪૩, ૧૪૪; ૧૪૬, ૧૪૭, ૧૪૯. (કરેલા ગુન્હાનો ઈનસાફ જે કોરટથી થઇ શકતો હોય તે) ૧૫૦ ( કિતો ) ૧૫૧, ૧૫૩. ૧૬૦ (બખેડો કરવો.)

૪ બાબ ૯ મો. સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુનાહ બાબત. ૧૭૦, ૧૭૧.

બાબ ૧૦ મો સરકારી નોકરોના કાયદાસર અખત્યારના તિરસ્કાર કલમ ૧૭૨, ૧૭૪, અને ક. ૧૭૫, ૧૭૮, ૧૭૯, ૧૮૦, સન ૧૮૮૨ ના ૧૦ મા ના બાબ ૩૫ ને અનુસરી ૨૦૧, ૨૧૨, રકમ ૩, ૨૧૩ રકમ ૩; ૨૧૪ રકમ ૩, ૨૧૬ રકમ ૩, અને ૨૨૭ જે કોરટથી તે ગુન્હાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોરટ.

૬ બાબ ૧૪ મો લોકની તનદુરસ્તી વિગરે સબંધી ગુનાહ કલમ ૨૭૭; ૨૭૮; ૨૭૯; ૨૮૫; ૨૮૬; ૨૮૯; ૨૯૦, ૨૯૪, અ.

બાબ ૧૬ મો. માણસના શરીર સબંધી ગુનાહ. ૩૨૩, ૩૨૪, ૩૩૬, ૩૪૧, ૩૫૨. ૩૫૬, ૩૫૭, ૩૫૮, ૩૭૪.

૮ બાબ ૧૭ મો. મિલકત વિરૂધ ગુન્હા ચોરી વીગરે વિશે. કલમ ૩૭૯; ૩૮૦; ૪૦૩, ૪૨૬, ૪૪૦; ૪૪૮; ૪૫૧ રકમ ૧.

૯ બાબ ૨૨ મો. સાપરાધ ધમકી; તિરસ્કાર તથા દુખ બાબત. ક. ૫૦૪; ૫૧૦.

૧૦ બાબ ૨૩ મો. ગુન્હો કરવાની કોશીસ બાબત.

કોશીસ કરેલા ગુન્હાની તજવીજ જે કોરટથી થઇ શકતી હોય તે કોરટ.

૧૧ બીજા કાયદાઓ પ્રમાણેની તજવીજ આ આકટની ૨૯ મીના ઠરાવો મુજબ કરવી.

પ્ર. ૨૯-બીજા વર્ગના માજીસ્ટ્રેટ કયા કયા ગુન્હાઓનો ઈનસાફ કરી શકે છે?

ઉ૦-નીચે લખેલા કલમોમાં ઠરાવેલા ગુન્હાઓનો ઇનસાફ બીજા વર્ગના માજીસ્ટ્રેટ કરી શકેછે.

૧ બાબ ૫ મો મદદગારી બાબત. જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાઓનો ઈનસાફ તે માજીસતરેટને કરવાનો અધિકાર હોય તેવા ગુન્હાની મદદગારી બાબત.

૨ બાબ ૭ મો. જમીનપરની તથા દરિઆઇ ફોજ સબંધી ગુનાહ. કલમ ૧૩૫, ૧૩૬; ૧૩૭; ૧૩૮.

૩ બાબ ૮ મો. લોકની સમાધાની વિરૂધ ગુન્હા કલમ ૧૫૪; ૧૫૫; ૧૫૬; ૧૫૭, ૧૫૮.

૪ બાબ ૯ મો. સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુન્હા. ક. ૧૬૫; ૧૬૬.

૫ બાબ ૧૦ મો સરકારી નોકરના કાયદેસર અખત્યારનો તિરસ્કાર. કલમ ૧૭૩, ૧૭૫; ૧૭૬, ૧૭૭, ૧૭૮; ૧૭૯; ૧૮૦; ૧૮૨; ૧૮૩; ૧૮૪; ૧૮૫; ૧૮૬; ૧૮૭; ૧૮૮ ૧૮૯; ૧૯૦.

૬ બાબ ૧૧ મો. ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂધ ગુનાહ કલમ ૨૦૧, રકમ ૩ (જો તેનો ઈનસાફ થઇ શકે એવો ગુન્હો હોય તો.) ૨૦૨; ૨૦૩; ૨૦૬; ૨૦૭, ૨૧૨; રકમ ૩ ( તે ગુન્હાનો ઈનસાફ થઈ શકતો હોય તો) ૨૧૩ રકમ ૩ (કીતો) ૨૧૪ રકમ ૩ (કીતો) ૨૧૬; રકમ ૩; ૨૧૭; ૨૨૧; રકમ ૩, ૨૨૩; ૨૨૪; ૨૨૫, રકમ ૧, ૨૨૫ અ. ૨૨૭ ૨૨૮ (જો ગુનોહ કોરટમાં કરયો હોય તો.)

૭ બાબ ૧૨ મો શિકા તથા સરકારી સ્ટાંપ સબંધી. કલમ ૨૫૪, ૨૬૨.

૮ બાબ ૧૩ મો કાટલાં તથા માપ સબંધી ગુનાહ. આખો બાબ.

૯ બાબ ૧૪ મો લોકની તનદુરસ્તી વિગરે બાબત. કલમ ૨૬૯. ૨૭૦; ૨૭૧, ૨૭૨, ૨૭૩, ૨૭૪, ૨૭૫, ૨૭૬, ૨૮૦, ૨૮૨, ૨૮૩, ૨૮૪, ૨૮૭, ૨૮૮, ૨૯૧, ૨૯૨, ૨૯૩, ૨૯૪,

૧૦ બાબ ૧૫ મો ધર્મ સબંધી ગુનાહ આખો બાબ.

૧૧ બાબ ૧૬ મો માણસના શરીર સબંધી ગુનાહ. કલમ ૩૦૯ ૩૨૪, ૩૨૫, ૩૩૫, ૩૪૨, ૩૪૩, ૩૪૪, ૩૪૫, ૩૪૬, ૩૪૭. ૩૫૩, ૩૫૪, ૩૫૫,

૧૨ બાબ ૧૭ મો. મિલકત વિરૂદ્ધ ગુનાહ બાબત. કલમ ૩૮૧, ૩૮૪, ૩૮૫, ૩૮૬ ૩૮૭, ૩૮૮, ૩૮૯, ૪૦૪, ૪૦૬, ૪૦૮, ૪૧૧, ૪૧૪. ૪૧૮. ૪૨૧, ૪૨૨, ૪૨૩, ૪૨૪, ૪૨૬, ૪૩૦, ૪૩૧, ૪૩૨, ૪૩૪, ૪૫૧, રકમ ૨, ૪૫૨, ૪૫૩, ૪૫૪, ૪૫૬, ૪૫૭, ૪૬૧, ૪૬૨.

૧૩ બાબ ૧૮ મો. લેખ સબંધી તથા વ્યાપાર વિગરેની નિશાનીઓ સબંધી ગુનાહ કલમ ૪૮૨, ૪૮૩, ૪૮૬, ૪૮૭, ૪૮૮, ૪૮૯.

૧૪ બાબ ૧૯ મો. નોકરી કરવાના કરાર તોડવાના ગુનાહ. આખો બાબ.

૧૫ બાબ ૨૦ મો. લગ્નસબંધી ગુનાહ કલમ ૪૯૮

૧૬ બાબ ૨૧ મો. આખો.

૧૭ બાબ ૨૨ મો. સાપરાધ ધમકી, તિરસ્કાર તથા દુખ બાબત કલમ ૫૦૫, ૫૦૬, રકમ ૧ ૫૦૮.

૧૮ બાબ ૨૩ મો. ગુનાહ કરવાની કોશીશ બાબત કોશીશ કરેલા ગુનાહની તજ-વીજ કરવાનો અધિકાર હોય તો.

૧૯ બીજા કાયદાઓ પ્રમાણે ગુનાહ કરયા હોય તેની આ કાયદાની ૨૯ કલમના ઠ-રાવો મુજબ ઈનસાફ કરવો.

પ્ર૦ ૩૦—પેહેલા વર્ગના માજીસતરેટ કીયા ગુનાહોનો ઇનસાફ કરી શકે છે?

ઉ૦—નિચે લખેલી કલમોમાં ઠરાવેલા ગુનાહનો ઇનસાફ પેહેલા વર્ગના માજીસતરેટ કરી શકે છે.

૧ બાબ ૫ મો. મદદગારી બાબત જે ગુનાહની મદદગારી કરી હોય તે ગુનાહોનો ઇનસાફ તે કોરટથી થઇ શકતો હોય તો.

૨ બાબ ૬ ઠો. રાજ્ય વિરૂધ ગુનાહ કલમ ૧૨૯

૩ બાબ ૭ મો. જમીન તથા દરીયાઇ ફોજ સબંધી ગુનાહ. કલમ ૧૩૩

૪ બાબ ૮ મો. લોકની સમાધની વિરૂધ ગુનાહ. કલમ ૧૪૮, ૧૪૯, (તે ગુનાહનો ઈનસાફ તે કોરટથી થઇ શકતો હોય તો) ૧૫૦ (કીતો) ૧૫૨

૫ બાબ ૯ મો. સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુનાહ. કલમ ૧૬૧, ૧૬૨, ૧૬૩, ૧૬૪, ૧૬૭, ૧૬૮, ૧૬૯.

૬ બાબ ૧૦ મો. સરકારી નોકરોના કાયદેસર અખત્યારનો તિરસ્કાર. ક. ૧૮૧.

૭ બાબ ૧૧ મો. ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂધ ગુનાહ. કલમ ૧૯૩, ૧૯૬, ૧૯૭, ૧૯૮, ૧૯૯. ૨૦૦, ૨૦૧, રકમ ૨ તથા ૩, ૨૦૪, ૨૦૫, ૨૦૮, ૨૦૯, ૨૧૦, ૨૧૧, રકમ ૧, ૨૧૨, ૨૧૩ રકમ ૨. અને ૩. ૨૧૪, રકમ ૨ તથા ૩, ૨૧૫, ૨૧૬, ૨૨૧, રકમ ૨, ૨૨૨ રકમ ૩, ૨૨૫ રકમ ૨, ૨૨૭ (અસલ ગુનાહનો ઇનસાફ તે માજીસ્ટરેટથી થઇ શકતો હોય તો) ૨૨૮ (જો કોરટમાં ગુનોહ કરયો હોય તો) ૨૨૯,

૮ બાબ ૧૨ મો. શિકા તથા સરકારી સ્ટાંપ સબંધી ગુનાહ. કલમ ૨૩૩, ૨૩૫, રકમ ૧, ૨૩૭, ૨૩૯, ૨૪૦, ૨૪૨, ૨૪૩, ૨૪૬, ૨૪૭, ૨૪૮, ૨૪૯, ૨૫૦, ૨૫૧. ૨૫૨ ૨૫૩, ૨૫૯, ૨૬૦, ૨૬૧, ૨૬૩.

૯ બાબ ૧૬ મો. શરીર સબંધી ગુનાહ કલમ ૩૦૪, આ. ૩૨૬, ૩૩૨, ૩૪૮, ૩૬૩, ૩૭૨, ૩૭૩.

૧૦ બાબ ૧૭ મો. મિલકત વિષે ગુનાહ કલમ ૩૯૨; ૩૯૩, ૪૦૭. ૪૦૯; ૪૨૦, ૪૫૫, ૪૫૮.

૧૧ બાબ ૧૮ મો. લેખ સબંધી ગુનાહ કલમ ૪૮૪, ૪૮૫.

૧૨ બાબ ૨૧ મો. આબરૂ લેવા બાબત આખો બાબ.

૧૩ બાબ ૨૨ મો. સાપરાધ ધમકી વીગરે કલમ ૫૦૬ રકમ ૨, ૫૦૭ ૫૦૯,

૧૪ બાબ ૨૩ મો ગુનાહ કરવાની કોશિશ કરવા બાબત કોશિશ કરેલા ગુનાહની

તજવીજ તે માજીસતરેટથી થઈ શકતી હોય તો.

૧૫ બીજા કાયદાઓ પ્રમાણે વિરૂધ ગુનાહ બાબત. આ આકટની કલમ ૮ના ઠરાવ મુજબ.

પ્ર૦ ૩૧—શેશન કોરટને કયા કયા ગુનાહોના ઇનસાફ કરવાનો અધિકાર છે?

ઊ૦—નિચે લખેલી કલમમાં ઠરાવેલા ગુનાહોનો ઇનસાફ સેશન કોરટ કરી શકેછે.

૧ બાબ ૫ મો જે ગુનાહની મદદગારી કરી હોય તે ગુનાહનો ઈનસાફ તે કોરટથી થઇ શકતો હોય.

૨ બાબ ૬ ઠો રાજ્ય વિરૂધ ગુનાહ કલમ ૧૨૦ અ. ૧૨૨ ૧૨૩ ૧૨૪ અ. ૧૨૫ ૧૨૬ ૧૨૭ ૧૨૮, ૧૩૦.

૩ બાબ ૭ મો જમીન ઉપરની તથા દરીયાઇ ફોજ સંબંધી ગુનાહ. કલમ ૧૩૧, ૧૩૨. ૧૩૪.

૪ બાબત ૮મો લોકની સમાધાની વિરૂધ ગુનાહ કલમ ૧૪૯ (તે ગુનાહનો ઈનસાફ તે કોરટથી થઇ શકતો હોય તો)

૫ બાબ ૧૦ મો. સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર બાબત. ક. ૧૭૫ (જો કોરટમાં કરયો હોય તો) ૧૭૮ (કીતો) ૧૭૯ (કીતો) ૧૮૦ (કીતો)

૬ બાબ ૧૧ મો. ખોટા પુરાવા વિગરે બાબતના ગુનાહ કલમ ૧૯૪, ૧૯૫; ૨૦૧ રકમ ૧; ૨૧૧ રકમ૨; ૨૧૩ રકમ ૧; ૨૧૪; રકમ ૧. ૨૧૮, ૨૧૯; ૨૨૦, ૨૨૧ રકમ ૧; ૨૨૨ રકમ ૧; ૨૨૫ રકમ ૩—૪—૫; ૧૨૬; ૨૨૭ (જો મુળ ગુનાહનો તપાસ તે કરી શકે તો) ૨૨૮ (જો કોરટમાં ગુનો આવ્યો હોય તો)

૭ બાબ ૧૨ મો. શિક્કા તથા સરકારી સ્ટાંપ સબંધી ગુનાહ કલમ ૨૩૧, ૨૩૨, ૨૩૪, ૨૩૫ રકમ ૨, ૨૩૬, ૨૩૮, ૨૪૧, ૨૪૪, ૨૪૫, ૨૫૫, ૨૫૬, ૨૫૭, ૨૫૮.

૮ બાબ ૧૪ મો. લોકની તનદુરસ્તી વિગરે સબંધી ગુનાહ કલમ ૨૮૧.

૯ બાબ ૧૬ મો. માણુસના શરીર સબંધી ગુનાહ કલમ ૩૦૨, ૩૦૩, ૩૦૪, ૩૦૫ ૩૦૬, ૩૦૭, ૩૦૮, ૩૧૧, ૩૧૨, ૩૧૩, ૩૧૪, ૩૧૫, ૩૧૬, ૩૧૭, ૩૨૭, ૩૨૮, ૩૨૯, ૩૩૦, ૩૩૧, ૩૩૩, ૩૩૪, ૩૩૭, ૩૩૮, ૩૬૫, ૩૬૬, ૩૬૭, ૩૬૮, ૩૬૯ ૩૭૦, ૩૭૧, ૩૭૬, ૩૭૭,

૧૦ બાબ ૧૭ મો. મિલકત વિરૂધ ગુનાહ બાબત કલમ ૩૮૨, ૩૮૬, ૩૮૭, ૩૮૮, ૩૮૯, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૦, ૪૦૧, ૪૦૨, ૪૧૨, ૪૧૩, ૪૧૯, ૪૩૩, ૪૩૫, ૪૩૬. ૪૩૭, ૪૩૮, ૪૩૯, ૪૪૦, ૪૪૯, ૪૫૦, ૪૫૯, ૪૬૦.

૧૧ બાબ ૧૮ મો. લેખ સબંધી ગુનાહ બાબત. કલમ ૪૬૫, ૪૬૬, ૪૬૭, ૪૬૮, ૪૬૯, ૪૭૧, ૪૭૨, ૪૭૩, ૪૭૪, ૪૭૫, ૪૭૬, ૪૭૭.

૧૨ બાબ ૨૦ મે. લગ્ન સબંધી ગુનાહ કલમ ૪૯૩, ૪૯૪, ૪૯૫, ૪૯૬, ૪૯૭,

૧૩ બાબ ૨૩ મો. ગુનોહ કરવાની કોશીશ બાબત કોશીશ કરેલા ગુનાહનો ઇનસાફ કરવાનો અધિકાર હોય તો.

૧૪ બીજા કાયદાઓ પ્રમાણે કરેલા ગુનાહનો ઇનસાફ આ આકટની કલમ ૨૯મી ના ઠરાવ મુજબ કરવો.

પ્ર૦ ૩૨—કયા કયા ગુનાહોનો બાબતમાં જામીન લેઈ શકાય છે?

ઉ૦—નિચે લખેલી કલમોમાં ઠરાવેલા ગુનાહોની બાબતમાં.

૧ બાબ ૫ મો. મદદગારી કલમ ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૩, ૧૧૪, ૧૧૬, ૧૧૭, ૧૧૯, રકમ ૧ અને ૩ જે ગુનાહની મદદગારી કરેલી હોય તે ગુનોહ જો જામીન લેઈ શકાય એવો હોય તો તેવા ગુનાહની મદદગારી ૧૨૦.

૨ બાબ ૬ ઠો. રાજ્ય સબંધી ગુનાહ કલમ ૧૪૯.

૩ બાબ ૭ મો. જમીન ઉપરની તથા દરીયાઇ ફોજ સબંધી ગુનાહ. કલમ ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૪૦.

૪ બાબ ૮ મો. લોકોની સમાધાની વિરૂધ ગુનાહ કલમ ૧૪૯, (જે ગુન્હો કરયો હોય તે જામીન લેવા યોગ્ય હોયતો) ૧૫૦ (ગુનોહ જામીન લઇ શકાય એવો હોય તો) ૧૫૧, ૧૫૨, ૧૫૩, ૧૫૪, ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૫૮, ૧૬૦.

૫ બાબ ૯ મો. સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુનાહ. આખો બાબ.

૬ બાબ ૧૦ મો. સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર આખો બાબ.

૭ બાબ ૧૧ મો. ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂધ ગુનાહ કલમ ૧૯૩, ૧૯૬, (આવો જુઠો પુરાવો આપવા બાબતના ગુનાહમાં જામીન લેઇ શકાતા હોય તો) ૧૯૭, ૧૯૮, ૧૯૯, ૨૦૦, ૨૦૧, ૨૦૨, ૨૦૩, ૨૦૪, ૨૦૫, ૨૦૬, ૨૦૭, ૨૦૮, ૨૦૯, ૨૧૦, ૨૧૧, ૨૧૨, ૨૧૩, ૨૧૪, ૨૧૫, ૨૧૬, ૨૧૭, ૨૧૮, ૨૧૯, ૨૨૦, ૨૨૧, ૨૨૨, રકમ ૩, ૨૨૩, ૨૨૪, ૨૨૫, રકમ ૧, ૨૨૫ એ, ૨૨૮, ૨૨૯.

૮ બાબ ૧૨ મો. શિક્કા અને સ્ટાંપ સબંધી ગુનાહ કલમ ૨૫૫; ૨૫૬; ૨૫૭; ૨૫૮; ૨૫૯, ૨૬૦, ૨૬૧; ૨૬૨; ૨૬૩.

૯ બાબ ૧૩ મો. કાટલાં તથા માપ સબંધી ગુનાહ આખો બાબ.

૧૦ બાબ ૧૪ મો. લોકોની તનદુરસ્તી, સલામતી, અનુકુળતા; લજ્જા; તથા નિતી સબંધી ગુનાહ આખો બાબ.

૧૧ બાબ ૧૫ મો. ધર્મ સબંધી ગુનાહ આખો બાબ.

૧૨ બાબ ૧૬ મો. માણુસના શરીર સબંધી ગુનાહ કલમ ૩૦૪ એ, ૩૦૮; ૩૦૯; ૩૧૨; ૩૧૭; ૩૧૮; ૩૨૩; ૩૨૪; ૩૨૫; ૩૩૦; ૩૩૨; ૩૩૪; ૩૩૫; ૩૩૬; ૩૩૭; ૩૩૮; ૩૪૧; ૩૪૨; ૩૪૩; ૩૪૪; ૩૪૫; ૩૪૬; ૩૪૭; ૩૪૮; ૩૫૨; ૩૫૩; ૩૫૪; ૩૫૫; ૩૫૬; ૩૭૦; ૩૭૪.

૧૩ બાબ ૧૭ મો. મિલકત વિરૂદ્ધ ગુનાહ ચોરી વિશે. કલમ ૩૮૪, ૩૮૫; ૪૦૩ ૪૦૪; ૪૧૭; ૪૧૮; ૪૧૯; ૪૨૦; ૪૨૧; ૪૨૨; ૪૨૩; ૪૨૪; ૪૨૬, ૪૨૭; ૪૨૮; ૪૨૯, ૪૩૦; ૪૩૧, ૪૩૨; ૪૩૩, ૪૩૪; ૪૩૫; ૪૪૭; ૪૪૮; ૪૫૧ રકમ ૧; ૪૬૧; ૪૬૨.

૧૪ બાબ ૧૮ મો. લેખ સબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓ સબંધી ગુનાહ કલમ ૪૬૫; ૪૬૯, ૪૭૧; રકમ ૧; ૪૮૨; ૪૮૩, ૪૮૪; ૪૮૫; ૪૮૬ ૪૮૭;

૪૮૮; ૪૮૯; ૪૯૦, ૪૯૧, ૪૯૨;

૧૫ બાબ ૨૦ મો. લગ્ન સબંધી ગુનાહ કલમ ૪૯૪; ૪૯૭; ૪૯૮.

૧૬ બાબ ૨૧ મો. આબરૂ લેવા બાબત આખો બાબ.

૧૭ બાબ ૨૨ મો. સાપરાધ ધમકી; તિરસ્કાર તથા દુઃખ બાબત કલમ ૫૦૪; ૫૦૬, ૫૦૭; ૫૦૮; ૫૦૯; ૫૧૦

૧૮ બાબ ૨૩ મો. ગુનોહ કરવાની કોશીશ બાબત કોશીશ કરેલા ગુનાહ બાબત જામીન લેઈ શકાતા હોય તો.

૧૯ બીજા કાયદાઓ તોડીને કરેલા ગુનાહ. ત્રણ વરશથી ઓછી શિક્ષા યોગ્ય હોય તો અગર માત્ર દંડની શિક્ષા થઇ શકે એવા ગુનાહ હોય તો સન ૧૮૭૮ના હથીઆર બાબતના આક્ટની કલમ ૯ મુજબના મુકરદમાંઓમાં જામીન લેવા લાયક હોય તે શિવાય ના બીજા મુકરદમા બાબત.

પ્ર૦ ૩૩—પોલીસના લોકો વગર વારંટે કયા કયા ગુનાહોની બાબતમાં તોહોમતદારોને પકડી શકે છે અને કયા કયા ગુનાહોમાં પકડી શકતા નથી?

ઉ૦—નિચે લખેલી કલમોમાં ઠરાવેલા ગુનાહોને માટે તોહોમતદારોને પોલીસ વગર વારંટે પકડી શકે છે.

૧ બાબ ૫ મો. મદદગારી. જે ગુનાહની મદદગારી કરી હોય તે ગુનાહને માટે વગર વારંટે પકડી શકાતો હોય તો પોલીસ વગર વારંટે પકડી શકે છે.

૨ બાબ ૭ મો. જમીનપરની તથા દરિયાઇ ફોજ સબંધી ગુનાહ. કલમ ૧૩૧, ૧૩૨. ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬. ૧૩૮, ૧૪૦.

૩ બાબ ૮ મો. લોકની સમાધાની વિરૂદ્ધ ગુનાહ. કલમ ૧૪૩. ૧૪૪, ૧૪૫, ૧૪૭ ૧૪૮, ૧૪૯, (જો બનેલા ગુનાહને માટે વગર વારંટે પકડી શકાતો હોય તો) ૧૫૦, ૧૫૧ ૧૫૨, ૧૫૩. ૧૫૭, ૧૫૮.

૪ બાબ ૯ સરકારી નોકરના અથવા તેઓ સંબધી ગુનાહ કલમ ૧૭૦ ૧૭૧.

૫ બાબ ૧૧ મો. ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂધ ગુનાહ. કલમ ૨૧૨ ૨૧૬, ૨૨૪, ૨૨૫, ૨૨૪ એ. ૨૨૬.

૬ બાબ ૧૨ મો. શિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુનાહ. આખો બાબ.

૭ બાબ ૧૪ મો લોકોની તનદુરસ્તી, સલામતી, અનકુળતા, લજ્જા તથા નિતી સંબંધી ગુન્હા. કલમ ૨૬૯, ૨૭૦, ૨૭૭, ૨૭૯. ૨૮૦, ૨૮૧, ૨૮૨, ૨૮૩, ૨૮૫, ૨૮૬ ૨૯૧, ૨૯૨, ૨૯૩, ૨૯૪.

૮ બાબ ૧૫ મો. ધર્મ સંબંધી ગુન્હા. કલમ ૨૯૫, ૨૯૬, ૨૯૭.

૯ બાબ ૧૬ મો. માણસના શરીર સંબંધી ગુન્હા. કલમ ૩૦૨; ૩૦૩, ૩૦૪; ૩૦૪ એ, ૩૦૫. ૩૦૬, ૩૦૭, ૩૦૮; ૩૦૯; ૩૧૧; ૩૧૭; ૩૧૮; ૩૨૪; ૩૨૫; ૩૨૬; ૩૨૭; ૩૨૮, ૩૨૯; ૩૩૦; ૩૩૧; ૩૩૨; ૩૩૩; ૩૩૫; ૩૩૬; ૩૩૭; ૩૩૮; ૩૪૧; ૩૪૨; ૩૪૩; ૩૪૪, ૩૪૬, ૩૪૭; ૩૪૮; ૩૫૩, ૩૫૪, ૩૫૬, ૩૫૭; ૩૬૩; ૩૬૪, ૩૬૫, ૩૬૬, ૩૬૭; ૩૬૮; ૩૬૯; ૩૭૧; ૩૭૨; ૩૭૩; ૩૭૪.

૧૦ બાબ ૧૭ મો. મિલકત વિરૂધ ગુનાહ બાબત. કલમ ૩૭૯; ૩૮૦, ૩૮૧; ૩૮૨, ૩૯૨. ૩૯૩, ૩૯૪. ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮. ૩૯૯, ૪૦૦, ૪૦૧, ૪૦૨. ૪૦૬, ૪૦૭, ૪૦૮, ૪૧૧, ૪૧૨, ૪૧૩, ૪૧૪, ૪૨૮, ૪૨૯, ૪૩૦, ૪૩૧, ૪૩૨, ૪૩૩, ૪૩૫, ૪૩૬ ૪૩૭, ૪૩૮, ૪૩૯, ૪૪૦, ૪૪૭; ૪૪૮ ૪૪૯, ૪૫૦, ૪૫૧, ૪૫૨, ૪૫૩. ૪૫૪, ૪૫૫, ૪૫૬, ૪૫૭, ૪૫૮, ૪૫૯, ૪૬૦, ૪૬૧, ૪૬૨.

૧૧ બાબ ૧૮ મો. લેખ સબંધી તથા વેપારની અથવા મિલકતની નીશાની સબંધી ગુનાહો. કલમ ૪૬૭ ની રકમ ૨, ૪૭૭ રકમ ૨.

૧૨ બાબ ૨૩ મો. ગુનોહ કરવાનો કોશીસો બાબત કલમ—ને ગુનોહ જેવો હોય તે પ્રમાણે તે ગુનાહને માટે ઘણું કરીને વારંટ નિકળતું હોય તો વારંટ. ક. ૫૧૧.

૧૩ બાબ ૨૪ મો. ત્રણ વરસ કરતાં વધારે મુદતની શિક્ષા જોગ બીજા કાયદા મુજબ કરેલા ગુનાહ બાબત.

પ્ર૦—૩૪ કઇ કઇ બાબતમાં સાધારણ રીતે સમન કાહાડવા જોઇએ ?

ઉ૦—નિચે લખેલી કલમોમાં ઠરાવેલા ગુનાહઓની બાબતમાં સાધારણ રીતે સમન કાહાડવા જોઈએ.

૧ બાબ ૫મો. મદદગારીબાબત મદદગારી કરેલાગુનાહબાબત જો સમનનીકળતા હોયતો

૨ બાબ ૭ મો. જમીન ઉપરની તથા દરિયાઈ ફોજ સબંધી ગુનાહ કલમ૧૩૭,૧૪૦.

૩ બાબ ૮ મો. લોકની સમાધાની વિરૂધ ગુનાહ. કલમ ૧૪૩. ૧૪૯, ( કરેલા ગુનાહને વાસ્તે જો સમન નિકળતો હોય તો ) ૧૫૦ ( કાયદા વિરૂધ મંડળીમાં સામેલ થયેલા પુરૂષે કરેલા ગુનાહનાં બાબતમાં સમન નિકળતો હોય તો) ૧૫૧, ૧૫૩. રકમ ૨ ૧૫૪, ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૫૮ રકમ ૧, ૧૬૦.

૪ બાબ ૯ મો. સરકારી નોકરોના અથવા તેઓ સબંધી ગુનાહ કલમ ૧૬૧, ૧૬૨, ૧૬૩, ૧૬૪, ૧૬૫, ૧૬૬, ૧૬૭; ૧૬૮, ૧૬૯, ૧૭૧.

૫ બાબ ૧૦ મો. સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર કલમ ૧૭૨, ૧૭૩, ૧૭૪, ૧૭૫. ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૭૯, ૧૮૦, ૧૮૨, ૧૮૩, ૧૮૪, ૧૮૫, ૧૮૬, ૧૮૭, ૧૮૮, ૧૮૯, ૧૯૦.

૬ બાબ ૧૧ મો. ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂધ ગુનાહ, કલમ ૨૦૨, ૨૧૭, ૨૨૭, ૨૨૮. ૨૨૯.

૭ બાબ ૧૩ મો. કાટલાં તથા માપ સબંધી ગુનાહ. આખો બાબ.

૮ બાબ ૧૪ મો. લોકોની તનદુરસ્તી, સલામતી, અનુકુળતા લજ્જા તથા નિતી સબંધી ગુનાહ. કલમ ૨૬૯, ૨૭૦, ૨૭૧, ૨૭૨, ૨૭૩, ૨૭૪; ૨૭૫; ૨૭૬; ૨૭૭; ૨૭૮; ૨૭૯, ૨૮૦. ૨૮૨, ૨૮૩, ૨૮૪, ૨૮૫, ૨૮૬ ૨૮૭, ૨૮૮, ૨૮૯, ૨૯૦, ૨૯૧, ૨૯૪એ

૯ બાબ ૧૫ મો. ધર્મ સબધી ગુનાહ. આખો બાબ.

૧૦ બાબ ૧૬ મો. માણસના શરીર સબંધી ગુનાહ. કલમ ૩૨૩, ૩૨૪ ૩૨૫, ૩૨૬, ૩૩૪, ૩૩૫, ૩૩૬, ૩૩૭, ૩૩૮, ૩૪૧, ૩૪૨, ૩૪૩, ૩૪૪, ૩૪૫, ૩૪૬, ૩૪૭, ૩૪૮, ૩૫૨, ૩૫૫, ૩૫૮

૧૧ બાબ ૧૭ મો. મિલકત વિરૂધ ગુનાહ બાબત. ચોરી વિશે. કલમ ૪૨૬, ૪૪૭, ૪૯૧, ૪૯૨.

૧૨ બાબ ૨૩ મો. ગુનાહ કરવાની કોશીશો બાબત. કોશીસ કરેલા ગુનાહ બાબત સમન નિકળતો હોય તો તેવાં કોશીસમાં સમન નિકળશે.

૧૩ બીજા કાયદાઓ પ્રમાણે કરેલા ગુનાહો જો ત્રણ વરસ કરતાં ઓછી કેદની શિક્ષા થઇ શકે અથવા માત્ર દંડજ થઇ શકે એવા હોય તો.

આ નીચેના કોષ્ટકનાં પેહેલાં બે આસનમાં હિંદુસ્થાનના ફોજદારી કાયદાની જે કલમોનું વરણન કર્યું છે તે કલમો મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હાઓ તે કોષ્ટકના ત્રીજા આસનમાં કહેલા શખસોને માંડીવાળવાનો અધિકાર છે.

| ગુન્હો. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની લાગુ પડતી કલમો. | જે શખસને ગુન્હો માંડીવાળવાનો અધિકાર છે તે સખસ. |
|---|---|---|
| ધરમ સબંધી કોઈ પણ સખસનું દીલ દુખાવવાના પાકા ઇરાદાથી કાંઇ શબ્દો બોલવા વગેરે. | २९८ | ધરમ સબંધી જે સખસનું દીલ દુખાવવાનો ઇરાદો હોય તે શખસ. |
| વ્યથા કરવી. | ३२३, ३३४ | જે શખસને વ્યથા કરી હોય તે શખસ. |
| હરકોઇ સખસને ગેરવ્યાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ३४१, ३४२ | જે શખસને અટકાવ કરયો હોય અથવા કેદ કરયો હોય તે શખસ. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું. | ३५२, ३५५, ३५८, | જે શખસની ઉપર હુમલો કરયો હોય અથવા સાપરાધ બળ વાપરયું હોય તે શખસ. |
| કાયદા વિરૂધ જબરાઈથી મજુરી કરાવવી | ३७४, | જે શખસ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે શખસ. |
| બિગાડ-જ્યારે હાની અથવા નુકશાન કરવામાં આવે તે ફક્ત કોઈ ખાનગી સખસને કરેલી હાની અથવા નુકશાન હોય ત્યારે.— | ४२६, ४२७, | જે શખસને હાની અથવા નુકશાન કરવામાં આવે તે શખસ. |
| સાપરાધ પ્રવેશ. | ४४७ | જે મિલકતમાં પ્રવેશ કરયો હોય તે મિલકત જે શખસના કબજામાં તે શખસ. |
| ગ્રહ પ્રવેશ. | ४४८ | |
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ४९०, ४९१, ४९२ | જે શખસની સાથે ગુન્હેગારે કરાર કરયો હોય તે શખસ. |
| છિનાળુ. | ४९७ | જે સ્ત્રી હોય તેનો ધણી. |
| સાપરાધ ઇરાદાથી પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઇ જવી અથવા રોકી રાખવી. | ४९८ | |
| આબરૂ લેવી. | ५०० | |
| કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છપાવી અથવા કોતરવી. | ५०१ | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે એવું જાણીને તે વસ્તુ વેચવી. | ५०२ | જે શખસની આબરૂ લીધી હોય તે શખસ. |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તીરસ્કાર કરવો. | ५०४ | જે શખસનો તિરસ્કાર કરયો હોયતે શખસ. |
| સપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વરસની કેદની શિક્ષા કરવા લાયક નહોય ત્યારે. | ५०६ | જે શખસને ધમકી આપી હોય તે શખસ. |

બુદ્ધિપુર્વક વ્યથા કરવાનો અથવા બુદ્ધિપુર્વક માહાવ્યથા કરવાનો અથવા જીંદગી જોખમમાં આવે એવું કામ કરીને વ્યથા કરવાનો અથવા જીંદગી જોખમમાં આવે એવું કામ કરીને માહાવ્યથા કરવાનો જે ગુનોહ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૪ મી અથવા ૩૩૫ મી અથવા ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક છે તે ગુનોહ જે શખસને વ્યથા કરી હોય તે શખસને જે કોરટની આગળ તે ગુનાહ બાબત કાંઇ પણ ફરીયાદીનું કામ ચાલુ હોય તે કોરટની રજા લઈને માંડી વાળવાનો અધિકાર છે.

આ કલમ મુજબ હરકોઈ ગુનોહ માંડી વાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુનાહમાં મદદગારી કરવાનો ગુનોહ અથવા (જ્યારે સદરહુ ગુનોહ કરવાની કોશીસ જાતે ગુનોહ હોય ત્યારે ) તે કોશીસ કરવાનો ગુનોહ એવીજ રીતે માંડી વાળવાનો અધિકાર છે.

જો કોઈ શખસ બાળક અથવા ગાંડો અથવા દિવાનો હોય અને જો તેવો ન હોત તો તે આ કમલ મુજબ કાંઇ ગુનોહ માંડી વાળવાને•લાયક થાત તો તે શખસની તરફથી કરાર કરવાનો જે શખસને અધિકાર હોય તે શખસ સદરહુ ગુનોહ માડી વાળવાને મુખત્યાર છે.

આ કલમ મુજબ કાંઇ ગુનોહ માંડી વાળવાનું ફળ એવું થશે કે સામોહોમતવાળાની ઉપર ગુનોહ ના સાબિત થયાનો ઠરાવ થશે.

જે ગુનોહ આ કલમમાં કહયો નથી તેવો કોઈ ગુનોહ માંડી વાળવો નહીં.



# સન ૧૮૬૭ નો આકટ ૮ મો.

પ્ર૦—આ આકટ જ્યાં જ્યાં પોલીસ કમીશનર; ડિસ્ટ્રીકટ પોલીસ સુપરીટેનડેન્ટ આસી. પો. સુપરીટેનડેન્ટ પોલીસ અમલદાર જીલ્લા પોલીસ એ શબ્દો એ વાપર્યા છે તેથી શું સમજવાનું છે?

ઉ૦—"પોલીસ કમીશનર" તથા પોલીસનો ડિસ્ક્રિકટ સુપરીટેન્ડેન્ટ તથા પોલીસનો આસિસ્ટંટ સુપ્રીટેન્ડેન્ટ" તથા પોલીસ અમલદાર "જીલ્લાની પોલીસ" આ શબ્દો આ આકટ જ્યાં લખ્યા છે ત્યાં તે શબ્દો ઉપરથી તથા "સને ૧૮૬૭ના મુંબાઇના ડિસ્ક્રિકટ પોલીસ આકટ" પ્રમાણે નીમેલા તે અમલદારો સમજવા. ક. ૧

પ્ર૦—૨ ગામ પોલીસનો બંદોબસ્તનું કામ કોના કોના હુકમ તળે ચાલવાનું?

ઉ૦—દરએક જીલ્લાના ગામની પોલીસના બંદોબસ્તનું કામ પોલીસ કમીશનરના નીબંધ તથા હુકમ પ્રમાણે જીલાના માજીસ્ત્રેટે કરવું. આશીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર પ્રમાણે જે ફુલપાવર માજીસ્ત્રેટને તાબે મુલકી કામ હોય તે માજીસ્ત્રેટને ગામની પોલીસનો બંદોબસ્ત કરવાના કામનો હરકાંઇ ભાગ પોલીસ કમીશનરની મંજુરી લેઇને આપવાનો જીલાના માજીસ્ત્રેટને અધિકાર છે, ક. ૩

પોલીસના કારણ સારૂ ગામના હરકોઇ પોલીસ અમલદાર ઉપર જે અખત્યાર ચલાવવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે. તે અખત્યાર પોલીસ કમીશનરની મંજુરી લઇને ડીસ્ક્રિકટ પોલીસ સુપ્રીનટેન્ડેન્ટને આપવાનો જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પ્ર૦—૩ પોલીસપટેલ નીમવાને શું નિયમછે?

ઉ૦—પોલીસ કમીશનરની મંજુરી લઇને જીલ્લાનો માજીસ્ત્રેટ લખીને જે માણસને પોલીસપટેલ નીમશે, તેને સ્વાધીન દરેક ગામની પોલીસ રેહેશે, અને જે માણસ મુલકી પટેલનું કામ ચલાવતો હોય તેજ માણસને જીલ્લાના માજીસ્ત્રેટે પોલીસપટેલ નીમવો. પણ ગામ મોહોટું હોય તે સબબથી અથવા બીજા કાંઇ વ્યાજબી સબબથી જુદી જુદી નીમનોકો કરવી યોગ્ય છે એવું પોલીસ કમીશનરની નજરમાં આવે તો મુલકી પટેલને પોલીસ પટેલ નીમવો નહી.

નીમનોક કરતી વખતે સદરહુ માજીસ્ત્રેટે "મુંબાઇ પ્રેશીડેન્શીના તાબા ગાંહેલા દેશ માંના વતનના અમલદારોએ પોતાનો અમલ શી રીતે ચલાવવો તે રીત ઠરાવવા બાબત" સને ૧૮૪૩ નો ૧૧ મો આકટ છે તેના ઠરાવ ઉપર અને વંશ પરંપરાના અમલદારોની (એટલે વતનદારોની) ચાકરી બાબત નીયમ ઠરાવવા વિશે બીજો કોઇ આકટ ચાલુ હોય તેના ઠરાવ લાગુ હોય તે પ્રમાણે તે ઠરાવ ઉપર બરાબર નજર રાખીને નીમનોક કરવી. પણ મુલકીપટેલનેજ પોલીસપટેલ નીમ્યો નહી હોય અને તે કામ વારા ફરતી અથવા બીજી રીતે કરવા બાબત એક કરતાં વત્તા જણા દાવો કરે ત્યારે તેઓમાંથી જે વધારે લાયક હોય તેને નીમવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

કોઇ શેહેરમાં અથવા જગાએ (ગામની પોલીસનું) કામ એક પોલીસ પટેલથી બરાબર રીતે ચલાવાતું નહી હોય ત્યારે પોલીશ કમીશનરનું અનુમત લઇને તે શેહેરના અથવા જગાની જુદી જુદી ટુકડી સારૂ જરૂર હોય તેટલા પોલીસ પટેલ નીમવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધીકાર છે. ક. ૫

પ્ર૦—૪ પોલીસપટેલ કોને તાબે છે?

ઉ૦–પોલીસપટેલ ઉપર જીલાના માજીસ્ટ્રેટની હકુમત ચાલેછે તે શીવાય વળી જે માજીસતરેટની હકુમતની હદની અંદર તેનું ગામ હોય તે માજીસતરેટના હુકમ પ્રમાણે તેણે કામ કરવું. અને તે માજીસતરેટ જે પત્રકો અથવા ખબર માગે તે તેને તેણે આપવી અને ગુન્હા બાબત તથા ગામની પોલીસને લગતાં સઘળાં કામ બાબત અને પોતાના ગામના લોકોની આરોગ્યતા તથા તેઓની સામાન્ય સ્થિતિ કેવી છે તે બાબત હમેશાં ખબર આપ્યાં કરવી. પોલીસ અમલદારો પોતાનું કામ કરવા સારૂ મદત માગે તો પોલીસપટેલે જેટલી થાય તેટલી મદત તેઓને કરવી. માજીસતરેટ અથવા પોલીસ અમલદાર પોલીસપટેલનો ઉપર જે હુકમ તથા વારંટ મોકલે તે હુકમ તથા વારંટ તાબડતોબ માથે ચડાવીને અમલમાં લાવવા અને સુલેહ બાબત ખબર કાહાડીને ડિસ્ટ્રીક્ટ પોલીસને જાહેર કરવી, અને પોતાના ગામની હદમાં ગુન્હા તથા લોકોપકારક ક્લેશ થતાં અટકાવવાનો બંદોબસ્ત રાખવો, અને ગુન્હેગારોને પકડી કાઢીને તેઓનો ઈનસાફ થવા સારૂ તેઓને મોકલવા. ક. ૬

પ્ર૦ ૫—ગામના ચાકર પાસેથી પોલીસપટેલ કાંઇ કામ લઈ શકે છે?

ઉ૦—ગામના ચાકરનું ઘણું કરીને ગમે તે કામ હોય તોપણ તે સરવની પાસે પોતાના કામમાં મદત માગવાનો પોલીસપટેલને અધિકાર છે. અને પોલીસપટેલને સઘળાં પત્રકો તથા પ્રોશીડીંગ લખીને તઈયાર કરી આપવાનું કામ ગામના વંશપરંપરાના અથવા નીમનોકી તબાટીનું છે એવું સમજવું. ક. ૭

ચોરી નહી થાય તથા સુલેહનો ભંગ નહી થાય તથા સઘળા લોકોને તથા ગામના લોકોને ઇજા થાય તેવા કામો નહી થાય તેવો બને તેટલો બંદોબસ્ત રાખવા સારૂ ગામના ચાકર લોકોની વ્યવસ્થા પોલીસપટેલે કરવી. અને તે ચાકર લોકોમાંથી કોઇ માણસ ગેર રીતે ચાલે અથવા ગલફત કરે તો તે સઘળી વાત પોલીસપટેલે જે માજીસતરેટ પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ટરેટને તેણે જાહેર કરવી. ક. ૮

પ્ર૦ ૬—પોલીસ પટેલ કે ગામનો ચાકર ગલફત કરે તેને શું શીક્ષા થઇ શકે છે?

ઉ૦—પોલીસ પટેલ અથવા પોલીસનું કામ પડે ત્યારે ગામના ચાકરોમાંથી જે માણસને તે કામ કરવું પડે તે માણસ પોલીસનું કામ કરવામાં ગફલત અથવા આળસ કરશે તો ફુલપાવર માજીસતરેટનાહુકમથી તે માણસ પોતાના ત્રણ મહીનાના પગારની સરાસરી જેટલા રૂપીયા સુધી દંડને લાયક થશે. વધતી શિક્ષા કરવા લાયક કાંઈ કામ પોતે જે, રીતે ચાલવું જોઇએ તેથી ઉલટી રીતે ચાલીને પોલીસપટેલ કરશે અથવા કાનુન તોડશે. અથવા બીજે પ્રકારે ગેર રીતે ચાલશે અથવા ગુનોહ કરશે તો તેને બરતરફ કરવાને સદરહુ માજીસતરેટ મુખતિયાર છે, અથવા હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે સરકારી નોકરની પેઠે તેની ઉપર કામ ચલાવીને તેને શીક્ષા કરી

શકશે, અને ગુનોહ સાબીત થશે ત્યારે તે બરતરફ થવાને લાયક થશે. પણ એવું ઠરાવ્યું છે કે પટેલના દરજ્જાના કોઇ માણસને પોલીશે કમીશનરની મંજુરી વગર આ કલમ પ્રમાણે બરતરફ કરવો નહી.

પ્ર૦ ૭—પોલીસપટેલે કયા પ્રસંગે પોલીસ થાંણાના અમલદારને આ આકટ પ્રમાણે ખબર મોકલવી જોઇએ,

ઉ૦—ગામની હદમાં ગુનોહ કરીને ગુનેહગાર નાશી ગયો હોય અથવા માલમ પડતો નહી હોય તો પોલીસ પટેલ પોતાનું ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણાના અમલદારને તાબડતોબ ખબર મોકલવી અને પોતાની જાતે ચોકશી કરવા માંડવી અને તે બાબત જે પુરાવો મળે તે લેઈને સદરહુ અમલદારની પાસે તેણે મોકલવો ક. ૧૦

ગામની હદમાં કોઈ માણસ કમોતે અથવા અકસ્માત મરણ પામે અથવા કોઇનું મુડદુ જડે, તો પોલીસપટેલે તે ગામના અથવા આસપાસના બે અથવા વત્તા હુંશિઆર માણસોને પંચાતનામુ કરવા સારૂ તાબડતોબ બોલાવીને એકઠા કરવા પછી તે માણસોએ મરણના કારણની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકશી કરીને લખેલો રીપોરટ કરવો. રીપોરટ પોલીસપટેલે તે ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પહોંચતો કરવો.

પોલીસપટેલ કોઇ માણસને સદરહુ પ્રકારની પંચાતમાં બેસવાની ના કહેશે અથવા ગફલત કરશે તો તે ગુનોહ તેની ઉપર માજીસતરેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા પચાશ રૂપીયા સુધી દંડને અથવા દંડ નહી આપશે તો એક મહીના સૂધી કેદની સજાને લાયક થશે.

કાયદા વિરૂદ્ધ રીતે મરણ થયુ છે એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોતાનું ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને પોલીસ પટેલે તાબડતોબ સુચના કરવી. અને મોકલતાં રસ્તામાં મુડદુ કોહી જવાની ધાસ્તી નહી હોય તો પાસેના સીવીલસરજનની પાસે અથવા એવે પ્રસંગે મુડદાં તપાસવાને વઇદકખાતાના જે અમલદારને સરકારે નીમ્યો હોય તેની પાસે તે મુડદુ તુરત મોકલી દેવું. પછી તે સીવીલસરજને અથવા વઇદકખાતાના બીજા અમલદારે મરણનું કારણ શોધી કાહાડવાનો પ્રયત્ન કરવો. મુડદુ મોકલીશું તો તે કોહી જશે અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહી અને ઉલટો ધોકો પોહોચશે એવા સબબથી પોલીસપટેલથી મુડદુ મોકલી શકાતુ નહી હોય ત્યારે જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે અમલદાર અને તેણે પોતાના તાબા માંહેના અમલદારોમાંથી કોઇ અમલદારને મોકલ્યો હોય તે અમલદાર અથવા માજીસતરેટ તે મુડદુ બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે ત્યાં સૂધી પોલીસપટેલે તે મુડદુ બાળવાની અથવા દાટવાની રજા આપવી નહીં. ક. ૧૧

પ્ર૦ ૮—પોલીસપટેલને શો અખ્તીઆર છે?

પોતાના ગામના ફલાણા માણસે મોટો ગુનોહ કરયો છે એવું માનવાનો સબબ હોય તો તેને પોલીસ પટેલે પકડવો અને પુરાવાના કામમાં આવે તેવી જે જણસો હોય તે જણ-

શોધુમાં તે માણસને પોતાનું ગામ જે પોલીસથાણાની હદમાં હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે પોલીસ અમલદારની પાસે મોકલવો.

ઉપર કહ્યા પ્રમાણે પકડેલા માણસને ૨૪ કલાકની અંદર જે ડીસ્ત્રીક્ટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણામાં મોકલવું. ક. ૧૨

પ્ર૦ ૯—પોલીસપટેલને સોગન ઉપર જુબાની લેવાનો ક્યારે અધીકાર છે?

ઉ૦—જે મુકદમામાં શિક્ષા કરવાનો પોતાને અધીકાર નહી હોય તે મુકદમાની પોતાના કામના સબબથી પોલીસપટેલને ચોકશી કરવી પડે તે કરતી વખતે શાહેદીને બોલાવીને તેઓને પુછવાનો તથા તેઓની પાસે સત્ય સ્મરણ પુરવક પ્રતિજ્ઞા કરાવાને તેઓની જુબાની લેવાનો અધીકાર અને સંતાડેલી જણશોને માટે ઝાડો લેવાનો અધીકાર પોલીસ પટેલને છે, પણ રહેવાના ઘરનો ઝાડો ઘણોજ અગત્ય નહી હોય તો પોલીસપટેલે સુરજ આથમે ત્યારથી તે સુરજ ઉગે ત્યાં સુધી લેવો નહી.

ઝાડો લેવા સારૂ અથવા ફલાણું માણસ ગુનેહગાર છે એવું લાગતું હોય તે માણસનો પીછો લેવા સારૂ બીજા ગામની હદમાં જઇને કામ કરવાનો પણ અધિકાર પોલીસ પટેલને છે પણ તે બાબત તેણે તે ગામના પોલીસપટેલને તાબડતોબ ખબર કરવી અને તે ગામના પટેલે થાય તેટલી તેને મદદ કરવી અને ઝાડો લેવાનું અથવા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજા ગામના પટેલને માથે છે. (ક. ૧૪)

પ્ર૦ ૧૦—પોલીસ પટેલને ઈનસાફ કરવાનો કાંઈ અધીકાર છે અને છે તો કેવી અને કેટલી શીક્ષા કરી છે તેવા કામ શા રીતે ચલાવવા તે વીશે કાંઇ ઠરાવ છે?

ઉ૦—પોતાના ગામની હદમાં હલકી મારામારી અથવા ગાળીગાળી કરવાનું કોઇ માણસ ઉપર તોહોમત આવ્યું હોય તો તેનો ઇનસાફ કરવાનો અને ગુનોહ સાબીત થાય તો તેને ઘણામાં ઘણા ૨૪ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો પોલીસ પટેલને અખતીયાર છે પણ ગુનોહ થયા પછી આઠ દાહાડામાં ફરિયાદ થવી જોઇએ (ક.૧૪ )

જે ગામના તમે પોલીસપટેલ છો તે ગામની હદમાં હેઠળ લખેલા ગુનાહોમાંથી હરકોઈ ગુનાહનું એટલે ચોરીના માલની આંકેલી કીંમત બે રૂપીઆ ઉપર નહીં હોય તેવી હલકી ચોરીનું, અથવા અપક્રીયાથી થએલું નુકશાન બે રૂપીઆ કરતાં વત્તા રૂપીયાનું નહી હોય તેવી અપક્રીયા કીધાનું અથવા તમે પોતાની જાતે કાયદાસર હુકમ આપ્યો હોય તે હુકમને હરકત કરવાનું અથવા તે હુકમ માનવાની ના કેહેવાનું તોહમત કોઈ માણસ ઉપર આવે તો તેનો ઇનસાફ તમોએ કરશો એવી સનંદ પોલીસપટેલનું કામ કરનારા માણસને આપવનો અધિકાર હુકમ લખીને જીલ્લાના માજીસ્ત્રેટને આપવાને પોલીસ કમીશનર મુખત્યાર છે.

અને ઉપર કહેલા કામોમાંનું હરકાંઈ કામ કરવાની સાબીતી પોતાની આગળ જે માણસ ઉપર થશે તેને પાંચ રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા ઘણામાં ઘણા અડતાળીસ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો અધીકાર સદરહુ પ્રમાણે જે પોલીસપટેલને અખતીયાર મળ્યો હોય તે પટેલને છે. કાયદાસર હુકમને હરકત કરી હોય અથવા તે પ્રમાણે ચલાવવાની ના કહી હોય તે પ્રસંગે દંડ નહી આપે તોજ કેદ કરવો.

પોલીસપટેલને ૧૫ મી કલમની પેહેલી રકમ પ્રમાણે અખતિયાર આપવામાં આવશે ત્યારે અને જ્યાં સુધી તેને તે અખતીયાર હશે ત્યાં સુધી તેને હેઠળ લખેલે અધીકાર પણ છે એવું સમજવું એટલે હેઠળ લખેલું હરકાંઇ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કોઇ માણસ કરશે તો તેને એક રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા દંડ નહીં આપશે તો ગામને ચોરે ઘાણામાં ઘણા બાર કલાક સુધી કેદ રાખવાનો અધિકાર અને સદરહુ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કરવાનું જારી રાખવાની અથવા ફરીથી કરવાની મના કરવાનો પોલીસપટેલને અધિકાર છે એવું સમજવું. (ક. ૧૫)

૧ કોઈ માણસ કાંઈ જાનવરને મનમાં આવે તેમ અવીચારથી અથવા નિરદયપણે બાળશે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેની ઉપર જુલમ કરશે તે.

૨ સારવજનીક કુવો અથવા તળાવ અથવા હોદ જે કામ સારૂ નીમ્યો હોય તે કામમાં ઓછો ઉપયોગ પડે તેવી રીતે તેમાં કોઈ માણુસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા કરાવશે તે.

૩ કોઇ માણુસ મના કરેલી જગ્યાએ કચરો અથવા ગોબરવાડ કે પુંજો કરશે તે.

૪ કોઈ માણુસ હરકોઇ સારવજનીક રસ્તામાં અથવા મોહોલામાં અથવા મારગમાં અથવા રાહાદારીની જગાએ ઝાડો પેશાબ કરીને ગંદકી કરશે અથવા દારૂ વગેરે પીને તોફાન અથવા મસ્તી કરશે અથવા પોતાનાથી પોતાની સંભાળ નહીં થાય તેવો થઇ જશે તે.

૫ પાસે રેહેનારાઓને અથવા આવનાર જનાર લોકોને કંટાળો આવે તે રીતે ટાંકીમાં અથવા ઊકરડામાં તેવાજ બીજા કશામાં કોઈ માણુસ ગોબરો પદારથ પાકાં કારણુ વગર જાણી જોઇને એકઠો થવા દેશે અથવા કોઈ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી અથવા સંડાસમાંથી અથવા બીજા તેવાં કશામાંથી લોકોને આવવા જવાની જગાએ ગોબરો પદારથ પાકા કારણુ વગર જાણી જોઈને રહેવા દેશે અથવા જે તળાવ અથવા હોદ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વેળાએ પાણી આવતું હોય તે વેળામાં મુવેલું જનાવર નાખ્યાથી લોકોને ઉપદ્રવ થાય તે જગાએ નાખશે તે. (ક.૧૬)

(આ આકટની) ૧૪ મી ૧૫ મી અને ૧૬ મી કલમ પ્રમાણે કામ ચલાવવું હોય તે પક્ષકારોના દેખતાં મોહોડે ચલાવવું. ગુનોહ સાબીત થવાનું દફતરમાં લખ્યા પેહેલાં ગમે તે વખતે ફરીયાદ કાઢી નંખાવાવાનો અધિકાર ફરીયાદ કરનારને છે, પક્ષકારોના નામો તથા પોતાનો અભિપ્રાય તથા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ અથવા ફરીયાદ કાહાડી નંખાવવાની વાત તથા કામ ચલાવ્યાની તારીખ પોલીસ પટેલે દફતરમાં લખવી અને જીલ્લાનો માજીસતરેટ ફરમાવે તે નમુના પ્રમાણે તથા તે રસ્તે તથા તે વખતે તે દફતર તરત (પોલીસ) પટેલે જે માજીસતરેટના પ્રતક્ષ તાબામાં હોય તે માજીસતરેટને તેણે મોકલવું. (ક. ૧૭)

પ્ર૦—૧૧ બીનવારસી માલ બાબત પોલીસપટેલને કાંઈ અધિકાર છે?

ઉ૦—પોતાના ગામમાં જે બેવારસી માલ જડયો હોય તે સઘળો માલ અથવા સને ૧૮૬૭ ના મુંબાઈના ડીસ્ટ્રીકટ પોલીસ આકટના ઠરાવ પ્રમાણે પોતાને જે માલ આપ્યો હોય તે સઘળો માલ પોલીસપટેલે પોતાના સ્વાધીન રાખવો અને પોલીસપટેલ જે મા-

જીસતરેટના તાબામાં હોય તે માજીસતરેટને તેણે રીપોટ કરવો અને સદરહુ માજીસતરેટ હુકમ કરે તે પ્રમાણે કરવું "ઢોરોના અતીક્રમણ બાબત" સને ૧૮૫૭ નો ૩ જો આકટ છે તેમાં કહેલાં પ્રકારનો તે માલ હોયતો તે આકટમાં કહ્યા પ્રમાણે પોલીસ પટેલે ચાલવું.

પ્ર૦ ૧૨—જરૂરી કારણસર પોલીસ પટેલ પોતાનો અધિકાર પોતાના સગાને આપી શકે છે?

ઉ૦—પોલીસ પટેલ જરૂરીના કામને લીધે ગામમાંથી ગેરહાજર હોય તે સબબથી અથવા એકાએક માંદો પડવાથી અથવા બીજા કાંઇ સબબથી તેનાથી પોતાનું કામ નહીં થાય ત્યારે તેણે પોતાનું કામ પોતાનો કોઇ કુટુંબી લાયક હોય તેને સોંપવું અથવા કોઇ કુટુંબી લાયક નહી હોય તો બીજા કોઇ લાયક માણસને સોંપવું અને પોતે જે માજીસતરેટના પ્રતક્ષ તાબામાં હોય તે માજીસતરેટને તે બાબત તાબડતોબ રીપોટ કરવો અને જે માણસને કામ સોંપ્યું હોય તે માણસે પોલીસપટેલનું કામ કરવું નહીં. એવો માજીસતરેટને ત્યાંથી હુકમ આવે ત્યાં સુધી તેણે ગુનેહગારનો ઇનસાફ કરીને શિક્ષા કરવાના કામ શિવાય પોલીસપટેલનું સઘળું કામ કરવું. (ક. ૨૧ )

પ્ર૦—૧૩ ડીસ્ત્રીકટ પોલીસથાણુ એટલે શું?

ઉ૦—આ આકટમાં "ડીસ્ત્રીકટ પોલીસથાણુ" આ શબ્દો લખ્યા છે તેમાં જે પોલીસ અમલદારને સ્વાધીન થાણુ હોય તે પોલીસ અમલદારના મુલકની હદમાંના ગામનો અથવા જગાનો સમાસ થાય છે એવું સમજવું. (ક. ૨૨ )



# સને ૧૮૬૭ નો આકટ ૭ મો*

પ્ર ૧—મુંબાઇ ઇલાકાની ડીસ્ત્રીકટ પોલીસ બાબત સન ૧૮૬૭ ના આકટ ૭ મુજબ જીલ્લાનો મેજીસતરેટ, માજીસતરેટ, પોલીસ અમલદાર, કાન્સ્ટેબલ, માલ, ઢોર, એ શબ્દોની વ્યાખ્યા આપો ?

ઉ૦ ૧—જીલ્લાનો "માજીસ્ત્રેટ" એ શબ્દવડે કોઈપણ જીલ્લા મધે હકુમત ચલાવવાનું કામ જે મુખ્ય અમલદારને સોંપું હોય અને જે મુખ્ય અમલદાર માજીસતરેટનો અખ્તિયાર ચલાવતો હોય તે મુખ્ય અમલદારના હોદાનું ગમે તે નામ હોય તોપણ તે મુખ્ય અમલદાર સમજવો.

૨ "માજીસતરેટ" આ શબ્દમાં જે માણસ માજીસતરેટનો સઘળો અથવા કાંઇ પણ અખતિયાર ચલાવતો હોય તે માણસનો સમાસ થાય છે એમ સમજવું.

૩ જેટલા દેશનાં જીલ્લાના માજીસતરેટની હકુમત ચાલતી હોય તેટલા દેશને જીલ્લો સમજવો.

૪ આ આકટ પ્રમાણે જે માણસો નિમવામાં આવશે તે સઘળા માણસોનો સમાસ "પોલીસ" અથવા "પોલીસ અમલદાર" એ શબ્દોમાં થાય છે એવું સમજવું.

૫ "કાન્સ્ટેબલ" આ શબ્દવડે પોલીસ માંહેનો શકના કરતાં નીચા દરજાનો અમલદાર સમજવો.

૬ "માલ" આ શબ્દમાં હરકોઇ જંગમ માલનો અથવા નાણાંનો અથવા નાણાંના દસ્તાવેજનો સમાસ થાય છે એમ સમજવું.

૭ "ઢોર" આ શબ્દમાં શીંગડાંવાળાં ઢોરોનો સમાસ થાય છે તે સિવાય વળી હાથીનો તથા ઊંટનો તથા ઘોડાનો તથા ગધેડાંનો તથા ખચરનો તથા ઘેટાંનો તથા બકરાંનો તથા ડુકરોનો સમાસ થાય છે એવું સમજવું.

પ્ર૦ ૨—પોલીસ કમીશનર. તેઓના આસીસ્ટંટ, પોલીસના સુપ્રીટેનડેન્ટ તથા તેઓના આસીસ્ટંટોને કોણ નીમી શકે છે?

ઉ૦—આખા મુંબાઇ ઇલાકાની અથવા મુંબાઇ ઇલાકાના કેટલાક ભાગની પોલીસનો બંદોબસ્ત કરવાનું કામ સરકારને યોગ્ય જણાશે તે પ્રમાણે એક અથવા વત્તા કમિશનર નીમીને તથા યોગ્ય જણાશે તેટલા તેઓને આસિસ્ટંટ આપીને તેઓને સોંપવું, અને સરકાર ફરમાવશે તેટલા જીલ્લા દરએક કમિશનરના તાબામાં રેહેશે. એક અથવા વત્તા જીલ્લાની પોલીસના બંદોબસ્તનું કામ ડિસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને અને સરકારની નજરમાં જરૂર જણાશે તેટલા આસીસ્ટંટ ડિસ્ત્રીકટ સુપ્રીટેનડેન્ટને સોંપવું. પણ તેઓની ઉપર સદરહુ કમિશનરના તાબા માંહેલા જીલ્લાના માજીસતરેટનો નિરબંધ રહેશે અને હુકમ ચાલશે, સરકાર વખતે વખતે કમિશનર તથા ઉપર કહેલા બીજા અમલદાર નિમશે અને તેઓને કામ ઉપરથી દુર કરવાને પણ સરકાર મુખતિયાર છે. (ક. ૫)

પ્ર૦ ૩—પોલીસ કમિશનરને માજીસતરેટનો અધિકાર આ કાયદાથી મળયો છે?

ઉતર—હા દરએક કમિશનરને પોતાના તાબા માંહેના જીલ્લાઓમાં માજીસતરેટનોસ-

મકો અખતિયાર છે એવું સમજવું પણ તે અખતિયાર સરકાર વખતે વખતે જે મરિ-યાદા ઠરાવે તે મરિયાદા પ્રમાણે ચલાવવો. (ક. ૪)

પ્ર० ૪—કયા પોલીસ અધિકારીને માજીસતરેટનો અધિકાર આપી શકાય છે?

ઉ०—પોતાને યોગ્ય જણાય તે હદમાં માજીસતરેટનો સઘળો અથવા કાંઇ એક અ-ખતિયાર પોલીસના આશીસ્ટંટ કમિશનરને અથવા ડીસ્ત્રીકટ સુપ્રીટેન્ડેન્ટને અથવા આસિસ્ટંટ ડિસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને આપવાને સરકાર મુખત્યાર છે. પણ એ પ્રમાણે તે અમલ-દારોને જે અખતિયાર મળ્યો હોય તેમાંથી જરૂર તેટલો સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ તથા ગુનાહ નહીં થવા સારૂ તથા ગુનેહગારોને શોધી કાહાડવા સારૂ તથા તેઓને પક-ડવાસારૂ તથા માજીસતરેટની આગળ• લઈ જવાને તેઓને અટકાવી રાખવા સારૂ ચલાવવો, અને આ આકટો ઉપરથી તેઓને જે કામો સોંપી આપ્યાં છે તે કરવા સારૂ જરૂર હોય તેટલો ચલાવવો. ( ક. ૭ )

પ્ર० ૫—કયા પોલીસ અધિકારીને પોલીસ અમલદારો નિમવાનો હક છે.

ઉ०—આ આકટની ૫ કલમમાં કહેલા પોલીસ અમલદારો શીવાય બાકીના સઘળા પોલીસ અમલદારોને એક અથવા વત્તા જીલ્લાઓને સારૂ નીમવા અને સરકાર વખતે વખતે કાનુનો મંજુર કરશે તે કાનુનો પ્રમાણે તે અમલદારો નીમવાનો પોલીસ કમીશ-નરને તથા ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને અખત્યાર છે. અને તે કાનુનો પ્રમાણે આ અમલદા-રો બાબત હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો કમિશનરને તથા ડીસ્ત્રિકટ સુપ્રીનટેન્ડેન્ટને અખ-ત્યાર છે એટલે ફલાણો પોલીસ અમલદાર પોતાના કામમાં સુરત છે અથવા ગફલત કરે છે અથવા કામને લાયક નથી એવું પોતાની નજરમાં આવે ત્યારે તેને હરકોઈ વખતે બ-રતરફ કરવાનો અથવા કામ ઉપરથી મોકુફ કરવાનો અથવા તેને ઓછા પગાર ઉપર નીમ-વાનો અખત્યાર છે. અથવા હરકોઇ પોલીસ અમલદાર પોતાના કામમાં કાળજી નહી રાખ-શે અથવા ગફલત કરશે અથવા કાંઇ કામ કરીને પોતાનું કામ કરવાને ના લાયક થશે તો તેને ઘણામાં ઘણો એક મહીનાનો પગાર દંડ કરવાનો અખત્યાર છે. (ક. ૮)

સદરહુ પ્રમાણે નિમેલા દરએક પોલીસ અમલદારને તેની નીમણુંક થયા પછી આ આકટને જોડેલા નમુના પ્રમાણે દાખલો કમીશનરના શિકકાનો અથવા કમીશનર જે બી-જા અમલદારને નીમશે તેના શિકકાનો મળશે એ પ્રમાણે જે માણસને દાખલો મ-ળ્યો છે તેને તે દાખલા ઉપરથી પોલીસ અમલદારનો અખત્યાર તથા કામ તથા હક મ-ળે છે એવું સમજવું. સદરહુ દાખલામાં જે માણસનું નામ લખ્યું હોય તે માણસ પોલીસ માંહેની ચાકરી ઉપરથી મોકુફ અથવા બરતરફ થશે અથવા બીજી રીતે કામ ઉપરથી દુર થશે એટલે તે દાખલો રદ થશે એવું સમજવું. અને તે માણસનો ઉપરી અમલદાર હો-ય તેને સ્વાધિન અથવા દાખલો લેઈ લેવાનો અખત્યાર જે બીજા અમલદારને આપ્યો હો-ય તેને સ્વાધીન તે તાબડતોબ કરવો. ( ક. ૯ )

પ્ર० ૬—પોલીસ અમલદાર પોતાની નોકરી ઉપર કયારે ગેરહાજર રહી શકે છે?

ઉ०—પોલીસ અમલદારને ડીસ્ત્રીકટ સુપ્રીટેનડેનટે ખસુસ કરીને પરવાનગી આપી ન-હી હશે અથવા પરવાનગી આપવાનો જે બીજા અમલદારને અખત્યાર મળ્યો હોય તે અ

મલદારે ખસુસ કરીને પરવાનગી આપી નહી હશે અથવા વઇદનો દાખલો નહી હશે તો તેનાથી પોતાની ચાકરીમાંથી નીકળાશે નહી, અથવા રાજીનામું આપવાનો પોતાનો ઈરાદો તેની નિદાન બે મહિના આગમચ સુચના પોતાના ઉપરી અમલદારને લખીને આપી નહિ હશે તો ડીસ્ટ્રીકટ સુપરીનટેનડેન્ટની પરવાનગી વગર પોતાની ચાકરીનું રાજીનામું આપાશે નહી. (ક. ૧૦)

પ્ર૦ ૭ કોઇ પોલીસ અમલદાર નોકરી શિવાયનું બીજુ કામ કરી શકે છે ?

ઉ૦—આ આકટ પ્રમાણે પોલીસ અમલદારને જે કામ હોય તે શિવાય બીજી કાંઇ ચાકરી અથવા કામ કમિશનરની ખસૂસ કરીને લખેલી પરવાનગી લીધા વગર તેને કરવું નહી. ( કલમ. ૧૧ )

પ્ર—૮ પોલીસ કમીશનર કેવી જાતની કાનુનો કરી શકે છે?

ઉ૦—પોતાના તાબા માંહેના જીલ્લામાં પોલીસ બનાવવા બાબત તથા તેના વરગ કરવા બાબત અને તેઓએ કયાં કયાં વિશેશ કામો કરવા તે બાબત, અને તેઓને જોઇને તપાસ કરવા બાબત અને તેઓને હથીઆરો તથા સામાન સરંજામ તથા બીજી જરૂરીની જણશો આપવી જોઇએ તે કેવી આપવી તે બાબત, અને તેઓએ ખબર કહાડીને તે જાહેર કરવા બાબત પોતાને યોગ્ય જણાય તેવો હુકમ તથા કાનુન સરકારની મંજુરી લેઈને વખતે વખતે કરવાનો અખીકાર કમીશનરને છે. અને ગેરરીતે કામ નહીં થવા બાબત અથવા કામમાં ગફલત નહીં થવા દેવા બાબત, અને પોતાના તાબા માંહેની પોલીસ પોતાનું કામ સારી રીતે બજાવે તેવી પોલીસને હુંશીઆર કરવા બાબત પોતાને યોગ્ય જણાય તેવા બીજા હુકમ તથા કાનુનો વખતે વખતે કરવાને કમીશનરને અખત્યાર છે. અને જુદા જુદા જીલ્લામાં શી રીતે પોલીસ વેહેંચી આપવી તે તેણે માજીસતરેટના અનુમતથી ઠરાવવું. ક.૧૩

પ્ર૦—૯ કોઈ ઠેકાણે પોલીસ મોકલવા અથવા ઉઠાડી લેવા તે કોણે અધિકાર છે?

ઉ૦—ફલાણે ઠેકાણે સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા પોલીસના બીજા કામ કરવા સારૂ વળી બીજી પોલીસ મોકલવાની ફલાણા સબબથી જરૂર છે એવી કોઇ માણસ અરજી કરે ત્યાર પછી તે પ્રમાણે તે ઠેકાણે વળી બીજી પોલીસ યોગ્ય જણાય તેટલી મુદત સુધી મોકલવાને હરકોઇ કમીશનર મુખત્યાર છે, અથવા જીલ્લાના માજીસતરેટનો હુકમ લેઈને તે પ્રમાણે કરવાને ડીસ્ત્રીકટ સુપ્રીટન્ડેન્ટ મુખત્યાર છે એ પ્રમાણે બીજી મોકલેલી પોલીસ ઉપર ડીસ્ત્રીકટ સુપ્રીટન્ડેન્ટનો હુકમ ચાલશે. અને તેનો ખરચ અરજી કરનારને આપવો પડશે. પણ એવું ઠરાવ્યું છે કે જે માણસની અરજી ઉપરથી સદરહુ પોલીસ મોકલી હોય તે માણસ કમીશનરને અથવા ડીસ્ત્રીકટ સુપરીનટેન્ડેન્ટને એક મહીનો આગમચ લખેલી સુચના આપીને અથવા સરરહુ બેઉ અમલદારોમાંનો હરકોઇ અમલદાર જેટલી ઓછી મુદતની સુચના કબુલ કરશે તેટલી ઓછી મુદતની સુચના આપીને સદરહુ પોલીસ ઉઠાવી લેવાનું કહેવાને મુખત્યાર છે. અને સુચનાની મુદત પુરી થશે એટલે સદરહુ વત્તી પોલીસના ખરચનો ભાર તે માણસને માથેથી ઉતરશે એવું સમજવું. ક. ૧૪

પ્ર૦—૧૦ રેલવે વગરે ઠેકાણે પોલીસ રાખવાનો હુકમ કોણ કરી શકે છે ?

ઉ૦—મુલકના કોઈ ભાગમાં લોઢાની સડકનું અથવા નેહેરનું કામ અથવા બીજું

સારવજનીક કામ અથવા કારખાનું અથવા વેપારનું કામ ચાલે અથવા ચાલતું હોય અને તે કામ ઉપર અથવા કારખાના ઉપર રાખેલા માણસોની ચાલચલગત ઉપરથી અથવા તેઓ ફલાણી રીતે ચાલશે એવું લાગવાથી તે જગ્યાએ વત્તી પોલીસ રાખવાની જરૂર છે એવું કમીશનરની નજરમાં આવે ત્યારે સરકારનું અનુમત લેઇને તે જગ્યાએ વત્તી પોલીસ મોકલવાને અને જરૂર હોય ત્યાં સુધી તેઓને તે ઠેકાણે રાખવાનો પોલીસ કમીશનરનો અધિકાર છે. અને તે પ્રમાણે જરૂર પડયાથી વત્તી પોલીસ રાખી હોય તેનો પગાર આપવાનો હુકમ સદરહુ પ્રકારનું કામ અથવા કારખાનું અથવા વેપારનું કામ ચલાવવાના કામમાં વાપરવાનું નાણું જે માણસના તાબામાં હોય તે માણસને કરવાને કમીશનર મુખત્યાર છે અને એ પ્રમાણે લખી મોકલે એટલે તે માણસે તે (પગારના) રૂપીઆ આપવા જોઈએ. (ક. ૧૫)

પ્ર૦—૧૧ સરકાર કયારે કોઇ ગામમાં પોલીસપટેલ રાખી શકે છે અને તે ખરચ બાબત શી રીતે બંદોબસ્ત કરી શકે છે?

ઉ૦–મુંબાઇ ઇલાકાના જે ભાગમાં દંગો ફીસાદ થયો હોય અથવા થવાની ધાસ્તી હોય ત્યાં અથવા મુંબાઇ ઇલાકાના જે ભાગના રેહેવાસીઓની ચાલ ચલગત ઉપરથી પોલીસના માણસોની સંખ્યા વધારવાનું યોગ્ય લાગતું હોય તે ભાગમાં મામુલ પ્રમાણે રાખવાની પોલીસ ફોજ કરતાં જાસ્તી પોલીસ ફોજ રાખવા બાબત જાહેરનામું મારીને અથવા પોતાને યોગ્ય લાગે તેવી બીજી રીતે હુકમ કરવાનો સરકારને અખતીયાર છે તે એ પ્રમાણે રાખેલી જાસ્તી પોલીસને ખરચ થાય તે સઘળો અથવા તેનો કાંઇ ભાગ સરકારની નજરમાં આવે તે પ્રમાણે મુલકનો જે ભાગ જાહેરનામામાં લખ્યો હોય તે ભાગ ઉપર સ્થાનીક કર બેસાડીને લેવો અને જીલ્લાનો માજીસતરેટ લખી મોકલે એટલે કલેકટરે મુલકના તે ભાગના રેહેવાસીઓ ઉપર પોતાને વ્યાજબી જણાય તે રીતે ફાળો નાંખીને તે ખરચની રકમ વસુલ કરવી પણ એવું ઠરાવ્યું છે કે મુંબાઇ ઇલાકાનો જે ભાગ સદરહુ પ્રમાણે જાહેરનામામાં લખ્યો હોય તે ભાગ સન ૧૮૫૦ ના ૨૬ મા આકટ પ્રમાણે અથવા બીજા ચાલુ આકટ પ્રમાણે જે શેહેરમાં મ્યુનીશીપલ કમિશનર હોય તે શેહેરની હદમાં હોય તો સદરહુ ખરચ મ્યુનીશીપલ ફંડમાંથી કરવો અને તે કામ સારૂ બીજો કાંઇ કર બેસાડવાની જરૂર હોય તો તે કરનો આંકડો મ્યુનીસીપલ કમિશનરે ઠરાવવો. ક. ૧૬

ઉપરની છેલી ત્રણ કલમોમાં કહ્યા પ્રમાણે જાસ્તી પોલીસ રાખી હોય તે બાબતનો અવેજ તેજ કલમ પ્રમાણે આપવો જોઇએ તે અવેજ સાત દીવસની મુદતની લખેલી સુચના આપીને કલેકટરના હુકમથી હેઠળ લખેલી રીતે વસુલ કરવો. એટલે મેહેસુલ વસુલ કરવા બાબત જે કાયદા ચાલુ હોય તે કાયદા પ્રમાણે મેહેસુલ જે રીતે વસુલ કરે છે તે જ રીતે તે અવેજ વસુલ કરવો અને એ બાબત અવેજ આવે તે "જનરલ પોલીસફંડ" એ નામના ફંડખાતે જમે કરવો, અને સરકાર હુકમ કરે તે પ્રમાણે પોલીસના ખરચમાં વાપરવો. પણ એવું ઠરાવ્યું છે કે ઉપરની છેલી કલમના વિશેષ ઠરાવ ઉપરથી જે રકમો ઠરાવી હોય તે સઘળી રકમો સરકારમાં ભરવા સારૂ મ્યુનીશિપલ કમિશનરના હુકમથી વસુલ કરવી. અને શેહેર સુધારવાના કામ સારૂ ઠરાવવાના આંકડા જે રીતે વસુલ કરે છે તે રીતે તેણે તે રકમો વસુલ કરવી. (ક. ૧૭)

પ્ર૦ ૧૨—સુલેહનો ભંગ થતો અટકાવવાને સારૂ તથા હંગામો બખેડો બંધ પાડવાને સારૂ આ આકટ પ્રમાણે શું ઇલાજ લેવાને પોલીસ અમલદારને શો અખતિયાર છે?

ઉ૦ ૧—સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા હંગામો અથવા બખેડો બંધ પાડવા સારૂ અથવા જે બીજા માણસને પકડવાનો પોતાને અખતિયાર હોય તેને પકડવા સારૂ મદદ કરવાનું હરકોઇ માણસને ફરમાવવાને માજીસતરેટ અથવા પોલીસનો ડિસ્ત્રીકટ સુપ્રીનટેનડેન્ટ અથવા આસીસ્ટંટ ડીસ્ત્રીકટ સુપ્રીનટેનડેન્ટ અથવા હરકોઈ પોલીસ અમલદાર મુખત્યાર છે. (ક. ૧૮)

૨ જે પોલીસ ફોજ હાજર હોય તે હુલડ અથવા મોટું ધાંધળ બેસાડી દેવાને બસ નથી એવું નજરમાં આવે ત્યારે હથિયારના જોરથી હુલડ બેસાડી દેવા સારૂ લશકરી મદત પાસેના લશકરી પોષ્ટના અથવા થાણાના કમાંડીગ આફીસરની પાસે માગવાનો અધિકાર તે જગાના જે માજીસતરેટને સરવના કરતાં વત્તી મુખત્યારી હોય તેને છે. (ક. ૧૯)

પ્ર૦ ૧૩—પોલીસ અમલદાર કામગરી ઉપર છે એવું ક્યારે સમજવું?

ઉ૦ ૧—દરેક પોલીસ અમલદાર જે જીલ્લાનો અથવા જીલ્લાઓનો હોય તે જીલ્લામાં તે હમેશાં કામગીરી ઉપર છે એવું આકટના સરવ કારણો માટે સમજવું અને મુંબાઇ ઇલાકાના બીજા કોઈ ભાગમાં તેની જરૂર હશે ત્યાં સુધી તેને કામગીરી ઉપર હરકોઇ વખતે મોકલવાનો અખત્યાર છે. (ક. ૨૦)

પ્ર૦ ૧૪—પોલીસ અમલદારની શીશી ફરજ છે?

ઉ૦—યોગ્ય અધિકારીએ કાયદાસર હુકમ તથા વારંટ આપ્યાં હોય તે તેણે તાબડતોબ માનીને અમલમાં લાવવાં અને લોકોના સ્વસ્થપણા બાબતની ( એટલે સુલેહ બાબતની ) ખબર કહાડીને તે ખબર જાહેર કરવી અને ગુનાહ તથા લોકાપકારક કૃત્ય થતાં અટકાવવાનો બંદોબસ્ત કરવો અને ગુનેહગારોને સોધી કહાડીને તેઓનો ઇનસાફ થવા સારૂ તેઓને હાજર કરવાં; અને જે માણસોને પકડવાનો પોતાને કાયદાની રૂઇએ અધીકાર હોય અને જે માણસોને પકડવાનું વ્યાજબી કારણ હોય તે સરવેને પકડવાં,એ દરેક પોલીસ અમલદારનું કામ છે એવું સમજવું. અને આ કલમમાં કહેલાં હરકાંઇ કારણસર વારંટ અગર પીઠામાં અથવા જુગારના અખાડામાં અથવા હલકાં અને બેઢંગા માણસોને આવવા જવાની જગાએ પેશીને ચોકશી કરવાનો દરએક પોલીસ અમલદારને અધીકાર છે, (ક.૨૧)

પ્ર૦—૧૫ આ આકટ પ્રમાણે હથીઆર પકડાવાનો કોને અધીકારછે?

ઉ૦–હથીઆરો અથવા બીજી જણસો ગેરવ્યાજબી કામસારૂ રાખીછે એવું પોતાની ધ્યાનમાં આવવાનું ગેરવ્યાજબી કારણ હોયતો તે સઘળાં પકડવાનો અધીકાર કાનસટેબલના કરતાં ઉંચા દરજાના પોલીસ અમલદારનેછે પણ પકડવા સારૂ રેહેવાના ઘરમાં પેસવાની જરૂર હોય તો વગર વારંટે પેસવું નહીં. જીલ્લાનો માજીસતરેટ ફરમાવે તે પ્રમાણે તે હથીઆરોનો તથા જણસોનો નીકાલ કરવો. (ક. ૨૨)

૨ માજીસતરેટની રૂબરૂ મજકુર જાહેર કરવાનો અને ગુન્હો કરનારની ઉપર કાયદા પ્રમાણે નીકળી શકે તેવો સમન અથવા વારંટ અથવા ઝાડો લેવાનું વારંટ અથવા કાયદેસર બીજો કાંઇ હુકમ માગવાનું અને આખરનો ફેંસલો થાય ત્યાં સુધી તે માણસની

ઉપર ફરિયાદીનું કામ ચલાવવાનો હરકોઇ પોલીસ અમલદારને અખત્યાર છે ક. ૨૩

૩ સઘળો એ વારશી માલ પોતાના તાબામાં લેવો અને તેને ગામમાંથી જડયો હોય તે ગામના પોલીસપટેલને હવાલે કરીને તેની પોહોંચ લેવી એ દરેક પોલીસ અમલદારનું કામ છે અને તે ઠેકાણે તે માજીસતરેટની હકુમત ચાલતી હોય તે નજીકના માજીસતરેટની પાસે તે પોહોંચ પોલીસ અમલદારે મોકલી દેવી. ક. ૨૪

પ્ર૦ ૧૬—પોલીસ અમલદારની ગફલત બદલનો શો પરીણામ થશે?

ઉ૦—કોઈ માણસ આ આકટ પ્રમાણે પોલીસ અમલદારના કામમાંથી દુર થશે તે પોતાનો દાખલો તથા કપડાં તથા હથીયાર વગેરે સાજ સરંજામ તથા કામ બજાવવા સારૂ પોતાને તથા જરૂરીનાં બીજી જણુશો•આપી હોય તે પાછી આપવાની જાણી જોઇને ગફલત કરશે અથવા ના કહેશે તો તે વાત માજીસતરેટની આગળ સાબીત થયા પછી તે બસે રૂપીયા સૂધી દંડને લાયક થશે અથવા દંડ નહીં આપશે તો તે ઘણામાં ઘણા છ મહીના સુધી એમાંના ગમે તે એક પ્રકારની કેદની શિક્ષાને લાયક થશે. ક. ૨૫

પોલીસ અમલદાર પોતાને જે રીતે ચાલીને કામ કરવું જોઇએ તેથી ઉલટો ચાલશે અથવા યોગ્ય અધીકારીએ કરેલો કાનુન અથવા કાયદા અથવા કાયદાસર હુકમ જાણી જોઇને તોડશે અથવા તેમાં ગફલત કરશે અથવા પરવાનગી વગર અથવા બે મહીના અગાઉ સુચના આપ્યા વગર પોતાના હોદાનું કામ તોડશે અથવા પોલીસની ચાકરી શીવાય બીજું કાંઈ કામ હુકમ વગર માંથે લેશે અથવા બીહીકપણું કરશે અથવા કોઇ માણસ પોતાના તાબામાં કેદમાં હોય ત્યારે તેને વગર આધારે મારકુટ કરશે તો માજીસતરેટની આગળ તે વાત સાબીત થયા પછી તે પોલીસ અમલદાર ઘણામાં ઘણા ત્રણ મહીનાના પગાર જેટલા દંડને અથવા ઘણામાં ઘણા ત્રણ મહીના સૂધી બેમાંથી હરકોઈ એક પ્રકારની કેદની શિક્ષાને અથવા બેઉ શિક્ષાને લાયક થશે. ક. ૨૬

પ્ર૦ ૧૭—વરઘોડા વગેરેનો બંદોબસ્ત રાખવાને માટે આ આકટમાં શો ઠરાવ છે?

ઉ૦ ૧—સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની બીજી જગાએ લોકો એકઠાં થાય તો તેઓએ શી રીતે એકઠાં થવું, અને એકઠાં થઈને જાય ત્યારે શી રીતે એકઠાં થઇને જવું. (તથા વરઘોડા વગેરે શી રીતે કાહાડવા) તે બાબત કામ પડે ત્યારે હુકમ કરવાનો અધીકાર અને વરઘોડા વગેરે કયે રસ્તે અને કઇ વખતે લઇ જવા તે ઠરાવવાનો અધીકાર પોલીસના ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને તથા આસીસ્ટંટ ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને છે. વાર તેહેવારને દાહાડે અથવા ધરમ સંબંધી ક્રીયાને પ્રસંગે ગામના રસ્તામાં વાજાં વગાડવા દેવા બાબત નિયમ ઠરાવવાનો અધિકાર પણ તેઓને છે. ક. ૨૭

૨ સાર્વજનીક રસ્તામાં તથા ગલીમાં તથા રાહાદારીની જગોએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઉતરવાની જગાઓ તથા લોકોને આવવા જવાની સઘળી જગાએ અથવા લોક ભક્તિ કરતા હોય ત્યારે ભક્તિ કરવાની જગાની આસપાશ બંદોબસ્ત કરવા અને સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની જગાએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઉતરવાની જગાએ રસ્તો બંધ નહી થઇ જાય તથા સાર્વજનિક રસ્તામાં ઘણી ભીડ નહી થાય એવો બંદોબસ્ત રાખવો એ પોલીસનું કામ છે. ક. ૨૮

૩ ઉપરની છેલી બેઉ કલમો પ્રમાણે આપેલા હુકમને જે માણુસ હરકત કરશે અથવા નહી માનશે તે માણુસ સદરહુ હુકમ આ આકટની ૨૭ મી કલમ પ્રમાણે કરયો હશે તો તે વાત તેની ઉપર માજીસતરેટની આગળ સાબીત થયા પછી બસે રૂપીઆ સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા છ મહીના સુધી બેમાંથી ગમે તે એક પ્રકારની કેદની સજાને લાયક થશે અને સદરહુ હુકમ આ આકટની ૨૮ મી કલમ પ્રમાણે કરયો હશે તો તે વાત તેની ઊપર માજીસતરેટની આગળ સાબીત થશે તો ૫૦ રૂપીઆ સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા બે મહીના સુધી બેમાંથી ગમે તે એક પ્રકારની કેદની સજાને લાયક થશે. (ક. ૨૯)

૪ ઉપરની છેલી ત્રણ કલમોમાંકહેલી બાબતમાં જીલ્લાના માજીસતરેટનો સામાન્ય અધીકાર છે તે અધીકારને તે કલમોના કોઇ ઠરાવથીહરકત થાય છે એવું સમજવું નહી. ક. ૩૦

પ્ર૦ ૧૮—સાર્વજનીક લોકાપકારક કૃત્ય સબંધી આ આકટમાં શા શા ઠરાવ છે?

ઉ૦—જે શેહેરમાં અથવા બીજી જગોએ માજીસતરેટ રહેતો હોય તે શેહેરમાં અથવા બીજી જગોએ અથવા જે શેહેરને અથવા બીજી જગાને અથવા સારવજનિક રસ્તાને આ કલમ સરકારના જાહેરનામા ઉપરથી ખસુસ કરીને લાગુ કરી હોય તે શેહેરમાં અથવા બીજી જગાએ અથવા રસ્તામાં અથવા રસ્તા પાસે કોઇ માણુસ રેહેવાસીઓને અથવા આવનારા જનારા લોકોને અટકાવ થાય અથવા કંટાળો આવે અથવા જોખમ અથવા બીક અથવા નુકશાન લાગે તેવી રીતે હેઠળ લખેલા ગુનાહ કરશે તો માજીસતરેટની આગળ તે વાત તેના ઉપર સાબીત થયા પછી તે પચાસ રૂપીયા સુધી દંડને લાયક થશે, અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા આઠ દાહાડા સુધી કેદની શીક્ષને લાયક થશે. અને કોઈ માણુસ પોતાના દેખતાં તેવો ગુનોહ કરતાં માલમ પડશે તો તેને વારંટ વગર કેદ કરવાનો અધીકાર હરકોઈ પોલીસ અમલદારને છે તે ગુનાહની વીગત નીચે મુજબઃ—

૧ કોઇ માણુસ કોઇ જાનવરને મનમાં આવે તેમ અવિચારથી અને નિરદયપણે બડબસે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેના ઉપર જુલમ કરશે તે.

૨ સાર્વજનિક કુવો અથવા તળાવ અથવા હોદ અથવા પાણીની જગા જે કામ સારૂ નીમી હોય તે કામમાં ઓછી ઉપયોગી પડે તેવી રીતે તેમાં કોઇ માણુસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે. અથવા ખરાબ કરાવશે તે પણ એવું ઠરાવ્યું છે કે તેવું નહી કરવા બાબતનું જાહેરનામું પાસેની પ્રસિદ્ધ જગાએ જીલાની ભાષામાં મારયું હશે તો.

૩ જે માણુસ ઘોડા ઉપર અથવા બીજા ઢોર ઉપર બેશીને તેને કોઇ રસ્તામાં અથવા રાહાદારીની જગાએ બેપરવાઇથી અથવા ઘણા જોરથી હાંકશે; અથવા સિખવશે, (અથવા પલોટશે) અથવા તેને સંભાળવાનો પુરો બંદોબસ્ત કરયા વગર મુકી જશે અથવા ફલાણું ઢોર અથવા વાહન કાઢી લેઇ જાઓ એવી સુચના પોહોંચ્યા પછી જરૂર હોય તે કરતાં વધતી વાર લગી રહેવા દેશે. અથવા અંધારી રાતે હરકોઈ જાતની ગાડી જોઇએ તેટલું બરાબર અજવાળું પડે તેવા દીવા વગર હાંકશે અથવા વગર હુકમે કાંઇ માલ વેચવા સારૂ અથવા બીજા કામ સારૂ માંડી મુકશે, અથવા નીમેલી જગા શિવાય બીજી જગાએ કચરો અથવા ગોજવાડ અથવા પુંજો મુકશે, અથવા માજીસતરેટની અથવા મ્યુનિસિપાલ

કમીશનરની અથવા પોલીસ અમલદારની પરવાનગી વગર દારૂખાનું (એટલે આતસબાજી) છોડશે અથવા સારવજનિક રસ્તાથી ૫૦ ફુટની અંદર બંદુક વગેરે અગ્નિશસ્ત્ર અથવા દારૂખાનું છોડશે તે.

૪ કોઇ માણસ સારવજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહદારીની જગાએ અથવા તેની પાસે અથવા સામે કાંઇ ઢોરને મારી નાંખશે અથવા મારેલું ઢોર અથવા ચામડું સાફ કરશે, અથવા જાણીજોઇને અથવા નીરલજપણે પોતાનું શરીર ઉઘાડું મૂકશે, અથવા પઈશા મેળવવા સારૂ કંટાળો આવે તેવું કૂરપણું અથવા રોગ ઉઘાડો મુકશે, અથવા લોકાપકારક કૃત્ય કરશે, અથવા દારૂ વગેરે પીને તોફાન અથવા મસ્તી કરશે; અથવા પોતાથી પોતાની સંભાળ નહીં થાય તેવો છાકટો થઇ જશે તે. (ક. ૩૧)

ઉપરની છેલ્લી કલમ પ્રમાણે જે જે માણસ ઉપર તોહોમત આવ્યું હોય તે માણસને પોતાની આગળ આણ્યા પછી માજીશતરેટની આગળ તેણે હાજર થવું. એ બાબત જામીન સુદ્ધાં અથવા જામીન વગર તે માણસનો મુચરકો લેવો એ કોનસ્ટેબલના કરતાં ઊંચા દરજાના દરેક પોલીસ અમલદારનું કામ છે. (ક. ૩૨ )

પ્ર૦—૧૯ રાહદારીની જગોએ માડવો, છાપરૂં, તબેલો બાંધવા સબંધી કે પથ્થર વીગેરે ઘર બાંધવાનો સામાન નાંખવા સબંધી આ આકટમાં શો ઠરાવ છે?

ઉ૦—કોઈ માણસ માજીસતરેટની અથવા મ્યુનીશીપાલ કમીશનરની પરવાનગી વગર કોઇ રાહદારીની જગોએ માંડવો અથવા છાપરૂ અથવા તબેલો અથવા તેવું બીજું કાંઈ બાંધશે અથવા પથરા અથવા ઘર બાંધવાનો સામાન મુકશે, અથવા પાસે રહેનારાઓને અથવા આવનાર જનાર લોકોને કંટાળો આવે તેની રીતે શહેરની અથવા ગામની હદ માંહેની અથવા જગ્યા માંહેની ટાંકીઓમાં અથવા ઉકરડામાં અથવા તેવા બીજા કશામાં ગોજો પદારથ પાકા કારણ વગર જાણી જોઇને એકઠો થવા દેશે; અથવા કોઈ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી અથવા સંડાશમાંથી અથવા તેવા બીજા કશામાંથી રાહદારીની જગાએ ગોજો પદારથ પાંકા કારણું વગર જાણી જોઈને રહેવા દેશે. અથવા જે તળાવ અથવા હોદ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વેહેળાને રસ્તે પાણી આવતું હોય તે વેહેળામાં મુએલું જનાવર અથવા કચરો અથવા ગોજવાડ નાંખશે. અથવા જે બીજી જગ્યાએ સદરહુ પ્રકારનો કચરો પુંજો નાંખ્યાથી લોકોને ઉપદ્રવ્ય થાય તે જગ્યાએ નાંખશે. અથવા ઠરેલી કાનુનો અથવા માજીસતરેટનો હુકમ નહીં માનીને ઘાસ અથવા બીજો જ્વાળાગ્રહી (એટલે તાબડતોબ સળગી ઉઠે તેવો.) પદારથ રહેવાના ઘરથી અથવા પડસાલથી અથવા બીજી ઇમારતથી ૫૦ વારની અંદર સીંચી મુકશે. અથવા ભરી મુકશે, અથવા તે પ્રમાણે સીંચી મુકો હોય અથવા ભરી મુક્યો હોય તે કાહાડી લેઇ જવાને ચુકશે. અથવા કસબા માંહેની, અથવા ગામ માંહેની, અથવા રહેવાની જગ્યા માંહેની, અથવા તેની પાસેની જમીન ઉપરની અથવા સારવજનીક રસ્તા માંહેની અથવા રાહદારીના ઠેકાણા માંહેની અથવા તેની પાસેની જમીન ઉપરની વાડ અથવા વધી ગયેલા કંટાળા અથવા ઝાડી ઘણીજ વધવા દીધાથી લોકોને ઉપદ્રવ્ય થવા જેવું હોય તે વાડ ઝારવાનો અથવા તે કંટાળા અથવા ઝાડી ઝારી નાંખવાનો અથવા કહાડી નાં-

ખવાનો માજીસતરેટે હુકમ કરયો હોય તે નહી માનશે તો તે વાત માજીસતરેટની આ-ગળ સાબીત થયા પછી તે માણુસ સદરહુ પ્રકારના દરેક ગુનાહ બાબત પચાસ રૂપીઆ સુધી દંડને લાયક થશે, અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા આઠ દહાડા લગી કેદ-ની સજાને લાયક થશે. પણ એવું છે કે ૩ ફુટ ઊંચી અને ૩ ફુટ પહોળી કરતાં ઓછી ઊંચાઈની અને પોહોળાઈની વાડ ઝારવાનું કોઇ માણુસને ફરમાવવું નહીં. (ક. ૩૩)

કોઇ શેહેરની અથવા ગામની સારવજનીક અથવા પડતર જમીનમાંના કંટાળા અથ-વા બીજી વનસ્પતી ( એટલે ઝાડ બોડ ) અથવા ઉપદ્રવ્યકારક ગંદકી કાહાડી નાંખવાની જરૂર છે એવું ફુલપાવર માજીસતરેટની નજરમાં આવે ત્યારે તે જમીન સાથે જે લોકોને સંબંધ હોય તે લોકોને અને તે શેહેરના તથા ગામના રેહેવાશીઓને જનરલ નોટીસ આપીને તે કહાડી નાંખવાનો હુકમ કરવાને તે માજીસતરેટ મુખત્યાર છે. તે નોટીસ ચા-વડીમાં ( એટલે ગામને ચોરે ) અથવા લોકોને અથવા જવાની મુખ્ય જગ્યાએ ગારવી. તે નોટીસમાં યોગ્ય મુદત લખી હોય તે યોગ્ય મુદતમાં ( તે મુદત ૭ દહાડા કરતાં ઓ-છી લખવી નહીં ) તે હુકમ પ્રમાણે નહીં થશે તો તે વનસ્પતિ અથવા ઉપદ્રવકારક ગંદ-કી કાઢી નાંખવાને માજીસતરેટ મુખત્યાર છે અને તે બાબત ખરચ થાય તેનો સદરહુ મા જીસતરેટ ફરમાવે એટલો લોકો ઉપર ફાળો નાંખીને આ આકટના ૧૬ મી અને ૧૭ મી કલમમાં કહેલી રીતે તેઓની પાસેથી તે ખરચ લેવો. (ક. ૩૪)

પ્ર૦—૨૦ કોનસ્ટેબલ કરતાં ઊંચા દરજ્જાના અમલદારનો ગુન્હા બદલ ઇનસાફ કોણે કરવો?

ઉ૦—આ આકટ પ્રમાણે ગુન્હો સાબીત થયા પછી ઇનસાફ કરનારા અમલદારે શિક્ષા ઠરાવવી જોઇએ તેટલો દંડ અથવા કેદની શિક્ષા કરવાનો પોતાને અખત્યાર હોય તે અખત્યારની અંદર ઠરાવવી; પણ એવું ઠરાવ્યું કે કોનસ્ટેબલના દરજ્જા કરતાં ઉંચા દર-જ્જાના કોઈ પોલીસ અમલદારની ઉપર આ આકટ પ્રમાણે ફરીયાદ થાય તેની માજીસત-રેટનો ફુલ અખત્યાર ચલાવનારા અમલદારેજ તજવીજ કરીને ફેંસલો કરવો. (ક. ૩૫)

પ્ર૦—૨૧ આ આકટના ઠરાવથી બીજા કાયદાથી જે અધીકાર પોલીસને મળેલો હોય તેને કાંઇ અસર થાય છે?

ઉ૦—આ આકટના ઠરાવ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે પોલીસને સામાન્ય અધિકાર આપ્યો છે તે અધિકાર ઉપરથી હરકાંઇ વાત કરવા બાબત અથવા કરવાનો ઇ-રાદો કરવા બાબત કોઇ માણુસ ઉપર કાયદા પ્રમાણે જે ફરીઆદ ચાલી શકતી હોય તે ફરીઆદ જે વાત બાબત ફરીઆદ કરવી હોય તે વાત બન્યા પછી ત્રણ મહીનાની અંદર શરૂ કરવી જોઇએ અને નહી તો ચાલસે નહી અને ફરીઆદ શરૂ કરયા પેહેલાં નેદાન એક મહીના આગમચ તે ફરીઆદની તથા તેના કારણની પ્રતિવાદીની અથવા જે જીલ્લામાં તે વાત બની હોય તે જીલ્લાના ડીસ્ત્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટને અથવા આસીસ્ટંટ સુપ્રીનટેનડેનટને સુચના લખીને આપવી. એ પ્રમાણે ફરીયાદ કરયા પહેલાં પ્રતીવાદી નુકશાનનું પુરેપુરૂં વળતર આપવા માંડશે. અથવા ફરીઆદ કરયા પછી પ્રતીવાદી અથવા પ્રતીવાદીની તરફથી કોઇ પુરેપુરી રકમ કોરટમાં ભરશે તો વાદીની ફરીયાદ ચાલશે નહી અને સદરહુ પ્રકારના મુકદમામાં વાદીની તરફનું હુકમનામું થશે તોપણ તેને પ્રતીવાદીની પાસેથી ખરચ મળશે

નહી પણ જે જડજની આગળ તે મુકદમાનો ઇનસાફ થશે તે જડજ એવો દાખલો આપશે કે એ ફરીયાદ કરી તે વ્યાજબી છે તોજ પ્રતીવાદીની પાસેથી ખરચ મળશે પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ અમલદાર ઉપર જે વાત બાબત ફોજદારીમાં કામ ચાલ્યું હશે તેજ વાત બાબત તેની ઉપર દીવાનીમાં કામ ચાલશે નહી. (ક. ૪૨)

પ્ર૦—૨૨ જીલ્લાના માજીસતરેટનો અધિકાર ડિસ્ત્રીકટ પોલીસ સુપરીનટેનડેનટને ક્યારે આપી શકાય?

ઉ૦—પોલીસના કારણ સારૂ ગામના હરકોઇ પોલીસ અમલદાર ઊપર જે અખત્યાર ચલાવવાને જીલ્લાનો માજીસતરેટ મુખત્યારછે તે અખત્યાર પોલીસ કમીશનરની મંજુરી લેઇને પોલીસના ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને આપવાને જીલ્લાનો માજીસતરેટ મુખત્યાર છે.

---

## સન ૧૮૬૪ નો આકટ ૬ ઠો.

---

પ્ર૦ ૧—ફટકાની શિક્ષા કયે કયે પ્રસંગે કરવાનો અધિકાર સને ૧૮૬૪ ના આકટ ૬ થી ફોજદારી કોરટને આપવામાં આવ્યો છે ?

ઉ૦ ૧—કોઇ માણુસ હેઠળ લખેલા ગુનાહમાંનો કાંઇ ગુનોહ કરશે તો તે ગુનાહ બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જે શીક્ષાને લાયક હશે તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે તે ગુનાહની વિગત.

૧ સદરહુ કાયદાની કલમ ૩૭૮ મી કલમમાં કહેલા પ્રકારની ચોરી.

૨ સદરહુ કાયદાની ૩૮૦ મી કલમમાં કહેલા પ્રકારની ઘરમાંની અથવા તંબુમાંની અથવા વહાણમાંની ચોરી.

૩ સદરહુ કાયદાની ૩૮૧ મી કલમમાં કહેલા પ્રકારની મેહેતાએ અથવા ચાકરે કરેલી ચોરી.

૪ સદરહુ કાયદાની ૩૮૨ મી કલમમાં કહ્યા પ્રમાણે જીવ લેવાની અથવા વ્યથા કરવાની તઈયારી કરીને કરેલી ચોરી.

૫ સદરહુ કાયદાની ૩૮૮ મી કલમમાં કહ્યા પ્રમાણે ભય ઉત્પન્ન કરીને જબરાઇથી કહડાવવું.

૬ સદરહુ કાયદાની ૩૮૯ મી કલમમાં કહ્યા પ્રમાણે જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરવા સારૂ કોઈ માણુસ ઉપર ગુનોહ કર્યાનું તોહમત મુકવાનો ભય ઉત્પન કરવો.

૭ સદરહુ કાયદાની ૪૧૧ મી કલમમાં કહ્યા પ્રમાણે બદદાનતથી ચોરીનો માલ લેવો.

૮ સદરહુ કાયદાની ૪૧૨ મી કલમમાં કહ્યા પ્રમાણે ડાકામાં ચોરાવેલો માલ બદદાનતથી લેવો.

૯ આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૩ મી અને ૪૪૫ કલમમાં કહ્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૧૦ આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનોહ કરવાસારૂ સદરહુ કાયદાની ૪૪૪ મી અને ૪૪૬ મી કલમમાં કહ્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. ક. ૨

૨ ઉપરની છેલ્લી કલમમાં કહેલા ગુનાહમાંના હરકાંઇ ગુનાહની શાબિતી કોઇ માણસ ઉપર અગાઉ થઇ હોય અને તેની ઉપર તેવાજ ગુનાહની પાછી શાબિતી થશે તો હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે તે ગુનાહ બાબત તે જે બીજી સજાને લાયક થશે તે સજાને બદલે અથવા તે સજા શિવાય વળી તેને ફટકાની શિક્ષા કરવાનો અખિકાર છે. ક. ૩

૩ હેઠળ લખેલા ગુનાહમાંના હરકાંઇ ગુનાહની શાબિતી કોઇ માણસ ઉપર અગાઉ થઇ હોય અને તેની ઉપર તેવાજ ગુનાહની પછી શાબિતી થશે તો હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે તે જે બીજી સજાને લાયક હશે તે સજા શિવાય વળી તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે તે ગુનાહની વિગત—

૧ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શિક્ષાને લાયક થાય એવી રીતે ખોટી શાહેદી આપવી અથવા ખોટા પુરાવો બનાવવો.

૨ સદરહુ કાયદાની ૧૯૪ મી કલમમાં કહ્યા પ્રમાણે જે ગુનાહ બાબત દેહાંત શિક્ષા કહી છે તેવો ગુનોહ શાબિત કરવા સારૂ ખોટી શાહેદી આપવી અથવા ખોટા પુરાવો બનાવવો.

૩ સદરહુ કાયદાની ૧૯૫ મી કલમમાં કહ્યા પ્રમાણે જે ગુનાહ બાબત સમુદ્રપાર કરવાની અથવા કેદની શિક્ષા કહીછે તેવો ગુનોહ કોઇ ઉપર શાબિત કરવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટા પુરાવો બનાવવો,

૪ સદરહુ કાયદાની ૨૧૧ મા અને ૩૭૭ મી કલમમાં કહ્યા પ્રમાણે સૃષ્ટિક્રમ વિરૂધ ગઇથુન કરવાનું ખોટું તોહમત કોઇ માણસ ઉપર મુકવું.

૫ સદરહુ કાયદાની ૩૫૪ મી કલમમાં કહ્યા પ્રમાણે સ્ત્રીને લાજ લાગે અને તેના મનમાં ધોકો પહોંચે એવા ઇરાદાથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપ્રાધ બળ વાપરવું.

૬ સદરહુ કાયદાની ૩૭૫ મી કલમમાં કહ્યા પ્રમાણે બળાત્કાર સંગોગ.

૭ સદરહુ કાયદાની ૩૩૭ મી કલમમાં કહ્યા પ્રમાણે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મઇથુન.

૮ સદરહુ કાયદાની ૩૯૦ મી અને ૩૯૧ મા કલમમાં કહ્યાપ્રમાણે અપહરણ અથવા ડાકો.

૯ સદરહુ કાયદાની ૩૯૩ મી કલમમાં કહ્યા પ્રમાણે અપહરણ કરવાની કોશીશ.

૧૦ સદરહુ કાયદાની ૩૯૪ મી કલમમાં કહ્યા પ્રમાણે અપહરણ કરવામાં બુદ્ધિપુરવક વ્યથા કરવી.

૧૧ સદરહુ કાયદાની ૪૧૩ મી કલમમાં કહ્યા પ્રમાણે ચોરીનો માલ લેવાનો અથવા ચોરીનો ધંધો કરવાનો વહિવટ રાખવો.

૧૨ સદરહુ કાયદાની ૪૬૩ મી કલમમાં કહ્યા પ્રમાણે ખોટા લેખ બનાવવો.

૧૩ સદરહુ કાયદાની ૪૬૬ મી કલમમાં કહ્યા પ્રમાણે ખોટા લેખ બનાવવો.

૧૪ સદરહુ કાયદાની ૪૬૭ મી કલમમાં કહ્યા પ્રમાણે ખોટા લેખ બનાવવો.

૧૫ સદરહુ કાયદાની ૪૬૮ મી કલમમાં કહ્યા પ્રમાણે ઠગાઇ કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૧૬ સદરહુ કાયદાની ૪૬૯ મી કલમમાં કહ્યા પ્રમાણે કોઈ માણસની આબરૂને હાની કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૧૭ આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શિક્ષા કહીછે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૩ મી અને ૪૪૫ કલમમાં કહ્યા પ્રમાણે ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૧૮ આ કલમમાં જે ગુનાહ બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનોહ કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૪ મી અને ૪૪૬ મી કલમમાં કહ્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા રાતે ઘર ફોડવું (ક. ૪)

૪ હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં જે ગુનાહ બાબત દેહાંત શિક્ષા ઠરાવી નથી તેવો ગુનોહ કોઈ નાની ઉમરનો ગુનેહગાર કરે તો તે સદરહુ કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને લાયક હોય તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે પછી તે તેનો પેહેલો ગુનોહ હોય કે બીજી વારનો હોય તે વાતની ચિંતા નથી. (ક.૫)

૫ પોતાની હકુમત માંહેની સરહદ ઉપરના ,પ્રાંતમાં અથવા ઉજડ મુલકમાં આ કલમના ઠરાવ લાગુ છે એવું હરકોઈ ઠેકાણાની સરકાર સરકારી ગ્યાજીટમાં જાહેરનામું છપાવીને ઠરાવશે, ત્યારે સદરહુ જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી જે માણસ આ આકટની ૪થી કલમમાં કહેલા ગુનાહમાંનો કાંઈ ગુનોહ સદરહુ પ્રકારના પ્રાંતમાં અથવા મુલકમાં કરશે તે હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને લાયક હશે તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે. (ક. ૬ )

૬ સ્ત્રીઓને ફટકાની શિક્ષા કરવી નહી અથવા જે માણસને દેહાંત શિક્ષા અથવા સમુદ્રપાર કરવાની શિક્ષા અથવા સાશનીક દાસત્વની શિક્ષા અથવા પાંચ વરસ કરતાં વત્તા વરસની કેદની શિક્ષા ઠરાવી હોય તેને ફટકાની શિક્ષા કરવી નહીં. (ક. ૭ )

૭ પેહેલા વરગના તાબા માંહેના માજીસતરેટના દરજ્જા કરતાં જે અમલદારનો દરજ્જો ઓછો હોય તેણે ઠેકાણા ઠેકાણાની સરકારે ફટકાની શિક્ષા ઠરાવવાનો ખસુસ કરીને અધિકાર આપ્યા વગર તેણે ફટકાની શિક્ષાનો ઠરાવ કરવો નહીં. (ક. ૮ )

૮ જે કોરટના શિક્ષાના ઠરાવ ઉપર ઉપરી કોરટમાં અપીલ ચાલે છે તેની કોરટે કેદ શિવાય વળી ફટકાની શિક્ષા ઠરાવી હોય ત્યારે તે ઠરાવની તારીખથી પંદર દિવસ સુધી અથવા તે મુદતમાં અપિલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ ઉપરી કોરટ મંજુર કરે ત્યાં સુધી ફટકા મારવા નહીં પણ પંદર દિવસ થયા પછી તાબડતોબ અથવા અપિલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ મંજુર કરનારી કોરટનો હુકમ પંદર દિવશમાં નહીં પોહોંચે તો તે હુકમ પોહોંચ્યા પછી તાબડતોબ ફટકા મારવા. (ક. ૯)

૯ પુખ્ત ઊમરના માણસને ફટકાની શિક્ષા કરવી તે ઠેકાણા ઠેકાણાની સરકાર ફરમાવે તે હથિયારે તથા તે રીતે અને શરીરના તે ભાગ ઉપર કરવી અને ગુનેહગાર નાહાની ઉમરનો હોય તો ઝીણી નેતરવતે નિશાળમાં શિક્ષા કરે છે તે રીતે કરવી. નવા ધરીના ચાબકાનો ઉપયોગ કરવો હોય તો ૧૫૦ ફટકા કરતાં વત્તા ફટકાની શિક્ષા કદી કરવી નહીં. અને નેતરનો ઉપયોગ કરવો હોય તો ૩૦ ફટકા કરતાં વત્તા ફટકાની શિક્ષા કરવી નહીં.

જસ્ટીસ આફ ધિપીસના દેખતાં અથવા માજીસતરેટનો અધિકાર ચલાવવાનો અખત્યાર જે અમલદારને આપ્યો હોય તેના દેખતાં અને જે કોરટે શિક્ષાનો ઠરાવ કરયો હોય તે કોરટે બીજી રીતે હુકમ કર્યો નહીં હોય તો વઇદના દેખતાં પણ ફટકા મારવા. (ક. ૧૦)

૧૦ ફટકાની શિક્ષા કરવા લાયક ગુનેહગારની પ્રકૃતિ છે એવો દાખલો વઇદ હાજર હોય તો તેણે આપ્યા વગર જસ્ટીસ આફ ધીપીશ અથવા બીજો અમલદાર હાજર હોય તેની નજરમાં તે પ્રમાણે આવ્યા વગર ફટકા મારવાનો ઠરાવ અમલમાં લાવવો નહિ અને ફટકાની શિક્ષા અમલમાં આવતી હોય ત્યારે બાકીના ફટકા ખમવા લાયક ગુનેહગારની પ્રકૃતિ નથી એવો દાખલો વઇદ આપે અથવા જે અમલદાર હાજર હોય તે અમલદારની નજરમાં તે પ્રમાણે આવે તો ફટકા મારવાનું મોકુફ રાખવું. ફટકાની શિક્ષાનો ઠરાવ મુદતે મુદતે થોડે થોડો અમલમાં લાવવો નહીં. (ક. ૧૧)

૧૧ આ આકટની ઉપરની છેલી કલમ પ્રમાણે ફટકા મારવાનો ઠરાવ મુદલ અગલમાં આણ્યો નહીં હોય ત્યારે જે કોરટે શિક્ષાનો ઠરાવ કરયો હોય તે કોરટ તે ઠરાવ પાછો તપાશે ત્યાં સુધી ગુનેહગારને કેદમાં રાખવાનો અને સદરહુ કોરટની નજરમાં આવશે તો ગુનેહગારને છેક છોડી દેવાને તે કોરટ મુખત્યાર છે અથવા તેજ ગુનાહ બાબત ગુનેહગાર ઉપર બીજી શિક્ષા ઠરાવી હશે તે શિક્ષા સિવાય વળી ફટકાને બદલે હરકાંઈ મુદતની કેદની શિક્ષાનો ઠરાવ કરવાને મુખત્યાર છે પણ એવું ઠરાવ્યું છે કે એકંદર કેદની મુદત હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જેટલી મુદતની કેદની શિક્ષાને ગુનેહગાર લાયક હોય તેટલી મુદત કરતાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં વધતી ઠરાવવી નહીં. (ક. ૧૧)

---

## સન ૧૮૬૬ નો મુંબાઇનો આકટ ૩ જો.

---

૫૦—૧ મુંબાઈ ઇલાકા માંહેની કેટલીએક જગાએ જુગાર રમવાની મના કરવા બાબતનો આકટ સને ૧૮૬૬ નો ૩ કઇ કઇ જગાએ અમલમા રહેશે ?

ઉ૦—૧ આ આકટ હેઠળ લખેલી જગાઓને લાગુ થઇને ત્યાં ચાલુ રહેશે.

(૧) મુંબાઇની અદાલતની હાઇકોરટની અસલ ફરિયાદી લેવાની મામુલ હકુમતની સ્થળ શીમ બહારનાં જે શેહેરોને તથા કસબાઓને આ આકટ મુંબાઇના ગવરનર ઇનકાઉન્સીલ સરકારી ગેજેટમાં વખતે વખતે હુકમ છપાવીને પ્રસિદ્ધ કરીને લાગુ કરશે તે સઘળાં શેહેરોને તથા કસબાઓને લાગુ થઇને ત્યાં ચાલુ રહેશે પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ દરેક શેહેરમાં અથવા કસબામાં નેહાન પાંચ હજાર માણસોની વસ્તી જોઇએ. અને ફોજદારિ ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે જે માજીસતરેટને માજીસતરેટનો કુલ અખતીયાર આપ્યો હોય તે માજીસતરેટ તે દરેક શેહેરમાં અથવા કસબામાં રહેવો જોઇએ અને,

(૨) મુંબાઈની અદાલતની હાઇકોરટની અસલ ફરિયાદી લેવાની મામુલ હકુમતની સ્થળ શીગ બાહારના રેલવે સ્ટેશનનાં સઘળાં ઘરોને લાગુ થઇને ત્યાં ચાલુ રહેશે, અને સદરહુ સ્ટેશનના ઘરોની આસપાસની જે જગ્યા તે ઘરોના હરકોઇ ભાગથી ત્રણ માઈલ કરતાં વધારે છેટે નહીં હશે તે સઘળી જગ્યાઓને લાગુ થઈને ત્યાં ચાલુ રહેશે, અને મુંબાઇ ઈલાકા માંહેની બીજી કોઈ જગ્યાને લાગુ થશે નહીં, અને ત્યાં ચાલુ રેહેશે નહીં.

આ આકટના ઠરાંવ કયા શેહેરને અથવા કસ્બાને કઇ તારીખથી લાગુ થશે તે તારીખ આ આકટની ૧ લી કલમ પ્રમાણે હુકમ કરીને ઠરાવવાનો અધિકાર ગવરનર ઇનકાંઉન્સીલને છે, અને હરકોઈ શેહેરને અથવા કસ્બાને આ આકટના ઠરાવ લાગુ કરવાનો હુકમ મુંબાઇના જે સરકારી ગેજેટમાં હોય તે ગેજેટ હાજર કરશે એટલે આ આકટના ઠરાવ તે શેહેરને અથવા કસ્બાને લાગુ કરવાનો કાયદાસર રીતે અધિકાર છે. અને કાયદાસર રીતે તથા યોગ્ય રીતે લાગુ કરયા છે તે વાતનો તે સરકારી ગ્યાજેટ બરાબર પુરાવોછે એમ સમજવું પણ એવું ઠરાવ્યું છે કે આગળ જતાં કાંઇ હુકમ અથવા હુકમો કરીને પેહેલો હુકમ રદ કરવાનો અથવા ફેરવવાનો અધિકાર ગવરનર ઈનકાંઉન્સીલને છે. અને એ પ્રમાણે પાછળથી કરેલો હુકમ અથવા હુકમો મુંબાઇના જે સરકારી ગ્યાજેટમાં હોય તે ગ્યાજેટ હાજર કરશે એટલે સદરહુ પેહેલો હુકમ રદ કરયો અથવા ફેરવ્યો તે બાબતનો તે બરાબર પુરાવો છે એવું સમજવું.

પ્ર૦—૨ આ આકટ પ્રમાણે કયા કયા શખસો શિક્ષાને પાત્ર થાય?

ઉ૦—૧ જે હદને આ આકટ લાગુ છે તે હદમાંના કોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગ્યાનો ધણી, અથવા તેમાં રહેનારો અથવા તે વાપરનારો તેમાં જુગાર ચલાવવા સારૂ તે કાહાડશે, અથવા રાખશે, અથવા તેનો ઉપયોગ કરશે તે અને સદરહુ પ્રકારના હરકોઇ ઘરનો અથવા ઓરડી અથવા જગાનો ધણી, અથવા તેમાં રેહેનારા ઉપર કહેલા કારણ સારૂ બીજા કોઇ માણસને તે ઘર અથવા ઓરડી અથવા જગા જાણી જોઈને કાહાડવા દેશે, અથવા રાખવા દેશે, અથવા તેનો ઉપયોગ કરવા દેશે તે; અને સદરહુ કારણ સારૂ કોઇ ઘર અથવા ઓરડી અથવા જગા કાહાડી હોય અથવા રાખી હોય અથવા તે વાપરતા હોય ત્યાંના કામની સંભાળ અથવા વહીવટ જેની પાસે હોય, અથવા તે કામ ચલાવવાને કોઇ રીતે જે મદદ કરશે તે પાંચસે રૂપીઆ સુધી દંડને લાયક થશે, અથવા ઘણામાં ઘણા ત્રણ ક્યાલેંડર મહીના સુધી આસન કેદની અથવા સખત મજુરીની કેદની સજાને લાયક છે. ( ક. ૩૩ )

૨ પાને અથવા પાસે અથવા બોદે અથવા જુગાર રમવાના બીજે સાધને સદરહુ હદમાંના અને જુગારના અખાડા સારૂ વપરાતું હોય એવા કોઇ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં કોઈ માણસ રમતાં અથવા જુગાર રમતાં પકડાશે. અથવા પઇશા સારૂ અથવા સરત સારૂ અથવા લાગ સારૂ અથવા બીજી રીતે જુગાર રમવા સારૂ ત્યાં હાજર હતો એ રીતે પકડાશે તે બસેં રૂપીઆ સુધી દંડને લાયક થશે અથવા ઘણામાં ઘણા એક ક્યાલેંડર મહીના સુધી આસાન કેદની અથવા સખત મજુરીની કેદની સજાને લાયક થશે અને સદરહુ હદમાંના જુગારના અખાડામાં જુગાર અથવા દાવ ચાલતો હશે તે વ-

અને ત્યાં કોઇ માણુસ પકડાશે તો તે ત્યાં જુગાર રમવા સારૂ ગયો નહીં હતો એવું સાબીત કરે ત્યાં સુધી તે જુગાર રમવા સારૂં ગયો હતો એવું સમજવું. ( ક. ૪ )

પ્ર૦—૩ જુગારી લોકોને પકડાવાનું વારંટ કોણુ આપી શકે છે અને કયારે?

ઉ૦—જે માજીસતરેટ ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપરથી માજીસતરેટનો કુલ અખત્યાર ચલાવતો હોય તે માજીસતરેટની આગળ અથવા જીલ્લાના જે પોલીસ સુપરીનટેન્ડેન્ટને અથવા આસિસ્ટંટ સુપરીનટેન્ડેન્ટને માજીસતરેટનો કુલ અખત્યાર મળ્યો હોય તે પોલીસ સુપરીનટેન્ડેન્ટની આગળ અથવા આસિસ્ટંટ સુપરીનટેન્ડેન્ટની આગળ સદરહુ હદમાંના ફલાણા ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો હશે એવું માનવાનો સબબ છે એ રીતે સમ ખાઇને અથવા સત્ય સ્મરણ પુરવક પ્રતિજ્ઞા કરીને ફરીયાદ કરયા પછી અને ત્યાર પછી જે ચોકશી કરવાની જરૂર હોય તે ચોકશી કરયા પછી તેવો શક આવવાનો વ્યાજબી સબબ છે એવી તે માજીસતરેટની અથવા પોલીસ સુપ્રીનટેનડેન્ટની અથવા આસીસ્ટંટ પોલીસ સુપ્રીનટેનડેન્ટની ખાત્રી થયા પછી સદરહુ પ્રકારના ઘરમાં અથવા ઓરડીમાં અથવા બીજી જગામાં જરૂર પડે તેટલી મદત લેઇને રાતરે અથવા દહાડે અને જરૂર હોય તો જબરદસ્તીથી પેશીને ત્યાંહાં જે માણુસો મળે તે, તે વખતે ખરેખર જુગાર રમતા હોય કે નહીં હોય તોપણુ તે સરવેને કેદ કરીને માજીસતરેટની આગળ લેઇ જવાં, અને જુગાર રમવના સરવે સાધનો, તથા પઇસા તથા પઇસા બાબતના દસ્તાવેજ તથા કીમતદાર જણુસો ત્યાંહાં જડે તથા તેઓને જુગાર રમવા સારૂ ઉપયોગ કરયો હોય, અથવા તેવો ઉપયોગ કરવાનો ઇરાદો હતો એવો સંશય ચલાવવાનું વ્યાજબી કારણુ હોય તે સઘળી જણસો પકડવી અને પોતે જે ઘરમાં અથવા જગામાં પેઠો હોય તેમાં જુગાર રમવાનાં સાધનો સંતડયાં છે એવું માનવાનો સબબ હોય ત્યારે તે ઘરનાં અથવા ઓરડીનાં અથવા જગાના સઘળા ભાગોનો ઝાડો લેવો, અને કેદ કરેલા માણુસોનો પણુ ઝાડો લેવો અને ઝાડો લેતાં જુગાર રમવાનાં સાધનો જડે તે સરવ પકડીને કબજામાં લેવાનો અખત્યાર ઇન્સ્પેકટરને અથવા મુખ્ય કાન્સ્ટેબલને અથવા ફોજદારને અથવા ફોજદાર જેટલા દરજ્જાના પોલીસના બીજા ઉપરી અમલદારને પોતાની નજરમાં આવશે ત્યારે પોતાની સહીનું વિશેષ વારંટ આપીને આપવાને સદરહુ માજીસતરેટ અથવા પોલીસ સુપ્રીનટેનડેન્ટ અથવા આસીસ્ટંટ પોલીસ સુપ્રીનટેનડેન્ટ મુખત્યાર છે. (ક. ૫)

૨ સદરહુ હદમાંના ફલાણા ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે એવો વેહેમ હોય, અને આ આકટ પ્રમાણે વારંટ આપ્યું હોય તે ઉપરથી જે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પેઠા હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં, અથવા તેમાં માણુસો પકડાય તેઓની પાસે કુશળતાની રમત વગરની બીજી રમતમાં વપરાતાં હોય તેવાં પાનાં અથવા પાસા અથવા બોદ અથવા પટ અથવા પાટિયું અથવા જુગાર રમવાનાં બીજાં સાધનો જડે ત્યારે તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પેસનારા પોલીસ ઇનસ્પેકટરના અથવા ઉપરી અમલદારના દેખતાં અથવા ઉપર કહયા પ્રમાણે તેઓની મદતે જે માણુસો હોય તે માણુસોનાં દેખતાં ખરેખાત દાવ ચાલ્યો નહીં હોય તોપણુ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે અને જે

ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાનાં સદરહુ પ્રકારના સાધનો જડયાં હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પકડાએલાં માણસો જુગાર રમવા સારૂ આવ્યાં હતાં એવો પુરાવો થાય છે એવું સમજવું. સદરહુ પુરાવો કબુલ કરવો તે ઉલટું શાબિત નહીં થાય ત્યાં સુધી કબુલ કરવો.

પ્ર૦ ૪—જુગારના ઓજારો નાશ કરવાનો કોને અધિકાર છે?

ઉ૦—સદરહુ પ્રકારનો જુગારનો અખાડો રાખવાનો ગુનોહ અથવા તેમાં રમવાનો અથવા જુગાર રમવાનો ગુનોહ. અથવા જુગાર રમવા સારૂ .તેમાં હાજર રહેવાનો ગુનોહ કોઇ માણસ ઉપર શાબિત થાય એટલે તે ઘરમાં, અથવા તે ઘરમાં જે માણસો પકડયાં હોય તેઓની પાસે જુગાર રમવાનાં સાધનો જડયાં હોય તે સરવનો નાશ તાબડતોબ કરી નાખવાનો હુકમ કરવાનો અધિકાર ગુનોહ શાબિત કરનારા માજીસતરેટને છે. (ક. ૭)

પ્ર૦ ૫—આ આકટમાં બીજા પરચુરણ ઠરાવો શાં છે?

ઉ૦ ૧—આ આકટની ૩ જી અને ૪ થી કલમ વિરૂદ્ધ ગુનોહ કોઇ માણસ ઉપર ઠરાવવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે શાબિત કરવાની જરૂર નથી એટલે ગમે તે દાવ રમતાં તે માણસ પકડાય તે પઇશા સારૂ અથવા શરત સારૂ અથવા લાગ સારૂ રમતો હતો એવું શાબિત કરવાની જરૂર નથી. (ક. ૮)

૨ આ આકટની વિરૂદ્ધ રીતે જુગાર રમવામાં જે માણસ સામીલ હોય તેની જુબાની સદરહુ પ્રમાણે જુગાર રમવા બાબત શાહેદની જુબાની પ્રમાણે માજીસ્ટરેટ જુગારના અખાડાના ધણીની ઉપરના અથવા રાખનારની ઉપરના અથવા તેમાં રહેનારની ઉપરના અથવા તે જુગારના અખાડાની સંભાળ અથવા વહિવટ જેની પાસે હોય તેની ઉપરના તોહમતનો ઇનસાફ કરતી વખતે લેશે, અથવા માજીસ્ટરેટની રૂબરૂ લેવામાં આવશે, અને જુબાની આપતી વખતે તેને જે વાત પુછે તે સઘળી વાત તે માણસ પોતાની માહિતગાર પ્રમાણે ખરેખરી અને જે હકિકત બની હોય તેની જાહેર કરશે, અને તે ઉપરથી તેને માજીસ્ટરેટની પાસેથી તે વાત જાહેર કરયા બાબતનો લખેલો દાખલો મળસે તો તે માણસે તે વખત પેહેલાં તે જુગાર સબંધી જે કાંઇ કરયું હશે તે બાબત તેની ઉપર આ આકટ ઉપરથી કાંઈ ફરીયાદ ચાલશે નહીં. (ક. ૯)

૩ આ આકટની ૩ જી અથવા ૪ થી કલમ પ્રમાણે જે દંડ વસુલ થાય તેની ચોથાઇ સુધી તેનો ગમે તે ભાગ ખબર આપનારને આપવાનો હુકમ કરવાનો અખત્યાર સદરહુ ૩ જી અથવા ૪ થી કલમના ઠરાવ પ્રમાણે હરકોઇ મુકદમાનો ઇનસાફ કરનારા માજીસતરેટને છે. ( ક. ૧૦ )

૪ સદરહુ હદમાંના હરકોઈ રાજમારગમાં અથવા જગામાં અથવા રાહદારીનાં ઠેકાણામાં કોઇ માણસ કુશળતાની રમત વગરની બીજી રમતમાં વપરાતાં હોય તેને પાને અથવા પાસે અથવા બોદે અથવા જુગાર રમવાના બીજા સાધનો પઇશા સારૂ અથવા બીજી કીમતદાર વસ્તુ સારૂ જુગાર રમતાં પકડાશે, અથવા સદરહુ હદમાંના હરકોઇ રાજ મારગમાં અથવા જગામાં અથવા રાહાદારીના ઠેકાણામાં કોઈ પક્ષી અથવા જાનવરો લડાવતાં પકડાશે, અથવા પક્ષી અથવા જાનવરો સદરહુ પ્રમાણે પ્રસિધપણે લડાવવામાં હાજર કરીને મદદ

અથવા સાહાય કરતાં પકડાશે તેને વારંટ વગર પકડવાને પોલીસનો હરકોઇ કામદાર મુખત્યાર છે. અને તે માણસ પકડાય એટલે તેને તાબડતોબ માજીસતરેટની પાસે લઇ જવો. અને તે પચાસ રૂપીયા સુધી દંડને અથવા ઘણામાં ઘણા એક કયાલેંડર મહીના સુધી આસન કેદની અથવા સખત મજુરીની કેદની સજાને લાયક થશે, અને સદરહુ પ્રકારની સારવજનીક જગામાં અથવા જે માણસને ઉપર કહેલો પોલીસનો કામદાર પકડશે તેની પાસે જુગાર રમવાનાં જે સાધનો જડશે તે પકડવાને તે કામદાર મુખત્યાર છે. અને ગુનેહગારની ઉપર ગુનોહ સાબીત થાય એટલે તે સાધનોનો તાબડતોબ નાશ કરવાનો હુકમ કરવાને માજીસતરેટ મુખત્યાર છે (ક. ૧૧)

૫ હરકોઈ જગાએ ફકત કુશળતાનીજ રમત રમતાં હોય તેઓને આ આકટનો કોઈ ઠરાવ લાગુ છે એવું સમજવું નહી, (ક. ૧૨)

૬ આ આકટ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનાહનો ઈનસાફ જે ઠેકાણે ગુનોહ થયો હોય તે ઠેકાણે જે માજીસતરેટની હકુમત ચાલતી હોય તે માજીસતરેટે કરવો સદરહુ માજીસતરેટને જેટલા રૂપીયા સુધી દંડ કરવાની અથવા જેટલી મુદત સુધી કેદની સજા કરવાની ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે હકુમત હોય તે હકુમત કરતાં વધતો અખત્યાર તેને આપવો નહી. (ક. ૧૩)

૭ હરકોઈ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો જે માણસ ધણી હોય અથવા જેણે તે રાખી હોય તે માણસના ફાયદાને સારૂ અથવા નફા સારૂ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાના પાના અથવા પાસા અથવા મેજો અથવા બીજાં સાધનો રાખ્યાં હોય અથવા જુગારને રમવાના પાના અથવા પાસા અથવા મેજો અથવા બીજાં સાધનો વપરાતાં હોય તે ઘર અથવા ઓરડી અથવા જગા એવો અરથ "જુગારનો અખાડો" એ શબ્દોનો સમજવો પછી તે ફાયદો અથવા નફો તેને તે જુગારના સાધનો અથવા ઘર અથવા ઓરડી અથવા જગા વાપરવા બાબત ભાડા દાખલ મળતો હોય કે બીજી રીતે મળતો હોય તે વાતની ચિંતા નથી. (ક. ૧૪)

૮ આ આકટ રેલવે સ્ટેશનને તથા તેની આસપાસની જગાને જેટલો લાગુ થાય છે તેટલો આ આકટ ગવનર જનરલ સાહેબે મંજુર કરવાની વાત મુંબાઇના ગવરનર સાહેબે સરકારી ગેજેટ છપાવી પ્રસિધ કરશે તે તારાખથી એક કયાલેંડર મહીના પછી અમલમાં આવશે; અને આ આકટ કેટલાંએક શેહેરોને તથા કસબાઓને જેટલો લાગુ છે તેટલો, તે શેહેરોને તથા કસબાઓને આ આકટ લાગુ કરવા સારૂ જે હુકમ કરવાનો આ આકટ પ્રમાણે ગવરનર ઇનકાંઉનસીલને અધિકાર છે તે હુકમ કરીને સદરહુ મંજુરોની વાત છપાઇને પ્રસિધ થયા પછી ગવરનર ઇનકાંઉશીલે જે તારીખ ઠરાવી હશે તે તારીખે અમલમાં આવશે. (ક. ૧૫)

# ક્રીમીનલ પ્રોસીજર કોડ.

## સને ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો.

પ્ર૦—૧ આ આક્ટના પહેલા પરિસીષ્ટમાં સ્પષ્ટ રીતે રદ કર્યા વગરના કોઇ કાયદામાં કામ ચલાવવાની કાંઇ વિશેષ પધતિ કહી હોય તે આ કાયદાના ઠરાવ વિરૂધ હોય તે સબબથી તે રદ થયેલો સમજવી અને જેને પરચુરણ ફોજદારી મુકરદમા તથા કામો તે કેઇ રીત પ્રમાણે ચલાવવું.

ઉ૦—૧ ના અર્થાત પણ રદ થઈ છે એવું સમજવું નહીં. (ક. ૨ )

૨ આ આક્ટમાં કામ ચલાવવાની જે રીત ફરમાવી છે તે રીતે કામ ચલાવવું. (ક.૫૩૯)

પ્ર૦—૨ અગાઉના આક્ટો માંહેના શબ્દો વિશે શું શું સમજુત આપવામાં આવીછે?

ઉ૦—આ કાયદો અમલમાં આવે તેની અગાઉ કરેલા દરેક આક્ટમાં "માજીસતરેટનો અખત્યાર અથવા પુરેપુરો અખત્યાર" ચલાવનારો ( અથવા અખત્યારવાળો ) અમલદાર "પેહેલા વરગના તાબા માંહેનો માજીસતરેટ" આ શબ્દો લખેલા છે તે શબ્દોનો અર્થ યથાક્રમ "પહેલા વરગનો માજીસતરેટ" એવો સમજવો "ડોસ્ટ્રીકટના ભાગનો માજીસતરેટ" આ શબ્દોનો અર્થ "પેટા ટુકડી માજીસતરેટ સમજવો" ડીસ્ત્રીકટનો માજીસતરેટ આ શબ્દનો અર્થ જીલ્લા માજીસતરેટ એવો સમજવો અને "પોલીસ માજીસતરેટ આ શબ્દનો અર્થ "પ્રેસીડેન્સી માજીસતરેટ" એવો સમજવો.

પ્ર૦—૩ નિચે લખેલા શબ્દોની વ્યાખ્યા આપો ?

ફરિયાદ; તપાસ; ચોકસી, ઈનસાફી મુકરદમો લખીને તથા લખેલું, પેટા ટુકડી; પ્રાંત; ઈલાકાનું મુખ્ય શેહેર, હાઈકોર્ટ, ચીફજસ્ટીસ; એડવોકેટ જનરલ; કલારક ઓફધીક્રૌન; પબ્લીક પ્રાસીક્યુટર, પ્લીડર, પોલીસ થાણું. ગુનોહ. કોગનીજેબલ ગુનોહ, કોગનીઝેબલ મુકરદમો, નોન કોગનીઝેબલ ગુનોહ, નોન કોગનીઝેબલ મુકરદમો, જામીન લેઇ શકાય એવો ગુનોહ, જામીન નહી લેઇ શકાય એવો ગુનોહ, વારંટનો મુકરદમો સમનનો મુકરદમો, રાણીની વિલાયતી રઇયત અને જગા.

ઉ૦—(અ) "ફરિયાદ" એટલે આ કાયદા પ્રમાણે કોઇ માજીસતરેટ કામ ચલાવે એટલા માટે, કોઇ શખસે કાંઈ ગુનોહ કરયો છે એવો કોઇ માજીસતરેટની આગળ મ્હોડેથી અથવા લખીને જાહેર કરેલો મજકુર, પછી તે શખસ જણાયો હોય કે ન જણાયો હોય તોપણ એવું સમજવું, પણ તેમાં પોલીસ અમલદારના રીપોર્ટનો સમાવેશ થતો નથી.

(બ) "તપાસ" આ શબ્દમાં પોલીસે અથવા (માજીસતરેટ અથવા પોલીસ અમલદાર સિવાય બીજા) જે શખસને આ બાબત કોઇ માજીસતરેટે અધિકાર આપ્યો હોય તે શખસે પુરાવો એકઠો કરવા સારૂ આ કાયદા પ્રમાણે ચલાવેલાં સઘળાં કામનો સમાવેશ થાય છે.

(ક) "ચોકસી" આ શબ્દમાં માજીસતરેટે અથવા કોરટે આ કાયદા પ્રમાણે કરેલી દ-

રેક ચોકસીનો સમાવેશ થાય છે.

( ડ ) "ઈનસાફી મુકદમો" એટલે કાંઈ કામ ચાલતું હોય ત્યારે પુરાવો લેવામાં આવે છે અથવા કાયદેસર લેવાનો અધિકાર છે તેવું કામ સમજવું.

(ઈ) "લખીને" તથા "લખેલું" આ શબ્દોમાં બીગાં છાપનું કામ" શિલા છાપનું કામ" "ફોટોગ્રાફનું, કામ" "કોતર કામ" અને બીજે જે પ્રકારે શબ્દો અથવા આંકડાઓ કાગળ ઉપર અથવા કાંઇ વસ્તુ ઊપર બતાવી શકાય તે પ્રકાર, એઓનો સમાવેશ થાય છે.

(ફ) "પેટા ટુકડી" એટલે કોઈ જીલ્લાની આ કાયદા પ્રમાણે કરેલી પેટા ટુકડી સમજવી.

(ગ)"પ્રાંત" એટલે કોઇ પણ સ્થાનિક સરકારના અમલ હેઠળ જે વખતે જે કાંઇ મુલક હશે તે વખતે તે મુલક સમજવો;

(હ) "ઇલાકાનું મુખ્ય શેહેર" એટલે કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબઇની ઇનસાફની હાઈકોરટની અસલ દિવાની દાવો લેવાની મામુલ હકુમતની સ્થળ સીમગાં જેટલી જગા હોય તેટલી જગા જે વખતે જે હોય તે વખતે તે સમજવી.

(આઈ) "રાણીની વિલાયતી રઇયતની ઉપર અથવા રાણીની વિલાયતની રઈયતની સાથે જે માણસોની ઉપર તોહોમત મુકયું હોય તે માણસોની ઉપર કામ ચલાવવાના સંબંધમાં "હાઈ કોરટ" આ શબ્દોનો અરથ કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબઇની હાઇકોરટ, વાય્વ પ્રાંતની હાઈકોરટ, પંજાબની ચીફ કોરટ સમજવી અને રંગુનનો રિકોર્ડર સમજવો.

બીજા કામમાં "હાઇકોરટ" એટલે હરકોઇ સ્થાનિક ક્ષેત્રમાં સરવના કરતાં મુખ્ય ફોજદારી અપીલની અથવા તપાસ કરનારી કોરટ સમજવી;

અથવા જ્યાં સદરહુ પ્રકારની કોઇ પણ કોરટ કોઇ પણ ચાલુ કાયદા પ્રમાણે સ્થાપેલી ન હોય ત્યાં જે અમલદારને ગવરનર જનરલ ઇન કાઉનસિલ આ બાબત નિમે તે અમલદાર સમજવો.

(જ) "ચીફ જસ્ટીસ" આ શબ્દોમાં કોઈ ચીફ કોરટના સીનીઅર જડજનો પણ સમાવેશ થાય છે.

(ક) "આડવોકેટ જનરલ" આ શબ્દોમાં સરકારી આડવોકેટ, અથવા જ્યાં કોઇ પણ આડવોકેટ જનરલ અથવા સરકારી આડવોકેટ ન હોય ત્યાં જે અમલદારને સ્થાનિક સરકાર તેના કામ સારૂ વખતે વખતે નિમે તે અમલદારનો પણ સમાવેશ થાય છે.

(લ) "કલાર્ક આફ ધી ક્રાઉન" આ શબ્દોમાં આ કાયદાથી કલારક ઓફ ધી કાઉન ને જે કામો સોંપ્યાં છે તે કામો બજાવવાને ચીફ જસ્ટીસે વિશેષે કરીને નિમેલા હરકોઇ અમલદારનો સમાવેશ થાય છે.

(મ) "પબ્લિક પ્રાસીક્યુટર" એટલે ૪૯૨ મી કલમ પ્રમાણે નીમેલો કોઇ પણ શખસ સમજવો, અને તેમાં પબ્લિક પ્રાસીક્યુટરના હુકમ પ્રમાણે કામ કરનાર હરકોઇ શખસનો સમાવેશ થાય છે; અને હાઇકોરટ પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય ત્યારે તે કોરટમાં મલીકા માઅઝમા તરફથી ફરિયાદીનું કામ ચલાવનાર હરકોઇ શખસ સમજવો.

(ન) "પ્લીડર" આ શબ્દ જ્યારે હરકોઇ કોરટ માંહેના કોઈ પણ કામના સબંધથી વપરાયો હોય ત્યારે તેનો અર્થ સદરહુ કોરટમાં કામ કરવાને કોઇપણ ચાલુ કાયદા પ્રમાણે જે પ્લીડરને અધિકાર આપ્યો હોય તે પ્લીડર એવો સમજવો, અને તેમાં (૧) કોઇ હાઇ કોરટનો સદરહુ અધિકારવાળો કોઈ આડવોકેટ, વકીલ, તથા અટરની, અને (૨) સદરહુ કામમાં કોરટની પરવાનગી લઇને કામ કરવાને નીમેલો હરકોઇમુખત્યાર અથવા બીજો શખસ એ સરવનો સમાવેશ થાય છે.

(ઓ) "પોલીસ થાણું" એટલે જે ઠેકાણાને સ્થાનિક સરકારે આ કાયદાના કારણ સારૂ સામાન્ય રીતે વિશેશ કરીને પોલીસથાણું ઠરાવ્યું હોય તે ઠેકાણું સમજવું. અને તેમાં સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને જણાવેલા હરકોઇ સ્થાનિક ક્ષેત્રનો સમાવેશ થાય છે; અને "જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર" આ શબ્દો જ્યારે જે અમલદારના હવાલામાં તે થાણુ હોય તે અમલદાર તેમાંથી ગેરહાજર હોય અથવા મંદવાડને લીધે પોતાનું કામ બજાવવાને અશકત હોય ત્યારે તેની પછીના દરજ્જાનો અને કાન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે પોલીસથાણામાં હાજર હોય તેનો સમાવેશ થાય છે અથવા સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, બીજો જે પોલીસ અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોય તે પોલીસ અમલદારનો સમાવેશ થાય છે.

(પ) 'ગુન્હો' એટલે કોઇ પણ ચાલુ કાયદાથી શિક્ષા લાયક કરેલું કાંઇ પણ કૃત્ય અથવા કસુર સમજવી.

(ક્યુ) "કાગ્નિઝેબલ ગુન્હો" એટલે જે ગુનાહ બાબત અને 'કાગ્નિઝેબલ મુકદમો' એટલે જે મુકદમામાં ઈલાકાના મુખ્ય શહેરોની માંહે અથવા બાહાર પોલીસ અમલદાર બીજા પરિશિષ્ટ પ્રમાણે અથવા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુનોહ અથવા મુકદમો સમજવો, "નાનકાગ્નિઝેબલ ગુનોહ" એટલે જે ગુનાહ બાબત અને "નાનકાગ્નિઝેબલ મુકદમો" એટલે મુકદમામાં ઇલાકાના મુખ્ય શહેરોની માંહે અથવા બાહાર પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર નથી તે ગુનોહ અથવા મુકદમો સમજવો.

(ર) "જામીન લઇ શકાય એવો ગુનોહ" એટલે જે ગુનાહ બાબત બીજા પરિશિષ્ટમાં બતાવ્યા મુજબ જામીન લઇ શકાય તે, અથવા જે ગુનાહ બાબત બીજા ચાલુ કાયદા પ્રમાણે જામીન લઇ શકાય તે ગુનોહ સમજવો, અને "જામીન નહી લઇ શકાય એવો ગુનોહ" એટલે બીજો ગુનોહ સમજવો.

(સ) "વારંટનો મુકદમો" એટલે જે ગુનાહ બાબત મોતની અથવા સમુદ્રપારની અથવા છ મહિનાથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા કરી શકાય તેવા ગુનાહ સંબંધી કોઇ મુકદમો સમજવો,

(ટ) "સમનનો મુકદમો" એટલે જે ગુનાહ બાબત સદરહુ કરી નહીં શકાય એવા ગુનાહ સંબંધી કાંઇ મુકદમો;

(ક્યુ) "રાણીની વિલાયતી રૈયત" આ શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો એટલે:—

(૧) ગ્રેટબ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યમાં અથવા યુરોપ માંહેની અથવા અમેરિકા માંહેની અથવા આસ્ટ્રેલિયા માંહેની મલિકા માયાઝમાની કોઇ પણ વસાહતોમાં અથવા મુલકોમાં, અથવા ન્યુઝીલંડની વસાહતમાં, અથવા કેપ ઓફ ગુડહોપની, અથવા નટાલની વસાહતમાં મલીકા માયાઝમાની જે રઇયત જનમી હોય અથવા જે રઇયતને ત્યાંનો દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય અથવા જે રઈયતે ત્યાં હમેશાં રહેવાનું ઠેકાણું કર્યું હોય એવી હરકોઇ રઈયત.

(૨) સદરહુ પ્રકારનાં હરકોઇ માણસનું ઔરસ છોકરૂં અથવા તે છોકરાનું છોકરૂં.

(૩) "જગા" આ શબ્દમાં ઘર, મકાન, તંબુ, તથા વાહાણ એનો પણ સમાવેશ થાય છે. (ક. ૪)

પ્ર૦ ૪—ફોજદારી કાયદા મુજબના ગુન્હાઓનો ઇનસાફ તથા બીજા કાયદાઓ વિરૂદ્ધ ગુન્હાઓનો ઈનસાફ કેવી રીતે કરવો?

ઉ૦—હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના સઘળા ગુન્હાઓની ચોકશી તથા ઈનસાફ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો પ્રમાણે કરવો; અને બીજા કોઈ પણ કાયદા મુજબના ગુન્હાઓની ચોકશી તથા ઇનસાફ તેજ ઠરાવ પ્રમાણે કરવો, પણ તે ચોકશી અથવા ઈનસાફ, સદરહુ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાની રીત અથવા જગા સંબંધી નિયમ ન કરવા બાબત કોઈ પણ કાયદો ચાલુ હોય તો તેને અનુસરીને કરવો. ( ક. ૫ )

પ્ર૦ ૫—આ આકટ ઉપરથી કોઇ આકટ રદ કરયો હોય તે આકટની કોઇ કલમ પ્રમાણે ઝાહેરનામાં છપાવ્યાં હોય અને હુકમો કર્યા હોય તે શા ધોરણ ઉપર કર્યાં છે એવું સમજવું?

ઉ—આ કાયદાથી રદ કરેલા હરકોઇ કાયદા પ્રમાણે અથવા એવા કોઇપણ કાયદાથી રદ કરેલા હરકોઈ કાયદા પ્રમાણે જે જાહેરખબરો પ્રસિધ કરી હોય, જે જાહેરનામાં કરયાં હોય, જે અધિકાર આપ્યા હોય, જે નમુના ઠરાવ્યા હોય જે સ્થાનિક હદ બાંધી હોય જે શિક્ષાના હુકમ કરયા હોય અને જે હુકમો, કાનુનો તથા નિમણુંકો કરી હોય, અને જે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની પેહલી તારીખની તરત પેહેલાં અમલમાં હોય તે સરવે જાપેર ખબરો આ આકટની તેવીજ કલમ પ્રમાણે પ્રસિધ કરી છે, તે સર્વે જાહેરનામા તેજ પ્રમાણે કર્યા છે, તે સરવે અધિકાર તેજ પ્રમાણે આપ્યાં છે, તે સરવે નમુના તેજ પ્રમાણે ઠરાવ્યા છે, તે સરવે સ્થાનિક હદો તેજ પ્રમાણે બાંધી છે, તે સરવે શિક્ષાના હુકમ તેજ પ્રમાણે કરયા છે, અને તે સરવે હુકમો કાનુનો તથા નિમણુકો તેજ પ્રમાણે કરી છે એમ સમજવું. (ક, ૨)

આ કાયદો અમલમાં આવે તેની અગાઉ ઠરેલા જે જે કાયદામાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપર એટલે ૧૮૬૧ ના ૨૫ મા આકટ ઉપર અથવા ૧૮૭૨ ના ૧૦ મા આકટ ઉપર, અથવા તેના હરકોઇ બાબ અથવા કલમ ઉપર, અથવા પ્રસ્તુત કાયદાથી રદ કરેલા બીજા કોઇ પણ કાયદા ઉપર હવાલો આપ્યો હોય તે પ્રસ્તુત કાયદા ઉપર અથવા તેના તેવાજ બાબ અથવા કલમ ઉપર આપ્યો છે એવું બની શકે તેટલે સુધી સમજવું. (ક. ૩)

પ્ર૦ ૬—ફોજદારી કોરટના કેટલા વરગ છે અને કીયા કીયા?

ઉ૦—હૈકોર્ટો શિવાય તથા આ કાયદા વગર બીજા કોઇ પણ ચાલુ કાયદા પ્રમાણે રચેલી કોર્ટો શિવાય બ્રિટિશ ઇંડિયામાં પંચ દરજાની ફોજદારી કોરટો છે એટલે—

૧ સેશનકોર્ટો.

૨ પ્રેસીડેન્સી માજીસતરેટની કોર્ટો.

૩ પેહેલા વરગના માજીસતરેટની કોર્ટો.

૪ બીજા વરગના માજીસતરેટની કોર્ટો.

૫ ત્રીજા વરગના માજીસતરેટની કોર્ટો.

પ્ર૦ ૭—કોઇ સ્થાનિક અગર વિશેશ કાયદા પ્રમાણે ગુનોહ કર્યો હોય અને તે ગુનાહનો ઇનસાફ કઇ કોર્ટે અગાડી કરવો તે વિશે સ્પષ્ટઠરાવ કરેલો નહીં હોય તો ઇનસાફ કરવાનો ફોજદારી કોર્ટને અધિકાર છે.

ઉ૦—બીજા કોઇ પણ કાયદા મુજબના હરકોઇ ગુનાહનો ઇનસાફ જ્યારે સદરહુ કાયદામાં આ બાબત કોઇ કોર્ટનું નામ કહ્યું હોય ત્યારે તે કોર્ટે કરવો.

જ્યારે કોર્ટનું નામ સદરહુ પ્રમાણે કહ્યું ન હોય ત્યારે તે ગુનાહનો ઇનસાફ કરવાનો અધિકાર હાઇકોર્ટને અથવા આ કાયદા પ્રમાણે રચેલી હરકોઈ કોર્ટને છે. પણ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) સદરહુ પ્રકારનો જે ગુનોહ સાત વરસ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇપણ ગુનાહનો ઇનસાફ પેહેલા વરગના કોઈ પણ માજીસતરેટે કરવો નહીં.

(બ) સદરહુ પક્ષકારનો જે ગુનોહ ત્રણ વરસ સુધીની મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુનાહનો ઈનસાફ બીજા વરગના કોઇ પણ માજીસતરેટે કરવો નહીં; અને

(ક) સદરહુ પ્રકારનો જે ગુનોહ એક વરસ સુધીની મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુનાહનો ઈનસાફ ત્રીજા વરગના કોઇ પણ માજીસતરેટે કરવો નહીં. (ક. ૨૯)

પ્ર૦—૮ રાણીની વિલાયતી રૈયતની ચોકશી અને ઇનસાફ કરવાનો આ આકટના કિયા ભાગો લાગુ પડે છે. અને કોઈ આકટથી સૂધારો કરવામાં આવ્યા છે.

ઉ૦—૧ ઇલાકાની મુખ્ય શેહેરોની બહાર સઘળા બ્રિટિશ ઇંડિયાના સંબંધમાં અથવા તેના હરકોઇ ભાગના સંબંધમાં ગવરનર જનરલ ઇનકાઉન્સીલ.

૯ અને પોતાના અમલ હેઠળના (સદરહુ શેહેરો વિગરે બીજા) મુલકોના સંબંધમાં દરએક સ્થાનિક સરકાર.

સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિધ કરીને પોતે યોગ્ય ધારે એવી રાણીની વિલાયતી રઇયતને સદરહુ જાહેરનામામાં કહેલા મુલાકોની અંદર અને તે મુલકો માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને અખત્યાર છે. (ક. ૨૨)

જ્યારે રાણીની કોઇ વિલાયતી રઇયત હિંદુસ્તાન માંહેના અને મલિકામાઆઝમાની

સાથે મૈત્રી રાખનારા કોઇ રાજાના અથવા સંસ્થાનના મુલકોમાં કાંઇ ગુન્હો કરે. અથવા જ્યારે મલીકામાઆઝમાની હિંદુસ્તાન માંહેનો કોઇ દેશી રઇયત બ્રિટિશ ઇંડિયાની હદની બાહાર કોઇ પણ જગાએ કાંઈ ગુન્હો કરે, ત્યારે બ્રિટિશ ઈંડિયા માંહેની જે જગાએ તે રઇયત જડી આવે તે જગાએ જાણે તે ગુન્હો કરયો છે એવી રીતે તે ગુનાહ સંબંધી તેની તજવીજ કરવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે જે મુલકમાં સદરહુ પ્રકારનો કોઇ પણ ગુન્હો કરયાનું કેહેવામાં આવ્યું હોય તે મુલકમાં કોઈ પોલીટીકલ એજંટ હોય તો તેના મત પ્રમાણે તે તોહોમતની ચોકશી બ્રિટિશ ઇંડિયામાં કરવી જોઇએ એવો દાખલો તે આપે નહીં તો સદરહુ ગુનહા સંબંધી કોઇ પણ તોહોમતની ચોકશી બ્રિટિશ ઇંડિયામાં કરવી નહીં;

વળી એવું પણ ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કોઇ પણ સખશની ઉપર કાંઇ પણ કામ ચલાવ્યું હોય તેથી જો તેજ ગુન્હો બ્રિટિસ ઇંડિયામાં કરયો હોત તો તે ગુન્હા બાબત સદરહુ સખસની ઉપર પછીથી કામ ચલાવતાં જેમ અટકાવ થાત તેમજ સદરહુ ચલાવેલા કામથી બ્રિડિશ ઈંડિયાની હદની બહાર કોઇ પણ મુલકમાં તેજ ગુનહા સંબંધી સન ૧૮૭૯ના પરરાજ માંહેની હકુમત બાબતના અને ગુન્હેગારો સ્વાધિન કરવા બાબતના આકટ પ્રમાણે આગળ બીજું કામ ચલાવતાં અટકાવ થશે એમ સમજવું. (ક. ૧૮૮)

૩ જ્યારે જ્યારે ૧૮૮ મી કલમમાં કહેલા કોઇ પણ ગુનહાની ચોકશી અથવા ઈનસાફ ચાલતો હોય ત્યારે ત્યારે, સ્થાનિક સરકારને યોગ્ય લાગે તો જે મુલકમાં સદરહુ ગુન્હો કરયાનું કેહેવામાં આવ્યું હોય તે મુલકમાંના અથવા તે મુલકના પોલીટીકલ એજંટ અથવા કોઇ જુડિશિલય ( ન્યાય ખાતાના) અમલદારની આપેલી જુબાની અથવા રજુ કરેલા કાગળો જે બાબતો સાથે સંબંધ રાખતો હોય તે બાબતો શંબંધી પુરાવો લેવા સારૂ સદરહુ ચોકશી અથવા ઈનસાફ કરનારી કોરટ જે પ્રસંગે કમીશન કહાડી શકે તે પ્રસંગે સદરહુ જુબાનીની અથવા રજુ કરેલા કાગળોની નકલો સદરહુ કોરટે પુરાવા દાખલ લેવી, એવું સ્થાનિક સરકાર ફરમાવવાને મુખત્યાર છે. ( ક. ૧૮૯ )

૪ ૧૮૮ મી તથા ૧૮૯ મી કલમમાં " પોલિટિકલ એજંટ " આ શબ્દોનો અરથ હેઠળ લખ્યા પ્રમાણે છે અને તે શબ્દોમાં હેઠળ લખેલા અમલદારોનો સમાસ થાય છે.

(અ) બ્રિટિશ ઇંડિયાની હદ બહારના કોઈ મુલકમાં હિંદુસ્તાનની બ્રિટિશ સરકારની તરફથી મુખ્ય અમલદાર હોય તે અમલદાર;

(બ) જે મુલક બ્રિટિશ ઇંડિયાનો ભાગ નહીં હોય તે મુલકમાં સન ૧૮૭૯ના પરરાજ માંહેની હકુમત બાબતના અને ગુન્હેગારો સ્વાધિન કરવા બાબતના આકટ પ્રમાણે પોલિટીકલ એજંટના સઘળા અથવા હરકોઈ અધિકાર ચલાવવાને ગવરનર જનરલ ઇન કાંઉનસીલે અથવા મદ્રાસ અથવા મુંબાઈ ઈલાકાની ગવરનર ઈન કાંઉનસીલે બ્રિટિશ ઈંડિયા માંહેનો કોઇ અમલદાર નિમ્યો હશે તે અમલદાર (ક. ૧૯૦)

૫ ( રાણીસાહેબની વિલાયતી રઈયત નહીં હોય એવા ) કોઈ સખસે રાણીસાહેબની કોઇ વિલાયતી રઇયતની સાથે મળીને કાંઈ ગુનોહ કર્યો છે એવું તે શખસની ઉપર પ્રેસીડેન્સી માજીસતરેટ શિવાય બીજા કોઇ માજીસતરેટની આગળ તોહમત મુકવામાં આવે, અ

ને રાણીસાહેબની સદરહુ વિલાયતી રઇયતને તેજ કામમાંથી ઉઠેલાં તેવાંજ તોહમત ઉપરથી હાઈકોર્ટમાં તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાની, અથવા તેનો ઇનસાફ કરવાની તઇયારી હોય, અને તોહમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના પુરતા સબબ છે એવું તે માજીસતરેટ ઠરાવે, તો તેણે તોહમતવાળાને તેનો ઇનસાફ થવાસારૂ સેશનકોર્ટમાં કમિટ ન કરતાં હાઇકોર્ટમાં કમિટ કરવો. (ક. ૨૧૪)

૬ હાઇકોર્ટને એવું ફરમાવવાનો અધિકાર છે કે રાણીની જે વિલાયતી રઇયતનો તથા જે સખસનો ઇનસાફ ૨૧૫ માં કલમ મુજબ હાઇકોરટથી કરવા યોગ્ય હોય તેઓનો ઇનસાફ હાઇકોરટથી કરવા સારૂ તેઓને કેટલાએક વિશેષ જીલ્લામાં અથવા વરસની કોઇ વિશેષ મુદત માંહે કમીટ કરયા હોય તેવી સઘળી વિલાયતી રઇયતનો અને તેવા સઘળા શખસોનો ઈનસાફ પોતાની મામુલ બેઠકની જગાએ કરવામાં આવશે.

અથવા એવું ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જગાએ તેઓનો ઇનસાફ કરવામાં આવશે (ક. ૩૩૬)

૭ પ્રેસીડેન્સી માજીસતરેટે આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે ફેંસલો દફતરમાં દાખલ કરવાને બદલે હેઠળ લખેલી વિગત દફતરમાં દાખલ કરવી.

(અ) મુકદમાનો અનુક્રમે ચડતો નંબર.

(બ) ગુનોહ કરયાની તારીખ.

(ક) ફરિયાદી હોય તો તેનું નામ.

(ડ) તોહમતવાળા શખસનું નામ અને (તોહમતવાળો રાણીની વિલાયતી રઇયત ન હોય તો ) તેના બાપનું નામ રહેવાનું ઠેકાણું.

(ઇ) જે ગુનાહ વિશે ફરિયાદ થઇ હોય અથવા જે ગુનોહ શાબિત થયો હોય તે ગુનોહ.

(ફ) તોહમતવાળાનો જવાબ અને તેની જુબાની (જો હોય તો)

(ગ) આખરનો હુકમ.

(હ) સદરહુ હુકમની તારીખ અને

(આઇ) જે મુકદમામાં તે માજીસતરેટ કેદની અથવા બસેં રૂપિયાથી વધતા દંડની અથવા એ બંનેની શિક્ષા કરે તે સઘળા મુકદમાઓમાં ગુનોહ ઠરાવ્યાના કારણોની મુખતેસરની વિગત. (ક. ૩૭૦ )

૮ આસીસ્ટંટ સેશન જડજે અથવા જીલ્લા માજીસતરેટે અથવા પેહેલા વરગના બીજા માજીસતરેટે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુનોહ શાબિત થયાનો ઠરાવ કરયો હોય તે શખસ અથવા પેહેલા વરગના કોઈ માજીસતરટે ૩૪૯ મી કલમ પ્રમાણે જે સખસની ઉપર શિક્ષાનો હુકમ કરયો હોય તે શખસ સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

(ક) જ્યારે કોઇ પણ મુકદમામાં કોઇ આશીસ્ટંટ સેશનજડજ અથવા જીલ્લા માજીસતરેટ જે શિક્ષાના હુકમને સેશનકોરટની મંજુરીવત જોઇએ તે શિક્ષાનો હુકમ કરે ત્યારે સદરહુ મુકદમામાં દરેક અપીલ હાઇકોરટમાં ચાલશે, પણ જ્યાં સુધી સેશનકોરટે તે મુકદમાનો નિકાલ ન કર્યો હોય ત્યાં સુધી તે અપીલ કરવી નહીં.

(બ) રાણીની કોઈ વિલાયતી રઇયત ઉપર એ પ્રમાણે ગુનોહ શાબિત થયાનો ઠરાવ થયો હોય તે રઈયત પોતાની નજરમાં આવે તે મુજબ હાઇકોરટને અથવા સેશનકોરટને અપીલ કરવાને મુખત્યાર છે. (ક. ૪૦૮ )

૯ ૩૩ મા બાબ પ્રમાણે રાણીસાહેબની વિલાયતી રઇયત ઉપર કરેલા શિક્ષાના હુકમ ઉપર જે અપીલો કરવામાં આવે તે અપિલોને ૪૧૩ મી તથા ૪૧૪ મી કલમ માંહેનો કોઈ પણ મચકુર લાગુ નથી. ( ક. ૪૧૬ )

૧૦ અપીલ ઉપરથી જે ફેંસલા તથા હુકમ અપીલકોરટ કરે તે ફેંસલો તથા હુકમ આખરના છે એમ સમજવું, પણ ૪૧૭ મી કલમમાં તથા ૩૨ મા બાબમાં જે બાબતો વિશે ઠરાવ્યું છે તે બાબતોમાં તેમ સમજવું નહીં. (ક. ૪૩૦)

૧૧ જે માજીસતરેટ જસ્ટીસ આફ ધી પીસ ન હોય અને જીલ્લા માજીસતરેટ અગર (પ્રેસીડેન્સી માજીસતરેટની બાબત શિવાય કરીને ) પેહેલા વરગનો માજીસતરેટ તથા રાણીસાહેબની વીલાયતી રઈયત ન હોય તેવા કાઇ પણ માજીસતરેટે રાણીસાહેબની કાઇ પણ વીલાયતી રઈયત ઉપર મુકેલાં કાઇપણ તહોમતની ચોકશી અથવા ઇનસાફ કરવો નહી. (ક. ૪૪૩)

૧૨ સેસનજડજ શિવાય શેશનકોરટનો જે કોઈ પ્રમુખ જડજ પોતે રાણીસાહેબની વીલાયતી રઇયત ન હોય તેણે રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર હકુમત ચલાવવી નહી આસીસ્ટંટ શેશનજડજના હોદ્દા ઉપર ઓછામાં ઓછા ત્રણ વરસ સુધી રહ્યા વગર અને આ બાબત સ્થાનિક સરકાર તરફથી પોતાને વિશેષે કરીને અધિકારી મળ્યા વગર સદરહુ હકુમત ચલાવવી નહી. (ક. ૪૪૪)

૧૩ ૪૪૩ મી અથવા ૪૪૪ મી કલમ માંહેના કાઇ પણ મચકુરથી એમ સમજવું નહી કે બીજા કાઇ શખસે કાંઈ ગુન્હો કરયો હોત તો જે બાબતમાં તે ગુનોહ જે માજીસતરેટ સાંભળી શકત તે માજીસતરેટને તેવો ગુનોહ રાણીસાહેબની કોઈ પણ વીલાયતી રઈયતે કરયો હોય, તો તે બાબતમાં તે સાંભળવાની મના છે.

પણ એવું ઠરાવ્યું છે કે રાણીસાહેબની જે વીલાયતી રઇયત ઉપર કાંઇ ગુનાહનું તહોમત આવ્યું હોય તે વીલાયતી રઇયતને હાજર થવાની જરૂર પાડવા સારૂ જો તે માજીસતરેટ કાંઇપણ પ્રોસેસ કાહાડે, તો તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસતરેટને હોય તે માજીસતરેટની પાસે સદરહુ પ્રોસેસ પાછું મોકલાય તેમ કરવું. (ક. ૪૪૫)

૧૪ ૩૨ માં અથવા ૩૪ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં જીલ્લા માજીસતરેટ અથવા પરેસીડેનસી માજીસતરેટ શિવાય બીજા કાઇ પણ માજીસતરેટે રાણીસાહેબની વીલાયતી રઈયત ઉપર ત્રણ મહિના સુધીની મુદતની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા શિવાય બીજી કાઇપણ શિક્ષાનો હુકમ કરવો નહી. ( ક. ૪૪૬ )

૧૫ જ્યારે કાઇ માજીસતરેટની આગળ રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર કોઈ ગુનાહનું તહોમત આવ્યું હોય, અને સદરહુ માજીસતરેટના મત પ્રમાણે તે ગુનાહ બાબત

પોતે યોગ્ય શિક્ષા કરી શકતા નહી હોય અને તે ગુનોહ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક ન હોય ત્યારે, તહોમતવાળાને કમીટ કરવો જોઈએ એમ પોતે ધારેતો તે માજીસતરેટે તેને સેશનકોરટમાં કમીટ કરવો, અથવા તે પરેસીડેન્સી માજીસતરેટ હોય તો હાઇકોરટમાં કમિટ કરવો જોઇએ.

જે ગુનોહ કરેલો જણાતો હોય તે ગુનોહ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, ત્યારે તોહમતવાળાને હાઇકોરટમાં કમિટ કરવો જોઇએ. (ક. ૪૪૭)

૧૬ જ્યારે ૪૪૭ મી કલમ પ્રમાણે હાઇકોરટમાં કમિટ કરેલા કોઇ પણ શખસ ઉપર કેટલાએક ગુનાહનાં તોહમત મૂકયાં હોય તેમાંનો એક ગુનોહ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, અને બીજા ગુનાહ ઓછી શિક્ષાને લાયક હોય, અને જે ગુનોહ મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય તે ગુનાહ બાબત તે શખશનો ઇનસાફ કરવો નહી જોઈએ. એમ હાઇકોરટની નજરમાં આવે, ત્યારે તેમ હોય તોપણ બીજા ગુનાહઓ બાબત તે શખસનો ઈનસાફ કરવાને હાઇકોરટ મુખત્યાર છે. (ક.૪૪૮)

૧૭ ૩૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇપણ સેશનકોરટે રાણીસાહેબની કોઇપણ વીલાયતી રઇયત ઉપર એક વરસ સૂધીની મુદતની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા શીવાય બીજી કોઈપણ શિક્ષાનો હુકમ કરવો નહી

૧૮ જો કમિટ થયા પછી અને ફેંસલા ઉપર સહી કરતાં પેહેલાં કોઇપણ વખતે પ્રમુખ જડજને એમ લાગે કે જે ગુનોહ સાબીત થયેલો જણાય છે તે ગુનાહ બાબત સદરહુ પ્રકારની શિક્ષાના હુકમથી પુરતી શિક્ષા થઇ શકે એમ નથી, તો તેણે તેવી મતલબનો પોતાનો મત દફતરમાં દાખલ કરવો અને તે મુકદમો હાઇકોરટની પાસે મોકલી દેવો સદરહુ જડજે ફરીયાદીને તથા શાહેદોને હાઈકોરટની આગળ હાજર થવા માટે પોતાની જાતે બાંધી લેવા અથવા બાંધી લેવાનું કમિટ કરનારા માજીસતરેટને ફરમાવવું (ક. ૪૪૯)

૧૯ (૧) હાઈકોરટની અથવા સેશનકોરટની આગળ રાણીની વિલાયતી રઇયતનો ઇનસાફ કરવામાં આવે ત્યારે, પેહેલાં જ્યુરરને બોલાવવામાં આવે અને કબુલ રાખવામાં આવે તે પેહેલાં, અથવા પેહેલા આસેશરને નિમવામાં આવે તે પહેલાં, જેમ હોય તેમ. એવી કોઇ રઇયત મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવાનું માગે તો જે જ્યુરીમાં ઓછામાં ઓછા અડધા યુરોપિયન અથવા અમેરિકન હોય, અથવા યુરોપીયન અને અમેરિકન એ બંને હોય તે જ્યુરીથી તે ઇનસાફ થવો જોઇએ.

"(૨) જ્યારે સેશન કોરટ આગળ એવો કોઇ ઇનસાફ સાધારણ રીતે આસેશરોની મદદથી થવાનો હશે, ત્યારે રાણીની વિલાયતી રઇયત જે તોહોમતદાર હોય તે, અથવા રાણીની વિલાયતી રઇયત હોય એવા કેટલાક તોહોમતદારો હોય, તો તે સઘળાઓ એકત્રપણે પેટા કલમ(૧) પ્રમાણે મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ થવો જોઈએ એવું માગવાને બદલે ઓછામાં ઓછા અડધા આસેશરો યુરોપીયન અથવા અમેરિકન જોઇએ, અથવા યુરોપિયન અને અમેરિકન એ બંને જોઇએ, એવી માગણી કરવાને મુખત્યાર છે."(ક.૪૫૧)

સન ૧૮૮૪ ના આકટ ૩ ની કલમ ૭

૨૦ (૧) રાણીની વિલાયતી રઇયતનો ઇનસાફ જીલ્લા માજીસતરેટની આગળ આ-

લતો હોય ત્યારે, એવી કોઇ રઇયતને, સમનના મુકદમામાં ૨૪૪ મી કલમ પ્રમાણે તેના જવાબમાં તેનું કહેવું સાંભળી લેવાની અગાઉ, અથવા વારંટના મુકદમામાં ૨૫૬ મી કલમ પ્રમાણે જવાબ આપવાનું કામ તેણે સરૂ કરયાની અગાઉ, ૪૫૧ મી કલમમાં કહેલી રીતે ભરેલી જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવો એવો દાવો કરવાનો અખત્યાર છે.

"(૨) સમનના મુકદમામાં તોહોમતદારનું કહેવું સાંભળી લેવાનું ૨૪૪ મી કલમ પ્રમાણે માજીસતરેટ શરૂ કરતી વખતે, અથવા વારંટના મુકદમામાં તોહોમતદારને પોતાનો જવાબ કરવાનું ૨૫૬ મી કલમ પ્રમાણે માજીસતરેટ કહે એ વખતે પેટા કલમ (૨) પ્રમાણે દાવો કરયો હોય તો ઉપર કહયા પ્રમાણે જ્યુરીથી ઇનસાફ થવા સારૂ જરૂરનો હુકમ માજીસતરેટ તાબડતોબ કરવો જોઇએ.

"(૩) જો સદરહુ પ્રકારનો દાવો, ચાલતા કામમાં અગાઉ ને કોઇ વખતે કરયો હોય તો લખી લીધેલા પુરાવા ઉપરથી જ્યારે જ્યારે માજીસતરેટને લાગે કે જ્યુરી આગળ જવા જોગ મુકદમો છે ત્યારે ત્યારે તેણે તેવા પ્રકારનો હુકમ કરવો જોઇએ.

"(૪) એવા દરએક મુકદમામાં માજીસતરેટે સદરહુ પ્રકારનો હુકમ કરવાની અગાઉ પદ્ધતિ પ્રમાણે તોહમતનામુ તઇયાર કરવું જોઇએ, પછી ૨૪૨ મી કલમમાં ગમે તે કહ્યું હોય તેની ચિંતા નથી.

"(૫) આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઇનસાફની વખતે ફરિયાદી, તોહમતદાર તથા શાહેદોને હાજર થવું પડે એમ કરવા સારૂ ૨૧૧ મી ૨૧૬ મી, ૨૧૭ મી ૨૧૯ મી અને ૨૨૦ મી કલમના ઠરાવ બને તેટલે સુધી લાગુ થશે.

"(૬) સેશનકોરટની આગળ જ્યુરીથી કરવાના ઇનસાફમાં કામ ચલાવવા સંબંધી આ કાયદાના ઠરાવ, બને તેટલા પુરતા, આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઇનસાફને એ પ્રમાણે લાગુ છે કે જાણે જીલ્લા–માજીસતરેટ, સેશન–જડજ હોય અને તોહમતદારને ઇનસાફ થવા સારૂ તેની કોરટમાં કમિટ કરયો હોય.

"(૭) પેટા કલમ (૫) અથવા (૬)માં કહેલા કોઇ પણ ઠરાવ, તે પેટા કલમ ઉપરથી તે લાગુ કરયા હોય તેટલા પુરતા, સઘળી કોરટોને, પોતાની રૂબરૂ ચાલતા કામને લાગુ થાય એટલા સારૂ, અરથને બાધ ન આવે એવી રીતે, જરૂરનો કે યોગ્ય શબ્દ કે ફેરફાર તેમાં કરીને લાગુ કરવાનો અખત્યાર છે.

"(૮) આ કલમમાં કહેલા કોઇ પણ ઠરાવ ઉપરથી, ૩૪૭ મી, અથવા ૪૪૭ મી કલમ પ્રમાણે તોહમતદારને ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના માજીસતરેટના અધિકારને બાધ આવે છે એમ સમજવું નહીં." (ક. ૪૫૧ સન ૧૮૮૪ના આકટ ૩ જાની ક. ૭)

(૨૧) (૧) તોહમતદાર ૪૫૧ આ કલમ પ્રમાણે પોતાનો ઇનસાફ જ્યુરીથી થવો એવો દાવો કરશે અને જીલ્લા માજીસતરેટના મત પ્રમાણે ૪૫૧ મી કલમમાં ફરમાવેલી રીતે સ્થાયલી હોય એવી જ્યુરી પોતાની આગળ ઇનસાફ થવા સારૂ ભરવાનું અશક્ય છે. અથવા ઘણો વિલંબ, ખરચ અથવા અગવડ પડયા વગર એ પ્રમાણે ભરી શકવાનું અશક્ય છે તથા તેઓ વિલંબ, ખરચ અથવા અગવડ કરવી એ તે પ્રકરણની સ્થિતિ તરફ જોતાં ગેરવ્યાજબી છે એમ લાગવાનું કારણ હશે તો, જીલ્લા માજીસતરેટે કલમ ૪૫૧ આ પ્રમાણે પોતાની સમક્ષ ઇનસાફ થવા બાબતનો હુકમ કરવાને બદલે હાઇકોરટ આ બાબ-

ના પોતે કરેલી તથા સ્થાનિક સરકારે મંજુર કરેલી કાનુન મુબજ અથવા ખાસ હુકમ કરીને, વખતે વખતે ફરમાવે તેવા બીજા જીલ્લા માજીસતરેટ પાસે અથવા સેશન જડજ પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે.

"(૨) આ કલમ પ્રમાણે સેશન જડજની આગળ તથા જીલ્લા માજીસતરેટની આગળ મુકદમો મોકલવામાં આવે ત્યારે તેણે તે મુકદમાનો ઈનસાફ પોતે કલમ ૪૫૧ અ પ્રમાણે કામ કરનારો જીલ્લા માજીસતરેટ હોય તે પ્રમાણે તેવાજ અધિકાર, (કમીટ કરવાના અધિકાર સહિત) ચલાવીને અને તેવીજ રીતે કામ ચલાવીને બનતી તાકીદે કરવો જોઈએ." (ક. ૪૫૧ ) બ સન ૧૮૮૪ ના આકટ ૩ જા ની ક. ૮)

૨૨ રાણીસાહેબની કોઈ વિલાયતી રઈયત ઉપર રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તેવા શખસની સાથે એકઠું તોહમત આવે અને રાણીસાહેબની સદરહુ વિલાયતી રઇયતને હાઇકોરટની અથવા સેસનકોરટની આગળ ઈનસાફ થવાસારૂ કમિટ કરવામાં આવે ત્યારે સદરહુ રઈયતનો તથા શખસનો ઇનસાફ એકઠો કરવાનો અધિકાર છે, અને રાણીસાહેબની સદરહુ વીલાયતી રઇયતનો જુદો ઇનસાફ કરયો હોત તો જે રીત પ્રમાણે કામ ચલાવવામાં આવત તેજ રીતે સદરહુ ઇનસાફની વખતે કામ ચલાવવું.

પણ એવું ઠરાવ્યું છે કે જો રાણીસાહેબની સદરહુ વીલાયતી રઇયત ૪૫૧ મી કલમ પ્રમાણે મિશ્ર જ્યુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનુ માગે, અને જે શખસ રાણીસાહેબની વીલાયતી રઈયત ન હોય તે શખસ પોતાનો ઇનસાફ જુદો કરવાનું માગે તો. આ છેલ્લા શખસનો ઇનસાફ ૨૩ મા બાબના ઠરાવો મુજબ જુદો કરવો. ( ક. ૪૫૨ )

૨૩ જ્યારે કોઈપણ શખસ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો કરે ત્યારે જે માજીસતરેટની આગળ ચોકશી અથવા ઈનસાફનાં કારણ સારૂ તેને આણવામાં આવે તે માજીસતરેટને તે શખસે સદરહુ દાવાના સબબો જાહેર કરવા; અને તે માજીસતરેટે સદરહુ મચકુરના ખરાપણા બાબત ચોકશી કરવી અને તે મચકુર ખરો છે એવું સાબિત કરવા માટે તે મચકુર કહેનારા શખસને યોગ્ય વખત આપવો, અને પછી તે રાણીસાહેબની વિલાયતી રઇયત છે કે નહી તે બાબત નિશ્ચય કરવો અને તે પ્રમાણે તે શખસની તજવીજ કરવી. જો સદરહુ પ્રકારના કોઇપણ શખસની ઉપર ગુનોહ સાબીત થયાનો ઠરાવ સદરહુ માજીસતરેટ કરે અને તે ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે તો તે માજીસતરેટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબીત કરવાનો બોજો તે શખસને માથે છે.

જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ શખસને તે માજીસતરેટ શેસનકોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરે અને તે શખસ રાણીસાહેબની વીલાયતી રઈયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઈએ એવો દાવો સદરહુ કોરટની આગળ કરે ત્યારે કાંઇપણ જાસ્તી ચોકસી કરવાનું સદરહુ કોરટને યોગ્ય લાગે તો તે કરયા પછી તે શખસ રાણીસાહેબની વિલાયતી રઇયત છે કે નહીં તે બાબત નીશ્ચય કરવો અને તે મુજબ તે શખસની તજવીજ કરવી. જો સદરહુ કોરટ તે સખશની ઉપર ગુનોહ સાબીત થયાનો ઠરાવ કરે અને તે ઠરાવ

ઉપર તે શખસ અપીલ કરે તો તે કોરટનો સદરહુ નીશ્ચય ખોટો છે એવું સાબીત કરવાનો બોજો તેને માથે છે.

જે કોરટની આગળ કોઈ પણ શખસનો ઇનસાફ કરવામાં આવે તે કોરટ એવો નીશચય કરે કે તે શખસ રાણીસાહેબની વીલાયતી રઈયત નથી, ત્યારે સદરહુ ઈનસાફમાં જે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ કરવાને સદરહુ નીશ્ચય એક સબબ થશે. (ક. ૪૫૩)

જો જે માજીસતરેટની આગળ રાણી સાહેબની વિલાયતી રઈયતનો ઈનસાફ કરવામાં આવે, અથવા જે માજીસતરેટ તે રઇયતને કમિટ કરે તે માજીસતરેટે તેની તજવીજ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે કરવી જોઇએ. એ દાવો તે ન કરે, અથવા જો સદરહુ દાવો કમિટ કરનારા માજીસતરેટની આગળ કરયા છતાં તે માજીસતરેટે ના મંજુર કરયા પછી જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટની આગળ તે દાવો જો ફરીથી કરવામાં ન આવે, તો તેણે રાણીસાહેબની વિલાયતી રઈયત પ્રમાણે પોતાની તજવીજ થવાનો પોતાનો હકક છોડી દીધો છે એમ ગણવું, અને તેજ મુકદમો ચાલે તેમાં પછી કોઇ પણ વખતે તે હકક તેણે જાહેર કરવો નહીં.

માજીસતરેટની આગળ જે શખસને આણ્યો હોય તે શખશ રાણીસાહેબની વિલાયતી રઇયત નથી એવું માનવાનું કારણ તે માજીસતરેટને ન હોય તો તે શખશ સદરહુ રઈયત છે કે નહીં તે બાબત તેને તે માજીસતરેટે પુછવું. (ક. ૪૫૪)

૨૫ જે શખશ રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તે શખશની તજવીજ આ બાબ મુજબ રાણીસાહેબની રઈયત કરવામાં આવે, અને તે બાબત તે શખસ હરકત ન લેતો, તેની એ પ્રમાણે તજવીજ કરયાના સબબથી, તેની ચોકસી અથવા તેને કમિટ કરવાનો હુકમ અથવા ઇનસાફ અથવા શિક્ષાનો હુકમ, જેમ હોય તેમ ગેરવ્યાજબી થશે નહીં. (ક. ૪૫૫)

૨૬ જ્યારે રાણીસાહેબની કોઇ વિલાયતી રઇયતને કોઈ પણ શખસે કાયદા વિરૂદ્ધ પેહેરામાં અટકાવી રાખી હોય તે જગાએ, રાણીસાહેબની સદરહુ વિલાયતી રઈયતે કરેલા કોઇ પણ ગુનાહ બાબત તેની ઉપર જે હાઇકોરટને હકુમત હોય તે હાઈકોરટને, અથવા સદરહુ પ્રકારનો કોઇપણ ગુનેહ તેની ઉપર શાબિત થયાના ઠરાવ ઉપરથી જે હાઇકોરટમાં અપીલ કરવાનો તે રઇયતને હક હોય તે હાઇકોરટને સદરહુ રઇયત અથવા તેની તરફથી કોઇ પણ શખસ એવી અરજી કરવાને મુખત્યાર છે કે તે રઇયતને અટકાવી રાખનાર માણુસ, તેને તે હાઈકોરટના આગળ હાજર કરે અને તે કોરટ બીજો જે હુકમ કરે તે પ્રમાણે તે માણુસ ચાલે એવો હુકમ કરો. (ક. ૪૫૬)

૨૭ સદરહુ હુકમ કરતાં પેહેલાં જો તે હાઈકોરટને યોગ્ય લાગે તો જે સબબોપરથી તે હુકમ થવા બાબત અરજી કરી હોય તે સબબો વિશે, સોગનનામું લઇને અથવા બીજી રીતે ચોકશી કરીને પછી સદરહુ અરજી કબુલ કરવાને અથવા ના કબુલ કરવાને તે હાઈકોરટ મુખત્યાર છે; અથવા તે હુકમ પ્રથમ કરીને પછી જ્યારે તે હુકમ થવા બાબત અરજી કરનારા શખસને તેની આગળ આણવામાં આવે ત્યારે તેને કાંઈ પણ ચોકશી કરવા

નીં જરૂર લાગે તો તે કરયા પછી તેને યોગ્ય લાગે એવો બીજો હુકમ તે કામમાં કરવાને તે હાઇકોરટ મુખત્યાર છે. ( ક. ૪૫૭ )

૨૮ હાઈકોરટને પોતાની અપેલેન્ટ ફોજદારી હકુમતની સ્થાનિક હદ માંહેના મુલકોમાં અને ગવરનર જનરલ ઇનકાંઉન્સિલ વખતે વખતે ફરમાવે તેવા બીજા મુલકોમાં સઘળે ઠેકાણે સદરહુ પ્રકારના હુકમ કરવાનો અખત્યાર છે. (ક. ૪૫૮ )

૨૯. આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો, ગવરનર જનરલ ઇનકાઊન્સિલે અત્યાર સુધીમાં જે જે આકટો તથા કાયદાઓ કર્યા હોય અથવા હવે પછી તે કરે કે જેમાં ગુન્હાઓ સંબંધી હકુમત માજીસતરેટોને અથવા સેશનકોરટને આપી હોય તે સઘળા આકટો તથા કાયદાઓ રાણીસાહેબની વિલાયતી રઇયતને લાગુ છે એમ સમજવું પછી તે રઈયત વિશે તે આકટોમાં સ્પષ્ટ રીતે જણાવ્યું ન હોય તોપણ.

આ કલમ માંહેના કોઇપણ મચકુરથી રાણીસાહેબની વિલાયતી રઇયતને જેટલી શિક્ષા કોઇપણ કરી શકે તે બાબત આ બાબથી ઠરાવેલી હદ ઉપરાંત જવાનો તે કોરટને અધિકાર છે એમ સમજવું નહીં અને જે માજીસતરેટ અથવા સેશન કોરટમાં પ્રમુખસ્થાને બિરાજનાર જે જડજ જસ્ટીસ ઓફ્પીપીશન હોય ને માજીસસતરેટ અથવા જડજને હકુમત મળશે એમ સમજવું નહીં. (ક. ૪૫૯ )

૩૦ જે મુકદમાનો ઈનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી થઇ શકે તેવા દરેક મુકદમામાં તોહમતવાળો શખસ અથવા તોહમતવાળાઓમાંનો એક શખસ યુરોપિયન ( રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય એવો ) અથવા અમેરિકન હોય ત્યારે બની શકે તો અને સદરહુ યુરોપિયન અથવા અમેરિકન દાવો કરે તો ઓછામાં ઓછા અડધા જ્યુરરો અથવા આશેસરો યુરોપિયન અથવા અમેરિકન હોવા જોઇએ. ( ક. ૪૬૦ )

૩૧ જ્યારે જ્યારે શેશનકોરટની આગળ કોઈ યુરોપિયન અથવા અમેરિકન ઉપર, યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા શખસ સાથે એકઠું તોહમત મુકવામાં આવે, અને ૪૬૦ મી કલમ મુજબ કરેલો દાવો મંજુર કરીને જેમાં ઓછામાં ઓછી અડધી સંખ્યા યુરોપિયનોની તથા અમેરિકનોની હોય એવી જ્યુરીથી અથવા એવા વરગના આસેશરોની મદદથી સદરહુ યુરોપિયનનો અથવા અમેરિકનનો ઈનસાફ કરવામાં આવે ત્યારે ત્યારે, સદરહુ પાછળ કહેલો શખશ દાવો કરે, તો તેનો ઇનસાફ જુદો કરવો. (ક. ૪૬૧)

૩૨ જ્યારે સેશનકોરટની આગળ કોઇ મુકદમાનો ઇનસાફ થવાનો હોય અને તેમાં તોહમતવાળા શખસને અથવા તોહમતવાળાઓમાંના એક શખસને પોતાનો ઇનસાફ ૪૫૧ મી અથવા ૪૫૧ અ. તથા ૪૫૧ બ, કલમ પ્રમાણે કામ ચલાવનારા જીલ્લા માજીસતરેટની અથવા સેશનજડજની કોરટમાં ઈનસાફ થવાનો હોય ત્યારે સદરહુ ઇનસાફ કરવા માટે મુકરર કરેલા દિવસથી ઓછામાં ઓછા ત્રણ દિવસ પેહેલાં તે કોરટે સદરહુ ઇનસાફ સારૂ જેટલા જોઇએ તેટલા યુરોપિયન તથા અમેરિકન જ્યુરરોને આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે સમન કરાવવા.

અને વળી તપાસેલી ટીપમાં બીજા જે શખસોના નામ લખ્યાં હોય તે શખસોમાંની તેટલીજ સંખ્યા તે કોરટે તેજ વખતે અને તેવીજ રીતે સમન કરાવવી. પણ જો તે સેશ-

નમાં જ્યુરીએ કરવાના ઈનસાફ સારૂ સદરહુ પ્રકારના બીજા શખસોની સદરહુ સંખ્યા સમન થઇ ચુકી હોય તો તેમ કરવાની જરૂર નથી.

સમન પોંહોચાડીને જેઓનાં નામ રિટર્ન કરયાં હોય તે સઘળા શખસોમાંથી જ્યુરી રચવા માટે ૨૭૬ મી કલમમાં ઠરાવેલી રીતે ચીઠી કરીને જ્યુરરો પસંદ કરવા અને જ્યુરી માટે યુરોપિયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા અથવા બની શકે તેટલે સુધી તે સંખ્યાની લગભગ હોય એવી સંખ્યા પુરી થઇ રહે ત્યાં સુધી તેમ કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે મુકદમામાં યુરોપિયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા બીજી કોઈ રીતે પુરી ન થઇ શકે તો કોરટની ધ્યાનમાં આવે તો જ્યુરી રચવા માટે જે શખસને ૩૨૦ મી કલમ મુજબ માફ કરયાંના સબબથી ટીપમાંથી બાતલ કરયા હશે તેવા કોઇપણ શખસને સમન કરવાને તે કોરટ મુખત્યાર છે. ( ક. ૪૬૨ )

૩૩ બીજી રીતનો સ્પષ્ટ ઠરાવ કરયો હોય તે શિવાય, સેશનકોરટની તથા હાઇકોરટની આગળ રાણીસાહેબની વિલાયતી રઈયત ઉપર, તથા રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય એવા યુરોપિયનો ઉપર તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ આ કાયદાના ઠરાવો પ્રમાણે ચલાવવું. ( ક. ૪૬૩ )

૩૪. ૪૫૪ મી કલમની ૨ જી રકમ લાગુ પડતી હોય એવી બાબતમાં તમે રાણીસાહેબની વિલાયતી રઇયત છો કે નહીં એમ કોઇપણ શખસને પુછવામાં ન આવ્યું તેથી કોઈપણ ચલાવેલા કામના વ્યવહારોપયોગીપણાને બાધ થશે નહી. ( ક. ૫૩૪ )

પ્ર૦ ૯—દરેક પ્રાંતની કેવી કેવી રીતે ટુકડીઓ કરવી જોઇએ અને સેશનકોરટની ટુકડીઓ સ્થાપવાની બાબતમાં સ્થાનિક સરકારનો શો અધિકાર છે ?

ઊ૦—બ, મુલકની ટુકડીઓ.

( ઇલાકાના મુખ્ય શહેરો શિવાય ) દરએક પ્રાંત સેશન ટુકડી થશે, અથવા તેમાં સેશન ટુકડીઓ આવશે.

અને આ કાયદાના કારણ સારૂ દરએક સેશન ટુકડી જીલ્લો થશે અથવા તેમાં જીલ્લા આવશે.

સદરહુ ટુકડીઓની તથા જીલ્લાઓની શીમાઓમાં, અથવા ગવરનર જનરલ ઈનકાઉન્શિલની, અગાઉથી મંજુરી લઇને, તેમની સંખ્યામાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલુ હોય એવી સેશન ટુકડીઓમાં તથા જીલ્લાઓમાં જ્યાં સુધી સદરહુ પ્રમાણે ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે સેશન ટુકડીઓ તથા જીલ્લા રહેશે.

આ કાયદાના કારણ સારૂ દરએક ઇલાકાનું મુખ્ય શેહેર જીલ્લો છે એમ સમજવું. ( ક. ૭ )

૨ ઇલાકાનાં મુખ્ય શહેરોની બહારનાં કોઈ પણ જીલ્લાની પેટાટુકડીઓ કરવાનો અથવા સદરહુ પ્રકારનાં કોઇ પણ જીલ્હાના કોઇપણ ભાગને પેટા ટુકડી કરવાનો અને કોઈ

પણ પેટા ટુકડીની હદમાં ફેરફાર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

જે ચાલુ પેટા ટુકડીઓમાં હાલમાં ઘણું કરીને માજીસતરેટના હવાલામાં મુકવામાં આવેછે તે સઘળી પેટા ટુકડીઓ આ કાયદા પ્રમાણે કરેલી છે એવું સમજવું (ક. ૮)

૩ સ્થાનીક સરદારે દરએક સેશન ટુકડી માટે એક સેશન કોરટ સ્થાપવી, અને સદરહુ કોરટનો એક જડજ નીમવો.

વળી સદરહુ પ્રકારની એક અથવા વધારે કોરટોમાં હકુમત ચલાવવાને આડિશનલ સેશન જડજો, જોઇન્ટ સેશન જડજો, તથા આસિસ્ટંટ સેશન જડજો નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

જ્યારે આ કાયદો અમલમાં આવે ત્યારે સેશન કોરટો ચાલુ હોય તે સઘળી સેશન કોરટો આ કાયદા પ્રમાણે સ્થાપેલી છે એમ સમજવું. ( ક. ૯ )

૪ ઇલાકાના મુખ્ય શહેરોની બહાર દરએક જીલ્લામાં સ્થાનિક સરકારે પહેલા વરગનો એક માજીસતરેટ નિગવો, અને તેને જીલ્લા માજીસતરેટ કહેવો. ( ક. ૧૦ )

૫ જ્યારે કોઇ જીલ્લા માજીસતરેટનો હુદો ખાલી પડવાથી કોઇ પણ અમલદાર સદરહુ જીલ્લામાં મુખ્ય અમલ ચલાવવાનાં કામ ઉપર થોડી મુદતને માટે આવે ત્યારે સદરહુ અમલદારે સ્થાનિક સરકારનો હુકમ થતાં સુધી આ કાયદા ઉપરથી જીલ્લા માજીસતરેટને જે અધિકાર આપ્યા છે તથા તેને જે કામો સોંપ્યાં છે તે સરવે અધિકારો ચલાવવા તથા તે સરવે કામો કરવાં. ( ક. ૧૧ )

૬ ઇલાકાના મુખ્ય શહેરોની બાહાર કોઇપણ જીલ્લામાં જીલ્લા માજીસતરેટ શિવાય, પેહેલા વરગના અથવા બીજા વરગના અથવા ત્રીજા વરગના માજીસતરેટો દાખલ પોતાની નજરમાં આવે તેટલાં માણુસોને નિગવાનો અધિકાર સ્થાનિક સરકારને છે અને સદરહુ માણુસોને આ કાયદા પ્રમાણે જે અધિકારો આપવામાં આવે તે સરવે અથવા તેમાંના કોઇ પણ અધિકાર જે સ્થાનિક પ્રદેશમાં તેણે ચલાવવા તે સ્થાનિક પ્રદેશ વખતે વખતે ઠરાવવાનો અખત્યાર સ્થાનિક સરકારના અથવા સ્થાનિક સરકારના નિરબંધ હેઠળ રહીને જીલ્લા માજીસતરેટને છે.

સદરહુ પ્રકારનો પ્રદેશ ઠરાવીને જુદી રીતે ઠરાવ્યું ન હોય તો સદરહુ માણુસોની હકુમત તથા તેઓનો અધિકાર સદરહુ જીલ્લામાં સરવે ઠેકાણે લાગુ પડશે. (ક. ૧૨)

૭ સ્થાનિક સરકાર કોઇ પેટા ટુકડી પેહેલા વરગના અથવા બીજા વરગના કોઇ પણ માજીસતરેટના હવાલામાં મુકવાને અને જે પ્રસંગે જરૂર પડે તે પ્રસંગે તે હવાલો તેની પાસે છોડાવવાને મુખત્યાર છે.

સદરહુ માજીસતરેટોને પેટા ટુકડી માજીસતરેટો કહેવા.

સ્થાનિક સરકાર આ કલમમાં કહેલા પોતાના અધિકાર જીલ્લા માજીસતરેટને સોંપવાને મુખત્યાર છે, ( ક- ૧૩)

૮ પેહેલા વરગના અથવા બીજા વરગના અથવા ત્રીજા વરગના માજીસતરેટને જે અધિકાર આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તે સરવે અથવા તેમાંના હરકોઇ અધિકાર ઇલાકાના મુખ્ય શહેરોની બહાર હરકોઈ સ્થાનિક ક્ષેત્રમાં અ-

મુક મુકદમાના સબંધમાં અથવા કોઇ અમુક વરગના અથવા અમુક વરગોના મુકદમાના સ-બંધમાં અથવા સામાન્ય રીતે સઘળા મુકદમાના સંબંધમાં હરકોઈ માણસને આપવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

સદરહુ માજીસતરેટોને સ્પેશિયલ માજીસતરેટ કહેવા.

આ કલમના પેહેલા પારેગ્રાફથી આપેલા અધિકાર સ્થાનિક સરકાર પોતાના તાબા ગાંહેના હરકોઇ અમલદારને ગવરનર જનરલ ઇનકાઊન્સિલની આગાઊથી મંજુરી લઇને અને પોતે દુરસ્ત ધારે એટલી હદ રાખીને સોંપવાને મુખત્યાર છે.

આસિસ્ટંટ ડિસ્ત્રીકટ સુપરીનટેન્ડેન્ટથી ઉતરતા દરજ્જાના કોઈ પણ પોલીસ અમલ-દારને આ કલમ પ્રમાણે કાંઇ પણ અધિકાર આપવા નહીં, અને સુલેહ જાળવવા સારૂ તથા ગુનોહ અટકાવવા સારૂ અને ગુનેહગારોને માજીસતરેટની આગળ લઈ જવા માટે તેઓને ખોળી કાહાડવા સારૂ તથા પકડવા સારૂ તથા અટકાવી રાખવા સારૂ અને કોઈ પણ ચાલુ કાયદાથી તે અમલદારને સોંપેલા બીજા કાંઈ પણ કામ તેને કરવા સારૂ જેટલે સુધી જરૂર હોય તે કરતાં વત્તા કાંઇ પણ અધિકાર સદરહુ પ્રમાણે આપવા નહીં. (ક.૧૪)

૯ ઈલાકાના મુખ્ય શેહેરોની બહાર હરકોઇ જગામાં હરકોઇ બે અથવા વધારે મા-જીસતરેટોને બેન્ચ તરીકે બેસવાનુ ફરમાવવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે. અને પેહેલા, બીજા, અથવા ત્રીજા વરગના માજીસતરેટને જે અધિકારો આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તેમાંના હરકોઇ અધિકાર સ્થાનિક સરકાર હુકમ કરીને સદરહુ બેન્ચને આપવાને મુખત્યાર છે અને સ્થાનિક સરકાર દુરસ્ત ધારે એવાજ મુકદમા-માં અથવા એવાજ વરગના મુકદમામાં અને એવોજ સ્થાનિક હદમાં. સદરહુ અધિકારો ચલાવવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે,

આ કલમ પ્રમાણે હરકોઇ હુકમ કરીને જુદી રીતનો ઠરાવ કરયો નહીં હોય તો સદ-રહુ બેન્ચના મેંબરોમાં જે ઉંચામા ઉંચા દરજ્જાનો માજીસતરેટ હોય અને જે સદરહુ બે-ન્ચના મેંબર તરીકે હાજર રહીને કાંમમાં ભાંગ લેતો હોય તેવા માજીસતરેટને આ કાયદા-થી જે અધિકાર આપ્યા હોય તે અધિકાર સદરહુ પ્રકારની દરેક બેન્ચના છે એવું સમ-જવું, અને આ કાયદાના કારણ સારૂ તે બેન્ચ જેટલે સુધી બની શકે તેટલે સુધી સદરહુ દરજ્જાના માજીસતરેટ તરીકે ગણવી. (ક. ૧૫ )

૧૦ કોઇ પણ જીલ્લામાં માજીસતરેટોની બેન્ચોની તેઓના કામની સમજુત થવા સારૂ હેઠળ લખેલી બાબતો સંબંધી આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વ-ખતે કરવાને સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારના નિરબંધ હેઠળ રહીને જીલ્લા મા-જીસતરેટ મુખત્યાર છે.

(અ) ઇનસાફ કરવાના મુકદમાના વરગો.

(બ) બેસવાની વખત તથા જગા.

(ક) ઇનસાફ ચલાવવા બાબત બેન્ચની રચના.

(ડ) બેઠેલા માજીસતરેટો વચે મતમાં જે ભેદ પડે તેનો નીકાલ કરવાની રીત. (ક.૧૬)

૧૧. ૧૨ મી, ૧૩ મી. અને ૧૪ મી કલમ પ્રમાણે નિમલા સઘળા માજીસતરેટો તથા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી સઘળી બેન્ચો જીલ્લા માજીસતરેટના તાબામાં છે એ-

વું સમજવું, અને સદરહુ માજીસતરેટોને તથા બેન્ચોને કામ વેંહેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને જીલ્લા માજીસતરેટ મુ-ખત્યાર છે.

કોઇ પેટા ટુકડીમાં અધિકારો ચલાવનાર (પેટા ટુકડી માજીસતરેટ શિવાય બીજો) દરેક માજીસતરેટ તથા દરેક બેન્ચ પેટા ટુકડીના તાબામાં છે એવું સમજવું, તોપણ તે જીલ્લા માજીસતરેટના સામાન્ય નિબંધ હેઠળ છે એવું સમજવું.

સઘળા આસીસ્ટંટ સેશનજડજોએ, જે સેશન જડજની કોરટમાં તેઓ હકુમત ચલા-વતા હોય તે સેશન જડજના તાબામાં રહેવું, અને સદરહુ આસિસ્ટંટ સેશન જડજોને કામ વેંહેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને સેશન જડજ મુખત્યાર છે.

જીલ્લા માજીસતરેટ તેમજ ૧૨ મી, ૧૩ મી, અને ૧૪ કલમ પ્રમાણે નિમેલા મા-જીસતરેટો અથવા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી બેન્ચો સેશન જડજના તાબામાં નથી એવું સમજવું. પણ આ કાયદામાં આગળ ઠરાવેલું છે. તેટલે સુધી અને તે રીતે તેના તાબામાં છે એવું સમજવું. (ક. ૧૭)

પ્ર૦ ૧૦—હરકોઇ ગુનાહનો ઈનસાફ કરવાનો અને કાયદા પ્રમાણે યોગ્ય શિક્ષા ક-રવાને સેસનજડજ એડિશલ અથવા જોઇંટ સેસનજડજ અને આસીસ્ટંટજડજ ને શા શા અધીકાર છે.?

ઉ૦—જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ ક-રવાને સેશનજડજ, આડીશનલ સેશનજડજ અથવા જાઇંન્ટ સેશનજડજ મુખત્યાર છે; પણ સદરહુ પ્રકારના હરકોઇ જડજે મોતની શિક્ષાનો હરકોઇ હુકમ કરયો હોય તો તે કાયમ થવાને હાઈકોરટની મંજુરી જોઈએ.

મોતની અથવા સાત વરસ કરતાં વધતી મુદતની સમુદ્રપારની અથવા સાત વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને આસિસ્ટંટ સેશનજડજ મુખત્યાર છે; પણ કોઈ આસિસ્ટંટ સેશ-નજડજે ત્રણ વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષાનો હુકમ કરયો હોય તો તે કાયમ થવાને સેશનજડજની મંજુરી જોઈએ. (ક. ૩૧)

પ્ર૦ ૧૧—માજીસતરેટના કેટલા વર્ગ છે અને તેઓનેગુનેહગારને શિક્ષા કરવાનો કેટલો અધિકાર છે?

ઉ૦—૧ માજીસતરેટો ૮ જાતના છે તે નીચે પ્રમાણે

પ્રેસીડેન્સી માજીસતરેટ

ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ

સબડીવીજનલ માજીસ્ટ્રેટ
સ્પેશિયલ માજીસ્ટ્રેટ
બેન્ચીઝઓફ માજીસ્ટ્રેટ
પેહેલા વર્ગના માજીસતરેટ
બીજા વર્ગના માજીસતરેટ
ત્રીજા વર્ગના માજીસતરેટ

૨ માજીસતરેટોની કોરટોને હેઠલ લખેલી શિક્ષા ફરમાવવાનો અધિકાર છે એટલેઃ—

| | |
|---|---|
| (અ) પ્રેસીડેન્ટમાજીસતરેટોની તા. પેલા વર્ગના માજીસતરેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વરસ સુધીના મુદતની કેદ<br>એકહજાર રૂપૈયા સુધી દંડ ફટકા મારવા. |
| (બ) બીજા વર્ગના માજીસતરેટોની કોરટો | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં છ મહિના સુધીની મુદતની કેદ<br>બસેં રૂપઇયા સુધી દંડ<br>ફટકા મારવા |
| (ક) ત્રીજા વર્ગના માજીસતરેટોની કોરટો | એક મહીના સુધી મુદતની કેદ<br>પચાસ રૂપઇયા સુધી દંડ |

જે શિક્ષા ફરમાવવાનો કાયદાથી પોતાનો અધિકાર હોય તેમાંની ગમે તે શિક્ષા એકઠી કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવવાનો અખત્યાર હરકોઈ માજીસતરેટની કોરટને છે

બીજા વર્ગના કોઇ માજીસતરેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો નહી હોય તો તેવા માજીસતરેટની કોઇપણ કોરટે ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવો નહી (ક. ૩૨)

પ્ર૦ ૧૨—કલમ ૩૨ મી મુજબ જે માજીસતરેટસાહેબને સત્તા આપેલી છે તે શિવાય સદરહુ માજીસતરેટસાહેબને બીજી કઇ કઈ સત્તાઓ છે? અને સદરહુ સતા કયા કયા માજીસતરેટસાહેબોને ક્યારે ક્યારે હોય છે?

ઉ૦ ૧—ત્રીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૧) ગુનેહગારને પકડવાનો અથવા પોતાની સમક્ષ પકડવાનું ફરમાવવાનો અખત્યાર કલમ ૬૫ મી.

(૨) વારંટ ઉપર શેરો લખવાનો અખત્યાર, અથવા વારંટની રૂઇએ પકડેલા કોઈ તેહસતવાળા શખસને ખસેડવાનો હુકમ કરવાનો અખત્યાર, કલમ ૮૩ મી, ૮૪ મી, તથા ૮૬ મી કલમ.

(૩) પોતાની આગળ ન્યાયાધિકારની રૂઇએ આવેલાં કામોમાં જાહેરનામું કાંહાડવાનો અખત્યાર, કલમ ૮૭ મી.

(૪) પોતાની આગળ ન્યાયાધિકારની રૂઈએ આવેલાં કામોમાં મિલકત જપ્ત કરીને વે

અવાનો અખત્યાર, કલમ ૮૮ મી.

(૫) જપ્ત કરેલી મિલકત પાછી આપવાનો અધિકાર, કલમ ૮૮ મી.

(૬) ઝાડો લેવાનું વારંટ કાહાડવાનો અખત્યાર, કલમ ૯૬ મી.

(૭) ઝાડો લેવાના વારંટ ઉપર શેરો કરવાનો. તથા જડેલી વસ્તુ આપવાનો હુકમ કરવાનો અખત્યાર, કલમ ૯૯ મી.

(૮) પોલીસની તપાસ ચાલતી હોય તે વખતે કબુલાતો અથવા મજકુરો લખી લેવાનો અખત્યાર, કલમ ૧૬૪ મી.

(૯) પોલીસની તપાસ ચાલતી હોય તે વખતે કોઇ શખસને અટકાવી રાખવાનો અધિકાર આપવાનો અખત્યાર, કલમ ૧૬૭ મી.

(૧૦) તોહમતવાળો શખસ કોરટમાં માલુમ પડે તેને અટકાવી રાખવાનો અખત્યાર કલમ ૩૫૧ મી.

(૧૧) શકવાળી મિલકત બગડી જાય એવી હોય તેને વેચવાનો અખત્યાર. ક. ૩૫૨

૨—બીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૧) ત્રીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૨) જે મુકદમામાં તે માજીસતરેટને ઇનસાફ કરવાની અથવા ઈનસાફ થવા માટે કમિટ કરવાની હકુમત હોય તે મુકદમામાં ગુનાહની તપાસ કરવાનો પોલીસને હુકમ કરવાનો અખત્યાર, કલમ ૧૫૫ મી.

૩—પેહેલા વરગના માજીસતરેટોના સાધારણ અખત્યાર.

(૧) બીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૨) કાંઇ ચોકશી ચાલતી હોય તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે ઝાડો લેવાના વારંટ કહાડવાનો અખત્યાર, કલમ ૯૮ મી.

(૩) ગેરવ્યાજબી રીતે કેદ કરેલા શખસોના શોધ કરવા સારૂ ઝાડો લેવાનું વારંટ કાહાડવાનો અખત્યાર, કલમ ૧૦૦ મી.

(૪) સુલેહ રાખવા બાબત તારણ માગવાનો અખત્યાર, કલમ ૧૦૭ મી.

(૫) સારી રીતે ચાલવા બાબત તારણ માગવાનો અખત્યાર, કલમ ૧૦૯ મી.

(૬) કબજાનાં કામોમાં હુકમો વિગરે કરવાનો અખત્યાર, કલમ ૧૪૫ મી, ૧૪૬ મી તથા ૧૪૭ મી.

(૭) ઇનસાફ થવા માટે કમિટ કરવાનો અખત્યાર, કલમ ૨૦૬ ઠી.

(૮) ફરિયાદી ન હોય ત્યારે કામ બંધ કરવાનો અખત્યાર, કલમ ૨૪૯ મી.

(૯) ગુજરાન બાબત હુકમો કરવાનો અખત્યાર, કલમ ૪૮૮ મી તથા ૪૮૯ મી.

૪ પેટા ટુકડી માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૧) પેહેલા વરગનાં માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૨) જમીનદારના નામના વારંટ લખવાનો અખત્યાર, કલમ ૭૮ મી.

(૩) સ્થાનિક સરકારે અપકારક કૃત્યો સબંધી હુકમો કરવાનો અખતિયાર. ક. ૧૩૩ મી.

(૪) અપકારક કૃત્ય ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમ કરવાનો અખતિયાર કલમ ૧૪૩ મી,

(૫) ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખતિયાર.

(૬) તજવીજો કરવાનો અખતિયાર, કલમ ૧૭૪ મી.

(૭) સ્થાનિક હકુમત માંહેના જે શખસે તે હકુમતની બાહાર કાંઇ ગુનોહ કર્યો હોય તે શખસને માટે પ્રોસેશ કાહાડવાનો અખતિયાર, કલમ ૧૮૬ મી.

(૮) ફરિયાદો દાખલ કરવાનો અખતિયાર, કલમ ૧૯૧ મી.

(૯) પોલીસના રીપોર્ટો લેવાનો અખતિયાર, કલમ ૧૯૧ મી.

(૧૦) ફરિયાદ વગર મુકદમા દાખલ કરવાનો અખતિયાર, કલમ ૧૯૧ મી.

(૧૧) તાબા માંહેના માજીસતરેટની પાસે મુકદમા મોકલવાનો અખતિયાર ક. ૧૯૨ મી.

(૧૨) તાબા માંહેના માજીસતરેટે લખી લીધેલાં કામ ઉપરથી શીક્ષાનો હુકમ કરવાનો અખતિયાર, કલમ ૩૪૯ મી.

(૧૩) ફલાણી મિલકત ચોરી વિગરેની છે એવું કહેવામાં આવ્યું હોય અથવા એવો શક આવ્યો હોય તે મિલકત વેચવાનો અખતિયાર, કલમ ૫૨૪ મી.

(૧૪) અપીલો શિવાય બીજા મુકદમા લઇ લેવાનો, તથા તેઓનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા માટે બીજા પાસે મોકલવાનો અખતિયાર. કલમ ૫૨૮ મી.

૫—જીલ્લા માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૧) પેહેલા વરગનો માજીસતરેટ હોય એવા પેટા ટુકડી માજીસરેટના સાધારણ અખતિયાર.

(૨) ટપાલખાતાના અથવા તારખાતાના અધિકારીઓના કબજામાંના દસ્તાવેજ માટે ઝાડો લેવાના વારંટો કાહાડવાનો અખતિયાર. કલમ ૯૬ મી.

(૩) સારી રીતે ચાલવાને અથવા સુલેહ રાખવાને બાંધી લીધેલા શખસોને છુટા કરવાનો અખતિયાર, કલમ ૧૨૪

(૪) સુલેહ રાખવા બાબતનું ખત રદ કરવાનો અખતિયાર. કલમ ૧૨૫ મી.

(૫) સંક્ષેપ રીતે ઈનસાફ કરવાનો અખતિયાર. કલમ ૨૬૦ મી.

(૬) કેટલાએક મુકદમામાં ગુન્હાની સાબેતીના ઠરાવ રદ કરવાનો અખત્યાર કલમ૩૫૦મી

(૭) સારી રીતે ચાલવવા બાબતનું તારણ માગવા બાબતના હુકમ ઉપર અપીલ સાંભળવાનો અખત્યાર, કલમ ૪૦૬ મી;

(૮) ૨ જા તથા ૩ જા વરગના માજીઓટોએ ગુન્હાની સાબીતીના જે ઠરાવ કરયા હોય તે ઉપરથી કરેલી અપીલો સાંભળવાનો અથવા બીજા પાસે મોકલવાનો અખત્યાર ૪૦૭ મી;

(૯) ચલાવેલાં કામનું દફતર મંગાવવાનો અખત્યાર કલમ ૪૩૫ મી;

(૧૦) ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલા હુકમ સુધારવાનો અખત્યાર, કલમ ૫૧૫ મી.

૬ જીલ્લાઓમાંના માજીસતરેટોને જે જાસ્તી અખતિયાર આપી શકાશે.

**પેહેલા વરગના માજીસ્ટ્રેટ જે અધિકાર આપી શક્યા તે**

**સ્થાનિક સરકારથી.**

૧. સારી રીતે ચાલવા બાબતનું તારણ માગવાનો અખત્યાર કલમ ૧૧૭ મી.

૨. સ્થાનિક અપકારક કૃત્યો સંબંધી હુકમો કરવાનો અખત્યાર કલમ ૧૩૩ મી.

૩. અપકારક કૃત્ય ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમ કરવાનો અખત્યાર કલમ ૧૪૩ મી.

૪. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર.

૫. તજવીજો કરવાનો અખત્યાર, કલમ ૧૭૪ મી.

૬. સ્થાનિક હકુમત માંહેના જે શખશે સ્થાનિક હકુમતની બાહાર કાંઇ ગુનોહ કર્યો હોય તે શખસને માટે પ્રોસેસ કાહાડવાનો અખત્યાર કલમ ૧૮૬ મી.

૭. ફરીયાદ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.

૮. પોલીસના રીપોરટ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.

૯. ખબર ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.

૧૦. સંક્ષેપરીતે ઇનસાફ કરવાનો અખત્યાર કલમ ૨૬૦ મી.

૧૧. બીજા તથા ત્રીજા વરગના માજીસતરેટોએ ગુનાહની સાબીતીના જે ઠરાવ કરયા હોય તે ઉપર અપીલો સાંભળવાનો અખત્યાર, કલમ ૪૦૭ મી.

૧૨. ફલાણી મીલકત ચોરી વિગરેની છે એવું કહેવામાં આવ્યું હોય અથવા એવો શક આવ્યો હોય તે મીલકત વેચવાનો અખત્યાર, કલમ ૫૨૪ મી.

**જીલ્લામાજીસ્ટ્રેટથી.**

૧. અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમ કરવાનો અખત્યાર કલમ ૧૪૧ મી.

૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર.

૩. તજવીજો કરવાનો અખત્યાર. કલમ ૧૭૪ મી.

૪. ફરિયાદ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.

૫. પોલીસના રીપોરટો ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.

૬. મુકદમા મોકલવાનો અખત્યાર. કલમ ૧૯૨ મી.

૧. ફટકા મારવાની શિક્ષાના હુકમ કરવાનો અખત્યાર કલમ ૩૨ મી.

૨. અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખતિયાર. કલમ ૧૪૩ મી.

૩. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખતિયાર.

**સ્થાનિક સરકારથી**

૪. તજવીજો કરવાનો અખતિયાર, કલમ ૧૭૪ મી.
૫. ફરિયાદ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.
૬. પોલીસના રીપોરટો ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી.
૭. ખબર ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી.
૮. ઇનસાફ થવા માટે કમીટ કરવાનો અખત્યાર કલમ ૨૦૬ ઠી;

**બીજા વરગના માજીસતરેટને જે અધીકાર આપી શકાય.**

**જીલ્લામાજીસતરેટથી**

૧. અપકારક કૃત્યો ફરીથી કરવાનો મના કરવા બાબતના હુકમો કરવાનો અખતિયાર, કલમ ૧૪૩ મી;
૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખતિયાર.
૩. તજવીજો કરવાનો અખતિયાર. કલમ ૧૭૪ મી;
૪. ફરિયાદ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખતિયાર, કલમ ૧૯૧મી.
૫. પોલીસના રીપોરટો ઉપરથી ગુનાહ સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી;

**સ્થાનિકસરકારથી**

૧. અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખતિયાર, કલમ ૧૦૩ મી;
૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખતિયાર;
૩. તજવીજો કરવાનો અખતિયાર. કલમ ૧૭૪ મી;
૪. ફરીયાદ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખતિયાર, કલમ ૧૯૧ મી
૫. પોલીસના રીપોરટો ઉપરથી ગુનાહ સાંભળવાનો અખતિયાર, કલમ ૧૯૧ મી.
૬. ઇનસાફ થવા માટે કમીટ કરવાનો અખતિયાર કલમ ૨૦૬ ઠી;

**ત્રીજા વરગનામાજીસતરેટને જે અધિકાર આપી શકાય તે.**

**જીલ્લામાજીસતરેટથી**

૧. અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખતિયાર, કલમ ૧૪૩ મી;
૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખતિયાર;
૩. તજવીજો કરવાનો અખતિયાર કલમ ૧૭૪ મી;
૪. ફરીયાદ ઉપરથી ગુનાહ સાંભળવાનો અખતિયાર કલમ ૧૯૧મી
૫. પોલીસના રીપોરટો ઉપરથી ગુનાહ સાંભળવાનો અખતિયાર કલમ ૧૯૧ મી,

**પેટા ટુકડી માજીસતરેટને જેઅધીકારઆપીશકાયતે — સ્થાનિક સરકારથી**

દફ્તર મગાવવાનો અખતિયાર. કલમ ૪૩૫ મી.

પ્ર૦—૧૩ માજીસતરેટે અખતીયાર વગર કામ કર્યું હોય તો તે કામ ક્યારે રદ કરવું અને ક્યારે ન કરવું જોઇએ?

ઉ૦—હેઠળ લખેલી વાતોમાંની કોઈ પણ વાત કરવાનો અધિકાર જે માજીસતરેટને ન મળ્યો હોય એટલેઃ—

(અ) ૯૮ મી કલમ પ્રમાણે ઝાડો લેવાનું વારંટ કાહાડવું એવો.

(બ) ૧૫૫ મી કલમ પ્રમાણે પોલીસને કોઈ ગુનાહની તપાસ કરવાનું ફરમાવવું એવો.

(ક) ૧૭૬ મી કલમ પ્રમાણે ઇનક્વેસ્ટ ભરવી એવો.

(ડ) પોતાની હકુમતની સ્થાનિક હદ માંહેના કોઇ સખશે સદરહુ હદની બાહાર કાંઈ ગુનોહ કરયો હોય તે સખસને પોતાની હદમાં પકડવા માટે ૧૮૬ મી કલમ પ્રમાણે પ્રોસેશ કાહાડવાં એવો.

(ઇ) ૧૯૧ મી કલમની રકમ (અ) અથવા રકમ (બ) પ્રમાણે કોઇ ગુનોહ સાંભળવો એવો.

(ફ) ૧૯૨ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો બીજાની પાસે મોકલવો એવો.

(ગ) ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ મુજબ માફીનું વચન આપવું એવો.

(હ) ૫૨૪ મી અથવા ૫૨૫ મી કલમ મુજબ મિલકત વેચવી એવો. અથવા

(આઇ) ૫૨૮ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો ખેંચી લેવો અને તેનો ઇનસાફ પોતાની જાતે કરવો એવો.

તે માજીસતરેટ ચુક કરીને શુદ્ધબુદ્ધિથી તે વાત કરે, તો તેને એવો અધિકાર મળ્યો નહોતો એટલાજ સબબથી તેનું ચલાવેલું કામ રદ કરવું નહીં. (ક; ૫૨૯ )

૨ જો કોઈ પણ માજીસતરેટને હેઠળ લખેલી વાતો કરવાનો અધિકાર કાયદાથી મળેલો ન છતાં તે માંહેની કોઈ પણ વાત તે કરશે (એટલે):—

(અ) ૮૮ મી કલમ પ્રમાણે મિલકત જપ્ત કરીને વેચશે.

(બ) ટપાલ આફીસમાં કોઇ કાગળને માટે અથવા તાર ખાતામાં કોઇ તારને માટે ઝાડો લેવાનું વારંટ કાહાડશે.

(ક) સુલેહ રાખવા સારૂ તારણ માગશે.

(ડ) સારી રીતે ચાલવા બાબત તારણ માગશે.

(ઇ) સારી રીતે ચાલવાને કાયદાની રૂએ બાંધી લીધેલા કોઈ શખસને છોડી દેશે.

(ફ) સુલેહ રાખવા બાબતનું ખત રદ કરશે.

(ગ) કોઇ સ્થાનિક અપકારક કૃત્ય સંબંધી ૧૩૩ મી કલમ પ્રમાણે કાંઈ હુકમ કરશે.

(હ) કોઇ લોકાપકારક કૃત્ય ફરીથી નહીં કરવા બાબત અથવા જારી નહીં રાખવા બાબત ૧૪૩ મી કલમ પ્રમાણે હુકમ કરશે.

(આઇ) ૧૪૪ મી કલમ પ્રમાણે કાંઇ હુકમ કાહાડશે.

(જ) ૧૨ મા બાબ પ્રમાણે કાંઈ હુકમ કરશે.

(કે) ૧૯૧ મી કલમની રકમ (ક) પ્રમાણે કોઈ ગુનોહ સાંભળશે.

(લ) બીજા કોઇ માજીસતરેટે ચલાવેલા તથા લખી લીધેલાં કામ ઉપરથી ૩૪૯ મી કલમ પ્રમાણે શિક્ષાનો હુકમ કરશે.

(મ) ૪૩૫ મી કલમ પ્રમાણે કામ મંગાવશે.

(ન) ગુજરાન બાબત કાંઇ હુકમ કરશે.

(ઓ) ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલો કોઇ હુકમ ૫૧૫ મી કલમ પ્રમાણે તપાસશે.

(પ) કોઇ ગુનેહગારનો ઈનસાફ કરશે.

(ક્યુ) સંક્ષેપ રીતે કોઇ ગુનેહગારનો ઇનસાફ કરશે અથવા,

(૨) અપીલનો નિકાલ કરશે.

તો તેણે ચલાવેલું કામ રદ થશે. (ક. ૫૩૦)

પ્ર૦ ૧૪—સેશન કોરટને અથવા હાઇકોરટને ઇનસાફ થવા માટે ગેરશીરસ્તે કમિટ કરવા સારૂ હુકમો કર્યા હોય તોપણ તે ક્યારે ગંજુરં રાખવામાં આવે છે?

ઉ૦—જો કોઇપણ માજીસતરેટ અથવા બીજો અધિકારી જે અધિકાર પોતાને આપેલા ન હોય તે જાણે પોતાને યોગ્ય રીતે આપેલા છે એવી રીતે તે અધિકાર ચલાવીને કોઇ તોહમતવાળા શખસને સેશન કોરટ અથવા હાઈ કોરટની આગળ તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરે તો જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટ, તે કામના કાગળ પત્રો તપાશી જોયા પછી જો એમ ધારે કે તોહમતવાળાને નુકશાન થયું નથી તો તે કમિટ કરનારા હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે, પણ જો તે કામની ચોકશી ચાલતાની દરગિયાન અને કમિટ કરવાનો હુકમ થતાં પેહેલાં સદરહુ માજીસતરેટની અથવા બીજા અધિકારીની સત્તા વિશે ફરિયાદી તરફથી કે તોહમતવાળા તરફથી હરકત લેવામાં આવી હોય તો આવા કમિટ કરવાના હુકમો મંજુર રહી શકતા નથી. (ક. ૫૩૨)

પ્ર૦ ૧૫—ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ, ડિવીઝન માજીસતરેટ, સબારડીનેટ માજીસતરેટ અને સ્પેશિયલ માજીસતરેટને કોણ નીમે છે? અને દરેકની સ્થાનિક હકુમત કોણ ઠરાવે છે?

ઉ૦—સ્થાનિક સરકાર. (ક. ૧૨)

પ્ર૦ ૧૬—ડિસ્ત્રીકટનો માજીસતરેટ તાબા માંહેના માજીસતરેટની તરફ મુકદમાઓ ક્યારે અને કેવી રીતે મોકલે છે અને એ પ્રમાણે મોકલેલા મુકદમા બાબત તાબા માંહેના માજીસતરેટે કેવી રીતે ચાલવું? પોતાના અખત્યાર બાહારના મુકરદમા બાબત અથવા જોઇએ તેટલી શખત શિક્ષાનો હુકમ કરાતો નહી હોય તેવા મુકરદમા બાબત માજીસતરેટે શી રીતે કામ ચલાવવું?

ઉ૦ ૧—જે મુકદમો પોતે હાથમાં લીધો હોય તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરવા સારૂ પોતાના તાબા માંહેના હરકોઇ માજીસતરેટની પાસે તે મુકદમો મોકલવા ને હરકોઇ જીલ્લા માંજીસતરેટ અથવા પેટાટુકડી માજીસતરેટ મુખત્યાર છે.

પેહેલા વરગના જે માજીસતરેટે જે મુકદમો હાથમાં લીધો હોય તે માજીસતરેટને તે મુકદમો પોતાના જીલ્લામાંનો બીજો વિશેષ કરીને કહેલો જે કોઇ માજીસતરેટ આ કાયદા પ્રમાણે તે તોહમતવાળાનો ઇનસાફ કરવાને અથવા ઈનસાફ થવાસારૂ કમિટ કરવાને લાયક હોય તે માજીસતરેટની પાસે ચોકશી અથવા ઈનસાફ કરવા સારૂ મોકલવાનો અધિકાર આપવાને હરકોઇ જીલ્લા માજીસતરેટ મુખત્યાર છે; અને તે મુજબ સદરહુ માજીસતરેટને તે મુકદમાની વ્યવસ્થા કરવાનો અધિકાર છે. (ક. ૧૯૨)

૨ ફરિયાદ ઉપરથી કોઇ ગુનોહ સાંભળનારા માજીસતરેટે તુરત ફરિયાદીની કસમ ઉપર જુબાની લેવી અને તે જુબાનીનો સાર લખી લેવો તથા તે ઉપર ફરિયાદીએ અને માજીસતરેટે પણ સહી કરવી.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) જ્યારે ફરિયાદ લખીને કરવામાં આવે ત્યારે આ કલમ માંહેના કોઇપણ મચકુર થી. ૧૯૨ મી કલમ પ્રમાણે તે મુકદમો બીજાની પાસે મોકલતાં પેહેલાં કોઇ માજીસતરેટને ફરિયાદીની જુબાની લેવાની જરૂર છે એમ સમજવું નહીં.

(બ) જ્યારે માજીસતરેટ પ્રેસીડેન્સી માજીસતરેટ હોય ત્યારે દરેક મુકદમામાં તે માજીસતરેટ દુરસ્ત ધારે તે પ્રમાણે સદરહુ જુબાની કસમ ઉપર અથવા તે વગર લેવાનો અધિકાર છે પણ પોતે દુરસ્ત ધારે તો ફરિયાદની બાબત પોતાની આગળ આણતાં પહેલાં તે માજીસતરેટ તે બાબત લખી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(ક) જ્યારે તે મુકદમો ૧૯૨ મી કલમ પ્રમાણે કોઇ બીજા પાસે મોકલવામાં આવ્યો હોય અને આ પ્રમાણે મોકલનારો માજીસતરેટ ફરિયાદીની જુબાની લઇ ચુકયો હોય ત્યારે જે માજીસતરેટની પાસે તે મુકદમો મોકલવામાં આવ્યો હોય તે માજીસતરેટ ફરિયાદીની ફરીથી જુબાની લેવાને બંધાયલો નથી. ( ક. ૨૦૦ )

૩ ડીસ્ટ્રિકટ માજીસતરેટ તથા સબડીવીજન માજીસતરેટ કોઇ પણ મુકદમો ગમે તો પોતે સોંપેલો હોય તોપણ પોતાના તાબાના કોઈપણ માજીસતરેટ પાસેથી પાછો ખેંચી લેવાને માટે અને તેનો પોતાની જાતે તપાસ કરવાને અથવા તેનોઇનસાફ કરવાને માટે અગર કોઇપણ બીજા યોગ્ય માજીસતરેટની પાસે તપાસ થવાને અથવા ઇનસાફ થવાને મોકલવાને મુખત્યાર છે. સ્થાનિક સરકાર અમુક વરગના મુકરદમાઓ અથવા અમુક જાતના મુકરદમાઓ ડિસ્ટ્રીકટ માજીસતરેટ પોતાના તાબા માંહેના માજીસતરેટ પાસેથી પાછા ખેંચીલઇ શકે એવો અધિકાર ડીસ્ટ્રીકટ માજીસરેટને આપી શકે છે.

૪ ઇલાકાના મુખ્ય શહેરોની બાહાર કોઇપણ જીલામાં કોઇ માજીસતરેટની આગળ કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતુ હોય ત્યારે જે પુરાવ ઉપરથી તે માજીસતરેટને એવું અનુમાન કરવું વ્યાજબી જણાય કે સદરહુ જીલ્લામાં બીજા કોઇ માજીસતરેટે તે મુકરદમાનો ઇનસાફ કરવો જોઇએ અથવા ઇનસાફ કરવા સારૂ તે કમિટ કરવો જોઇએ તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસતરેટનાં હાથ તળે પોતે હોય તે માજીસતરેટની આગળ અથવા જીલ્લા માજીસતરેટ ફરમાવે તેવા બીજા હકુમતવાળા માજીસતરેટની આગળ તે મુકદમો મોકલી દેવો અને તેની સાથે ટુંકામાં એક રીપોર્ટ કરીને તેમાં મુકરદમાનો પ્રકાર સમજાવવો.

જે માજીસતરેટની પાસે તે મુકરદમો મોકલવામાં આવે તેને જો ઈનસાફ કરવાનો અખત્યાર આપેલો હોય તો તે મુકરદમાનો ઇનસાફ તે જાતે કરવાને અથવા પોતાના હાથતળેના જે માજીસતરેટને હકુમત હોય તે માજીસતરેટને તે મુકરદમો સોંપવાને અથવા તોહમતવાળાને તેનો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાને મુખત્યાર છે. (ક. ૩૪૬)

૫ કોઇ માજીસતરેટની આગળ કોઇપણ ચોકશીનું કામ ચાલે તેમાં, અથવા કોઇ માજીસતરેટની આગળ કોઇપણ ઈનસાફનું કામ ચાલે તેમાં ફેંસલા ઉપર સહી કરતાં પહેલાં તેને કોઇપણ વખતે એમ જણાય કે તે કામનો ઈનસાફ સેશનકોરટે અથવા હૈકોરટે કરવો જોઇએ, અને જો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાનો અખત્યાર તેને આપેલો હોય, તો તેણે કામ અગાડી ચલાવવું બંધ કરવું અને આ કાયદામાં પાછળ કહેલા ઠરાવો પ્રમા-

એ તોહમતવાળાને કમિટ કરવો.

જો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અખત્યાર સદરહુ માજીસતરેટને આપેલો ન હોય તો તેણે ૩૪૬ મી કલમ પ્રમાણે ચાલવું. (ક. ૩૪૭)

૬ જ્યારે બીજા અથવા ત્રીજા વરગના માજીસતરેટને હકુમત હોય તે માજીસતરેટ ફરિયાદીનું કામ ચલાવનારની તરફનો તથા તોહમતવાળાની તરફનો પુરાવો સાંભળે ત્યારપછી તેનો મત એવો થાય કે તોહમતવાળો તકસીરદાર છે, અને તેને જે શિક્ષા કરવાનો પોતાનો અધિકાર છે તેથી જુદી જાતની અથવા તે કરતાં વધારે સખત શિક્ષા તે તોહમતવાળાને મળવી જોઇએ અથવા તેને ૧૦૬ ઠી કલમ પ્રમાણે ખત કરી આપવાનું ફરમાવવું જોઈએ ત્યારે તે માજીસતરેટ પોતાનો મત દફતરમાં દાખલ કરીને પોતે ચલાવેલું કામ તોહમતવાળાને જે જીલ્લા માજીસતરેટના અથવા પેટા ટુકડી માજીસતરેટના તાબામાં પોતે હોય તેની પાસે મોકલવાને મુખત્યાર છે.

જે માજીસતરેટની પાસે કામ મોકલવામાં આવે તે માજીસતરેટને દુરસ્ત લાગે તો તે પક્ષકારોની જુબાની લેવાને તથા શાહેદ તે મુકરદમામાં શાહેદી આપી ચુક્યો હોય તે શાહેદને પાછો બોલાવીને તેની જુબાની લેવાને મુખત્યાર છે. અને કોઇ પણ વધારે પુરાવો માગવાને તથા લેવાને મુખત્યાર છે, અને તે મુકરદમામાં પોતાને ગોગ્ય લાગે એવા અને કાયદા પ્રમાણે હોય એવો ફેંસલો અથવા શિક્ષાનો હુકમ અથવા તે હુકમ તે માજીસતરેટે કરવો, પણ એવું ઠરાવ્યું છે કે ૩૨ મી તથા ૩૩ મી કલમ પ્રમાણે જેટલી શિક્ષા કરવાનો પોતાને અધિકાર હોય તે કરતાં વધારે સખત શિક્ષા તેણે કરવી નહીં. (ક. ૩૪૯)

પ્ર૦—૧૭ મુળ અથવા અપીલના મુકરદમાઓ લેઇ લેઈને પોતાના તાબાના બીજા માજીસતરેટોને સોંપવાનો કયા માજીસતરેટોનો અધિકાર છે?

ઉ૦—૧ આ કલમ પ્રમાણે કોઇ પણ અપીલ અથવા સદરહુ પ્રકારના કોઇ પણ વરગની અપીલો જીલ્લા માજીસતરેટના તાબા માંહેના પેહેલા વરગના જે માજીસતરેટોને સદરહુ અપીલો સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકારે આપ્યો હોય તે માજીસતરેટે સાંભળવી એવું ફરમાવવાને જીલ્લા માજીસતરેટ મુખત્યાર છે, અને તે ઉપરથી સદરહુ અપીલ અથવા સદરહુ વરગની અપીલો તે તાબા માંહેના માજીસતરેટને કરવી, અથવા તે જીલ્લા માજીસતરેટને કરવામાં આવી ચુકી હોય તો તે સદરહુ પ્રકારના તાબા માંહેના માજીસતરેટ પાસે મોકલવી. અને એ પ્રમાણે કરેલી અથવા મોકલેલી કોઇ પણ અપીલ અથવા કોઇ પણ વરગની અપીલો સદરહુ માજીસતરેટની પાસેથી લઇ લેવાને જીલ્લા માજીસતરેટ મુખત્યાર છે. (ક. ૪૦૭ નો બીજો પેરેગ્રાફ.)

૨ કોઈ પણ જીલ્લા માજીસતરેટ અથવા પેટા ટુકડી માજીસતરેટ પોતાના તાબા માંહેના કોઇ પણ માજીસતરેટની પાસેથી કોઈ પણ મુકદમો લઇ લેવાને અથવા સદરહુ પ્રકારના કોઇ પણ માજીસતરેટને જે મુકદમો પોતે સોંપ્યો હોય તે મુકદમો પાછો મંગાવી લેવાને મુખત્યાર છે અને તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ પોતે કરવાને અથવા તેની ચોકશી અથવા ઇનસાફ કરવાને લાયક હોય એવા સદરહુ પ્રકારના બીજા કોઈપણ માજીસ્ટ્રેટની પાસે ચોકશી અથવા ઇનસાફ થવા માટે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે. (ક. ૫૨૮)

પ્ર૦—૧૮ કેટલાએક વરગના મુકરદમા લેઇ લેવાનો અધિકાર ડીસ્ત્રીકટના માજીસતરેટને કોણ આપી શકે છે?

ઉ૦—સ્થાનિક સરકાર. (ક. ૫૨૮ બીજો પેરેગ્રાફ )

પ્ર૦ ૧૯—ફલાણી ફલાણી હદમાં જે ફરિયાદ થાય તે બદલવાનો માજીસતરેટને શો અધિકાર છે અને તેઓની બેન્ચો ભરીને બેસે ત્યારે તે વિષે નિયમો કરવાને શો અધિકારછે?

ઉ૦—૧ ઈલાકાના મુખ્ય શેહેરોની બહાર કોઇ પણ જીલ્લામાં જીલ્લા માજીસતરેટ શિવાય પહેલા વરગના અથવા બીજા વરગના અથવા ત્રીજા વરગના માજીસતરેટો દાખલ પોતાની નજરમાં આવે તેટલા માણસોને નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે; અને સદરહુ માણસોને આ કાયદા પ્રમાણે જે અધિકારો આપવામાં આવે તે સરવે અથવા તેમાંના કોઇ પણ અધિકાર જે સ્થાનિક પ્રદેશમાં તેણે ચલાવવા તે સ્થાનિક પ્રદેશ વખતે વખતે ઠરાવવાનો અખતિયાર સ્થાનિક સરકારને અથવા સ્થાનિક સરકારના નિરબંધ હેઠળ રહીને જીલ્લા માજીસતરેટને છે. (ક. ૧૨ )

૨ કોઈ પણ જીલ્લામાં માજીસતરેટોની બેન્ચોની તેઓના કામની સમજુત થવા સારૂ હેઠળ લખેલી બાબતો સંબંધી આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારની નિરબંધ રહીને જીલ્લા માજીસતરેટ મુખતાર છે:—

(અ) ઇનસાફ કરવાના મુકદમાના વરગો.

(બ) બેસવાની વખત તથા જગા.

(ક) ઇનસાફ ચલાવવા બાબત બેન્ચની રચના.

(ડ) બેઠેલા માજીસતરેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત. (ક.૧૬)

પ્ર૦ ૨૦—પબલીક પ્રૌસીકયુટર કોણ નિમે છે અને તેને સઘળાં અથવા મુકરર કામ સારૂ નીમી શકાય છે?

માજીસતરેટ અથવા સેસનકોરટની રૂબરૂ ચાલતા મુકરદમામાં ફરિયાદિને પોતાની મેળે પ્રાસીકયુટરનુ કામ કરવાનો હક છે?

ઉ૦—૧ સામાન્ય રીતે અથવા ગમે તે મુકદમામાં અથવા ગમે તે વરગના મુકદમા સારૂ કોઈ પણ સ્થાનિક ક્ષેત્રમાં એક અથવા વધારે અમલદારો નિમવાને ગવરનરજનરલ ઇનકાંઉન્સિલ અથવા સ્થાનિક સરકાર મુખતિયાર છે, અને તે અમલદારોને પબ્લીક પ્રાસિકયુટરો કેહેવા.

સેશનકોરટમાં ઇનસાફ થવા સારૂ કોઈપણ મુકદમો કમિટ કર્યો હોય તેમાં પબ્લીક પ્રાસિકયુટર ગેરહાજર હોય અથવા કોઈપણ પબ્લીક પ્રાસિક્યુટરને નીમ્યોજ ન હોય ત્યારે બીજો જે શખસ આસિસ્ટંટ ડિસ્ત્રિકટ સુપરીનટેન્ડેન્ટથી ઉતરતા દરજ્જાનો પોલીસ અમલદાર ન હોય તે શખસને તે મુકદમાના કારણ સારૂ પબલીક પ્રાસિક્યુટર નિમવાને જીલ્લા માજીસતરેટ અથવા જીલ્લા માજીસતરેટના નિબંધ હેઠળ રહીને પેટા ટુકડી માજીસતરેટ મુખતિયાર છે. (ક. ૪૯૨)

૨ પબલીક પ્રાસિકુયુટરને સોંપેલા હરકોઇ મુકદમાની ચોકશીનું અથવા ઇનસાફનું

અથવા અપીલનું કામ કોઇ કોરટમાં ચાલુ હોય ત્યારે તેને તે કોરટમાં લખેલાં મુખતિયાર નામા વગર હાજર થઇને બોલવાનો અખતિયાર છે, અને સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં કોઇપણ શખસની ઉપર કોઈપણ કોરટમાં ફરીયાદ ચલાવવા માટે કોઇપણ શખસ કોઇ પ્લીડરને નીમે તો ફરીયાદનું કામ પબ્લીક પ્રાસિકયુટરે ચલાવવું અને જે પ્લીડરને એ પ્રમાણે નીમ્યો હોય તે પ્લીડરે તેના હુકમ પ્રમાણે તે મુકદમામાં ચાલવું. (ક. ૪૯૩)

૩ ગવરનર જનરલ ઈન કાંઉન્સિલે અથવા સ્થાનિક સરકારે નિમેલો કોઈપણ પબ્લીક પ્રાસિકયુટર જ્યુરીથી ઇનસાફ કરવાના મુકદમાઓમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહેલાં અને બીજા મુકદમાઓમાં ફેંસલો આપતાં પેહેલાં કોરટની સંમતીથી કોઇપણ શખસની ઉપર ફરીયાદનું કામ ચલાવવાનું છોડી દેવાને મુખતિયાર છે, અને આ પ્રમાણે છોડી દેવું તે,

(અ) જો તહોમતનામું તઇયાર કરયા પેહેલાં એ પ્રમાણે છોડી દેવામાં આવે તો તે ઉપરથી તહોમતવાળાને છોડી મુકવો;

(બ) જો તહોમતનામું તઈયાર કર્યા પછી અથવા આ કાયદા પ્રમાણે તહોમતનામાની જરૂર ન હોય ત્યારે જો એ પ્રમાણે છોડી દેવામાં આવે તો તહોમતવાળાને બીન તકશીરવાર ઠરાવવો. (ક. ૪૯૪)

૪ કોઈપણ માજીસતરેટ કોઇપણ મુકદમાની ચોકશી અથવા ઈનસાફનું કામ કરતો હોય ત્યારે પોલીસ ઇન્સ્પેકટરના દરજ્જા કરતાં ઉતરતા દરજ્જાના પોલીસ અમલદાર શિવાય બીજા કોઇપણ શખસને ફરીયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવાને તે મુખતિયાર છે; પણ સદરહુ પરવાનગી વગર એ પ્રમાણે કરવાનો હક, આડવોકેટજનરલ અથવા સ્ટાડીંગ કાંઉન્સિલ અથવા સરકારી સોલિસિટર અથવા પબ્લિક પ્રાસિકયુટર સિવાય અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકારે આ બાબત સામાન્ય રીતે અથવા વિશેષ કરીને અધિકાર આપેલો હશે તે અમલદાર શિવાય બીજા કોઇપણ શખસને નથી.

ફરીયાદ પક્ષનું કામ ચલાવનારે કોઇપણ શખસ પોતાની જાતે અથવા કોઇ પ્લીડરની મારફતે એ પ્રમાણે કરવાને મુખતિયાર છે, (ક. ૪૯૫)

૫ જ્યારે હાઇકોરટને એવું દેખાડવામાં આવે કે

(અ) તેના તાબા માંહેથી કોઈ પણ ફોજદારી કોરટમાં ચોકશી અથવા ઇનસાફ વ્યાજબી રીતે અને નીષ્પક્ષપાત થઈ શકશે નહીં; અથવા—

(બ) કાયદા અસાધારણ મુશ્કેલીવાળી કાંઇ તકરાર ઉઠે એવો સંભવ છે, અથવા

(ક) જે જગાએ અથવા જે જગાની પાસે કોઇ પણ ગુન્હો કરવામાં આવ્યો હોય તે જગા સદરહુ ગુન્હાની ખાત્રી લાયક ચોકશી અથવા ઈનસાફ કરવા માટે જોવાની જરૂર પડે, અથવા

(ડ) આ કલમ પ્રમાણે હુકમ કરવાથી પક્ષકારોનો અથવા સાહેદોને સામન્ય રીતે સગવડ પડશે,

ત્યારે તે હેઠળ લખ્યા મુજબ હુકમ કરવાને મુખત્યાર છે,—

(૧) કોઇ પણ ગુનહાની ચોકશી અથવા ઇનસાફ, ૧૭૭ મા ૧૮૪ મી (એ બંને ક-

લમો સુદ્ધાં) કલમો પ્રમાણે અધિકાર ગળેલો નહોય એવી પણ તે ગુનાહની ચોકશી અથવા ઇનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી કોઈ પણ કોરટે કરવો એવો,

(૨) કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ, અથવા કોઇપણ મુકરર વરગના સદરહુ પ્રકારના મુકદમા અથવા અપીલો, પોતાના અખત્યાર હેઠળની કોઇ ફોજદારી કોરટમાંથી ખશેડીને સમાન અથવા ઉંચી હકુમતવાળી સદરહુ પ્રકારની બીજી કોઈ પણ ફોજદારી કોરટની પાસે મોકલવી એવો, અથવા

૩ કોઈ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ પોતાની પાસે મોકલવી અને તેનો ઇનસાફ પોતે કરે એવો;

પ્રેસિડેન્સી માજીસતરેટ કોરટ શિવાય બીજી કોઇ પણ કોરટ માંહેના કોઈ પણ મુકદમાનો ઇનસાફ પોતાની આગળ કરવામાટે હાઈકોરટે તે મુકદમો તે કોરટમાંથી ખસેડી લે, ત્યારે જો તે મુકદમો એ પ્રમાણે ખશેડી લેવામાં આવ્યો ન હોતતો જે રીતે તે કોરટ કામ ચલાવત તેજ રીતે હાઈકોરટે ૨૬૭મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજે પ્રસંગે, સદરહુ ઇનસાફ કરવામાં કામ ચલાવવું.

આ કલમથી આપેલો અધિકાર ચલાવવા બાબતની દરએક અરજી દરખાસ્ત કરીને કરવી, અને અરજદાર આડવોકેટ જનરલ ન હોય ત્યારે તે દરખાસ્તના ટેકામાં આફિડેવિટ (સોગનનામું) અથવા પ્રતિજ્ઞા કરવી.

જ્યારે કોઇ તોહોમતવાળો શખસ આ કલમ પ્રમાણે અરજી કરે ત્યારે જો મને તકસીરવાર ઠરાવવામાં આવશે તો હું ફરિયાદી કામ ચલાવનારનો ખરચ આપીશ એવી સરતથી એક વખત, જામીનસાથે કે વગર જામીને, લખી આપવાનું તેને ફરમાવવાને હાઇકોરટ મુખત્યાર છે.

સદરહુ પ્રકારની કોઇ પણ અરજી કરનારા દરએક તોહોમતવાળા શખસે તે અરજીની લેખી નોટીસ તથા જે આધારે તે અરજી કરી હોય તે આધારોની એક નકલ પબ્લિક પ્રાસિક્યુટરને આપવી, અને સદરહુ નોટીસ આપવામાં આવે ત્યારથી તે અરજીની સુનાવણી થતાં સુધીમાં ઓછામાં ઓછા ચોવીસ કલાક ગયા વગર તે અરજીના ગુણદોષ ઉપરથી કાંઈ પણ હુકમ કરવો નહીં.

૧૯૭મી કલમ મુજબ કરેલા કોઈ પણ હુકમને આ કલમ માંહેના કોઇ પણ મચકુરથી બાધ થાય છે એવું સમજવું નહીં. (ક. પર૬)

૪ કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ એક હાઈકોરટમાંથી બીજી હાઇ કોરટની પાસે અથવા એક હાઈ કોરટના તાબા માંહેની કોઇ પણ ફોજદારી કોરટમાંથી બીજી કોઇ હાઇકોરટના તાબામાંહે સમાન અથવા ઉંચી હકુમતવાળી બીજી કોઈપણ ફોજદારી કોરટની પાસે મોકલવાથી ન્યાયનો હેતુ પાર પડશે અથવા પક્ષકારોને અથવા શાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે એમ ગવરનર જનરલ ઇનકાંસિલને જણાય, ત્યારે ગ્યાઝેટ આફ ઇંડિયામાં જાહેરનામું પ્રસિધ કરીને તે પ્રમાણે તે મુકદમો અથવા અપીલ મોકલવી એવું ફરમાવવાને તે મુખત્યાર છે.

જે કોરટની પાસે સદરહુ મુકદમો અથવા અપીલ મોકલવામાં આવે તે કોરટ; જાણે તે

મ મિલકતમાં, તથા બાપ દાદાથી ઉતરેલી તથા પોતાની મેળવેલી મિલકતમાં કાંઇ તફાવત રાખવામાં આવતો નથી.

૨ સઉથી મોટા છોકરાને કાંઇ વધારે મળતું નથી.

૩. ઓરતોને પણ વારસો મળે છે ને તેઓની મિલકત વેંહેચી નાખવી અથવા કોઈને આપી દેવી એ તેઓનાજ હાથમાં છે; અને તેઓની મિલકત તેઓનાજ પોતાના વારસોને મળે છે.

૪. મુસલમાન લોકોમાં દત્ત પુત્ર લેવાની ચાલ નથી, ને જો કોઈ દત્ત પુત્ર લેનો તેવા દત્તપુત્રને વારસો મળતો નથી.

૫. જ્યારે કોઇ મુસલમાન મરી જાય છે ત્યારે તેની મિલકતપર તેના તે વખત જીવતા વારસોનો હક લાગે છે. કોઈ વારસ એ મરનારની અગાઉ મરી ગયો હોય તેના વારસોને એ વારસાનો હક મળતો નથી જેમકે અ. નો છોકરો બ, અ ની અગાઉ મરી ગયો હોય તો બ, ના છોકરા ક. ને પોતાના મરી ગયેલા બાપ બ નો હકમળતો નથી પણ જો અ. ની પછી બ. મરી જાય તો તેના છોકરાં ક. ને પોતાના બાપનો હિસ્સો મળે છે.

૬. જો કોઈ મુસલમાન પોતાની જીંદગીમાં પોતાની મિલકત વારસો વ્હેંચી આપે તો કોઈ વારસને બાતલ કરવાને તેને સત્તા છે. પણ એક વારસને તેનો હિસ્સો નહીં આપવો એવી રીતનું જો તે વશીયતનામું કરી જાય તો તે વશીયતનામું ધારાપ્રમાણે મંજુર ગણાતું નથી.

૭ કોઇપણ વારસ પોતાનો હિસ્સો કાંઇ કારણસર મુકી દે તો તેમ કરવાને તેને સત્તા છે. પણ તે પોતાનો હિસ્સો છોડી દે તેથી બીજા વારસોના હિસ્સામાં ફેરફાર થવો જોઇએ નહીં વાસ્તે વારસાની વેહેંચણી કરતી વખત તેને પણ સામેલ કરવો જોઈએ જેમ કે કોઇ મરનાર બાઇના ત્રણ વારસ હોય, ધણી. મા અને કાકો, હવે ધારા પ્રમાણે ધણીને $\frac{1}{2}$ માને $\frac{1}{3}$ ને કાકાને $\frac{1}{6}$ ભાગ આપવો જોઇએ હવે ,જો મિલકત રૂ ૬૦ હોય ને જો ધણી ૩૦) ને બદલે ૩૨૦) લેતો માને આપવા જોઈએ, ને કાકાને રૂ૪૦) નો મળશે.

૮. વગર નીકાએ જન્મેલા ફરજંદને પોતાની મા પાસેથી રૂ૪૦ ના બે ભાગ ને પોતાની માના સગા પાસેથી વારસો મળે છે પણ બાપ પાસેથી વારસો મળતો નથી.

૯. વારસો લેવાને વાસ્તે છોકરૂં જન્મેલુંજ જોઇએ એમ નથી. મરનારના મરવા અગાઉ તેની માને હમેલ રહ્યા હોય ને પછી તે છોકરૂં સહીસલામત જન્મ્યું હોય તોબસછે.

૧૦ કોઈ પુરૂષ અને બાયડી સમપાયરીના હોય તો બાયડીને પુરૂષ કરતાં અડધો હિસ્સો મળે છે. પણ બાપ તથા મા તથા એકજ માએ પણ જુદા જુદા બાપે જન્મેલા ભાઈ બંનેને એ કાનુન લાગતી નથી.

૧૧ સમપાયરીના વારસોમાં જો એકજ મા બાપથી ઉતરેલા વારસો હોય તો તેઓને વારસો મળે છે ને એકજ બાપથી ઉતરેલા વારસોને મળતો નથી. પણ એકજ માથી પણ જુદા જુદા બાપથી જન્મેલા ભાઇ બેનો આ કાનુન લાગુ પડતો નથી.

પ્ર૦—૩ કીયા કારણોથી વારસા ઉપરનો હક રદ થાય છે?

ઉ૦—૧ ગુલામગીરી, ૨ માણુસનું ખુન, ૩ જુદો ધરમ, ૪ જુદા જુદા રાજમાંરે-

હેવું. આ ચાર કારણોમાંથી ૧ ગુલામગીરી ઇ૦સ૦ ૧૮૪૩ ના ૫ મા આક્ટથી, ૨ જુદો ધરમ ઈ૦સ૦ ૧૮૫૦ ના ૨૧ ધારાથી, ૩ જુદા જુદા રાજ્યમાં રહેવું એ હાલ મુસલમાન લોકોનું રાજ્ય નથી તેથી એ રીતે ત્રણ કારણો અમલમાં નથી ને ચોથું ખુન એ કારણ હાલ લાગુ છે જે માણસનું ખુન કરયું હોય તેની પાસેથી ખુનીને કાંઇ વારસો મળતો નથી. સુની લોકોના કાનુન પ્રમાણે ખુન જાણી જોઈને અગર અજાણતાં કીધું હોય તોપણ ખુનીને વારસો મળતો નથી. પણ શીહા લોકોના કાનુન પ્રમાણે ખુન કીધું હોય તોજ ખુની વારસો મળતો નથી. ને ખુનીએ ખુન કીધું છે એમ ખુલ્લી રીતે સાબેત કરવું જોઈએ.

પ્ર૦—૪ મિલકત વ્હેંચણી થવાની પુરવે જે વધારો થાય તેને શી રીતે ગણવો, તથા વ્હેંચણી કર્યા પુર્વે શુ પેહેલું આપવું જોઇએ.

ઉ૦—અ જ્યાં સુધી કાનુન પ્રમાણે મિલકતની વ્હેચણી થઇ નહી હોય ત્યાં સુધી મિલકતમાં જે વધારો થાય તે મિલકતનો ભાગ ગણાય છે.

બ. મરનારની મિલકતમાં પેહેલે મઈયતનો ખરચ આપવો જોઇએ, પછી તેનું કરજ, પછી બાકી રહેલી મિલકતમાંથી ફ્રુસુધી તેની વશીયત પ્રમાણે જેને જેને આપવાનું મરનાર કહી ગયો હોય તેને આપવું જોઇએ. પછી બાકી રહે તે વારસોમાં કાનુન પ્રમાણે વ્હેંચી આપવું જોઇએ.

પ્ર૦—૫ મરનારને ઘણા વારસો હોય તો શી રીતે કરવું?

ઉ૦—એકથી વધારે માણસો વારસો હોય તો તેમના ઠરાવેલા જુદા જુદા ભાગ પ્રમાણે એકજ વખતે હિસ્સા વ્હેંચી આપવા; ને તેઓ મરનારના વડીલ હોય યા તેના ફરજંદ હોય તેની કાંઈ ચીંતા નથી.

પ્ર૦ ૬—વારસ કેટલી પ્રકારના છે ? તેઓ કીયા કીયા છે ?

ઉ૦—વારસ સાત પ્રકારના છે.

૧. ધારા પ્રમાણે ચોકસ હિસ્સો લેનાર:

૨. શેષાધિકારી.

૩. દુરના સગા.

૪. કોલ કરારની મારફતે થયેલા વારસ.

૫. મરનારે કબુલ કરેલો સગો.

૬. મરનારના સગા નહી હોય ત્યારે વશીયતની મારફતે જેને મરનાર પોતાની સર્વે મિલકત આપી જાય તે.

૭. સરકાર.

પ્ર૦—૭. આ વારસોને મિલકત શી રીતે મળે છે ?

ઉ૦—૧. ધારા પ્રમાણે ચોકશ હિસ્સો લેનાર વારસોને મરનારની મઇયતનો ખરચ તેનો કરજ તથા વશિયતમાં જેને આપવાનું કહ્યું હોય તેને આપવા પછી પહેલ વહેલાં મળે છે, પણ એવા વારસોની સંખ્યા તથા વરગોની પ્રમાણે કોઇ વખતે કેટલાક વારસોને વારસો મળતો નથી ને વારસામાં ઘણી વખતે એજ કારણોસર, તથા બાકીનો વારસો લેનારની સંખ્યા તથા વર્ગોને લીધે વધઘટપણું થાય છે.

૨ ધારા પ્રમાણે ચોકસ હિસ્સો લેનાર વારસોને તેઓનો વારસો આપ્યા પછી મરનારના જે સગાઓને વારસો મળે છે તેઓને બાકીનો હિસ્સો લેનાર વારસ અથવા શેષાધિકાર કહે છે ધારા પ્રમાણે ચોકશ હિસ્સો લેનાર વારસાની સંખ્યા તથા વરગો પ્રમાણે પણ બાકીના હિસ્સેદારોમાં પણ ફેરફાર થાય છે.

૩ ઉપરની બે તરેહના સગા પછી જે સગાઓ રહે છે તેઓને દુરના સગાં કહે છે ને તેઓને બંનેના અભાવે વારસો મળે છે.

૪ ઉપર વર્ણન કરેલા ત્રણ વરગોમાંના સગાઓમાંથી કોઇ પણ સગો નહી હોય, તો કોલકરારની મારફતે થયેલા વારસને વારસો મળે છે. જ્યારે કોઇ પારકા માણસને તેની રાજી ખુશીથી મરનાર પોતાની મિલકતનો વારસ બનાવે છે ત્યારે તેને કોલ કરનારની મારફતે થએલો વારસ કહે છે.

૫ એવો પણ વારસ ન હોય તો જે પારકા શખસને મરનાર પોતાને સગા દાખલ કબુલ કીધો હોય ને એ કબુલ કરવું કોઇ દહાડે ફેરવ્યું નહી હોય તો તેવા સખસને વારસો મળે છે.

જો એવો પણ કોઈ સગો નહી હોય , તો જેને મરનારે પોતાની સર્વ મિલકત આપી જાય તેને વારસો મળે છે.

૭ જો એવો પણ વારસ નહી હોય તો પછી સરકાર વારસ થાય.

પ્ર૦—૮. ધારા પ્રમાણે ચોકશ હિસ્સા કીયા છે. તથા તે કોને મળે છે?

ઉ૦—૧. ૧/૨, ૧/૪, ૧/૮, ૧/૩, ૨/૩ ૧/૬. એ ધારા પ્રમાણે ચોકશી હિસ્સાઓછે.

૨ ધારા પ્રમાણે ચોકશ હિસ્સો લેનાર બાર શખસોછે ને તેના નિચે મુજબ ચાર વરગ છે. તેમાં ચાર પુરૂષ ને આઠ ઓરતો છે.

વર્ગ ૧લો ૧ બાપ. ૨ મા, ૩ છોકરી ૪ ધણી. ૫ બાયડી,

બીજો વર્ગ ૬ દાદો અથવા દાદાનો બાપ, ૭ દાદી. ૮ છોકરાની અથવા છોકરાના છોકરાની છોકરી.

ત્રીજો વર્ગ ૯ સગી બેહેન ૧૦ એકજ માએ જન્મેલો ભાઇ, ૧૧ એકજ બાપે જન્મેલી બેહેન,

ચોથો વરગ એકજ બાપે જન્મેલી બેહેન.

આમાં પેહેલા વરગવાળાને હમેશાં કોઇને કાંઈપણ વારસો મળે છે?

બાકોના ત્રણ વરગોમાં જો નજીકનો સગો હોય તો તેના લીધે બીજાં સગાઓને બીલકુલ વારસો મળતો નથી. શિવાય એકજ માએ જન્મેલા ભાઇ તથા બેહેન જેઓને સગી બેહેન હોવા છતાં વારસો મળે છે.

બાપ જીવતો હોય તો દાદા દાદીને વારસો મળતો નથી-બાપ અથવા દાદો જીવતો હોય તો..

ત્રીજા તથા ચોથા વરગવાળા વારસોને વારસો મળતો નથી.

પ્ર૦ ૯.—ધારા પ્રમાણે ચોક્કસ હિસ્સો લેનાર બાર સખ્સોના હિસ્સા શી રીતે છે તેનું કોષ્ટક આપો ?

| હિસ્સો લેનાર | ક્યારે. | કેટલું. | ટીકા. |
|---|---|---|---|
| ૧ ધણી…… | જો ફરજંદ યા છોકરીના ફરજંદ હોય તો.———— | $\frac{1}{4}$ | …………………… |
| | જો નહી હોય તો.———— | $\frac{1}{2}$ | …………………… |
| ૨ બાયડી. | જોફરજંદ યા છોકરીના ફરજંદ હોય તો. | $\frac{1}{8}$ | જો એકથી વધારે બાયડી હોય તો તેઓનો હિસ્સોપોતપોતામાં સરખી રીતે વ્હેંચી લેવો જોઇએ. |
| | જો નહી હોય તો. | $\frac{1}{4}$ | |
| ૩ છોકરી, | જો છેકરો નહી હોય અને એકજ છોકરી હોય તો———— | $\frac{1}{2}$ | છોકરાની સાથે તેઓ શેષાધિકારી અથવા બાકીનો હિસ્સો લેનાર થાય છે. જો બે બાયડીઓ હોય તો એક બાયડીની છોકરીને બીજી બાયડી પાસેથી વારસો મળતો નથી. |
| | એકથી વધારે હોય તો સઉ મળીને. — | $\frac{2}{3}$ | |
| ૪ છોકરાની છોકરી | છોકરીઓ અને છોકરાના છોકરા નહી હોય તો છોકરાની છોકરીઓને હિસ્સો મળે છે, એટલે એક હોય તો ———— | $\frac{1}{2}$ | છોકરાના છોકરાં હોય તો તેઓની સાથે છોકરાની છોકરીઓ શેષાધિકારી થાય છે. |
| | એકથી વધારે હોય તો સૌ મળીને ——— | $\frac{2}{3}$ | |
| છોકરાની છોકરી. | જો છોકરા અગર છોકરાના છોકરા ન હોય પણ એકજ છોકરી હોય તો છોકરાની છોકરીને ———— | $\frac{1}{6}$ | ………………………………………… |
| | જો એકથી વધારે છોકરીઓ હોયતો છોકરાની છોકરીઓને વારસો મળતો નથી | | |

| હિસ્સો લેનાર. | ક્યારે | કેટલું. | ટીકા. |
|---|---|---|---|
| ૫ બાપ. | જો ફરજંદ યા છોકરાના ફરજંદ ન હોય તો બાપને | ૧/૬ | બાપ એ બેઉ ધારા પ્રગાણે ચોકશ હિસ્સો લેનાર તથા શેષાધિકારી છે. જ્યારે છોકરા અગર છોકરાના છોકરા હોય ત્યારે બાપને તેનો ચોકશ હિસ્સો ૧/૬ મળે છે. જ્યારે ફરજંદ યા છોકરાના ફરંજદ નથી હોતા ત્યારે તે માત્ર શેષાધિકારી છે પણ જ્યારે માત્ર છોકરી અગર છોકરાની છોકરીઓ હોય પણ છોકરા અગર છોકરાના છોકરા ન હોય ત્યારે બાપને ચોકશ હિસ્સો તથા બાકીનો વારસો એ બેઉ મળે છે. |
| ૬ દાદો. | જ્યારે બાપ નહી હોય ત્યારે તેનો વારસો દાદાને મળે છે. | ૧/૬ | |
| ૭ મા | જો ફરજંદ હોય અથવા છોકરાના ફરજંદ હોય અથવા એકથી વધારે સગા યા સાવકા ભાઈ અગર બેનો હોય તો માને | ૧/૬ | પણ જ્યારે ગરનારનો ધણી અથવા બાયડી હોય ત્યારે ધણી અથવા બાયડીનો હિસ્સો આપ્યા પછી જે રહે છે તેમાંથી માને ૧/૩ મળે છે. સાવકી માને વારસો મળતો નથી. |
| | બીજી હાલતમાંમાને | ૧/૩ | |
| ૮ દાદી અથવા બાપની મા. | જો મા નહી હોય તો. | ૧/૬ | મા હોય તો દાદીને વારસો મળતો નથી બાપ હોય તો બાપની દાદીને વારસો મળતો નથી. પણ બાપની માને મળે છે. |

| હિસ્સો લેનાર. | ક્યારે. | કેટલું | ટીકા. |
|---|---|---|---|
| ૯ સગી બેનો. | જો ફરજંદ નહી હોય અને છોકરાના ફરજંદ પણ ન હોય, બાપ પણ ન હોય, દાદો ને નાનો પણ ન હોય, સગો ભાઇ પણ ન હોય તો સગી બેહેનોને છોકરીયોનો વારસો મળે છે એટલે એક હોય તો— <br> એકથી વધારે હોય તો સૌ મળીને— | ૧/૨ <br> ૨/૩ | સગા ભાઇઓની સાથે સગી બેહેનો બાકીનો હિસ્સો લેનાર થાય છે જો છોકરીઓ અથવા છોકરાની છોકરીઓ હોય, પણ છોકરા અથવા છોકરાના છોકરા ન હોય, બાપ પણ ન હોય તો બેહેનોને શેષાધિકારીની માફક છોકરીઓને અને છોકરાની છોકરીઓને તેઓ હિસ્સો આપ્યા પછી જે રહે છે તે મળે છે એટલે એક છોકરી યા છોકરાની છોકરી હોય તો ૧/૨ એકથી વધારે હોય તો ૨/૩; પણ સગી બેહેનો હોવાને લીધે ધણી અથવા બાયડી, મા અથવા દાદાના હિસ્સામાં કાંઇ ફેરફાર થતો નથી. |
| ૧૦ એકજ બાપથી જન્મેલી બેહેનો. | જો બેહેનો નહી હોય તો તેઓને સગી બેનોનો હિસ્સો મળે છે એટલે એક હોયતો <br> એકથી વધારે હોય તો સૌ મળીને— <br> જો એકજ સગી બેહેન હોય તો એકજ બાપથી જન્મેલી બેનોને સૌ મળીને— | ૧/૨ <br> ૨/૩ <br> ૧/૬ | એકજ બાપે જન્મેલા ભાઇઓજ હોય તો એકજ બાપે જન્મેલી બેનો આ ભાઈઓની સાથે શેષાધિકારી થાય છે. |
| ૧૧ તથા ૧૨ એકજ માએ જનમેલા ભાઇ તથા બેનો. | જો ફરજંદ પણ ન હોય ને છોકરાના ફરજંદ પણ ન હોય તથા બાપ કે દાદો પણ ન હોય તો એકજ ભાઈ અથવા બેન હોય તો— <br> એકથી વધારે હોય તો — | ૧/૬ <br> ૧/૩ | હિસ્સો લેનારના આ વરગમાં પુરૂષ અને સ્રીને સરખો વારસો મળેછે. |

પ્ર૦—૧૦ શેષાધિકારી કેટલી પ્રકારના છે તથા તેમને શી રીતે વારસો મળે છે?

ઉ૦—બે પ્રકાર.

| ૧ | ૨ |
|---|---|
| ૧ સગપણના લીધે. | ૨ કોઇ ચોકશ કારણને લીધે. |
| ૧ પોતાના હકને લીધે, ૨ કોઇ બીજાની સાથે, ૩ બીજાના હકને લીધે. | |

(૧) પોતાના હકને લીધેલા માણસો—જે પુરૂષ અને મરનારની વચ્ચે કોઇ બાઇડીથી સગપણ નથી તેઓ. તેના ત્રણ વિભાગ છે. ૧ ઉતરતી પેઢીના. ૨ ચઢતી પેઢીના. ૩ આશપાસના,

(૨) ઉતરતી પેઢીના શેષાધિકારી મરનારના છોકરા, તેઓ નહીં હોય, તો તેઓના છોકરા ઇત્યાદી છે, એ વરગના શેષાધિકારી હોય તો બીજા શેષાધિકારીને વારસો મળતો નથી.

(૩) જો પહેલા વરગમાં કોઇ નહીં હોય તો પછી બીજા એટલે ચઢતા વરગવાળાઓને બાકીનો હિસ્સો મળે છે, તે લોકો નીચે પ્રમાણે બાપ, બાપ નહીં હોય તો દાદો ઇત્યાદી.

(૪) એ બંને વરગના ના હોય તો પછી આશપાસના સગાઓને બાકીનો હિસ્સો મળે છે તેઓમાં પહેલે ભાઇઓ અને તેઓના છોકરાઓને વારસો મળે છે એ લોકો નહીં હોય તો કાકા તથા કાકાના છોકરાઓને વારસો મળે છે ઇત્યાદી. એમાં સગા ભાઇ હોય ત્યાં સુધી શાવકા ભાઇને વારસો મળતો નથી, સગા કાકા હોય ત્યાં સુધી શાવકા કાકાને વારસો મળતો નથી.

(૫) શેષાધિકારના બીજા વરગમાં કેટલીક ઓરતો છે કે જેઓને તેજ વરગના પુરૂષ નહીં હોય ત્યારે ચોકશ હિસ્સોજ મળે છે પણ જ્યારે તેજ વરગના પુરૂષ હોય ત્યારે તેઓની સાથે તેઓ શેષાધિકારી થાય છે જેમકે છોકરીઓ, છોકરાની છોકરીઓ સગી બેહેનો, ને એકજ બાપે જન્મેલી બેનો.

(૬) જ્યારે મરનારની છોકરીઓ હોય છે ત્યારે મરનારની બેહેનો ત્રીજા વરગની શેષાધિકારી થાય છે.

પ્ર૦—૧૧ દુરના સગા કીયા તથા શી રીતે વારસો મળે છે;

ઉ૦—જ્યારે ધારા પ્રમાણે ચોકસ હિસો લેનાર પણ નથી હોતા ને શેષાધિકારી પણ નથી હોતા ત્યારે દુરના સગાઓને વારસો મળે છે તે દુરના સગાના નીચે પ્રમાણે ચાર વર્ગ છે.

૧ છોકરાના ફરજંદ અને છોકરાની છોકરીના ફરજંદ.

૨. ખોટી દાદી અને ખોટી દાદીઓ ખોટા દાદો એટલે જે મરનારના દાદાને ઠેકાણે ચઢતા છે પણ તેની ને મરનારની વચે કાંઇ બાયડી આવેલી હોય છે જેમ કે દાદીનો બાપ ને ખોટી દાદી એટલે જે સ્ત્રી અને મરનારની વચે કોઇ ખોટા દાદો આવેલો હોય છે જેમકે આના બાપની મા.

૩ સગી બેહેનના ફરજંદ, એકજ બાપે જન્મેલી બેહેનના ફરજંદ, સગા ભાઇની છોકરીઓ, એક બાપે જન્મેલા ભાઇની છોકરીઓ અને એકજ માએ જન્મેલા ભાઇના છોકરા.

૪ બાપની બેહેનો બાપની એક માએ જન્મેલા ભાઈઓ, મામા. માસી તથા તેઓનાં ફરજંદ.

એ વર્ગમાં જયારે પેહેલા વર્ગના સગાઓ હોય છે ત્યારે બીજા વર્ગવાળાઓને કાંઈ મળતું નથી, ઈત્યાદી હવે હરેક વર્ગમાં ઘણા સગા હોય છે તેમાં કોને વારસો આપવો જોઇએ તથા કેટલો આપવો જોઈએ તે વિશેની નીચેની કાનુનો છે.

૧ નજીકનો સગો હોય ત્યાં સૂધી દુરના સગાને કાંઇ મળતું નથી જેમકે છોકરીના ફરજંદ હોય ત્યાં સૂધી છોકરીની છોકરીના ફરજંદને કાંઇ મળતું નથી.

૨ જયારે બે ત્રણ સગા સમપાયરીના હોય ત્યારે જેઓનો હક કોઈ ચોકસ હિસ્સો અથવા શેષાધિકારની મારફતે હોય છે તેઓને વારસો મળે છે. જેમ કે છોકરાની છોકરીની છોકરી તથા છોકરીની છોકરીનો છોકરો એ બેઉ સમપાયરીના છે પણ છોકરાની છોકરીની છોકરીને વારસો મળે છે કારણ કે છોકરાની છોકરી ચોકસ હિસ્સો લેનાર છે.

૩ સગા હોય ત્યાં સુધી સાવકાને વારસો મળતો નથી.

૪ જો બે સગા સર્વ રીતે સમપાયરીના હોય પણ એક જણને એક પુરૂષની મારફતે વારસાપર હક હોય ને બીજા જણને એક સ્રીની મારફતે વારસાપર હક હોય તો પેહેલાને બે ભાગ મળે છે ને બાજાને એક ભાગ મળે છે. જેમ કે છોકરીના છોકરાની છોકરી હોય ને છોકરીની છોકરી હોય તો પેહેલાને બીજી કરતાં બમણો વારસો મળે છે.

૫ બાપની તરફના સગાઓને માની તરફના સગાઓ કરતાં બમણો વારસો મળેછે.

૬ વારસો લેનાર પુરૂષ હોય કે સ્રી હોય તેથી કાંઈ ફેરફાર થતો નથી.

પ્ર૦ ૧૨–પાછી આવતી મિલકત એટલે શું?

ઉ૦–ધારા પ્રમાણે ચોકસ હિસ્સો લેનારને તેઓનો હિસ્સો આપ્યા પછી જે રહે છે તે શેષાધિકારીને મળે છે જો ધારા પ્રમાણે ચોકસ હિસ્સો લેનાર કોઇ નહી હોય તો સર્વ મિલકત શેષાધિકારીને મળે છે જો શેષાધિકારી કોઇ નહીં હોય તો બાકીની મિલકત ચોકસ હિસ્સો લેનારમાંથી જે શખસો મરનારના એક લોહીએ સગા હોય તો તેઓને મળે છે. એવા હિસ્સાને પાછી આવતી મિલકત કહે છે.

પ્ર૦ ૧૩—આવી મિલકત વારસામાં શી રીતે ઉતરે છે ?

ઉ૦—જ્યાં સુધી એક લોહીના સગા હોય, ત્યાં સૂધી ધણી અથવા બાયડીને પાછી આવતી મિલકતનો કાંઇ ભાગ મળતો નથી પણ એક લોહીનો નજીક યા દુરનો કોઇપણ સગો નહીં હોય તો ધણી અથવા બાયડી સઘળી મિલકત લેછે.

પ્ર૦ ૧૪—પાછી આવતી મિલકતના હિસ્સાઓ ક્યારે વ્હેંચી આપવામાં આવે છે ?

ઉ૦—જો ચોકસ હિસ્સો લેનાર એકજ વર્ગના હોય તો પાછી આવતી મિલકતમાંથી તેઓને સરખા હિસ્સા મળે છે. જો ચોકસ હિસ્સો લેનાર જુદા જુદા વરગના હોય તો હરેક વરગને તેઓના ચોકસ હિસ્સા પ્રમાણે પાછી આવતી મિલકતમાંથી ભાગ મળે છે.

પ્ર૦ ૧૫—ગુમ થઇ જનાર માણસની મિલકતનું શી રીતે કરવું તથા બે જણ સાથે મરી જાય તેનું શી રીતે કરવું?

ઉ૦—જો કોઈ માણસ ગુમ થઇ ગયો હોય, તો તેના જન્મ પછી ૯૦ વરસ સુધી તેની મિલકતની વ્હેંચણી કરવી નહી અને તે વખત સુધી પોતાની મિલકતને વાસ્તે તેને જીવતો ગણવો જોઇએ પણ બીજાઓની મિલકતને વાસ્તે તેને મુવેલો ગણવો જોઇએ.

૨ જો ગુમ થઈ ગએલો શખસ બીજાઓની સાથે વારસ હોય તો જો આ માણસ જીવતો હોત ને તેઓને ધારા પ્રમાણે વારસો મળત તે પ્રમાણે જે વારસો હાજર છે તેઓને તે ભાગ વ્હેંચી આપવો જોઇએ.

૩ જો બે અથવા વધારે માણસો તેજ વખતે મરી જાય ને પેહેલો કોણ મરી ગયો તે ખાત્રી ભરેલી રીતે માલમ પડતું નહી હોય તો તેઓ બધા એકજ વખતે મરી ગયા એમ ગણવું જોઈએ.

પ્ર૦ ૧૬—વારસો મળવા બાબત આ લોકોમાં શા નિયમો છે?

ઉ૦—ત્રણ ચીજોથી વારસો મળે છે. ૧ લગ્ન, ૨ એક લોહીપણું. ૩ વિલા. લગ્નથી બે શખ્સોને વારસાપર હક મળે છે. ૧ મરદ તથા, ૨ બાયડીને એક લોહીના સગા નહી હોય તો બાયડીની સર્વ મિલકત મરદને મળે છે. પણ એવીજ હાલતમાં બાયડીને તો તેનો ચોકસ હિસ્સોજ મળે છે. બાકી રહે છે તે સરકારને મળે છે.

પ્ર૦ ૧૭—એક લોહીના સગાના કેટલા તથા કીયા કીયા વર્ગ છે તથા તેમને વારસો શી રીતે મળે છે?

ઉ૦—ચાર વર્ગ છે.

પેહેલો વર્ગ—બે વિભાગ છે. ૧ માબાપ. ૨ ફરજંદ અને ફરજંદનો ફરજંદ.

બીજો વર્ગ—બે વિભાગ છે. ૧ દાદો દાદી તથા તેઓના વડીલ. ૨ ભાઇ બેન તથા તેઓના ફરજંદ.

ત્રીજો વર્ગ—કાકા, ફુઈ, મામા, માસી, તથા તેઓના ફરજંદ.

ચોથો વર્ગ—બાપ તથા માના કાકા, ફુઇ, મામા, માસી, તથા તેઓના ફરજંદ.

૧ આ ચાર વર્ગોમાં પેહેલા વર્ગના સગા હોય, ત્યાં સુધી બીજા વર્ગના સગાઓને વારસો મળતો નથી. ઈત્યાદિ પણ તેજ વર્ગમાં બે વિભાગના સગાઓને સાથે વારસો મળેછે.

૨ તેજ પાયરીના સાગાઓમાં સગા હોય ત્યાં સુધી શાવકાઓને વારસો મળતો નથી પણ જ્યારે તેજ તરફના પણ જુદી જુદી તરફના સગા હોય ત્યારે ઉપર લખેલા નિયમ લાગુ પડતા નથી. જેમકે સગો કાકો હોવાથી સાવકા મામાને નહી મળે એમ બનતુ નથી.

૩ ચોકશ હિસ્સો લેનાર તથા તેમના ચોકશ હિસ્સા સુની લોકોની માફક છે.

૪ જો બે સગા સમપાયરીના હોય, પણ તેમાં એક મરદ હોય ને બીજી બાયડી હોય તો તેઓને તેઓનામાં વતરનો હિસ્સો મળે છે જેમકે છોકરાના ફરજંદને છોકરાનો હિસ્સો મળે છે ને છોડીના ફરજંદને છોકરીનો હીસ્સો મળે છે.

પ્ર૦—૧૮, વીલા એટલે શું?

ઉ૦—જ્યારે ગુલામનો શેઠ ગુલામનો વારસ થાય છે અથવા આગળ કબુલ કરેલા

હોક્કસરની રૂઇએ એક શખ્સ બીજાનો વારસ થાય છે ત્યારે તેને વીલા કહે છે.

પ્ર૦—૧૯, પાછી આવતી મિલકતના નિયમો શી રીતે છે?

ઉ૦—સુની લોકોની માફક માત્ર ફેર એટલોજ છે કે આવી મિલકત શિયા લોકોમાં બાયડીને મળતી નથી અને ભાઇ બેહેન હોય ત્યાં સુધી માને મળતી નથી.

પ્ર૦—૨૦. સૌથી વડો છોકરો સારો હોયતો તેને બીજા ભાઈઓ કરતાં વધારે શું મળેછે?

ઉ૦—બાપની તરવાર, કોરાન, કપડાં અને વીંટી મળે છે.

પ્ર૦—૨૧. છોકરાને તેના બાપ જીવતાં છતાં તે બાપના નામની સહી કરી દસ્તાવેજ લખી આપવાનો અધિકાર છે કે શી રીતે?

ઉ૦—અધિકાર નથી.

પ્ર૦—૨૨. બાપ જીવતો છતાં દીકરો તેની પાસેથી મિલકતનો હિસ્સો લેઈ શકે છે કે કેમ?

ઉ૦—જો વડીલોપારજીત મિલકત હશે. તો હિસ્સો લેઇ શકે છે નહી તો હિસ્સો લેઇ શકતો નથી.

પ્ર૦ ૨૩ ગજીઆરૂં ઘર બીજા ભાઇઓની અનુમતી શિવાય મોહોટા ભાઇને વેચવાનો અધિકાર છે કે નહી?

ઉ૦—અધિકાર નથી.

પ્ર૦—૨૪ ઓરતનો ધણી જીવતા છતાં બીજા સાથે નીકા કરી શકે છે?

ઉ૦—તલાક આપ્યા વગર તેને કરવાનો અધિકાર નથી ને તે તલાક આપ્યા પછી ફરીથી રજસ્વલા થયા શિવાય નિકા થાય નહી.

પ્ર૦ ૨૫. ધર્માદા આપેલી મિલકત વહિવટદાર વેચી શકે છે?

ઉ૦—ના.

પ્ર૦—૨૬ મરનારો વારસ મરેનારના કરજનો કેટલે દરજ્જે જવાબદાર થાય છે?

ઉ૦—જેટલે દરજ્જે મિલકત લીધી હોય તેટલે દરજ્જે.

પ્ર૦—૨૭ ન્હાની ઉમરનાને વાસ્તે તેના વાસ્તે કાંઇ જરૂરના કારણસર દેવું કર્યું હશે તો તેનો જવાબદાર કોણ થશે?

ઉ૦—ન્હાની ઉમ્મરનો ઉમ્મર લાયક થએથી જવાબદાર થશે?

પ્ર૦—૨૮ મુસલમાન જાતનો મરદ કોઈ બીજી જાતની ઓરત સાથે પરણી શકેછે?

ઉ૦—હા. જે લોકોમાં ફકત એકજ ઇશ્વરને માને છે તેમની ઓરત સાથે

પ્ર૦—૨૯. મુસલમાન જાતની ઉમ્મર લાયક ઓરત પોતાની મેળે લગ્ન કરી શકે છે કે શી રીતે?

ઉ૦—પોતાની મેળે શાદી કરી શકે છે ને તેવારે તેના વડીલો તેને પ્રતિબંધ કરી શકતા નથી. પણ જે મરદની સાથે તે લગ્ન કરે તે જો તેના બરોબરીઓ નહીં પણ નહાનો હોય તો થએલું લગ્ન રદ કરાવવાને તેના વડિલોને અધિકાર છે

પ્ર૦ ૩૦—કોઇ ઓરત પોતાના ધણીથી છુટકારો માગવાની અરજ કરે તો તે કેવે પ્રસંગે મંજુર ગણાય?

ઉ૦—મરદ નપુંશક થયેલો ત્યારે.

પ્ર૦ ૩૧—જે ચીજ હવે પછી ઉત્પન થવાની છે તે બક્ષિસ થઈ શકે છે કે નહી?

ઉ૦—એવી ચીજ બક્ષીસ થઇ શકતી નથી, કોઈપણ બક્ષીસ આપતી વખતે તે ચીજ પ્રતક્ષ હોવી જોઇએ ને બક્ષિસ જે આપવાનું છે તે વિશે સફાઇ જોઇએ ને તે ઉપર તે આપનાર માણસનો કોઇપણ પ્રકારનો હક રહેવો ન જોઇએ. એ બક્ષિસમાં કાંઈપણ શક માલમ પડેથી તે બક્ષિસ રદ ગણાશે.

પ્ર૦ ૩૨—વશિયતનામું લખેલું ન હોય તો કબુલ થઇ શકે છે કે શી રીતે?

ઉ૦ વગર લખેલું પણ કબુલ થઇ શકે છે.

પ્ર૦ ૩૩—કોઈ માણુસ પોતાની તમામ મિલકત વશિયતનામાથી બીજા શખસને આપી શકે છે?

ઉ૦—ખરા વારસના અનુમત વગર તે મિલકતનો માલેક તે મિલકતના ⅓ થી જાસ્તિ આપી શકતો નથી.

પ્ર૦ ૩૪—મુસલમાનમાં ન્હાની ઉમર ક્યાં સુધી ગણાય છે?

ઉ૦ ૧—છોકરા યા છોકરીને ૧૬ વરસ પુરા થાય ત્યાં સુધી પણ પુખ્ત ઉમરનાં ચિન્હો આગળથી માલમ પડે તો તે આગળથી પુખ્ત ઉમ્મરનાં ગણાય છે.

૨ કોર્ટ ઓફ્ વાર્ડઝના રક્ષણમાં ૧૮ વરસ પુરાં થયેથી પુખ્ત ઉમરનાં ગણાય છે.

પ્ર૦ ૩૫—નાની ઉમરનાના વાલી થવાનો હક કોનો છે?

ઉ૦—જ્યાં સુધી બાપના તરફનાં સગા અથવા મા હયાત છે ત્યાં સુધી મોસાળિયાનો હક થતો નથી.

પ્ર૦ ૩૬—ન્હાની ઉમ્મરનાનો વાલી તેની સ્થાવર મિલકત કયારે વેચી શકે છે?

ઉ૦—૧ લું. બમણી કીમત ઉપજતી હોય તો.

૨ જું. ન્હાની ઉમ્મરનાનું ગુજરાન ચલાવવાને બીજી મિલકત ન હોય તો.

૩ જું. મરનારનું કરજ એટલું બધું હોય કે તે મિલકત વેચ્યા શિવાય તે અદા થઇ શકે એવું ન હોય તો.

૪ થું. મરનારે વશિયતનામું કર્યું હોય અને તેમાં એવો કાંઇ ઠરાવ હોય કે જે એ મિલકત વેચ્યા વગર અમલમાં લાવી શકાતો ન હોય.

૫ મું. તે મિલકતની ઉપજ એટલી કમતિ હોય કે તેનો વહિવટ કર્યાનો ખર્ચ પણ તેથી બસ થતો ન હોય તો.

૬ ઠું. મિલકત ખરાબ થઇ જવાની હાલતમાં હોય તો.

૭ મું. કોઇએ એ મિલકત લેઇ લીધી હોય ને તે છોડાવવાનો વાલી પાસે કાંઈ ઈલાજ ન હોય તો.

પ્ર૦ ૩૭.—નાની ઉમરનાના જંગમ મિલકત વિશેના કરારો કેવે પ્રસંગે મંજુર ગણાશે?

ઉ૦—તેના નજીકના વાલીએ નાની ઉમરનાના ફાયદાને માટે કરેલા હશે ને તેમાં કાંઇ કપટ નહીં હોશે તો તે મંજુર ગણાશે.

પ્ર૦ ૩૮.—મા પોતાનાં છોકરાંને કેટલી ઉમ્મરનાં થાય ત્યાં સુધી પોતાની પાસે રાખી શકે છે?

ઉ૦—છોકરો જ્યાં સુધી સાત વરસનો થાય ને છોકરીઓ જ્યાં સુધી પુખ્ત ઉમ્મરની થાય ત્યાં સુધી પણ જો મા એક પારકા ધણીને પરણે તો તેની પાસેથી એ સત્તા જતીર હે છે જો તે પાછી વિધવા થાય તો તેને પાછી એ સત્તા મળે છે જો તે.

પ્ર૦ ૩૯—વાલીપણું ભોગવવા વિશે શા નિયમો છે?

ઉ૦—બાપ તરફના સગાઓમાંથી જે શખસને તે બાળકની મિલકત પેહેલે મળવાનો હક હોય તે પેહેલે વાલી થાય છે.

પ્ર૦ ૪૦—વકફ એટલે ધરમમાં આપેલી મિલકત ગીરો રખાય?

ઉ૦—સરે પ્રમાણે ના રખાય પણ જે જગ્યાએ તે કજીયો ઉત્પન્ન થયો હોય તેજ-ગ્યાએ તેથી ઊલટો રિવાજ હોય તો સન ૧૮૨૭ ના ધારા ૪ ની ક. ૨૬ મુજબ તે રીવા-જ અમલમાં લાવી ગીરો મુકાય. વાલ્યુમ ૧ પા. ૩૬

પ્ર૦ ૪૧—એક બૈરી પોતાનો ધણી, કાકો, અને મા મુકી મરી ગયો છે તેની પુંજી છ લાખ રૂપીયાની છે અને તેણીનો ધણી બે લાખ રૂપૈયા લેઇ પોતાનો હાથ ઉઠાવે છે તો તેણીની માને અને કાકાને શું શું મળશે?

ઉ૦—પ્રથમ જાણે ધણી હિસ્સેદાર છે એમ ગણી હિસ્સા પાડવા જોઇએ, અને જો એમ હિસ્સા પાડીએ તો માને છ લાખના બે ભાગ. કાકાને એક ભાગ અને ધણીને ત્રણ ભાગ મળવા જોઇએ પણ ધણી બે લાખ લેઇને પોતાનો હાથ ઉઠાવે છે એટલે બા-કીના જે ચાર લાખ રહ્યા તેના બે ભાગ માને એટલે બે લાખ છાસઠ હજાર છસેને છાસ ઠ દશ આના ને આઠ પાઈ અને કાકાને એક લાખ તેત્રીસ હજાર ત્રણસેં ને તેત્રીસ, પાં-ચ આનાને ચાર પાઇ મળશે.

નોટ—મીસ્તર. બેડી તથા મી. મેકન્ટાકટ્ને આ પ્રશ્નનો ઉત્તર આપવામાં ભુલ કરે-લી છે એમ અસલ એરબીસીરાઝીયા ઉપરથી માલમ પડેછે. આવોજ પ્રશ્ન સીરાઝીયામાંછે. અને તેનો ઉત્તર પણ ઉપર જે ઉત્તર આપેલો છે તેજ પ્રમાણે છે, માટે વહેંચણી કરતી વખત ઉપરના ઉત્તરમાં જે રીત બતાવેલી છે તે પ્રમાણે કરવું.

પ્ર૦ ૪૨—એક ધર્માદા કુટંબના ગુજરાનના માટે બાદશાહી વખતથી મરનારના બ-રૂઓને ( વાકફ અલલ ઓલાદ ) મળેલી છે મરનાર તથા બીજા સગા કાકા કાકાના છો-કરાના છોકરો તથા તેનો સગો ભાઇ મળી તે મિલકતમાંથી જ્યાં સુધી મરનાર જીવતો હ-તો ત્યાં સુધી પોતાનું ગુજરાન ચલાવતા હતા. હવે પ્રશ્ન એટલોજ છે કે હાવી મિલકતમાં મરનારનો હિસ્સો કોને મળશે?

ઉ૦—મુસલમાની સરેહમાં જે ઉત્તરાધિકારના નિયમ બતાવેલા છે તે પ્રમાણે તો શે-ષાધિકારી તો મરનારનો સગો ભાઇ છે માટે તેને મળે કારણ કે સગો કાકો તથા કાકા પાસે નાનો છોકરાનો છોકરો દુરના શેષાધિકારી છે અને સરેહનો નિયમ એવો છે કે જ્યાં સુધી પાસેનો શેષાધિકારી હોય ત્યાં સુધી દુરના સગા શેષાધિકારીનો વારસામાં બીલકુલ હ ક પોંહોચતો નથી; પરંતુ તકરારી મિલકત ધર્માદા કુટંબના ગુજરાનને માટે એટલે મદદે

માશ છે ( વકફે અલલે ઓલાદ ) તેથી જો કોઈ શખસ નિર્વંશ મરી જાય તો તેનો હિસ્સો કુટંબો ધર્માદા મદદે માસ મિલકતમાં ભળી જાય છે અને મરનાર જાણે આ દુનિયામાં હતોજ નહી એમ ગણી બાકીના હકદારોને સરખે હિસ્સે તકરારી મિલકતમાંથી ગુજરાન લેવાનો હક છે માટે મરનાર ભાઇને તથા કાકાને તથા કાકાના છોકરાના છોકરાને મરનારનો હિસ્સો સરખે ભાગે વ્હેંચી લેવાનો અધિકાર છે અને ફકત મરનારના સગા ભાઇને તે હિસ્સો લેવાનો હક નથી.

પ્ર૦ ૪૩—કોઈ શખ્સ ત્રણ દીકરા મુકીને મરી જાય છે ત્યારે તેઓ તેની મિલકત શી રીતે વ્હેંચી લેશે ?

ઉ૦—એ મિલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, અને દરેક દીકરાને અકેકો ભાગ મળશે.

દીકરા શેષાધિકારી છે, અને બાપ, મા, વિગેરે કલમ ૩૧ માં બતાવેલા કાયદાસર હિસ્સેદારમાંથી કોઈ હયાત હોય તો તેગના કાયદાસર હિસ્સા અપાયા પછી બાકીની મિલકત શેષાધિકારીને મળે છે. પરંતુ આ દાખલામાં કોઇ કાયદાસર હિસ્સેદાર નથી તેથી બધી મિલકત દીકરીઓને જાય છે.

પ્ર૦—૪૪. પણ એવું ધારો કે એ સખસે પોતાના ત્રણ દીકરામાંથી બે દીકરાને પોતાની મિલકત પોતાની હયાતીમાં વ્હેંચી આપી છે અને એવી રીતે આપેલી મિલકત એ બે દીકરા અને તેના વારસના કબજામાં છે ત્યારે આ પ્રમાણે વ્હેંચી આપેલી મિલકતમાંથી હિસ્સો લેવાને ત્રીજો દીકરો કાયદા પ્રમાણે દાવો કરી શકે છે કે શી રીતે?

ઉ૦— પોતાના બેઉ દીકરાને તેમનો નોંખો નોંખો હિસ્સો આપીને એ મિલકતની વહેંચણી કરતી વખતે જો બાપનું ચિત ઠેકાણે હોય, અને પોતપોતાના હિસ્સા એ દીકરાઓના અલાયદા કબજામાં હોય તો, એ મિલકતમાંથી કાંઇ હિસ્સો મળવાનો ત્રીજા દીકરાનો હક નથી.

પ્ર૦—૪૫ કોઇ ઓરત પોતાને પોતાના ધણી અને દીકરાની તરફથી વારસામાં મળેલી મિલકત મુકીને મરી જાય છે ત્યારે એ મિલકત તેના ધણી અને દીકરાનાં સગાં કે જેઓએ ઓરતના પોતાનાં સગાં નથી તેમને મળશે કે એ ઓરતના બાપને મળશે? અને આવી તરેહના વારસાના કામમાં સ્થાવર જંગમ મિલકતમાં કાંઇ તફાવત છે કે શી રીતે?

ઉ૦—એ વિધવાને પોતાના ધણી અને દીકરાની તરફથી વારસામાં મળેલી મિલકત તેના ધણીના કે તેના દીકરાનાં સગાં જેઓ તેના પોતાના સગાં નથી તેમને મળશે નહીં પણ તેના બાપને, ભાઇઓને, અથવા બીજા સગાં, જેઓ તેના કાયદા પ્રમાણે વારસ છે તેમને મળશે, અને આવી બાબતમાં સ્થાવર અને જંગમ મિલકતમાં કાંઇ તફાવત નથી; પણ તે સઘળી મિલકત સરખી રીતે વારસામાં મળી શકે છે.

પ્ર૦—૪૬ એક ઓરતને બે દીકરા છે. તેમાંનો એક જણ પોતાની માની હયાતીમાં એક દીકરી મુકી મરી જાય છે. એ ઓરતના ગુજર્યા પછી તેણે મુકેલી મિલકત લેવાનો એ દીકરી પોતાના બાપના હકથી દાવો કરે છે ત્યારે એ દીકરીના ગુજરનાર બાપના ભાઇ એટલે તેના કાકા સામે તેનો દાવો ચાલશે?

ઉ૦—એ દીકરીનો દાવો તેના કાકા સામે ચાલી શકશે નહી, કેમકે તેનો બાપ પોતાની માની હયાતીમાં ગુજરી ગયો છે. અને એ માનો બાજો છોકરો હયાત છે તેથી એ છોકરી વારસામાંથી બાતલ થાય છે વાસ્તે એ છોકરીનો પોતાની વડીઆઇની મિલકત ઉપર વારસાનો દાવો પોંહોંચતો નથી. (કલમ ૧૦ જુઓ)

પ્ર૦—૪૭. એવું ધારો કે વારસામાંથી કોઇ ગાંડો અથવા આંધળો છે તો આ કારણથી તે વારસામાંથી બાતલ થાય છે?

ઉ૦—વારસો મળવામાં જે કારણોથી અટકાવ થાય છે તે કારણોમાં કોઇ જાતનું ગાંડપણું અથવા અંધાપો દાખલ નથી; તેથી આવા વારસોને બીજા વારસોની પેઠેજ પોતાના વ્યાજબી હિસ્સા લેવાનો હક છે.

પ્ર૦—૪૮ અ. નામનો એક મુસલમાન બ અને ક એ નામની પોતાની બે ઓરતોને મુકીને મરી જાય છે ત્યારે તેની મિલકતનો વારસો એ બે વિધવાઓને સરખે હિસ્સે મળશે કે શી રીતે, કાયદા પ્રમાણે તેમના હક સરખા છે કે તેમાં કાંઇ ફેર છે?

ઉ૦—જો છોકરાં હોય તો ધણીની મિલકતનો આઠમો ભાગ અને જો છોકરાં ના હોય તો ચોથો ભાગ વિધવાને મળે છે અને આ બંને પ્રસંગે વિધવાઓ સરખે ભાગે હિસ્સો વહેંચી લેશે (કલમ ૩૬ નીચેના કોઠામાં વિધવાની બાબત જુઓ.)

પ્ર૦—૪૯ કોઇ સખસને એક દીકરો અને બે દીકરીઓ છે દીકરો તેના પહેલાં ગુજરી ગયો, ત્યાર પછી બાપ એ બે દીકરીઓ શિવાય એક વિધવા અને એક દીકરાની દીકરી મુકીને ગુજરી ગયો. એવું શાબિત થયું છે કે એ વિધવાની મેહેરને માટે અમુક રકમ મુકરર કરવામાં આવી હતી માટે હવે સ્વાલ એ છે કે એ વિધવાને તેની મેહેર બદલ અને વારસાના તેના કાયદાસર હિસ્સાની રૂઇએ ગુજરનારની મિલકતમાંથી કેટલું મળવાનો હક છે, અને મરનારની દીકરીઓ અને દીકરાની દીકરીને એ મિલકતમાંથી કેટલો હિસ્સો મળશે?

ઉ૦—જો મેહેરને વાસ્તે ઠરાવેલી રકમ મિલકતની કિમ્મત કરતાં વધી જતી હોય તો મિલકતના કાંઇ ભાગ ઉપર વારસાનો હક પહોંચતો નથી. પણ સઘળી મિલકત મેહેરના દાવાની રૂઇએ વિધવાને મળશે જો મેહેરનો આંકડો મિલકત કરતાં કમિ હોય તો મિલકતનું જે ઉપજે તેમાંથી પ્રથમ મેહેરનો દાવો પતાવવો, અને જે બાકી રહે તેમાંથી $\frac{1}{8}$ ભાગ વિધવાને તેના વારસાના કાયદાસર હિસ્સા બાબત આપવો. અને બાકીનો $\frac{7}{8}$ ભાગ બે દીકરીઓને સરખે ભાગે વ્હેંચી આપવો. દીકરીઓ જીવતી હોય ત્યાં સુધી દીકરીની દીકરીનો વારસા ઉપર હક નથી.

પ્ર૦ ૫૦—કોઇ ઓરત પોતાના પેહેલા ધણીની હયાતિમાં બીજા ધણીને પરણે છે. અને ઓગણત્રીસ વરસની મુદત સુધી એ બીજા ધણી સાથે સ્ત્રી ભાવે રહે છે, અને તે મુદતમાં તેને એ બીજા ધણીથી કેટલાંએક છોકરાં થયા છે, ત્યારે એ બીજો ધણી ગુજરેથી તેની મિલકતનો વારસો લેવાનો એ લગનની રૂઇએ તે સ્ત્રીનો હક પોહોંચશે? અને એવું ધારો કે કોઇ પુરૂષ એક વિધવા, ત્રણ દીકરા, એક દીકરી અને ભાઇ મુકીને મરીજાય છે અને તેઓએ પુરૂષની મિલકતનો વારસો લેવાને દાવો કરે છે, ત્યારે તેમાંના દરેકને કેટલો

કેટલો હિસ્સો મળશે? અને ગુજરનારે પોતાના છેલ્લા મંડવાડમાં પોતાનો એવો વિચાર જણાવ્યો હોય કે મારી વિધવા અને છોકરાએ (એટલે જેઓ તેની વિધવા અને છોકરા છીએ એવો દાવો કરેછે તેમણે)મારી બધી મિલકત લેવી તો આ વ્યવસ્થા મંજુર ગણાશે? અને તેઓ કેવી રીતે ભાગ વ્હેંચી લેશે?

ઉ૦—જ્યાં સુધી પેહેલો વારનું લગ્ન તલાકથી અથવા બીજી રીતે રદ થયા વગર જારી હશે, ત્યાંસુધી કોઇ સ્ત્રીનું બીજા ધણીની સાથે થએલું લગ્ન કેવળ કાયદા વિરૂધ છે, અને જો આવી રીતે થએલા બીજા લગ્નની રૂઇએ તેઓ દંપતિ ભાવે એકઠા રહે તો તે છીનાળું કેહેવાય, અને તેમને જે છોકરાં થાય તે અનૌરસ ગણાયછે; અને તેઓ તથા તેમની મા, તેમના ગુજરનાર બાપની મિલકતનો વારસો લેવાને બીલકુલ પાત્ર નથી જો બીજે સ્વાલ ઉપર લખેલા પક્ષકારોના સબંધી હોય તો જે સ્ત્રી મરનારની વિધવા છું એવું કહેછે તે અને તેનાં છોકરાં એ મિલકતના કાંઈપણ હકદાર નથી, અને એ રકતના હક સબંધથી બધી મિલકત મરનારના ભાઈને મળશે પણ મરનારે પોતાના મંદવાડમાં જે મ્હોડેથી વ્યવસ્થા કરી છે, ત તેની મિલકતના ત્રીજા હિસ્સા જેટલી મંજુર ગણાશે. અને જે સ્ત્રી તેની વિધવા છું એવું કહે છે તે. અને તેનાં છોકરાં, તે હિસ્સો સરખે ભાગે વ્હેંચી લેશે. જો એ સ્વાલ, જે સખસોને વારસા ઉપર કાયદા પ્રમાણે હક છે તેઓની બાબતને સામાન્ય રીતે લાગુ પડતો હોવ તો તેનો ઉત્તર એ છે કે, વિધવાનો હિસ્સો $\frac{1}{8}$ છે, અને બાકીનું દીકરાં અને દીકરી વચ્ચે વ્હેંચી આપવું જોઇએ, એવી રીતે કે દીકરીના કરતાં દરેક દીકરાને બમણું મળે. મરનારના ભાઇનો વારસા ઉપર હક પોહોંચતો નથી.

પ્ર૦—૫૧ કોઇ બાયડીને પોતાના ગુજરી ગયેલા હોરમાન છોકરાની મિલકતમાં ભાગ લેવાનો કાંઈ હક છે?

ઉ૦—હોરમાન મા કાયદામાં મા ગણાતી નથી જે સ્ત્રીને પેટ બાળક અવતરયું હોય તેજ (તે બાળકની) મા કહેવાય છે હોરમાન માને કાયદામાં માના જેવી ગણવામાં આવતી નથી તેથી વારસાનો માનો હિસ્સો તેને મળી શકતો નથી એ હક તો (ખરેખરી) માને મળેછે.

પ્ર૦—૫૨ એક વિધવા, જેને તેની મેહેર બદલ તેના ધણીએ કાંઇ મિલકત આપી હતી તે, એક દીકરો, એક દીકરી અને પોતાના ધણીની બીજી ઓરતના પેટની એક દીકરી મુકીને મરી જાય છે, ત્યારે આમાંથી કોને એ વિધવાનો વારસો મળશે?

ઉ૦—તેના દીકરાને બે ભાગ, અને તેની દીકરીને એક ભાગ મળશે. તેના ધણીની બીજી ઓરતના પેટની દીકરીને કાંઇ ભાગ મળવાનો હક નથી.

દ્રષ્ટાંત—જ્યારે મરનાર પુરૂષને દીકરો હોય નહીં. ત્યારે દીકરીઓને કાયદેસર હિસ્સેદાર ગણીને જો એક દીકરી હોય તો $\frac{1}{2}$ અને એક કરતાં વધારે હોય તો; તેમની વચ્ચે $\frac{2}{3}$ હિસ્સો મળે છે. પરંતુ જો દીકરો હોય તો તેમને શેષાધિકારી ગણવામાં આવે છે તેથી કાયદેસર હિસ્સેદારોના હિસ્સા બાદ કરતાં જે બાકી રહે તેમાંથી તેમને દીકરાથી અડધ હિસ્સો 'મળે' છે.

એજ પ્રમાણે ભાઇ સાથે બેહેનો શેષાધિકારી થાય છે, એટલે જો ભાઇ ન હોય તો બેહેનોને કાયદેસર હિસ્સેદાર ગણી તેમનો કાયદાસર હિસ્સો મળે; પણ જો ભાઇ હોય તો, તે-

અને શેષાધિકારી ગણવામાં આવે છે. વાસ્તે કાયદાસર હિસ્સો આપતાં બાકી રહેલી મિલકતમાંથી તેમને ભાઇઓ કરતાં અડધ હિસ્સો મળેછે.

સદરહુ શિવાય બીજા કોયા કાયદાસર હિસ્સેદારોને શેષાધિકાર ગણવામાં આવે છે તે વિશે કલમ ૩૬ નીચેનો કોઠો અને શેષાધિકારી બાબતનું પ્રકરણ જુઓ.

જો કોઈ કાયદાસર હિસ્સેદાર ન હોય તો તમામ મિલકત શેષાધિકારીને જાય છે.

આ દાખલામાં આજ નિયમ મુજબ થયેલું છે. જો કાયદેસર હિસ્સેદાર હોય, પણ શેષાધિકારી ન હોય તો, કાયદાસર હિસ્સેદારોના હિસ્સા પત્યા પછી જે વધે તેમાંથી કાયદાસર હિસ્સેદારોને ફરીથી ભાગ મળે છે પણ આ વિશે કલમ. ૫૪ જુઓ.

જો કાયદેસર હિસ્સેદાર અને શેષાધિકારી એ બંનેમાથી કોઇ ન હોય તો મરનારની મિલકત દુરનાં સગાંને જાય છે અને દુરના સગાં ન હોય તો કલમ ૨૨ માં બતાવ્યા પ્રમાણે વારસાની વ્યવસ્થા થાય છે. '

પ્ર૦—૫૩ એક શખસને કેટલીએક સ્થાવર મિલકતની બક્ષિશ મળે છે. તે પોતાના બાપની મા, પોતાની મા, અને એક ઓરમન કાકો મુકીને મરી જાય છે, ત્યારે આમાંથી તેની મિલકતનો વારસો કોને કોને મળશે, અને શા પ્રમાણમાં? અને એવું ધારીએ કે તેને બીજો એક ઓરમન કાકોછે,ત્યારે સદરહુ ચાર જણા વચ્ચે તેની મિલકતની કેવી રીતે વ્હેંચણ કરવી જોઈએ?

ઉ૦—જો કોઇ પુરૂષ પોતાના બાપની મા, પોતાની મા,અનેમાત્ર એક ઓરમાન કાકો એઓને મુકી મરી જાય તો તેની મિલકતના ત્રણ હિસ્સા કરવામાં આવશે તેમાંનો એક હિસ્સો તેની માને, અને એ બે તેના ઓરમન કાકા મળશે, અને જો તેને બે ઓરમન કાકા હશે તો તેઓ દરેકને અકેકો હિસ્સો મળશે. અને બાકીનો ત્રીજો હિસ્સો તેની માને મળશે.

આ દાખલામાં માએ કાયદાસર હિસ્સેદાર છે, અને ઓરમન કાકા, એ શેષાધિકારી છે, તેથી માએ પોતાનો ⅓ હિસ્સો લીધા પછી જે ⅔ હિસ્સો બાકી રહ્યો તે ઓરમન કાકાને ગયો.

પ્ર૦—૫૪ અ નામની એક ઓરતને બ, ક, અને ડ એ રીતે ત્રણ દીકરીઓ હતી. ડ, પોતાની માના પેહેલાં ગુજરી ગઇ, ને તેને ઈ નામનો છોકરો અને મ નામની છોકરી છે અ મરી ગયા પછી તેની બે હયાત દીકરીઓ (બ અને ક) એ તેની મિલકતનો કબજો લીધો. ત્યાર પછી બ મરી ગઇ ત્યારે બ ની મિલકત તેની બેહેન ક, અને તેની ગુજરી ગયેલી બેહેન ડ નાં છોકરાં વચ્ચે શી રીતે વ્હેંચી આપવી?

ઉ૦—સદરહુ રીતની હકીકત છતાં એ મિલકત મુસલમાની કાયદા પ્રમાણે ક. એકલીને મળશે કારણ કે ડ પોતાની માના પેહેલાં ગુજરી ગઇ, અને બ પોતાની બેહેન ક ને હયાત મૂકી પોતાની માના મૂવા પછી ગુજરી ગઇ કાયદા પ્રમાણે ઇ અને મ વારસો લેવાને હકદાર નથી, કેમકે કાયદાસર વારસ અથવા કાયદામાં જેને માટે કાયદાસર હિસ્સો ઠરાવ્યો છે તે ક. છે. અને ઈ. તથા મ. તો માત્ર દુરના સગાં છે, તેમને વાસ્તે કાયદાસર હિસ્સો ઠરાવવામાં આવ્યો નથી અને જેઓને કાયદાસર વારસ હયાત હોય ત્યાં લગી વારસાનો હક થતો નથી. સર હિઉતહાવી નાગના ગ્રંથમાં કહેલું છે," જ્યાં લગી કાયદાસર વારસ હોય ત્યાં લગી દુરના સગાને વારસો મળી શકતો નથી."

પ્ર૦ ૫૫—ડ પોતાની માના પહેલાં ગુજરી ગઈ તે કારણથી તેનાં છોકરાંને પોતાની વડીઆઇ ( માની મા ) ની મિલકતનો વારસો મળતાં કાંઇ હરકત છે કે શી રીતે? જો તેઓ વારસામાંથી બાતલ થતાં ન હોય તો એ મિલકતમાંથી તેઓને કેટલો કેટલો હિસ્સો મળશે?

ઉ૦—ડ. પોતાની માના પેહેલાં ગુજરી ગઈ તે કારણથી તેનાં છોકરાં તેઓની વડીઆઈ ( માની મા ) મિલકતના વારસામાંથી બાતલ થાય છે. કેમકે બ. (અ. ની છોકરી) કાયદાસર હિસ્સેદાર છે, અને ઈ. અને મ. દુરના સગા છે, અને ઉપર કહેલા મત પ્રમાણે જ્યારે કાયદાસર વારસ હયાત હોય ત્યારે દુરના સગા વારસામાંથી બાતલ થાય છે.

પ્ર૦ ૫૬—અ. નામની એક મુસલમાન ઓરત બે ઓરમાન ભાઇ, એક ઓરમાન બેહેન, અને પોતાના પેહેલાં ગુજરી ગયેલા પોતાના સગા ભાઈનો એક દીકરો, એક વિધવા તથા બે દીકરીઓ મુકીને મરી જાય છે. આ તમામ સગા તેનો વારસો લેવા દાવો કરે છે. દાવો ચાલતાની દરમિયાન મરનારના સગા ભાઇની વિધવા ગુજરી જાય છે આ રીતે હકીકત છતાં અ. ની મિલકત તેના ઉપર કહેલાં સગામાંથી કાયદા પ્રમાણે કોને મળશે અને શા પ્રમાણમાં ?

ઉ૦—સદરહુ હકિકત છતાં અ. એ મુકેલી તમામ મિલકત તેના ઓરમાન ભાઇઓને અને હોરમાન બેહેનને મળશે. એ મિલકતના પાંચ હિસ્સા કરવામાં આવશે, તેમાંથી દરેક ઓરમાન ભાઇને બે હિસ્સા મળશે, અને બાકીનો એક હિસ્સો ઓરમાન બેહેન લેશે. એ વિધવાના સગા ભાઇનો દીકરો તેની વિધવા તથા બે દીકરીઓ એઓને તેની મિલકતના કાંઈ ભાગનો વારસો મળી શકતો નથી. કારણ કે ભાઈની વિધવાને વારસો લેવાનો કાંઈ હક નથી અને ઓરમાન ભાઈઓ અને ઓરમાન બેહેન હયાત છે તે કારણથી સગા ભાઇનો દીકરો અને દીકરીઓ વારસામાંથી બાતલ થાય છે.

પ્ર૦ ૫૭—કોઇ શખસ એકની એક દીકરી અને એક ઓરમાન ભત્રીજો મુકીને મરી જાય છે. ત્યારે તેની મિલકતનો વારસો લેવાનો એ ભત્રિજાનો કાયદા પ્રમાણે કાંઈ હક છે કે શી રીતે?

ઉ૦—એવું માલમ પડે છે કે, ઉપર લખેલો શખસ ગુજરી ગયો, ત્યારે તેને એક દીકરી તથા એક ઓરમાઇ ભાઈ હતો, અને તેમના વગર ગુજરનારની મિલકતનો દાવો કરનાર કોઇ ન હતું આ રીતે હકીકત છતાં તેની મિલકતના ચાર ભાગ થશે; તેમાંથી દીકરી પોતાના કાયદાસર હિસ્સાના બે ભાગ ( અથવા અડધી મિલકત ) લેશે અને બાકીના બે હિસ્સા એ ઓરમાન ભાઇને શેષાધિકારી તરીકે મળશે, અને એ ભાઇ ગુજરવાથી તે બે હિસ્સા તેના દિકરાને મળશે.

પ્ર૦ ૫૮—એક મુસલમાને પોતાની દીકરી બીજા મુસલમાનને પરણાવી અને લગ્ન ક્રિયા વખતે તે દીકરીને કેટલુંક ઘરાણું અને નાના પ્રકારની બીજી કીમતી ચીજો આપી, ધણીએ પણ તે સ્ત્રીને લગ્ન પછી કાંઇ ઘરેણું આપ્યું. એક દીકરાને જન્મ આપીને તે સ્ત્રી ગુજરી ગઇ, અને ત્યાર પછી તે દીકરો ગુજરી ગયો; હવે એ સ્ત્રીનો બાપ તે સ્ત્રીને પોતે આપેલું તથા તેના ધણીએ આપેલું સઘળું ઘરેણું અને કીમતી ચીજો લેવાને દાવો કરેછે, ત્યારે એ બધી મિલકત લેવાનો અથવા એમાંથી કાંઇ ભાગ લેવાનો તેનો હક છે અને જો નથી

તો તે લેવાનો કાયદા પ્રમાણે કોનો હક છે ?

ઉ૦—મરનારનું પ્રેત ક્રિયા ખરચ, તથા મરનારને માટે બીજા જે કાર્ય કરવાં પડે એવાં હોય તે કાર્ય સંબંધી ખરચ પતાવ્યા પછી મરનારની બધી મિલકતના ( પછી તે મિલકત તેને પરણતી વખતે મળેલી હોય અથવા બીજી રીતે મળેલી હોય ) બાર ભાગ કરવા; તેમાંથી બે ભાગ લેવાનો એ સ્ત્રીના બાપનો હક છે, અને બાકીના દસ ભાગ લેવાનો તેના ધણીનો હક છે.

પ્ર૦ ૫૯—કોઈ શખસ એક ભાઇ, બાપના બે ઓરમાન કાકા, બાપના એક કાકાની બે દીકરીઓ મુકીને મરી જાય છે, તેઓ ગુજરનારની મિલકત ઉપર દાવો કરે છે ત્યારે આ કામમાં વારસાના કાયદા પ્રમાણે એ દાવો કરનારમાંથી કોનો વારસો લેવાનો હક છે?

ઉ૦—ભા કાયદાસર હિસ્સેદાર છે, અને બાપના ઓરમાન કાકા શેષાધિકારી છે તેથી તેઓ ગુજરનારના વારસ છે. બાપનાં કાકાની દીકરીઓ દુરના સગામાં છે, અને કાયદાસર હિસ્સેદાર અથવા શેષાધિકારી હયાત હોય ત્યાં લગી દુરના સગાં વારસો લેઇ શકતા નથી.

પ્ર૦ ૬૦—એક ઓરત પોતાનો ધણી, અને દીકરી અને એક કાકો, એ રીતે વારસ મુકીને ગુજરી જાય છે ત્યારે તેણે મુકેલી મિલકતમાંથી આ શખસોમાંના દરેકને કેટલું કેટલું મળશે ?

ઉ૦—ગુજરનારની મિલકતના ચાર ભાગ કરવા. તેમાંથી $\frac{1}{4}$ અથવા એક ભાગ ધણીને તેના કાયદાસર હિસ્સા બદલ, અને $\frac{2}{4}$ અથવા બે ભાગ દીકરીને તેના કાયદાર હિસ્સા બદલ મળવાનો હક છે, અને બાકીનો એક હિસ્સો શેષાધિકારી તરીકે કાકાને મળવાનો હક છે.

પ્ર૦ ૬૧—કોઇ શખસ એક વિધવા, પોતાના કાકાનો એક દીકરો, પોતાની બેહેનના બે દીકરા, પોતાની બેહેનની ત્રણ દીકરીઓ, અને પોતાના કાકાના છ પૌત્ર ( દીકરાના દીકરા) મુકીને મરી જાયછે ત્યારે આમાંથી કોણ તેની મિલકતનો વારસો લેશે અને શા પ્રમાણમાં?

ઉ૦—મરનારની મિલકતના ચાર ભાગ કરવા. તેમાંથી એક ભાગ વિધવાને તેના કાયદાસર હિસ્સા બદલ મળશે. અને બાકીના ત્રણ ભાગ કાકાના દીકરાને શિષાધિકારી તરીકે મળશે, ગુજરનારના કાકાના પૌત્ર, તેમનો બાપ હયાત છે તે કારણથી, વારસામાંથી બાતલ થાય છે. અને બાકીનાં સગાં માત્ર દુરનાં સગાં ગણાય છે, માટે આ રીતે હકિકત છતાં તેમને વારસાનો કાંઇ હિસ્સો મળી શકતો નથી.

પ્ર૦ ૬૨—એક ઓરત પોતાની બેહેન, અને પોતાના ભાઇને વારસ મુકી મરી જાય છે, ત્યારે તેની મિલકત આ બે જણ વચ્ચે શી રીતે વ્હેંચી આપવી ?

ઉ૦—એ મિલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, તેમાંના બે ભાગ ભાઇને અને એક ભાગ બેહેનને મળશે.

પ્ર૦ ૬૩—એક વિધવા અને એક ભાઈ, એમને વારસ મુકીને કોઇ શખસ ગુજરી જાય છે, ત્યારે તેની મિલકત એ બે જણ વચ્ચે શી રીતે વ્હેંચાશે ? અને દરેક જણને કેટલો હિસ્સો મળશે ?

ઉ૦—મિલકતના ચાર ભાગ કરવામાં આવશે, તેમાંથી એક ભાગ વિધવાને તેના કાયદા-

કાસર હિસ્સા બદલ મળશે, અને બાકીના ત્રણ ભાગ શેષાધિકાર તરીકે ભાઇને મળશે.

પ્ર० ૬૪—કોઇ શખસે પોતાની ઓરતને તેની કુચાલના સબબથી કાઢી મુકી. તે કોઇ બીજી જગાએ ગઈ, અને તેણે ચાર વરસની મુદત સુધી પોતાની પંડ મેહેનતથી પોતાનું ગુજરાન ચલાવ્યું. પછી પોતાનો ધણી અને એક ભાઇના છોકરાને મુકી મરી ગઇ. ત્યારે વારસાના કાયદા પ્રમાણે તેની મિલકતનો વારસો લેવાનો એ બે શખસોમાંથી કોનો હક પોંહોંચે છે ?

ઉ०—જો એ પુરૂષે પોતાની વહુનાથી જુદા થતી વખતે તેની સાથે છુટા છેડા કર્યા હોય તો, એ સ્ત્રીની મિલકતનો કાયદા પ્રમાણે હકદારી માત્ર તેના ભાઇનો દીકરો થશે. પણ જો તલાક આપ્યા વગર એને માત્ર કાઢી મુકી હોય તો, એ ધણી સાથે તેનું પરણેત જારી રહે છે. અને તેના ગુજર્યા પછી તેનો ધણી અને તેના ભાઇનો પુત્ર એ બંને જણ તેની મિલકતનો વારસો લેશે, તેઓ દરેક જણ અડધ અડધના અધિકારી થશે. ધણીને અડધ ભાગ તેના કાયદાસર હિસ્સા બદલ મળશે, અને બાકીનો અડધ ભાગ ભાઇનો દીકરો શેષાધિકારી તરીકે લેશે.

પ્ર० ૬૫—કોઈ મુસલમાન એક દીકરો અને ત્રણ દીકરીઓ મુકીને મરી જાય છે તેઓ તેના મર્ણ પછી પરણે છે. ત્યારે ગુજરનારે મુકેલી મિલકતમાંથી આમાંના દરેક જણને કેટલો કેટલો હિસ્સો મળશે ?

ઉ०—એ મિલકતના પાંચ ભાગ પડશે, તેમાંથી દીકરો બે ભાગ અને દીકરીઓ ત્રણ ભાગ ( અથવા દરેક દીકરી અકેકો ભાગ ) લેશે.

પ્ર० ૬૬—એક ઓરત કેટલીક બાપ દાદાની સ્થાવર મિલકત મુકીને ગુજરી જાયછે. તેને એક દીકરી અને ભાઇનો દીકરો એ રીતે માત્ર બે હયાત વારસ છે ત્યારે કાયદા પ્રમાણે તેની મિલકત આ બે જણ વચ્ચે શી રીતે વ્હેંચાશે ?

ઉ०—મરનારની મિલકત તેની દીકરી અને તેના ભાઈના દીકરા વચ્ચે સરખે ભાગે વ્હેંચાશે. અડધી મિલકત દીકરીને તેના કાયદાસર હિસ્સા બદલ મળશે અને બાકીની અડધી મિલકત મરનારના ભાઈના દીકરાને શેષાધિકારી લેખે મળશે.

પ્ર० ૬૭—એક જાગિરદારે પોતાનાજ ઉદ્યોગથી પેદા કરેલી જાગિરના છ ભાગ પોતાની હયાતીમાં વેચ્યા અને બાકીના દસ ભાગ પોતાના વારસોને માટે મુકીને મરી ગયો એ વારસ મરનારના કાકાનો દીકરો ને મરનારની બેહેન છે; ત્યારે વારસાના કાયદા પ્રમાણે આ બંને જણ એ મિલકત શી રીતે વ્હેંચી લેશે ?

ઉ०—આ કામમાં ગુજરનારે મુકેલા જાગિરના દસ હિસ્સા સરખે ભાગે વ્હેંચી આપવામાં આવશે, બેહેનને પાંચ હિસ્સા મળશે, અને તેટલાજ હિસ્સા કાકાના દીકરાને મળશે.

પ્ર० ૬૮—કોઇ માણસ એક વિધવા, એક દીકરો અને બે દીકરીઓ, એ રીતે વારસ મુકીને મરી જાય છે ત્યારે તેની મિલકત તેમની વચ્ચે શી રીતે વ્હેંચી આપવી ? અને તેઓ દરેક જણને કેટલો કેટલો હિસ્સો મળશે ?

ઉ०—એ મિલકતના બત્રીસ ભાગ કરવા જેમાંથી વિધવા $\frac{1}{8}$ અથવા ૪ ભાગ લેશે; દીકરો ચૌદ, અને દરેક દીકરી સાત સાત ભાગ લેશે.

પ્ર૦ ૬૯—કોઈ શખ્સ બે દીકરા, અને એક વિધવા મુકીને મરી જાય છે ત્યારે તે-ની મિલકતની વ્હેંચણુ શી રીતે કરવામાં આવશે?

ઉ૦—એ મિલકતના સોળ ભાગ કરી તેમાંના બે ભાગ વિધવાને આપવા. અને બે દીકરામાંના પ્રત્યેકને સાત સાત ભાગ આપવા.

પ્ર૦ ૭૦—એક પુરૂષ બે દીકરીઓ, એક પૌત્ર, અને એક દીકરાની દીકરી મુકીને મરી જાય છે. આ રીતે હકિકત છતાં તેની મિલકતના કેટલા હિસ્સા થશે? અને વારસાના કાયદા પ્રમાણે સદરહુ શખસોમાંના દરેક જણને કેટલા કેટલા ભાગ મળવાનો હક છે?

ઉ૦—મરનારની મિલકતના નવ હિસ્સા કરવા જેમાંથી દિકરીઓને ⅔ ( અથવા દરેક દીકરીને ત્રણ ત્રણ હિસ્સા) મળશે. અને શેષાધિકારી તરીકે દીકરાના દીકરાને બે હિસ્સા અને દીકરાની દીકરીને એક હિસ્સો મળશે.

પ્ર૦ ૭૧—એવું માલમ પડે છે કે; જે જાગિરના વારસા વિશે તકરાર છે. તે જાગિરના માલિકને ચાર દિકરા, અને બે દકરીઓ હતી. તેમાંનો એક દીકરો પોતાના બાપની હયાતિમાં ગુજરી ગર્યો, અને તેને એક દીકરો હતો. ત્યાર પછી એ જાગીરદાર એક વિધવા ત્રણ દીકરા, બે દીકરીઓ અને સદરહુ પૌત્ર મુકીને મરી ગયો; ત્યારે તેઓને જાગિરનો કેટલો કેટલો હિસ્સો મળશે?

ઉ૦—એ મિલકતના ૬૪ ભાગ થશે તેમાંથી દરેક દીકરો ચૌદ, દરેક દીકરી સાત, અને વિધવા ( ⅛) આઠ ભાગ લેશે. પૌત્ર કે જેનો બાપ જાગિરદારના પહેલાં ગુજરી ગયો છે તે વારસામાંથી બાતલ થાય છે.

પ્ર—૭૨ એક ગુજરનાર માલિકના વારસ તેની વિધવા, તેની મા, અને તેના બે દીકરા છે. ત્યારે તેમને તેની મિલકતનો કેટલો કેટલો વારસો મળશે?

ઉ૦—આ કામમાં વારસાના કાયદા પ્રમાણે મિલકતના ૪૮ ભાગ કરવા, તેમાંથી વિધવાને ૭, અને માને આઠ ભાગ મળશે;. અને શેષધન દીકરાને મળશે.

સદરહુ વારસોના હિસ્સા નિચે પ્રમાણે છે.

| મા. | વિધવા. | દીકરો. | દીકરો. | |
|---|---|---|---|---|
| ૮ | ૬ | ૧૭ | ૧૭ | =૪૮ |

પ્ર—૭૩ અબદુલ રસીદ નામે કોઇ પુરૂષ એક વિધવા, એક દીકરી, અને બે કાકા મુકીને મરી ગયો. ત્યારે તેની મિલકતની વ્હેંચણુ શી રીતે થશે?

ઉ૦—વિધવાને મિલકતનો આઠમો ભાગ મળશે દીકરીને તમામ મિલકતનું અડધ મળશે અને ત્યાર પછી જે બાકી રહેશે તે બંને કાકા વચ્ચે સરખે ભાગે વ્હેંચી આપવામાં આવશે.

પ્ર૦—૭૪ બે વિધવા, મા, એક દીકરી, ત્રણ ભાઇઓ, અને એક બેહેન એ રીતે વારસ મુકીને એક પુરૂષ મરી જાય છે, ત્યારે તેની મિલકતના કેટલા ભાગ કરવા અને દરેકને કેટલા કેટલા ભાગ મળશે?

ઉ૦— આ કામમાં મરનારની મિલકતના ૩૩૬ ભાગ કરવા તેમાંથી વિધવાઓને તેમના કાયદાસર હિસ્સા બદલ ⅛ એટલે ૪૨ ભાગ અથવા દરેક વિધવાને એકવીશ એકવી-

શ ભાગ મળશે, માને તેના કાયદાસર હિસ્સા બદલ ⅙ અથવા ૫૬ ભાગ, તથા દીકરીને તેના કાયદાસર હિસ્સા બદલ ½ અથવા ૧૬૪ ભાગ મળશે, અને શીતેર ભાગ બાકી રહ્યા તે ભાઈઓ અને બેહેન જેઓ શેષાધિકારી છે તેમનો વચ્ચે વેહેંચી આપવામાં આવશે; એવી રીતે કે બેહેન કરતાં ભાઇઓનો હિસ્સો બમણો; એટલે બેહેન ૧૦ ભાગ, અને દરેક ભાઈને વીશ ભાગ મળશે.

પ્ર૦—૭૫ એક વિધવા, મા, અને બેહેન મુકીને કોઇ પુરૂષ ગુજરી જાય છે, ત્યારે તેની મિલકતની શી રીતે વ્હેંચણ થશે?

ઉ૦—જે બાબતોમાં હિસ્સાની સંખ્યાનો વધારો કરવો પડે છે, તેવી બાબતોના નિયમ પ્રમાણે મરનારની મિલકતના તેર હિસ્સા કરવા જોઇએ વિધવાને ત્રણ, બેહેનને છ; અને માને ચાર હિસ્સા મળશે.

(કલમ. ૫૧-૫૨-૫૩ તથા વધારાની બાબતનો નિયમ જુવો.)

પ્ર૦—૭૬ એક વિધવા, અને બે દીકરીઓ મુકીને કોઇ માણસ ગુજરી જાય છે, તો તેઓને ગુજરનારની મિલકતનો કેટલો કેટલો હિસ્સો મળશે?

ઉ૦—બધી મિલકતના સોળ ભાગ કરવા, તેમાંના બે ભાગ વિધવાને મળશે; અને સાત સાત ભાગ દરેક દીકરીને મળશે.

પ્ર૦—૭૭ કોઈ માણસ એક વિધવા અને એક દીકરી મુકીને મરી જાય છે, તો તેની મિલકત આ બે જણા વચ્ચે શી રીતે વ્હેંચી આપવી?

ઉ૦—ગુજરનારની મિલકતના આઠ ભાગ પાડવા તેમાંનો એક ભાગ વિધવાને અને બાકીના સાત ભાગ દીકરીને મળશે, ગુજરનારને શેષાધિકાર વારસ નથી એવું ધારીને આ પ્રમાણે વેહેંચણ કરેલી છે. જો કોઇ શેષાધિકારી હોય તો દીકરાને માત્ર ચાર ભાગ મળશે. અને બાકીના ત્રણ ભાગ એ શેષાધિકારી વારસને આપવામાં આવશે.

પ્ર૦ ૭૮—કોઇ માણસ એક વિધવા, એક ભાઈ, એક બેહેન, વિધવાની મા, અને વિધવાના ભાઈને મુકીને મરી જાય છે. એ ગુજરનારની મિલકતની વ્હેંચણ થતાં પેહેલાં વિધવા ગુજરી જાય છે ત્યારે ગુજરનારની મિલકતનો વારસો લેવાને તેઓમાંથી કોનો હક છે, અને તેમને કેટલો કેટલો હિસ્સો મળશે?

ઉ૦—આ કામમાં સદરહુ સઘળાં માણસને વારસામાં હિસ્સો લેવાનો હક છે. મિલકતના બાર ભાગ કરવા, તેમાંથી છ ભાગ ગુજરનારના ભાઇને, અને ત્રણ ભાગ તેની બેહેનને આપવામાં આવશે. અને વિધવાની માને અને ભાઈને બે ભાગ મળશે.

પ્ર૦ ૭૯—એક ઘરના અડધ ભાગનો અને બીજી મિલકતનો માલિક ત્રણ પુત્ર અને એક પુત્રી મુકી ગુજરી જાય છે. બાપની મિલકતના ભાગ વ્હેંચાયા પેહેલાં એ પુત્ર એક વિધવા, અને પોતાના બે ભાઇ અને પોતાની બેહેન મુકી ગુજરી જાય છે. આવી હકીકત છતાં તેઓમાંના દરેક જણને મિલકતમાંથી કેટલું કેટલું મળશે?

ઉ૦—વારસાના નિયમ પ્રમાણે બાપે મુકેલી બધી પુંજીના ૭૦ ભાગ પાડવા જોઇએ તેમાંના છવીસ ભાગ પ્રત્યેક પુત્રને; અને તેર પુત્રીને મળશે, અને મરનારની વિધવાને પાંચ ભાગ આપવામાં આવશે.

પ્ર૦ ૮૦—એક મુસલમાન ત્રણ ઓરતો મુકી મરી જાય છે પહેલી ઓરતથી તેને એ-ક દીકરો અને દીકરી હતી. બીજી ઓરતથી એક દીકરી, અને ત્રીજી ઓરતથી પણ એક દિકરી હતી. પોતાના મરણ પેહેલાં તેણે પોતાની બધી મિલકતનું પોતાની ત્રણ ઓરતોને બક્ષિસનામું લખી આપ્યું. પણ તેણે તે મિલકતના ભાગ પાડયા નહોતા, અથવા તેમને કબજે આપ્યો નહોતો. ત્યારે આ કામમાં એ બક્ષિસનામું મંજુર છે કે નહીં અને એ બ-ક્ષિસનામાની રૂઇએ એ વિધવાઓના વારસો કબજે લેઇ શકે કે શી રીતે ?

ઉ૦—એ બક્ષિસ નામંજુર નથી. બક્ષિસ આપનારના વારસ જે હોય તેઓને એ મિલકત વારસામાં જાય છે.

પ્ર૦ ૮૧—કોઇ મિલકત બે માણુસની સહિઆરી છે, એમાંનો એક જણ પોતાના હિસ્સાની મિલકતનો હક બીજાને આપે છે, ત્યારે એ મિલકતમાં બક્ષિસ આપનારના હક સંબંધ હોવાના કારણથી એ બક્ષિસ નામંજુર થાય છે કે શી રીતે ?

ઉ૦—જો બક્ષિસ આપનારનું ચિત્ત ઠેકાણે હોય તો બક્ષિસવાળી મિલકતનો તે હિ-સ્સેદાર હોવાના કારણથી બક્ષિસ કોઈપણ પ્રકારે નામંજુર થતી નથી. કેમકે ઘણા હક સંબંધી એકઠા હોવાના કારણથી જે મોઘમપણાની હરકતને લીધે બક્ષિસ નામંજુર થાય છે, તે હરકત આવા દાખલામાં હોતી નથી. અહિં તો બક્ષિસ આપનાર અને બક્ષિસ લે-નાર વગર આપેલી મિલકતમાં બીજા કોઇ શખસનો ધણીપણાનો હક નથી.

પ્ર૦—૮૨ અમુક જમીન કેટલાક માણુસની સહીઆરી મિલકત છે. એકઠા માલેકો-માંના એક માલેક બાકીનાની સમ્મતિ વગર સદરહુ મિલકતમાંના પોતાના હક સંબંધમાંનો કેટલોક ભાગ એક પરાયા માણસને દસ્તાવેજથી આપે છે, અને તે દસ્તાવેજમાં ખુંટની વિગત બતાવી નથી, પણ માત્ર એટલુંજ લખ્યું છે કે એવી રીતે આપેલી જમીન પો-તાનાજ માલીકપણાની છે, ત્યારે એ દસ્તાવેજ મજબુત છે કે કેમ?

ઉ૦—જો મજીયારી વ્હેંચાયા વગરની મિલકતમાંથી દસ્તાવેજ કરી આપનારના હિ-સ્સાના કેટલાક ભાગ ઉપર બીજાને હક આપવાના મતલબનો આ દસ્તાવેજ બક્ષિસનામું હોય તો ખુંટની વિગત સિવાય એ દસ્તાવેજ કાયદા પ્રમાણે મંજુર નહીં ગણાય; કારણ કે મોઘમ બક્ષિસ કાયદા વિરૂદ્ધ છે. પણ જો આ દસ્તાવેજ વેચાણખત હોય તો તે મંજુર ગણાશે; કારણ કે આવા પ્રકારના કરારમાં આપેલી મિલકત સહીઆરી અને મોઘમ છે, અને બીજા ભાગીદારોની સમ્મતિ નથી, તથા ખુંટની વિગત બતાવી નથી એવી હરકતો લેઇ શકાતી નથી વાસ્તે વેચાણ મજબુત અને બંધનકાર છે એમ બેશક ગણવું જોઇએ.

પ્ર૦—૮૩ એક માણસે પોતાની હયાતીમાં પોતાની સ્થાવર મિલકતના ત્રણ સરખા હિસ્સા કરી તેમાંનો અકેકો હિસ્સો પોતાની ત્રણ ઓરતોમાંની દરેકને તેઓની મહેર બદલ વેચાતો આપ્યો આવી રીતે વેચેલી મિલકતનો કેટલોક ભાગ ( એ ખરીદદારો વચ્ચે ) વ્હેંચી આપ્યો, અને બાકીનો વ્હેંચ્યા વગરનો રહ્યો ત્યારે પછી વેચનારની બીજી બાયડી ગુજરી ગઈ, ને તેના હિસ્સાનો વારસો એ બાયડીના દીકરાને મળ્યાથી તે દીકરાએ એ ભા-ગ પોતાની ઓરતને તેની મેહેર બદલ વેચાતો આપ્યો. પરંતુ એ ભાગ એ દીકરાના ક-

ખજામાંથી અને તેના વહિવટ નીચે રહ્યો ત્યારે તે દીકરાની ઓરતે કબજો લીધો એવી શાબિત નહિં છતાં એ વેચાણ કાયદા પ્રમાણે મંજુર છે કે શી રીતે?

ઉ૦—વેચાણના કરારની મજબુતીનો આધાર ખરીદદારના તુરત કબજો લેવા ઉપર નથી તેમ વેચેલી મિલકત ભાગ પાડયા વગરની હોય તે કારણથી પણ એવા કરારની મજબુતીને અસર થતી નથી; વાસ્તે મુળ માલીકે પોતાની સ્થાવર મિલકતના ત્રણ સરખા હિસ્સાનું પોતાની ત્રણ ઓરતોને આપેલું વેચાણ, અગર જો એ હિસ્સાનો કેટલોક ભાગ વ્હેંચ્યો નહોતો, તોપણ મંજુર છે, એ વેચનારની બીજી બાયડીના છોકરાને પોતાની માનો ભાગ વારસામાં મળ્યો, અને તે દીકરાએ એ ભાગનું પોતાની ઓરતને તેની મેહેર બદલ વેચાણ આપ્યું તે પણ અગર જો વેચાણ આપ્યા પછી એ ભાગનો કબજો ભોગવટો એ દીકરાનો રહ્યો છતાં મંજુર છે ને એ દીકરાની ઓરત પોતાની નજરમાં આવે તે વખતે કબજો લેવાને મુખત્યાર છે.

પ્ર૦—૮૪ એક ઓરત પોતાની સ્થાવર મિલકત એક પરાયા માણસને વેચાણ ખતથી આપી મરી જાય છે તેના મરણ પછી દસ વરસે તેનો ભત્રિજો એ મિલકત ઉપર વારસાના હકથી દાવો કરે છે વેચાણ ખતમાં સાક્ષિ કરનાર બે શખસોની શાક્ષિ ઉપરથી માલમ પડે છે કે ખત લખી આપતી વખત એ ઓરતનું ચિત્ત ઠેકાણે નહોતુ ત્યારે આવી હકીકત છતાં કાયદાનો નિયમ શો છે?

ઉ૦—માંદા માણસોએ પોતાની મરણ શૈયા ઉપર તેમનું ચિત્ત ઠેકાણે ન હોય એવી વખતે કરેલાં વેચાણ કાયદા પ્રમાણે મંજુર નથી. પરંતુ એ વેચનારના વારસો અને લેણદારે વેચેલી મિલકતની જે કીંમત આપવામાં આવી હોય તે પાછી આપ્યા શિવાય એ મિલકત પાછી લેઇ શકતા નથી. તેઓ મિલકત પાછી આપે ત્યાં લગી વેચેલી મિલકત ખરીદદારના કબજામાં ગીરો માફક રહેશે.

પ્ર૦—૮૫ કોઇ પરણેલી સ્ત્રી પોતાના ઘરેણાં લુગડાં અને બીજો સામાન કોઇ પરાયા માણસને બક્ષિસમાં આપી શકે છે કે તેણે પોતાના ધણીની પ્રથમથી રજા મેળવવી જોઇએ. એવી કાયદામાં જરૂર છે?

ઉ૦—પરણેલી સ્ત્રી પોતાની મિલકત બક્ષિસમાં આપી શકે છે, પછી તે મિલકતમાં ઘરેણું હોય અથવા બીજી વસ્તુ હોય કાયદામાં ધણીની રજાની જરૂર નથી.

પ્ર૦—૮૬ કોઇ મુસલમાન પોતાને પોતાની ઓરતની પહેલી ઓરતથી એક દીકરો અને દીકરી થયા બાદ એક યુરોપિયન સ્ત્રીને પોતાના ધર્મમાં લઇને તેની સાથે લગ્ન કરે છે; ત્યારે આ બીજુ પરણેત કાયદા પ્રમાણે મંજુર છે કે શી રીતે?

ઉ૦—આવું લગ્ન મંજુર છે, કેમકે એ સ્ત્રી મુસલમાની ધર્મમાં આવી છે અને મુસલમાની ધર્મમાં ચાર ઓરતો કરવાની છુટ છે. પુરૂષ એકજ વખતે ચાર ઓરતો પરણી શકે

પ્ર૦—૮૭ એક પુરૂષ પોતાની ઓરત સાથે લગ્ન થતાં પહેલાં એવો કરાર કરે છે કે લગ્ન થયા પછી તે પોતાના મા બાપને ઘેર રહેવાને મુખત્યાર છે ત્યારે તે લગ્ન પુરું થયા પછી એ ઓરતને બીજી જગ્યાએ ખસેડી એ કરાર તોડવાને એ પુરૂષ પાત્ર છે કે આ સરત પ્રમાણે બરોબર ચાલવાની તેને ફરજ છે?

ઉ૦—મુસલમાની કાયદા પ્રમાણે આવો કરાર કાયદા વિરૂદ્ધ છે, તેથી તે પ્રમાણે ચાલવાની ધણીને ફરજ નથી; અને પોતાને ઘેર એ ઓરતને લેઇ જવાને તેને પુરું સત્ત છે. પરંતુ તેણે એ સ્ત્રીને તેણી મેહેર આપેલી જોઈએ. જો તેણે તે પ્રમાણે કર્યું ન હોય

તો મેહેર મળતાં લગી ધણીને ઘેર જવાનો તે વાંધો લેઇ શકે છે.

પ્ર૦—૮૮ જો અ, બ સાથે લગ્ન કરયા પછી બ હયાત છતાં બ ની સગી બેન ને પરણે અને જો કાયદા પ્રમાણે આ બીજુ લગ્ન નામંજુર હોય તો પેહેલીવારનું લગ્ન મજબુત ગણાશે કે શી રીતે અને મેહેર મળવાનો બ નો હક છે કે કેમ?

ઉ૦—અ નું બ સાથે લગ્ન થયા પછી, તેણે બની સગી બેહેન ક સાથે લગ્ન કરયું તો પણ તેનું બ સાથેનું લગ્ન મંજુર છે. પરંતુ ક. પોતાના સગપણના કારણથી મનાં કરેલા સગાંની પંક્તિમાં આવે છે, તેથી અ. સાથે થએલું તેનું લગ્ન રદ છે અને મેહેર મળવાનો તેને હક નથી. પણ આ કારણથી બ. ની સાથે પ્રથમ થયેલું લગ્ન રદ થતુ નથી. અને અ. ગુજરી ગયેથી તેની ઓરત બ. ને તેની મિલકત સ્રી ધર્મતમાંથી તેની મેહેરના તમામ રૂપૈયા લેવાનો હક થશે.

પ્ર૦—૮૯ કોઇ છોકરી બાર, તેર, અથવા ચૌદ વર્ષની થઈને કહે છે કે હુ મા આવી છું, ત્યારે તેનું આવી રીતનું કહેવું માનવું કે કેમ?

ઉ૦—બાર. તેર, અથવા ચઉદ વરસની ઉમરે કોઇ છોકરો એમ કહે, કે હું પુરૂપ ધર્મમાં આવ્યો છું. અથવા કોઇ છોકરી એમ કહે કે, હું સ્રી ધર્મમાં આવી છું, ત્યારે વિકાયા પ્રમાણે એમનું આ કહેવું સ્વીકારી નિશ્ચાર્થક ગણવું જોઈએ, વિકાયામાં કહ્યું છે કે, જો તેઓ જવાનીની લગભગ હોય અને એવું કહે કે અમે જુવાનીમાં આવ્યાં છીએ, તો તેમનું કહેવું માની તેમને જુવાન માણસ ગણવાં જોઈએ.

પ્ર૦—૯૦ સદરહુ પ્રસનમાં કહેલી છોકરી પોતાના બાળપણાથી પોતાની માથી જુદી રહેલી છે ત્યારે પોતાની માની સમ્મતિ વગર પોતાનું લગ્ન કરવાની તેને છુટ છે કે શી રીતે?

ઉ૦—જુવાનીમાં આવેલી છોકરીના લગ્નનો આધાર કેવળ પોતાની મરજી ઉપરછે. એ છોકરીના જે વાલીને ઘણામાં ઘણી સત્તા છે તેની મરજી ઉપર પણ છોકરીને આધાર રાખવાનો નથી; તો તેની માની મરજી ઉપર તો આધાર શાનોજ રાખવાનો હોય; વિકાયા પ્રમાણે કોઇ જો સ્વતંત્ર(એટલે ગુલામ નહીં એવી) છોકરો પુર્ણ સમજમાં આવી હોય તેનું લગ્ન જોકે કન્યાની સરખી સ્થિતિનાં માણસ જોડે કરવામાં આવ્યું ન હોય તોપણ વાલીની સમ્મતિ વગર મંજુર છે.

પ્ર૦—૯૧ જો કોઇ ઓરતની મેહેર બાબત કાંઈ દસ્તાવેજ હોય નહી અને મેહેરનો આવેજ કેટલો ઠરાવવામાં આવ્યો હતો તે શાક્ષિઓથી સાબીત થાય નહીં તો તેને પોતાના ધણી પાસેથી કેટલી મેહેર મળવાનો હક છે?

ઉ૦—તેની વ્યાજબી મેહેર મળવી જોઈએ અને એ વ્યાજબી મેહેર કેટલી છે તે જો નકી થઇ શકે તો દસ દર્મ મળવાનો તેનો કાયદા પ્રમાણે હક છે.

પ્ર૦—૯૨ એક અનૌરસ બાળકની મા અને તેનો બાપ એ બાળકની રક્ષાનો દાવો કરે છે, ત્યારે તે બાળક કોના હવાલામાં સોંપવું જોઈએ?

ઉ૦—કાયદા પ્રમાણે જોતાં અનૌરસ બાળક તેની માનુએ નથી અને તેના બાપનુંએ ન કહેવાય પણ તેને ખોરાકી પોશાકી આપી ઉછેરવા માટે સાત વરસની ઉમ્મરનું થતાં લગી તેની માના હવાલામાં સોંપવું જોઇએ. ત્યાર પછી તે બાળકે માની સાથે રહેવું કે બાપની સાથે, તે તેની મરજી ઉપર છે. અથવા જો એ બંનેથી જુદા રહેવું હોય તો તેમ પણ તે કરી શકે છે.

# ગીરો.

પ્ર૦—ગીરો એટલે શું ?

ઉ૦—બીજા પાસેથી પઈશા લેઈ તે બદલ તેને જાથુ અથવા થોડી મુદત સુધી મિલકતની માલકી અથવા કબજો સોંપવો અથવા એ બંને નહીં કરતાં તેનો હક રાખવો તે વ્યવહારને ઘરેણિયું કહે છે. પઇશા લેનારને ઘરેણે મુકનાર અને પઈશા આપનારને ઘરેણે લેનાર કહે છે.

પ્ર૦—ઘરેણિઆના કેટલા પ્રકાર છે ?

ઉ૦—બે પ્રકાર છે. ગીરો અને સાંન ગીરો. કબજા સાથેના ગિરોને ગીરો કહે છે. અને કબજા વગરના ગિરોને સાંન ગિરો કહે છે. સાન ગિરો એટલે કબજા વગરનું ગિરો. હિંદુશાસ્ત્ર પ્રમાણે તદન નાબુદ છે એમ નથી, પણ ગિરો આપનાર અને ગિરો લેનારને બંધનકારક છે.

પ્ર૦—મુસલમાની સરેહમાં અથવા હિંદુશાસ્ત્રમાં જમિનના ગિરોમાં અને બીજી મિલકતના ગિરોમાં કાંઇ તફાવત ગણેલો છે ?

ઉ૦—ના, મુસલમાની સરેહ મુજબ ગિરોવાળી મિલકતનો કબજો આપવાની જરૂર છે. સાનગિરો આપવાનું અસલ રીવાજ નહોતો. હિંદુશાસ્ત્ર મુજબ પ્રત્યક્ષ ખરેખરો કબજો ગિરો મંજુર રહેવાને માટે આપવાની જરૂર છે. તોપણ દેશમાં ચાલતા રિવાજથી સાન ગિરોના પણ ઘણા વ્યવહાર ચાલે છે એટલે સાનગિરોનો વ્યવહાર પણ કાયદા પ્રમાણે મંજુર રહી શકે છે.

પ્ર૦—ગિરો આપવાને કયા શખસો લાયક છે, અને તે નિયમને કયા કયા અપવાદો છે તે કહો ?

ઉ૦—જે લોકોનો મિલકતમાં હક છે, તે લોકોનો ગિરો આપવાનો હક છે. ગાંડા અને ન્હાની ઉમ્મરનાં માણસો ગિરો આપી શકતાં નથી, જેઓના હક મરિયાદાવાળાછે તેઓ મર્યાદા ઉપરાંત ગિરો આપી શકતા નથી.

પ્ર૦—જરૂરના પરહસ્તદાન કયાં કયાં છે ?

ઉ૦—કુટંબના ગુજરાનને માટે, ધારમિક ફરજો બજાવવાને માટે, સરકારી વસુલાત આપવાને માટે, તથા કોઇપણ જરૂરને માટે કરેલા જરૂરના પરહસ્તદાન છે.

પ્ર૦—ગિરોના દસ્તાવેજમાં શી શી બાબતો લખવી જોઇએ ?

ઉ૦—કરારના તમામ મુદાની હકિકત. ૨ અનેજ શી રીતે અપાયો તે વિસ્તાર સાથે ૩. ગિરો મુકેલી મિલકતનું વર્ણન તથા ઠેકાણું. ૪. ગિરોનું સ્વરૂપ. ૫. ગિરોની મુદત. ૬ બીજી કોઇ શરતો પક્ષકારોએ કબુલ કરેલી હોય તે તથા તેની સાથે દસ્તાવેજ કર્યાની તારીખ તથા વ્યાજ આપવાની શરતો બારિક અને સ્પષ્ટ ગિરોના દસ્તાવેજમાં લખવી જોઇએ.

પ્ર૦—ગિરો રાખનાર ગિરો આપનાર પઈશા ન આપે તો ગિરોવાળી મિલકત કોર્ટમાં અરજી કર્યા શિવાય વેચી શકે છે ?

ઉ૦—ના વેચવાની શરતો કરેલી હોય તોપણ તે નામંજુર છે.

પ્ર૦—વ્યાજ વિશે ગિરોના દસ્તાવેજમાં કાંઇપણ લખાણ ન હોય તો મુદતની અં-દર આપવા માંડયાથી મુદલ આ ગિરોવાળી મિલકત વેચાવી વસુલ કરી લેવાનો દાવો રદ થઇ શકે છે કે નહીં?

ઉ૦—હા. રાધાનાથશેન. વિ. ગંગો ચંદરશેન વિકલી રિપોર્ટ સને ૧૮૬૪ પૃષ્ટ ૭૧૫.

પ્ર૦—શરતી ગિરો વિશે શા નિયમ છે?

ઉ૦—શરતી ગિરોથી વેચાણ થયા છતાં ગિરો રાખનાર પાસેથી ગિરોવાળી મિલકત છોડાવવાનો ગિરો મુકનારનો હક છે.

સરતી ગિરોમાં ગિરો છોડાવવાનો હક બંધ થયા પછી ગિરો લેનારનો જે કાયદેસર હક છે, તે હકને કપટ શાબેત થયા શિવાય હરકત થતી નથી. ક. હા. કો. રી. પા. ૨૭૨

સરત ગિરોથી મિલકત પોતાની માલકીની થયા પછી તે મિલકત ગિરોદારે વાદીને વેચી; તેથી વાદીએ તેનો કબજો લેવા દાવો કર્યો, તેમાં ગિરો મુકનારે તથા ગિરો લેનારે બંનેએ કબુલ કર્યુ કે એ મિલકત ગિરો છે, ને વેચાણ દગા ભરેલું છે તેમાં ઠર્યુ કે સદરહુ વેચાણ દગા ભરેલું પ્રતિવાદી કહે છે, તો તે શાબિત કરવાનો બોજો તેને શીર છે.

ગરો રાખનારે ગિરોવાળી મીલકતનો કબજો ના મળ્યો હોય અગર તેની પાસેથી કબજો લેઇ લેવામાં આવ્યો હોય તો તેણે ગિરો બદલ અવેજમાં જે નાણું આપ્યાં હોય તે પાછાં લેવા તે ફરિયાદ કરી શકે છે.

શરતી ગિરોથી ગિરોવાળી મિલકત વેચાણ જેવી થઇ નથી ત્યાં સુધી ગિરો રાખનારના કબજામાં તે મિલકત હોય તો તે શખસ ગિરો મુકનારનો જવાબદાર છે.

ગિરો મુકનારે ગિરોવાળી મિલકતના ખરા માલિક તરીકે એ મિલકત ગિરો મુકી છે તેમ છતાં બીજા મુકરદમામાં બીજા શખસે બતાવ્યું છે કે, ગિરોવાળી મિલકતનો હું ખરો માલેક છું, બાદ તે બતાવવું ના કબુલ ગયો તો અસલ ગિરો મુકનારની જવાબદારી થતી નથી. અસલ ગિરો મુકનાર ગિરો રાખનારનો જવાબદાર છે.

પ્ર૦—ગિરોવાળી મિલકતમાં પ્રથમ હક કોનો છે?

ઉ૦—હિંદુશાસ્ત્રના સાધારણ નિયમ પ્રમાણે જે શખસનું સાનગીરો કબજા વગરનું પ્રથમનું હોય એ પણ તે શખસના કરતાં કબજાવાળા ગિરો લેનારનો પોતાનો દાવો લેવાનો પ્રથમ હક છે. તોપણ કોરટ આ સાધારણ નિયમને કેટલાક કેસમાં અપવાદ છે એમ ગણે છે. તે એ પ્રમાણે કે એક પ્રથમના ગિરો લેનારે ગિરોવાળી મિલકતનો કબજો લેવા ગિરો આપનાર ઉપર દાવો કર્યો, અને તે કામ ફેંસલ થતાં અવલ એક પાછળના ગિરો લેનારે ગિરો આપનાર ઉપર દાવો કર્યો, અને તે કામનો ફેંસલો થઇ ગયો, અને ફેંસલા પ્રમાણે તેને પાછળના ગિરો રાખનારને) કબજો પણ મળી ચુક્યો; આ કામમાં ઠરાવવામાં આવ્યું છે કે પ્રથમનો દાવો ચાલતાંની દરમિયાનમાં જે કબજો મેળવવામાં આવ્યો તે ઉપરથી પાછળથી ગિરો રાખનારને પ્રથમ ગિરો રાખનારની સામે ફાયદો મળવાનો નથી.

પ્ર૦—જગનનાથ વિઠલ વિ. આપાજી વિરનુના કામમાં શો ઠરાવ થએલો છે?

ઉ૦—ગીરોનો હક છોડાવવા દાવો કીધેલો તેમાં વાદી એક સ્થાવર મિલકત એક વિ-

બધાએ એક જણને આપેલી ને તે ગિલકત વાદીને પછવાડેથી બક્ષીશ આપી તે વાદીને ગિરો છોડાવવાનો હક વિધવા પાસેથી બક્ષિસ મળેલો છે, એમ ગણીને એ સ્થાવર મિલકત ઉપર બક્ષિસ લેનારો તે ઓરતના ધણીનો નજીક સગો છે. એવું કારણ દાવાની અરજીમાં બતાવ્યું હોય તોપણ તે મિલકતને નજીકના સગા વાદીને પાછો લેવાનો હક છે કે નહીં, તે વિષે તજવીજ થઇ શકે નહીં.

સને ૧૮૨૭ ના કાયદા ૧૮ માની કલમ ૧૪ માની રકમ ૧ લીના અરથ પ્રમાણે બક્ષિસ લેનારો ત્રીજો શખસ છે, અને તે માટે જે તારીખે સ્ટાંપ લગાવી બક્ષિસ આપેલી મિલકતનું વેચાણ ખત થયું તે તારીખથી બક્ષિસ લેનારની વિરૂદ્ધ ગણાય.

આ બાબત પાછલા દાખલા વિચારી જોયા, જ્યારે હિંદુ વિધવા સ્થાવર મિલકત એક શખસને ગિરો આપે અને પછી તે મિલકત પછવાડેથી બીજા શખસને બક્ષિસ આપે.

તો ઠરાવવામાં આવ્યું છે કે તે બક્ષિસ લેનારને તે વિધવાના ગિરો છોડાવવાના હક બક્ષિસ સાથે બક્ષિસ લેનાર સાથે જતા નથી.

પ્ર૦—ઉમાજી વલદે ગાનાજી પાટીલ વિ. હરીરામચંદરના કામમાં શો ઠરાવ કરેલોછે

ઉ૦—વિઠુ નામના આદમીએ હરી તથા ઉમાજીએ બંનેને એક ખેતર ગિરવી લખી આપેલું તેમાં ઉમાજીનું ગિરો પ્રથમ થયેલું તથા રજીષ્ટર થયેલું હવે ઉમાજી તથા હરિ બંનેએ તે બદલ હુકમનામાં મેળવ્યાં તેમાં ઉમાજીનું હુકમનામું પહેલું થયું; પણ હરીએ, પ્રથમ બજાવવાને દરખાસ્ત કરયાથી તેને કબજો મેળવ્યો ત્યાર બાદ ઉમાજીએ હુકમન ? બજાવવાની દરખાસ્ત કરી, હરી પાસેથી કબજો લેઈ લીધો.

તે બાબત હરીએ ઉમાજી ઉપર ફરિયાદ એ ગિરોવાળી જમીનનો કબજો લેવા કરી તેમાં ઠરાવ્યું કે રજીસ્ટર કરવાથી ઉમાજીનું ગિરો સંપુરણ થયું અને જે વખતે એને ખત કરી આપ્યું તે વખત તેનો કબજો નહોતો તોપણ ફિકર નહીં. માટે તે થયા બાદ ગિરવી લખી આપનાર પાછળથી એ મિલકત છોડાવવાના હક્કી કોઇ રીતે વ્યવસ્થા કરે તો તે ઉપર ઉમાજીનો ગિરોનો જુમો રહેવાનો.

વેસ્ટજ—આ કામમાં આસિસ્ટંટ જડજે વાદીનો દાવો એવા કારણો ઉપરથી રદ કર્યો છે કે, વેચાણ આપનારે વાદીને તકરારી વેચાણ કરી આપ્યા વિષેનો અવેજ સાબેત થયો નથી. આ બીના વેચાણ આપનાર વિરૂદ્ધ રીતે કબજો ધારણ કરનાર પક્ષકાર ઉપરના હક વિષે અગત્યનો છે એવું અમે ધારતા નથી, વેચાણ આપનાર તેના હકો વેચાણ આપી શકતો હતો, અને આવી પ્રકારનું વેચાણ કરયા વિશેની તેની કબુલત વેચાણની સાબીતી થઇ શકે છે. અને તેના અવેજ વિશેની શાબીતિ કરવાની જરૂર નથી.

તથાપિ અમે જ્યારે આ કામના દસ્તાવેજો ઉપર નજર કરીએ છીએ ત્યારે અમને માલમ પડે છે કે વેચાણ આપનારે વાદીનો દાવો કરવાનો હક અથવા સ્થાવર મિલકતમાંનો હક વેચાણ આપવાનું કરયું નથી. તે તેના પોતાના કબજામાંની જુદી જુદી મિલકતના ભાગો તેને વેચાણ આપ્યાનું કબુલ કરે છે, તેમાંનો એક ભાગ વાદી જે ઘર હાલમાં લેવાનો દાવો કરે છે તે છે. આ કામના પ્રોશીડીંગ ઉપરથી એ વાત સંપુરણ રીતે સ્પષ્ટ

છે કે, આ કાર્ય કર્યાની તારીખે એ ઘર વેચાણ આપનારના કબજામાં નહોતું પરંતુ પ્રતિવાદી મગનના કબજામાં હતું તેથી કરીને હરજીવન અનંદરામ વિ૰ નારાયણ હરીભાઇ (અ) ના મુકરદમામાં ઠરાવ્યા પ્રમાણે વેચાણ આપનાર જે વસ્તુ હિંદુશાસ્ત્ર પ્રમાણે વેચાણ આપી શકતો નહોતો, તે વસ્તુ તેણે વેચાણ આપી હતી તેમાં ટાંકેલા આધારો પ્રમાણે બક્ષિસ તરીકેનું વેચાણ પરીપુરણ કરવાને માટે કબજો આપવાની જરૂર છે, અને વસ્તુઓ પદારથરૂપી સ્થિતિમાં હોય તેને કબજો સોંપવો જોઈએ. એ વાત હિંદુશાસ્ત્ર પ્રમાણે કાયદેસર રીતે તે વસ્તુઓ બીજાને આપવાને માટે અવશ્યની ગણેલી છે. ગીરધર પ્રજારામ વિ. દાજી (બ) ના ફેંસલાનું ધોરણ આવુંજ હોય એમ જણાય છે. જ્યાં સુધી બીજાને આપવાનું કૃત્ય આવી રીતે પરીપુરણ કરવામાં આવે ત્યાં સુધી વેચાણ રાખનારને વ્યાજબી હક છે, કેમકે વેચનારના અંતઃકરણ ઉપર અસર થાય છે, અને તેની કબુલાત પ્રમાણે તેને વરતવા ફરજ પાડવાને માટે તે હક તે વેચનાર ઉપર અમલમાં લાવી શકે છે, પરંતુ જ્યાં સુધી તે કરવામાં આવે ત્યાં સુધી જે કબજેદાર વેચાણ આપવાના હકો વિરૂધ્ધ કબજો ધારણ કર્યો હોય તેના ઉપર અમલમાં આણી શકાય એવો તેને એ મિલકતમાં ખરેખરો હક મળતો નથી. એવી તકરાર બતાવવામાં આવી છે કે, વાદી તેને વેચાણ આપનાર ઉપર અમુક કામ કરવાને માટે દાવો કરી શકે છે, અને એ મિલકત મગનમાં કબજામાં છે, તેથી તેને યોગ્ય રીતે પ્રતિવાદી તરીકે શામેલ કરવામાં આવ્યો છે. પરંતુ હેટન વિ. ગની. (ક) ના મુકરદમામાં મેહેરબાન લાર્ડ ચીફ જસ્ટીસ હનર કહે છે કેઃ—

"માત્ર ત્રાહિત શખસ જેણે હક વિરૂદ્ધ હકની રૂઇએ દાવો કર્યો હોય તેને અમુક કામ કરવાના દાવામાં પક્ષકાર કરી શકાય નહીં. એ વિષે ધોરણ અને આધાર પ્રમાણે સારી રીતે નિર્ણય કરવામાં આવ્યો છે, એવું અમો ધારીએ છીએ, આ દસ્તાવેજમાં બતાવ્યા શિવાય તેના ઉપર કાંઇ નથી અને જે દસ્તાવેજમાં તે પક્ષકાર નહોતો તે દસ્તાવેજ ઉપરથી એવો કાંઇ હક પ્રાપ્ત થઈ શકતો નથી." વાદીએ આ કામમાં દાવો કરેલા મગનના મુકરદમાને આ શબ્દો લાગુ પાડી શકાય છે. મગન ઉપર તેના હાલના સહપ્રતિવાદી પછીથી વાસ્તવીક રીતે તેવોજ દાવો કરે તેને માટે તેનું સંરક્ષણ કર્યા વિના તેને વાદી ઉપરના તેના હકનું સંરક્ષણ કરવાની ફરજ પાડવી જોઇએ નહીં.

અમે જણાવીએ છીએ કે, ઇંગ્લીશ લામાં કબજા વગરના પુરૂષોએ સ્થાવર મિલકત કરી આપેલાં વેચાણો દાવાને ઉતેજન આપવાના અને ચેમપર્ટીના પ્રકારના છે એવું ગણીને તે ઉપર અપ્રિતીકારક નજરે જુએ છે (૪ સ્ટીફનની ટીકા પા. ૩૧૮) લીટલીટંનના ગ્રંથ કર્તા કુક (પાને ૩૬૯ અ) સાહેબે કહ્યું છે કેઃ—"જો આ કામમાં અ નો કબજો ગેરવ્યાજબી રીતે જતો રહયો હોય તો અ ને મજબુત કાયદેસર હક છે, તથાપી જો અ નો કબજો ન હોય અને તેણે એ હક બીજા પુરૂષને જમીન સાથે આપ્યો હોય અથવા જમીનને માટે કરાર કરયો હોય તો તેણે કાયદામાં (૩૨ હેનરી ૮ કા. ૯) ખાતું બતાવેલો

(અ) ૪ મુ. હા. કો. રી અ. દી. ૬. ૩૧

(બ) ૭ આઇડમ. ૪ (ક) લો. રી, બા. ર. પા. ૧૭૦

પ્રવેશ કરવાનો મજબુત હાલમાં સાબિત કર્યો, અને આપનાર લેનાર બંને તે વિશેના જોખમમાં છે, તેને મજબુત કારણસર દાવો કરવાનો હક છે, " પરંતુ હિંદુશાસ્ત્ર પ્રમાણે એકની એકજ મિલકતનું પછી વેચાણ કરી આપીને પછી વેચાણ રાખનારાઓને છેતરતા અટકાવવાને માટે અને ખરેખરૂં શું વેચાણ આપીયું હતું એ બાબતની તકરાર ફેર કરવાને માટે વેચાણ સાથે કબજામાં ફેરફાર કરવાની જરૂર છે.

કબજો સોંપીદેવો એ વેચાણનું અસરકારક ચિન્હ છે, અને જ્યારે વેચાણ આપનાર પાસે કબજો આપવાનો ન હોય ત્યારે તે ખામી પુરિ પાડી શકાયનહીં. આ મુકરદમામાં પણ આવીજ રીતે હતું તેથી કરીને વાદીને આ કામની ખરદાથી તેના ખરેખરા પ્રતિવાદી મગન ઉપર કશું પણ મળતુ નથી. વાદીનો પ્રતિવાદીની સાથે ખુલ્લો સંબંધ હતો એવું માલમ પડી આવે એટલાજ માટે પેહેલા પ્રતિવાદી કચોબા વિઠોબાને વેચાણ આપનાર તરીકે સામેલ કરવામાં આવ્યો હતો. તેનું હિત ખરેખર રીતે વાદીના સરખુજછે, સબબ અમે આસીસ્ટંટ જડજનું હુકમ નામું ખરચ સુધાંત બહાલ રાખીએ છીએ.

૫૦—(ઝ) એ (અ) ને ગીરો આપ્યા બાદ (ઝ) એ ફરીને તેવીજ સરતથી (પ) ને ગિરો આપ્યું. (પ) ના નાણા વસુલ દેવા (પ) એ દાવો કર્યો–(અ) એ દાવો કર્યો હતો તેમાં તેનું હુકમનામું થયું હતું. ત્યારબાદ ઝના વારસોએ (અ) નાણા વસુલ આપ્યા. પછી (પ) એ હુકમનામું બજાવ્યું હવે પ્રશ્ન એટલો છે કે (પ) ના નાણા ગિરોવાળી મિલકત વસુલ થશે?

ઉ૦—એક ઝ નામના શખસે અ પાશેથી કરજ લેઈ તેને પોતાની મિલકત ગિરો લખી આપી, એવી સરતથી કે અમુક મુદતમાં તે દેવું ન આપે તો ગિરોવાળી મિલકતનો કબજો તે અ ને આપવો. ત્યારપછી તેવીજ સરતથી પ ને ઝ એ તેની તેજ મિલકતનુ ગિરો ખત લખી આપ્યું પ માં નાણા ઠરાવેલી મુદતની અંદર વસુલ થયા નહીં તેથી તેણે સદરહુ મિલકતનો કબજો લેવા દાવો કર્યો તેમાં અ નું હુકમનામુ થયું અને અ ને પ પાસેથી કબજો અપાવ્યો પછી ઝ ના વારસોએ અ નું દેવું પતાવ્યું અને ગિરોવાળી મિલકતનો કબજો લીધો તેથી પ ના વારસોએ તે મિલકત પોતાના સદરહુ હુકમનામાની રૂઇએ કબજો લેવા દરખાસ કરી. પરંતુ તે દરખાસ માંડીવાળવામાં આવી એવા કારણથી કે પ નું હુકમનામું સંપુરણ રીતે બજી તેને કબજો મળ્યો હતો તેથી પ ના વારસોએ ઝ ના વારસો ઉપર કબજો લેવા તથા જેટલી મુદત તેમની પાસેથી કબજો ગયો તેટલી મુદતનુ વ્યાજ લેવા દાવો કરો તેમાં જુડીશિયલ કમિટિના નામદાર સાહેબોએ હાઇકોરટનો ઠરાવ ફેરાવી ઠરાવ્યુ છે કે અ. નો ગિરોહક પત્યો એટલે વ. ના વારસોને કબજો મળવાનો હક છે, અને અ. ના વારસોએ જ્યારથી કબજો લીધો ત્યારથી તે બ. ના વારસોને દાવો કરવાનું કારણ ઉત્પન્ન થયું છે, અને મુદત શરૂ થયેલી છે અને વળી ઠરાવવામાં આવ્યુંછે કે કબજો જેટલી મુદત ગયેલો તેટલી મુદતનું વ્યાજ મળવાનો તેમનો હક નથી. ઇ. લા. રી. અ. વા. ૧. પા. ૩૨૫

પ્ર૦—મળીઆરા કુટુંબનો એક ભાગીયો અવિભક્ત કુટુંબની સ્થાવર જંગમ મિ-

મીલકતમાંનો પોતાનો હિસ્સો કીમતી અવેજ લેઈ સહભાગિયાના અનુમત વિના ગિરો વેચા-ણ આપી શકે છે ?

ઉ૦—મુંબાઇ ઇલાકામાં નેકી થયેલો કાયદો છે કે ગજીઆરા કુટુંબનો કોઈ એક ભા-ગીયો અવિભક્ત કુટુંબની સ્થાવર જંગમ મિલકતમાંનો પોતાનો હિસ્સો કીમતી અવેજ લ-ઇને પોતાના સહભાગિયાના અનુમત વિના બીજાને વેચાણથી, ગિરોથી કે બીજી રીતે આ-પી શકે છે. મુ. હા. રી. વા. ૧૦ પા. ૧૩૯ તથા ૧૬૨

પ્ર૦—કોકણમાં કબજા વગરનું ગિરો પાછળથી કબજા સાથે ગિરો રાખનાર સામે બળવાન છે ? પ્રથમનું ગિરો રજીષ્ટર થએલું હોય તો તેથી કાંઇ ફરક પડે છે ? ગુજરાત માં આ બાબતમાં શો ધારો છે ?

ઉ૦—કોકણમાં કબજા વિનાનું ગિરો પાછળના કબજા સાથે ગિરો રાખનાર વિરૂધ બળવાન નથી. પરંતુ જો તે ગિરો રેજીષ્ટર થએલું હોય તો, કબજો નહીં આપવાથી જે અપુર્ણતા ગિરોમાં રહેલી હોય તે તમામ પુરી થઇ સંપૂર્ણ થાય છે. વળી રજીષ્ટર થ-યેલું ગિરો, વગર રજીષ્ટર થયેલા ગિરો વિરૂદ્ધ બળવાન છે. મુ. હા. રી. વા. ૮ પા. ૫૦ પરંતુ આ નિયમ ગુજરાતમાં જે સાન ગિરો છે તેને લાગુ થઈ સકતો નથી. મુ. હા. રી. વા. ૮ પા. ૫૫

પ્ર૦—પ્રથમના ગિરોદારની સામેદારોના લિલામમાંથી ખરીદ કરનારને કેવા હક મળેછે?

ઉ૦—પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં થતા લીલામમાંથી ખરીદદારને તે લીલા મની વખતે લીલામવાળી મિલકતમાં હુકમનામાવાળાને પ્રતિવાદીનો જે કાંઈ હક સબંધ અને હિસ્સો હોય તેજ મળે છે. માટે ગિરોખતની રૂઈએ પૈસા બાબતનું હુકમનામું થયે લું હોય અને તે બજાવવામાં થયેલા લીલામમાંથી તે હુકમનામાવાળાએ ગિરોવાળી મિલ-કત વેચાણ લીધી હોય, પણ તે મિલકત જપ્તી અને લીલામ થતા અવલ બીજાને ગિરો આપેલી હોય અને તે બીજે ગિરો લેનાર ગિરોવાળી મિલકત લેવા દાવો કરે તો તે દાવા માં સદરહુ ખરીદદાર હરકત ઉઠાવી સકતો નથી. વળી ઠરાવવામાં આવ્યું કે આવા પૈસા બાબતના હુકમનામાવાળાને જે ખતથી તે હુકમનામું થયેલું હોય તેમાં એવી શરત હોય કે ગિરોવાળી મિલકત બીજા કોઇને આપવી નહી તો, તે શરતનો ફાયદો લઈ બીજો શખસ તે મિલકત વેચવા દાવો કરે, તેમાં તે સામો થઇ શકતો નથી. ઇ. લા. રી. મુ. વા. ૧ પાનું ૨૪૦

પ્ર૦—પ્રથમથી ગિરો આપેલી મિલકત પાછળથી કબજા સાથે વેચવામાં આવે તો પ્રથમના ગિરોદારનો કાંઇ હક જાય છે?

ઉ૦—એક શખસે પોતાની જમીન ગિરો આપેલી, તેમ છતાં તે જમીન બીજાને વેચાણ આપી, તેને તે જમીનનો કબજો આપ્યો તેથી ગિરો રાખનારે તે જમીનનો કબ-જો લેવા મામલતદારની કોરટમાં દાવો કર્યો તેમાં તેઓએ તેને તે કબજો અપાવ્યો પછી વેચાણ લેનારે દીવાની કોરટમાં તે જમીનનો કબજો લેવા દાવો કર્યો તેમાં ઠરાવવામાં આ-વ્યું કે મામલતદારનો સદરહુ ઠરાવ નીશ્ચે કારક નથી, અને ગિરો રાખનારના ગિરો ઉપર ધીરેલાં નાણાં વાળી આપે તો તે જમીનનો કબજો લે. ઇ. લા. રી. મુ. વા. ૧ પાનું ૧૨૪.

પ્ર૦—ગિરોની અવધની પહેલા ગિરો છોડાવવાનો ગિરો આપનારનો હક છે ભત્રિજો કાકાના કુટુંબનો વહીવટદાર છતાં કાકાએ ગિરો મુકેલી મિલકતનું ગિરો રદ કરાવી શકે છે?

ઉ૦—ગિરો દસ્તાવેજમાં ગિરો છોડાવવાની જે મુદત લખી હોય તે મુદત પુરી છતાં અવલ ગિરો રાખનારની કબુલાત વગર ગિરો મુકનાર ગિરોવાળી મિલકત ગિરોમાંથી હિંદુશાસ્ત્ર પ્રમાણે છોડાવી શકતો નથી, ભત્રીજો કાકાના ભેગો રહે છે અને તે કાકાના કુટુંબનો વહીવટદાર છે વળી તે ભત્રિજો કાકાના એજંટ તરીકે કામ કરે છે અને તેની સાથે કાકાએ ગિરો મુકેલી મિલકત બદલ મળેલાં નાણાં કુટુંબના ખરચમાં વાપર્યાં નથી એવો પુરાવ બતાવવામાં આવે છે અગર એ પ્રમાણે વાપર્યાં નથી એમ કાકો કહેતો હોય તો પણ ભત્રીજો કાકાનું મુકેલું ગિરો રદ કરી શકતો નથી. ક. વી. રી. વા, ૫ પા. ૧૦૫.

પ્ર૦—ગિરોદારના કબજામાં ગિરોવાળી મિલકત ગિરોદારની ગફલત સિવાય અકસ્માત બનાવથી નાશ પામે તો ગિરોદાર ગિરો આપનારની પાસેથી ગિરોના નાણાં વસુલ કરી શકે છે?

ઉ૦—ગિરો મુકેલી મિલકત નાશ પામે, તોપણ તે ઉપર ધીરનાર લેણદારનો પોતાનું લેહેણું વસુલ કરવાનો હિંદુશાસ્ત્ર પ્રમાણે હક છે. મુ. હા. રી. વા. ૭ અપીલ બાજુ પા. ૧૧૬.

પ્ર૦—વાદીએ તા. ૧૫ નવેમ્બર સન ૧૮૬૧ના રોજ ગિરોવાળી મિલકતથી રૂ૧૧૦) લેવા તેવા વીસરામના વારસો ઉપર તથા રણછોડદાસ નાનાભાઇ કે જેણે સદરહુ ગિરોની તારીખ પછી કોરટે લીલામ કરેલું તેમાંથી સદરહુ મિલકતનો એક ભાગ ખરીદ કરેલો છે તેના ઉપર દાવો કર્યો રણછોડદાસ નાનાભાઇએ જવાબ આપ્યો કે સદરહુ ગિરોની મને ખબર નહીં હતી અને વાદીના દાવાને મુંબાઇના આકટ ૫ની હરકત છે તો વાદીનું ગિરો હક કાયમ રહી વાદીના લાભમાં હુકમનામું થઇ શકશે કે નહીં?

ઉ૦—વાદીએ તા. ૧૫ નવેમ્બર સન ૧૮૬૧ ની રોજ ગિરોવાળી મિલકતથી રૂ૧૧૦) લેવા તે વીસરામના વારસો ઉપર તથા રણછોડદાસ નાનાભાઇ કે, જેણે સદરહુ ગિરોની તારીખ પછી કોરટે લીલામ કરેલું તેમાંથી સદરહુ મિલકતમાંનો એક ભાગ ખરીદ કરેલો છે તેના ઉપર દાવો કર્યો પ્રતીવાદી રણછોડદાસ નાનાભાઇએ જવાબ આપ્યો કે સદરહુ ગીરોની મને ખબર નહીં હતી ને વાદીના દાવાને મુંબાઇના સન ૧૮૬૨ ના આકટ ૫ માની હરકત છે તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ગિરો મુબાઇ સન ૧૮૬૨ નો આકટ ૫ મો થતાં અવલનું છે માટે તેને તે આકટ લાગુ થતો નથી. અને વાદીનું સાન ગિરો છે. માટે તેનો કબજો હોવાની જરૂર નથી સબબ પ્રતીવાદીએ તે જમીન લીલામમાંથી ખરીદ કરી છે તે ઉપર જે બોજો હોય તે બોજાની જવાબદારી સાથે ખરીદ કરી છે. ઈ. લા. રી. મુ. વા, ૧ પા. ૫૮૧.

પ્ર૦—વાદીનો બાપ અમુક હકનો ગીરો રાખનાર હતો તેથી તેને ગીરો મુકનાર અજબસંગ ઉપર રૂ૨૫૬૯–૧૦–૦ તા. ૧૧ સપટેંબર સન ૧૮૬૬ ના રોજ ગીરોવાળી મિલકતથી વસુલ કરવાનું હુકમનામું મેળવેલું છે આ હુકમનામું બજાવવામાં અજબસંગનો તોડાગ્રાસનો હક તા. ૨૮ મી આકટોબર સન ૧૮૭૧ ના રોજ જપ્ત કરવામાં આ-

બો છે પણ તે હુકમનામુ થયા બાદ પણ જપ્ત થતાં અવલ આ તોડાગ્રાસ પ્રતીવાદીએ ખરીદ કરેલો છે તેથી તા. ૧ ફેબરૂવારી સન ૧૮૭૨ના રોજ જપ્તી ખસેડવામાં આવેલી છે માટે વાદીઓને પોતાના બાપના હુકમનામાના રૂપૈઆ અજબસંગના તોડાગ્રાસથી વસુલ કરવાનો હક છે એવો તેમણે દાવો કર્યો. હવે પ્રશ્ન એવો છે કે વાદીઓને માગેલું હુકમનામું મળી શકશે કે શી રીતે?

ઉ૦—વાદીનો બાપ અમુક હકનો ગિરો રાખનાર હતો તેથી તેણે ગિરો મુકનાર અજબસંગ ઉપર રૂ ૨૫૬૯-૧૦-૦ તા૦ ૧૧ સપટેંબર સન ૧૮૬૬ ના રોજનું ગિરોવાળી ગિલકતથી વસુલ કરવાનું હુકમનામુ મેળવેલું છે આ હુકમનામું બજાવવામાં અજબસંગનો તોડાગ્રાસ હક તા૦ ૨૮ અકટોબર સન ૧૮૭૧ ના રોજ જપ્ત કરવામાં આવ્યો છે, પણ તે હુકમનામુ થયા બાદ પણ જપ્ત થતા અવલ આ તોડાગ્રાસ પ્રતિવાદીએ ખરીદ કરેલો છે તેથી તા૦ ૧ ફેબરવારી સને ૧૮૭૨ ના રોજ જપ્તી ખશેડવામાં આવી છે માટે વાદીઓને પોતાના બાપના હુકમનામાના રૂપૈઆ અજબસંગના તોડાગ્રાસથી વસુલ કરવાનો હક છે એવો તેમણે દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પેનશન અગર પૈશા અગર જમીનના મેહેસુલના ઇનામ સબંધીના જે દાવા તે આકટ અમલમાં આવતા પેહેલાં કરેલાં હશે તેને લાગુ નથી, હકદારતો ગિરો રાખનાર વાદીનો બાપ છે તેણે સન ૧૮૬૬ ની સાલમાં હુકમનામું મેળવેલું છે અને તે હુકમનામાથી આ હક જપતી કરવામાં આવે છે અને તે હક સદરહુ હુકમનામુ થયા પછી પ્રતિવાદીએ ખરીદ કર્યો છે, પ્રતિવાદીની અરજી ઉપરથી જપ્તી ઉઠાવવામાં આવી છે તેથી સન ૧૮૫૯ ના આકટ ૮ ની કલમ ૨૪૬ ગી પ્રમાણે વાદીએ આ દાવો કર્યો છે અને સદરહુ હુકમનામાનો અમલ કરવા ફકત આટલોજ ઇલાજ છે, માટે વાદીનું હુકમનામુ કરવામાં આવ્યું. ઇ૦ લા. રી૦ મુ. વા. ૧ પાનું. ૨૦૩

પ્ર૦—એક ભાગીદારે ગિરો મુકેલી ગજીયારી મિલકતનું ગિરો બીજા ભાગીદારોના વિરૂધ્ધ ક્યારે મંજુર રહી શકેછે?

ઉ૦—જ્યારે કુટંબની મજીયારી મિલકત તે કુટંબના એક શખસે ગિરો મુકેલી હોય તે ગીરો તે કુટંબના બીજા ભાગીયાઓને બંધનકારક થવાને ગીરો રાખનારે અવશ્યે કરીને એમ સાબેત કરવું જોઇએ કે તે ગીરો બીજા ભાગીદારોએ કરેલું હતું. અગર કુટંબના કારણસર તે મિલકત ગીરો મુકવાની જરૂર હતી. મુ. હા. રી. વા. ૧૧ પા. ૨૮૩

પ્ર૦—ગીરો હકની કીંમત શા ધોરણ ઉપર ગણાય છે?

ઉ૦—ગીરોથી જે હક સબંધ ઉત્પન્ન કરવામાં આવે તેની કીંમત ગિરો ઉપર જે રકમ ધીરવામાં આવી હોય તે મુદ્દલ રકમ પ્રમાણે થાયછે. ઇ. લા. રી. મુ. વા. ૨ પા, ૨૫૩

પ્ર૦—ગીરો ખતની રૂઇએ પૈસા બાબતનું હુકમનામું મેળવવામાં આવ્યું હોય તેથી ગીરોદારનો હક ગીરોવાળી મીલકતથી નાબુદ થાય છે?

ઉ૦—ગીરોખતની રૂઇએ પૈસા બાબતનું હુકમનામું મેળવ્યું હોય તેથી ગીરોવાળી મીલકત ઉપરનો હક સબંધ જતો નથી. ઈ. લા. રી. ક. વા. ૪ પાનું ૨૯

પ્ર૦—ગીરો લખાવી લેનારને ફરિથી ગીરોવાળી મિલકત તથા બીજી ગીરો લખી આપવામાં આવે તે પ્રથમના ગીરોનો હક જાય છે કે શી રીતે?

ઉ૦—ગ્રેણુદારને એક વખત ગીરો લખી આપવામાં આવ્યું હોય તે ફરીથી લખી આપી તેની સાથે બીજી મિલકત ગિરો આપવામાં આવે તેથી તે પેહેલાંનું ગિરો અગર પ્રથમ લખાવી લેનારનો હક જતો નથી. પ્રથમના ગિરોનો સમાસ થયેલો છે, અગર તે હક બંધ થયેલો છે, તે એક ઇરાદાનો સવાલ છે. ઇ. લા. રી, ક. વા. ૩ પાનુ ૩૦૭.

પ્ર૦—ગિરો આપનાર કરતાં ગિરોદારને કાંઇ વધારે હક મલી શકે છે. હકીકત એમ છે કે અવિભક્ત કુટંબના ચાર છોકરાં છતાં બાપે ફકત મજીયારી મિલકત કરજ કાહાડી ગિરો મુકી હતી?

ઉ૦—અવીભક્ત કુટંબનાં ચાર છોકરા હતા તેમ છતાં બાપે કરજે રૂપૈયા લેઇ કુટંબની મિલકત ગિરો આપી ત્યાર પછી તે છોકરાએ બાપની હયાતીમાં પોતાનો હક નકી કરવા તથા વહેચણુ કરાવવા દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે ગિરો રાખનાર આ કામમાં બાપ કરતાં વધારે સારી સ્થીતિમાં નથી. ક. વી. રી. વા. ૨૦ પાનું ૧૭૦

પ્ર૦—અમુક પટો લખાવી સગીરની ગીલકતમાં આમદાનીનો ફાયદો કરવાના હેતુથી તે સગીરની મા અને વાલી સગીરની વડીલો પારજીત ગીલકત કોઇને ગીરો આપી શકે છે?

ઉ૦—હા. ક. વી. રી. વા. ૨૦ પાનુ. ૩૮

પ્ર૦—અસલ ગિરો ઉપરનુ દેવું તથા પ્રતિવાદીએ નાણાં આપી જે પેટાહક ખરીદ કર્યો હોય તે તમામ પેટાહક સાથે વાદી તે મીલકતનાં નાણાંઆપી લેઇ શકે છે? અને તે તમામ મીલકત ઉપર પ્રતીવાદી હક ભોગવતો હોય તે તમામ ભોગવવાને તે હકદાર છે?

ઉ૦—અસલ ગીરો ઉપરનું દેવું તથા પ્રતીવાદીએ નાણાં આપીને પેટાહક ખરીદ કર્યા હોય તે તમામ પેટા હક સાથે વાદી તે મીલકતનાં નાણાં આપી લેઈ શકે છે. સબબ પ્રતીવાદી તે મીલકત ઉપર જે હક ભોગવતો હોય, તે તમામ ભોગવવાને હકદાર છે. ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૧૯૮

પ્ર૦—અવિભક્ત કુટંબના વહિવટદારે ધંધો ચલાવવા સારૂ કાહાડેલા કરજમાં મિલકત ગીરો મુકી હોય અને ધંધાનો નફો કુટંબના તમામ પાકી વયના અંગજુતો લેતા હોય તો તે તમામ અંગજુતોને તે બંધનકારક છે?

ઉ૦—અવીભક્ત કુટંબના વહીવટદારો ધંધો ચલાવવાના કારણસર કાહાડેલા કરજમાં મીલકત ગીરો મૂકી હોય અને તે ધંધાનો તે નફો કુટંબના તમામ પાકી વયના અંગજુનો લેતા હોય તો, તે તમામ અંગજુનોને તે બંધનકારક છે. ઇ. લા. રી. ક. વા. ૧ પાનું.૭૯૨

પ્ર૦—એક મીલકત બે સખસોને ગીરો આપી તેમાં બીજા ગીરોવાળાને ખત રજીષ્ટર કરાવી આપી મીલકતનો કબજો આપેલો ત્યાર પછી પેલા ગીરોવાળાએ ગીરોના પૈસા શીવાય પૈસા બાબત હુકમનામું કરાવી ગીરોવાળી ગીલકત વેચાવી તે બીજા ગીરોવાળાએ ખરીદ કરી તેમાં પ્રથમના ગીરોવાળાએ તેનો ગીરો હક બતાવ્યો નહી તેથી તે ગીરોનો અમલ કરાવી શકે છે.?

ઉ૦—એક ગીલકત બે શખસોને ગીરો આપવામાં આવેલી હતી પેહેલી જેને ગીરો આપવામાં આવેલી, તેને કબજો આપવામાં આપેલો નહી હતો, તેમ તેનું ખત પણ રજીષ્ટર કરવામાં આવેલું નહીં હતું બીજો ગીરો રાખનારનુ ખત રજીષ્ટર કરવામાં આવેલું

હતુ. અને તેને કબજો પણ મળેલો હતો. ત્યાર પછી પ્રથમના ગીરો રાખનારે ગીરોવાળાં નાણાં શીવાયના પૈસા બાબત હુકમનામુ કરાવીને તે ગીરોવાળી મીલકત વેચાવી અને તેમાંથી તે બીજા ગીરોવાળાએ ખરીદ કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમના ગીરોવાળાને સદરહુ લીલામ વખતે પોતાનો ગીરો હક બતાવવાની ફરજ હતી તેમ છતાં તે બતાવ્યો નહી માટે હવે તે પોતાની ગીરોનો અમલ કરાવવાને બતાવી શકતો નથી. ઇ. લા. રી. મુ. વા. ૧ પાનું ૩૧૪.

પ્ર૦—પાછળનું કબજા સાથેનું રજીષ્ટર થયેલું વેચાણ હોય તેના કરતાં તે પેહેલાનું કબજા વગરનું રજીષ્ટર થયેલુ ગીરોનો હક પ્રથમ કોનો છે ?

ઉ૦—પાછળનું કબજા સાથેનું રજીષ્ટર થયેલું વેચાણ હોય તેના કરતાં તે પેહેલાનું કબજા વગરનું રજીષ્ટર થયેલું ગીરો હોય તેનો પ્રથમ હકછે. ઇ. લા. રી. મુ. વા. ૨ પા. ૬૬૨

પ્ર૦—સ્થાવર મીલકત ગીરો છોડાવવાનો હક ખરીદ કરવામાં આવે તે વેચાણની વખતે ગીરો રાખનારના કબજા ભોગવટામાં હોય તો તેને ગીરો છોડાવવાનો હક અને કયા કાયદા પ્રમાણે ખરો કબજો મળે છે ?

ઉ૦—સ્થાવર મીલકતનુ ગીરો છોડાવવાનો હક ખરીદ કરવામાં આવે અને તે વેચાણની વખતે ગીરો રાખનારના કબજા ભોગવટામાં હોય તો, તેને જ્યારે ગીરો છોડાવવાનો હક પૂર્ણ રીતે મળે, ત્યારે સન ૧૮૭૧ ના આકટ ૯ માના પરીશીષ્ટની કલમ ૧૦ પ્રમાણે ખરો કબજો મળે છે. ઈ. લા. રી. અ. વા. ૧ પાનુ ૩૧૧

પ્ર૦—ગીરોની બાબતમાં અવધ્ય વીના ગીરો મુકનાર ગીરોવાળી મીલકત છોડાવી શકે છે ?

ઉ૦—ઠરાવવામાં આવ્યું કે કાનગ અને ઓતી ગીરોની બાબતમાં અવધ્ય થયા વીના ગીરો મુકનાર ગીરોવાળી મીલકત છોડાવી શકતો નથી. એ નક્કી થઈ ચુકેલો કાયદોછે. ઈ. લા. રી. વા. ૨ પાનુ ૪૫ મુ.

પ્ર૦—ગીરોવાળી મિલકત જો શેરીફ વાદી દરખાસ્તથી સન ૧૮૬૬ ની સાલમાં વેચાણ કરી તે વખતે પોતાના ગિરોનો બોજો દરસાવેલો નહોતો, તો વાદીનો ગીરો હક કાયમ રહેશે કે શી રીતે?

ઉ૦—ઠરાવવામાં આવ્યું કે ગીરો આપવાનો કરાર સાબેત નથી, અને સને ૧૮૬૬ ની સાલમાં શેરીફે વેચાણ કર્યું. તે વાદીની દરખાસ્તથી કરેલું તે વખતે તેનો ગીરો હક હતો. એવી ખબર આપવામાં આવી નથી. અને વેચાણમાંથી ઉપજેલા નાણા વાદીએ લીધા છે, અને ખરીદદારે ખરીદ કરેલી મીલકત ઉપર બીજી કાંઇ જવાબદારી નથી. એમ સમજી ખરીદ કરેલી, અને ગીરો રાખનારે પણ તે વેચાણમાં કાંઇ હરકત નહીં લેતાં ખરીદદારને કબજો લેવા દીધો છે, માટે ખરીદદારને તે મીલકત ઉપરનો વ્યાજબી હક મળેલો છે. વળી ઠરાવવામાં આવ્યું કે ગીરો રાખનારનો ગીરોથી છોડાવવાનો જે હક છે તે વેચાણ બબલો નથી. તેવો હક ગીરો રાખનારને આપવાથી ગીરો મુકનારનો અમુક મુદતમાં છોડાવવાનો જે વ્યાજબી હક છે તે જાય છે. ઈ. લા. રી. ક. વા. ૧ પા. ૩૩૭.

પ્ર૦—બાંકુ દુલભદાસ વી. તારાચંદ અમરચંદ (ઈ. લા. રી. ૧ મુંબાઇ ૫૭૪)

આ કામ ગીરો દસ્તાવેજ રજીષ્ટર થયાથી રજીષ્ટર દસ્તાવેજથી જાસ્તી હક મળે છે કે નહીં તે વિષે શો ઠરાવ થયો છે?

ઉ૦—વાદીએ એક ઘર તથા તેના તાબાની જમીનનો કબજો લેવા દાવો કર્યો એવું કહીને કે તે મીલકત એક રાધુ રાગજીએ તા. ૨૬ મી જુલાઈ સન ૧૮૬૦ ના રોજ રૂ. ૩૧૨–૮–૦ માટે મને ગીરો આપી હતી. ત્યાર પછી જે ગીરોની રૂઇએ મેં હુકમનામું મેળવી તે હુકમનામું બજાવી સદરહુ મીલકત તા. ૨૬ મી મારચ સન ૧૮૭૩ ના રોજ લીલામમાંથી ખરીદ કરી છે. પ્રતીવાદીએ તકરાર કરી કે દાવાવાળી મીલકતનેજ રાધુજીએ તા. ૨૦ અકટોમ્બર સન ૧૮૬૯ ના રોજ મને ગીરો આપી છે અને સદરહુ મારા ગીરો ખતની રૂઇએ હુકમનામું મેળવી તે બજાવી તા. ૭ જુન સન ૧૮૭૨ ના રોજ તે મીલકત મેં ખરીદ કરી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનું ગીરો ખત સન ૧૮૪૩ ના આકટ ૧૯ પ્રમાણે રજીષ્ટર કરાવવા લાયક હતું અને તે આકટમાં ખત રજીષ્ટર કરવામાં આવ્યું હોય કીંવા નહી પણ તેમાં વધારે હક કોનો સમજવો તે વીશે ઠરાવ નહી હતો. પ્રતીવાદીનુ ગીરો ખત સ. ૧૮૬૬ના આકટ ૨૦ પ્રમાણે નોધાવવા લાયક હતુ. તેથી તે રજીષ્ટર થયેલું છે. માટે વાદીને કબજો લેવાનો હક છે. પરંતુ સ. ૧૮૬૦ માં વાદીને ગીરો આપવામાં આવ્યું છે તેનો હીસાબ લેતાં જે રકમ વાદીની લેહેણી નીકળે તે તે પ્રતીવાદી અમુક મુદતમાં આપી ગીરોથી છોડાવી પોતાનો કબજો રાખી શકે છે ખંડુ દુલભદાસ વી. તારાચંદ અમરચંદ ઇ. લારી. મુ. વા. ૧ પાનું. ૫૭૪.

પ્ર૦—ગીરોવાળી જમીનનો ઉપયોગ કરી ગીરોની રકમ પુરી પાડવાની સરત છતાં વાલી ગીરો છોડાવી શકે છે?

ઉ૦—પ્રતીવાદી પાસે અમુક જમીન ગીરો રાખનાર તરીકે કબજામાં છે એમ કહી વાદીએ કબજો લેવા દાવો કર્યો પ્રતીવાદીનુ ગીરો ઉપરનું જે લેહેણુ હતુ તે મીલકતના ઉપયોગથી વળી ગએલું છે. સબબ વાદીનો જે જમીનનો કબજો તથા બે વરસનો નફો લેવાનો હક છે એવું વાદી કહેછે પ્રતીવાદીએ અનાગત બાબત ઇનકાર કરી અસલ કોરટે જમીનની વારસીક ઉપજ ઉપરથી નકી ઠરાવ્યું કે ઉપજમાંથી ગીરો ઉપરનું દેવું વળી ગયું નથી સબબ તે જમીન બાબત વાદીનુ સરતી હુકમનામુ કર્યું અપીલમાં અને સ્પેશિયલ અપીલમાં તે બાહાલ રાખવામાં આવ્યું. ઇ. લા. રી. અ. વા. ૧ પાનુ ૫૨૪

પ્ર૦—વાદી ગિરો કહી દાવો કરે છે પ્રતિવાદી મુળ માલકી વાદીના વડુવાની કહે છે પણ તે વાદીના વડુવા પાસેથી ગિરોવાળી કેહેવાએલી મિલકત ખરીદ કરે છે તો વાદીને હુકમનામુ મળશે?

ઉ૦—વાદી કહે છે કે અમારા વડવાએ પ્રતિવાદીના વડવા પાસેથી સન ૧૮૪૨ માં રૂ ૨૫૦૦) માટે ત્રણ ગામો ગિરો આપી, તે ગિરો રાખનારને કબજો આપેલો તેમાંથી દરેક ગામનો અમુક ભાગનો કબજો લેવા દાવો કર્યો એવું કહીને કે ગિરોવાળા કરજમાંથી તેટલો ભાગ છુટેલો છે. પ્રતિવાદીએ આ ગામનું માલેકપણું વાદીના વડાઉવાનું કબુલ કરીને કહ્યું કે દરેક ગામનો અમુક ભાગ તેમણે સન ૧૮૪૨ ની સાલમાં રૂ ૧૨૫૦) માટે અમારા વડાઉવાને વેચાણુ આપેલા છે વિગરે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે હકિકતના આ

આરથી વાદીએ દાવો કર્યો છે. તે શાબેત કરી શક્યો નથી માટે પ્રતિવાદીએ જેટલું ગિરો કબુલ કર્યું છે તેટલું મળવાનો વાદીનો હક છે. ઇ. લા. રી. મ. વા. ૧ પા. ૧૯૪

પ્ર૦—ગિરો આપનારાઓ પૈકી એક ગિરોદાર પોતાનો ગિરોનો હિસ્સો છોડાવી શકે છે?

ઉ૦—તા૦ ૨૭ મી જાન્યુઆરી સન ૧૮૪૩ ના રોજ અમુક મિલકત તેના માલિકોએ એક ભોજનલાલને ગિરો આપી તા૦ ૧૨ જુન સન ૧૮૭૧ ના રોજ ગિરો મુકનારાઓમાંના એક ફરિયાદીનો હિસ્સો ગિરો રાખનારાઓએ ખરીદ કર્યો. આ ખરીદદાર વાદીએ તે હિસ્સો ગિરોથી છોડાવવાને તથા બીજા એક ગિરો આપનારનો હિસ્સો છોડાવવાનો દાવો કર્યો. પ્રતિવાદીએ તકરાર કરી કે બીજા ગિરો આપનારનો હક છોડાવવાને વાદીનો હક નથી. અસલ કોરટે દાવા પ્રમાણે હુકમનામુ કર્યું નિચેની અપીલકોરટે તે હુકમનામું બાહાલ રાખ્યું. તેથી પ્રતિવાદીએ હાઇકોર્ટમાં અપીલ કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે તેને પોતાનો હિસ્સો છોડાવવાનો હક છે, પરંતુ બીજા ગિરો આપનારનો હિસ્સો છોડાવવાને વાદીનો હક નથી. ઇ. લા. રી. મ. વા. ૨ પા. ૫૬૫

પ્ર૦—ગિરોવાળી મિલકત નાશ પામે તોપણ ગિરોની જવાબદારી ગિરો આપનાર ઉપર ક્યારે પડી શકતી નથી?

ઉ૦—ગિરોની રૂઇએ જે લેહેણું હોય તે લેહેણાની તમામ રકમ વસુલ કરવાનો પ્રતિવાદીનો હક હોય તેને ગિરોવાળો ઇમારત અકસ્માત કારણથી નાશ પામે તેથી હરકત થતી નથી તે બાબતની જવાબદારીમાં કાંઇ ફેરફાર નથી. પણ તે આપવાના સાધન અને રીતમાં ફેરફાર છે. નાશ પામવામાં ગિરો રાખનારની કસુર હોય તો ગિરો રાખનાર પોતાનો ગિરોથી ઉત્પન્ન થયેલો હક ખુએ છે. ઇમારત રહી નથી માટે આગદાનીમાંથી જે કાંઈ આવે તેમાંનું કાંઇપણ ગીરો પતાવવાને જમે થઇ શકતું નથી, અને વાદીને આપવાને કાંઇ પણ બાકી રહેતુ નથી.

હિંદુસ્તાનમાં તેમજ ઇંગ્લાંડમાં ગિરો રાખનાર પોતાનો ગિરો હક આસાઇમેન્ટ તરીકે ત્રીજા શખસને આપી શકે છે, પરંતુ તેથી ગિરો આપનારના હકને હરકત થવી ન જોઇએ.

પ્ર૦—દાવો ચાલતાંના દરમ્યાનમાં ગિરો આપવામાં આવ્યું હોય તો તેનો પરિણામ શો થાય છે?

ઉ૦—તા૦ ૯ જુલાઈ સન ૧૮૬૫ ના રોજના ખતની રૂઇએ અમુક મિલકત વાદી પાસે ગિરો હતી તેમાં ગિરો લખી આપનારે એવો ઠરાવ કર્યો હતો કે વાદીનું દેવું પતશે ત્યાં સુધી હું કોઇને તે ગિરો આપીશ નહીં, અને તા૦ ૧૦ અકટોબર સન ૧૮૭૮ ના રોજ સદરહુ વાદીને આપેલા ગિરોની દેવા બદલ વેચાણ ખતથી તે મિલકત વાદીને વેચવામાં આવી. સદરહુ પ્રમાણે ગિરો આપનારે વાદી સાથે ઠરાવ કર્યો હતો. તેમ છતાં તા૦ ૫ સપટેમ્બર સન ૧૮૭૫ ના રોજના ખતની રૂઇએ દાવો કરી તા૦ ૯ નવંબર સન ૧૮૭૮ ના રોજ હુકમનામુ મેળવવામાં આવ્યું હતું. આ દાવો ચાલુ હતો, અને વાદીના લાભમાં વેચાણ ખત લખી આપ્યું હતું. હાલ આ દાવો કરવાનો વાદીનો હેતુ એટલો છે કે પ્રતિવાદીના હુકમનામાથી તે મિલકત વેચવાની જે જવાબદારી છે, તે જવાબદારીમાંથી તે મોકળી થઇ છે, એમ ઠરાવવું જોઇએ. નીચેની કોરટે એ દાવાનું હુકમનામું કર્યું તે ઉપર અ-

પીશ કરવાગાં આવી. તેમાં ઠરાવવાગાં આવ્યું કે પ્રતિવાદીએ કરેલો દાવો ચાલુ હતો, અને વાદીને વેચાણ ખત લખી આપ્યું છે, તેથી પ્રતિવાદીના હકને હરકત થતી નથી. પરંતુ વાદીને પોતાના પ્રથમના ગિરોથી તથા ગિરો મુકનાર સાથે તેને જે શરતો થયેલી તેથી જે કાંઇ હક હતો, તેગાંથી તે વેચાણુથી તે બાતલ થતો નથી કારણુ કે વાદીને અસલ ગિરો આપનાર સાથે જે સરતો થયેલી છે, તે સરતો તુટે છે તેથી પ્રતિવાદીને આપેલું ગિરો વાદીને કોઈ રીતે હરકત કરતા નથી. એવું ઠારાવવાને કાંઇપણુ સબબ નથી. ઇ. લા. રી. અ. વા. ૨ પાનું ૮૨૫.

પ્ર૦—ગીરો રાખનારની ગીરોવાળી મિલકતનો હિસાબ આપવાની ફરજ છે?

ઉ૦—હા ઇ. લા. રી. અ. વા. ૨ પા, ૫૯૩,

પ્ર૦—સગીર ઉમરનાના વહિવટ કરનારે કોરટની પરવાનગી વગર ગીરો સ્થાવર મિલકત મુકી હોય તો તે ગીરો ગંજુર રહી શકે છે?

ઉ૦—ઠરાવવાગાં આવ્યું છે કે સન ૧૮૫૮ ના આકટ ૪૦ ગાની કલગ ૧૮ પ્રમાણે કોરટની મંજુરી શિવાય શગીરની મિલકત તેના વહિવટદારે ગીરો આપી તે નાબુદ છે, અને શગીરની તરફથી તેના વહિવટદારને સુબોદ્રાબોલીના દાવાગાં પક્ષકાર કરવામાં આવેલો તેમાં તેણે જવાબ આપેલો નહીં, અને તેમાં થયેલા હુકમનાગાથી મિલકત ગીરો રાખનારને વેચવામાં આવી, અને તેણે જે શખસ કે જેના જાણુવામાં હતું કે વહિવટદારે ગીરો લખી આપેલું છે, તેને વેચાણ આપી છે, ગાટે તે ગીરો રાખનાર તેની પાસેથી ખરીદ કરનારનો સદરહુ હુકગનામાથી બચાવ થતો નથી. ઇ. લા. રી. ક. વા, ૨ પા. ૨૮૩

અને ૧૮૫૮ ના આકટ ૪૦ મા પ્રમાણે શગીરની મિલકતનો નિમાયેલો વહીવટદાર દીવાની કોરટની પરવાનગી વીના શગીરની સ્થાવર મિલકત ગીરો આપે તો, તે રદ છે પછી વડીલોપારજીત કરજ પતાવવાને અગર તેના કરજ બદલ થયેલા હુકમનામાથી તે વેચાણુ અટકાવવાને ગીરો ઉપર નાણા કરજે લીધાં હોય તોપણુ ચીંતા નહીં. ઇ. લા. રી. અ. વા. ૨ પા. ૯૦૨.

પ્ર૦—દેખીતું વેચાણ છતાં ગીરો છે એવો મુખ જુબાની પુરાવ આપી શકાય છે. એવા બ્યવહારમાં પક્ષકારોની વરતણુકથી કાંઇ ફેરફાર થાય છે?

ઉ૦—એકાદો પક્ષકાર વાદી અગર પ્રતીવાદી જે ખરેખર દેખીતું વેચાણ છે તે તે વખતેજ મુખજુબાનીના કરારથી ગીરો છે એમ કહે તો તે હકીકત મુખજુબાનીનો પ્રત્યક્ષ પુરાવ આપી તેને શાબેત કરવા દેવી નહીં જોઇએ પરંતુ પક્ષકારની વરતણુક ઉપરથી ખુલ્લી રીતે અને બીન ભુલે એમ માલગ પડતું હોય કે તે વ્યવહાર પક્ષકારો ગીરો તરીકે અમલ ન કરે માટે ગીરોની સરતો કેવી છે, તે બાબત નકકી કરવાની જરૂર પડે તો અગલ મુખજુબાનીની કરાર બાબત કોરટ મુખજુબાનીનો પુરાવ આપવા દેશે. ઇ. લા. રી. મુ. વા. ૪ પા. ૫૯૪.

પ્ર૦—અવિભક્ત કુટંબના કેટલાક અંગભુતો બીજા અંગભુતોની ગેરહાજરીમાં કુટંબની મિલકત કુટંબના કારણુસર ગીરો મુકી હોય તો તે ગીરો ગેરહાજર અંગભુતોને બંધનકારક થશે?

ઉ૦—એક અવિભકત કુટંબના કેટલાક અંગભુતો જણાતા નહીં હતા પણ ત્રણ વડીલ અંગભુતો હતા; તેમણે નવેમ્બર સન ૧૮૭૦ માં જરૂરનું કારણ બતાવી કુટંબી મિલકતમાંની જમીનનો એક કડકો ગીરો લખી આપી ગીરો ખત રજીષ્ટર કરાવી આપ્યું. ગેરહાજર અંગભુત ઉપરના અમુક હુકમનામાવાળાએ પોતાના હુકમનામાની રૂઇએ તે ગેરહાજર અંગભુતોનો હિસ્સો જપ્ત કરાવી વેચાવ્યો વાદીના અવિભકત છોકરાએ તે ખરીદ કર્યો, અને સન ૧૮૭૨ માં પોતાનો જે હક સબંધ હતો, તે પ્રતીવાદીના બાપને વેચાણ આપ્યો, અને તેણે પોતાના બાપે આપેલી ગીરોની વાત કહી નહીં. પણ તે ખરીદદારને નહીં કહેવામાં તેનું અગર તેના બાપનું કાંઇ કપટ નહીં હતું સન ૧૮૭૪ માં વાદીએ પોતાના ગીરોની રૂઇએ હુકમનામું મેળવ્યું અને જમીન જપ્ત કરાવી વાદીએ પોતાના ગીરોમાં આવેલી જમીન સુધાંત તમામ જમીન ઉપર હક ઠરાવવાનો દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી હકીકત છતાં ગેરહાજર છોકરાનો હક સબધ તે ગીરોથી થતી જવાબદારી પાત્ર છે. માટે તે ગીરો બળવાન છે. તે છોકરાનો જે હક સબંધ છે તેને તે ગીરો રાખનારના છોકરાએ તે હિસ્સો ખરીદ કરી વેચ્યો છે, તેથી હરકત થયેલી નથી. તે છોકરાના હકનું મુળ નવા ખરીદદારના વેચાણ ખતમાં બતાવેલું છે તે વેચાણ હિસ્સાનું હતુ તેથી તે ખરીદદારની બાબતમાં તપાસ કરવામાં આવી હતી. ઇ. લા. રી મું. વા.૨ પા.૬૫૦

પ્ર૦—અવિભકત કુટંબના કેટલાક લોકોએ એક બીજા સાથે કુટંબની મિલકતનું ત્રાહિત શખસોના લાભમાં પરહસ્તદાન કરવું નહીં, એવો કરાર કરેલો તે કરાર મંજુર રહેવા લાયક છે?

ઉ૦—એક લખેલો દસ્તાવેજ રજીષ્ટર થયેલો હતો, તેમાં પોતાના બે ભાઇઓએ અવિભકત કુટંબના બીજા ત્રણ ભાઈઓનો હક કબુલ કરેલો હતો તેના બદલામાં એક શખસે કબુલ કરેલું કે મારો પોતાનો હિસ્સો તમારા શિવાય બીજા કોઇને વેચાણ આપવો નહીં અગર ગીરો આપવો નહીં. અને જો તેની વ્યવસ્થા કરવાની મારી મરજી હોય તો તમારી પાસેથી અમુક રકમ લેઇ વ્યવસ્થા કરૂ આવો કરાર છતાં તે શખસે પોતાનો હિસ્સો બીજા શખસને ગીરો આપ્યો તેમાં ઠરાવ્યું કે તે બીજા શખસે તે ગીરો અમલમાં લાવવાને દાવો કરેલો, તેમાં સદરહુ કરાર બળવાન છે, અને તે ગીરો આપનાર ભાઇઓ વિરૂદ્ધ આપેલું ગીરો બરોબર નથી. ઇ. લા. રી. અ. વા. ૨ પા. ૬૧૮.

પ્ર૦— ગિરો મુકનારને જવાબ આપવાની શરત સાથે ગિરો રાખનારનો કબજો લેવાનો હક થાય છે?

ઉ૦—ગિરો મુકનારને જવાબ આપવાની શરત સાથે ગિરો રાખનારનો કબજો લેવાનો હક થતો નથી. કારણ તે દાદ દાવાની અરજીમાં જે દાદ માગેલી છે. તેથી જુદી છે. ઇ. લા. રી. ક. વા. ૨ પાનું ૩૧૧

પ્ર૦—શરતી વેચાણ કાયમ રહી શકે છે?

ઉ૦—શરતી વેચાણના કરારથી ગિરોનો કરાર કરવો તે હિંદુસ્થાનમાં એક પ્રકારની જામીની છે એમ જાણીતું છે. માટે જ્યાં સુધી કાયદાથી અગર કાયમ થયેલા રીવાજથી તે પ્રકાર સુધારવામાં આવે નહીં ત્યાં સુધી તે જામીનીનોપ્રકાર તે બાબતના કરારના શબ્દો પ્ર-

માણે અમલમાં આવી શકે છે, ઇ. લા. રી. મ. વા. ૧ પાનું ૧

પ્ર૦—શરતી ગીરો યાને વેચાણ મંજુર રહેવા લાયક છે ?

ઉ૦—એક શખસે અમુક નાણાં એક બીજા શખસ પાસેથી કરજે લીધાં, તેમાં મુખ જુબાનીથી એવી શરત કરી કે જો તે નાણાં બે અગર ત્રણ માસમાં પાછા આપવામાં નહીં આવે તો તે અમુક જમીન બીલકુલ ધીરનારની થાય. તેમાં ઠરાવવામાં આવ્યું કે સરતી ગિરોનો દસ્તાવેજ નથી. સબબ સન ૧૮૬૦ ના કાયદા ૧૭ માને ઠરાવ ધીરનારને લાગુ નથી. માટે તેણે ધીરેલાં નાણાં તેને પાછાં વસુલ આપેલાં નથી તો, ઠરાવ કરવાતા રીખથી ત્રણ માણસની મુદત પુરી થયે તે ધીરનાર તે જમીનને ખરો માલેક થાય છે ઇ. લા. રી. અ. વા. ૨. પા. ૬૩૩

૨ તા. ૧૪ જુલાઇ સન ૧૮૭૬ના રોજ બએ ઢ૦ઉપર એવું હુકમનામુ મેળવ્યું કે ડ ની ગીરો મુકેલી જમીન ઉપર આપેલાં નાણાં હુકમનામાની તારીખથી છ માસમાં બ ને આપવામાં ઢ કસુર કરેતો, તે જમીન વેચાવી નાણા વસુલ કરવાં; અને તેમાં બ ને માગણી કરવાની પરવાનગી છે, ત્યાર પછી છ માસની મુદત વીતી ગઇ, પણ નાણા ભરવામાં આવ્યા નહી તેથી તા ૨૧ મી જુન સન ૧૮૭૭નો રોજ તે જમીન વેચાઇ, અને બ એ ખરીદ કરી, આ વેચાણ વખતે ડ પાસેથી સાથે રાખનાર હતો તેણે તે નીમેની ઉપજ ડને આપવાની સરત હતી અને તે સાથે રાખનારના કબજામાં જમીન હતી. આ વેચાણ થયા પછી તે સાથે રાખનારે તે જમીન ઉપરનું કરસણ કાપીને એકઠું કરી રાખ્યું હતુ પણ ડ ના બીજા લેણદારે તે જમીન ઉપરતું કરસણ જપ્ત કરાવ્યું તેમાં ઠરાવવામાં આવ્યુ કે બ એ તે ખરીદ કરવાથી નીમે ઉપજ લેવાના હક સાથેનો તમામ હક્ને મળેલો છે, અને અ ની બજાવણી ચાલે એવો કાંઇ પણ હક રહેલો નથી, પછી ડએ કરસણ લેઇ જઇ ઉપયોગમાં લીધુ નથી તોપણ ચીંતા નહી ઈ. લા. રી. મુ. વા. ૨ પા. ૬૭૦

૩ એક શખસે અમુક જમીન ૩૧૨૫) માટે ગીરો૰આપેલી છે. એવું દસ્તાવેજમાં લખેલું છે, પરંતુ તે આપતી વખતે તે ગીરો આપનારને ગીરો લેનારના ૩૨૦૦) દેવા હતા અને એવો કરાર હતો કે ૩૭૫) પંચોતેર ગીરો આપનારના ત્રીજા લેણદારને આપવા અને સદરહુ રીતે ૩ ૨૭૫) ના અવેજ બદલ તે જમીન ગીરો લેનારને વેચાણ આપવી પરંતુ તેજ તારીખે ગીરો લખી આપનારે એક એવો દસ્તાવેજ લખી આપ્યો છે કે ૩૨૭૫)ના અવેજ બદલ તે જમીન મને ગીરો આપી છે અને અમુક મુદતમાં તે ૩૨૭૫)ની રકમ મને પાછી વસુલ આપવામાં આવશે તો તે જમીન આપનારને પાછી વેચાણ લખી આપીશ, અને તેમાં એવો ઠરાવ છે કે તે નાણા તે મુદતમાં આપવામાં કસુર કરવામાં આવશે તો તે જમીન પાછી વેચાણ આપવાનો કરાર રદ બાતલ સમજવો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ વ્યવહારથી વેચાણ થાય છે, અને ગીરો થતુ નથી માટે ઠરાવેલી મુદતની એકંદર ૩૨૭૫) આપવામાં આવે નહી તો, તે જમીન આપનારનો તે ગીરોથી છોડાવવાનો કાંઇ પણ હક નથી, સન ૧૮૫૮ની પેહેલાં અગર પછી જે સરતી વેચાણના કરારની બાબતમાં ગીરો લખી આપવામાં આવ્યુ હોય તો તે ગીરો છે, એવો નિયમ સમજી વી. ચી. તો તેના

કાંમગાં ઠરાવ્યો છે તે હજુ આ ઈલાકામાં જારી છે. ઇ લા. રી મુ. વા. ૨ પા,૨૩૧ મું.

પ્ર૦—વાદીએ બીજા ગીરો રાખનાર અને ગીરો આપનાર તથા ત્રીજા ગીરો રાખનાર ઉપર ગીરોવાળી મિલકતનો હિસાબ લેવા તથા તે વેચવાનો દાવો કર્યો તેમાં વાદીનું શું લેહેણું છે તેનો હિસાબ નકકી થશે કે ત્રીજા ગીરો રાખનારનું શું લેહેણું છે તેનો હિસાબ પણ નક્કી થશે?

ઉ૦—વાદીએ બીજા ગિરો રાખનાર અને ગિરો આપનાર તથા ત્રીજો ગીરો રાખનાર ઉપર ગિરોવાળી મીલકતનો હીસાબ લેવા તથા તે વેચવાનો દાવો કર્યો હતો તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનું શું લેહેણું છે તેનોજ ફકત હીસાબ આપવો એટલુંજ નહિં પણ ત્રીજા ગીરો રાખનારનું શું લેહેણું છે તેનો પણ હિસાબ આપવો. ઈ. લા. રી. ક. વા. ૫ પા. ૧૦૧

પ્ર૦—બાપના કરજ પેટે ઓફીસીઅલ આસાઈનીએ વડિલોપારજીત મિલકત વેચાણ કે ગિરો મુકી હોય તો તે દીકરાને બંધનકારક છે?

ઉ૦—એક બાપ દીકરાના કબજામાં વડીલોપારજીત મીલકતનાં અમુક ઘરો હતાં, બાપ નાદાર થયો તેથી નાદાર દેવાદારના કાયદાનો તેણે ફાયદો લીધો તેથી હિંદુસ્થાનના નાદાર દેવાદારની બાબતના આકટની કલમ ૭ પ્રમાણે હમેશાંની રીતી પ્રમાણે હુકમ કરવામાં આવ્યો. પછી તરતજ બાપ મરણ પામ્યો. અને તેના મરણ પછી ઓફીસીઅલ એસાઇનીએ તે મરનારનું દેવું પતાવવાને નાણાં મેળવવાને સદરહુ ઘરો વેચ્યાં, તેથી દીકરાએ તે મકાનો અગર તેનો ભાગ લેવા દાવો કર્યો અને એવી તકરાર કરીકે ઓફીશીઅલ એસાઇનીને તે મકાનોમાંનો મારો હક સબંધ ખરીદદારને આપવાને અખત્યાર નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વેચાણ બળવાન છે. અને તેથી ખરીદદારને બાપ દિકરા બેઉનો હક સબંધ મળેલો છે. મિતાક્ષરાના નિયમ પ્રમાણે બાપે જે કરજ અનિતીના કારણસર કાહાડેલું ન હોય તે કરજ અદા કરવાને વડીલોપારજીત સ્થાવર મિલકત ઉપર પોતાના દીકરાનો હક સંબંધ હોય તે વેચવાનો હક બાપનો છે. અને હિંદુસ્તાનના નાદાર દેવાદારના આકટની કલમ ૭ પ્રમાણે થએલા હુકમથી ઓફીસીઅલ એસાઈનીને તે ઘરો વેચાણ કરવાનો હકછે તેથી તેઉ તે વડીલોપારજીત સ્થાવર મિલકત ઉપરનો સંપુર્ણ હક ખરીદદારને આપી શકે છે. નાદાર મરણ પામે તેથી તેની નાદારીના ચાલતા કામને અગર ઓફીસીઅલ એસાઇનીને કાંઇ હરકત થતી નથી. જે વડીલોપારજીત મીલકત ઉપરનો હક તેના મરણ પેહેલાં ઓફીસઅલ એસાઇનીને સોંપવામાં આવ્યો હોય તે બાપના મરણ પછી તેનો દીકરો હયાત હોય તેથી તે ઓફીસીઅલ એસાઇનીનો હક થતો નથી અને તે દિકરાને મળતો નથી. કાયદેસર રીતે જેમ ઓફીસીઅલ એસાઇની મિલકતની વ્યવસ્થા નાદાર હયાત હોય અને કરી શકે છે. તેમજ નાદાર દેવાદારના મરણ પછી પણ કરી શકે છે. ઇ. લા. રી. મુ. વા. ૭ પા. ૪૩૮

પ્ર૦—લિલામમાંથી ખરીદ કરનારને અસલ માલેકના મુકેલા ગીરોમાંથી છોડાવવાનો હક છે?

ઉ૦—લીલામમાંથી ખરીદ કરનાર ખરીદીવાળી મિલકત અસલ માલેકના મુકેલા ગીરોમાંથી છોડાવી શકે છે. ઇ. લા. રી. આ. વા. ૨ પા. ૪૫૫.

પ્ર૦—ગીરો ખત ઉપર વેચાણનો શેરો રૂ૧૦૦) લેઈ કરી આપવામાં આવ્યો હતો તે શેરાથી વેચાણ રાખનાર ગીરોવાળી મિલકતમાં કાંઇ હક મળે છે?

ઉ૦—એક હુકમનામાની બજાવણીમાં અમુક સ્થાવર મિલકત ગીરો આપવામાં આવી હતી તે બાબતનું ગીરો ખત વાદીએ વેચાણ લીધું અને વેચાણનો તે બાબત શેરો કરી આપવામાં આવ્યો હતો. ત્યાર પછી વાદીઓએ તે ખત ઉપરના શેરા ઉપર આધાર રાખી દાવો રાખ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ગીરો રૂ૧૦૦) ઉપરાંતનું છે માટે તે શેરો રજીસ્ટર થવો જોઇએ. ઇ. લા. રી. અ. વા. ૨ પા, ૩૯૪.

પ્ર૦—પ્રતિવાદીએ રૂ ૩૦૦૦) ગીરો ઉપર ધીરવાને કબુલ કર્યું પણ તે પ્રમાણે થોડા રૂપૈયા ધીર્યા બાદ કેટલાક રૂપૈઆ ધીર્યા નહિં તેથી બાકીના રૂપૈયા ધિરાવવાનો અમલ કરાવવાનો દાવો કરવામાં આવ્યો તે ચાલશે?

ઉ૦—પ્રતીવાદીએ રૂ ૩૦૦૦) ગીરો ઉપર ધીરવાને વાદી સાથે કરાર કર્યો હતો અને તે સંબંધી તેણે પ્રતીવાદીને ગીરોખત કરી આપ્યું હતું તેથી તે રકમમાંની બાકીની રકમ રૂ ૧૮૦૦) ની અમો વાદીને પ્રતીવાદીએ ધીરવી જોઇએ, એવી પ્રતીવાદીને ફરજ પાડવાનો વાદીએ દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે આવા કરારનો વિશેષ રીતે અમલ કરાવવાનો દાવો ચાલી શકતો નથી. ઈ. લા. રી. મ. વા. ૨ પા. ૭૯

પ્ર૦—ગિરો લેનાર ગિરોવાળી મિલકત પૈકી અમુક છોડાવવાના દાવામાં આખી ગિરોવાળી મિલકત છોડાવવાને ફરજ પાડી શકે છે?

ઉ૦—અમુક મિલકત ગીરો મુકેલી તેનો ભાગ ગિરોથી છોડાવવાનો હક ખરીદ કરનાર હોય. તે જો ગિરો રાખનાર આગ્રહ બતાવે તો, તે તમામ મિલકત ગીરોથી છોડાવવાનો હકદાર છે. પછી તે ખરીદદાર ગીરો ઉપરનું તમામ દેવું આપે તો તે ગિરો રાખનારની જગાએ થાય છે, અને અસલ ગિરો આપનારને પોતાની ગીરો આપનાર તરીકે સમજી શકેછે, અને જે મિલકત બાબત વધારે નાણાં આપ્યાં ન હોત તો તેનો કાંઇ હક ના હોત અને તે મીલકત પણ પોતાના કબજામાં રાખી શકે છે. ઇ. લા. રી. ૧ ક. વા. ૨ પા.

પ્ર૦—ગીરો રાખનારને પોતાના ગીરોવાળી મિલકત ઊપરના લેહેણાની બાબત હુકમનામુ મેળવી તે મિલકત વેચવાનો હક છે કે કેમ અને જો તે મિલકત વેચાવે અને ગીરો આપનાર શખ્સ ખરીદ કરે તો તેથી ગીરો રાખનારના હકને શી અસર થાય છે?

ઉ૦—વાદીનો ગીરો રાખનાર તરીકે પોતાના લેહેણાના અવેજમાં તે મિલકત વેચવાનો હક છે તે પૈસા બાબત હુકમનામાની રૂઇએ તે મિલકત પ્રતીવાદી ખરીદ કરી ખરીદ કરનાર થએલો છે, તેથી જતો નથી. ઈ. લા. રી. મુ. વા. ૪ પાનું. ૩૪

પ્ર૦—મિતાક્ષરા પ્રમાણે ચાલનારા અવિભકત કુટુંબના કારણસર કરજ કરી શખ્સ પોતાની વડીલોપારજીત મિલકત તે કરજ પેટે પોતાના પુખ્ત ઉમરના છોકરાને સામેલ રાખ્યા શિવાય ગીરો આપી. અને તે બાબતમાં ગીરો રાખનારે છોકરાને સામેલ કરયા શિવાય હુકમનામુ મેળવ્યું તો સદરહુ ગીરો છોકરાને કયે કયે પ્રસંગે બંધનકારક છે અને કયે કયે પ્રસંગે નથી.

ઉ૦—અવિભક્ત કુટંબ મીતાક્ષરા પ્રમાણે ચાલનાર હતુ તેણે કરેલુ કરજ આપવાની

જામીની તરીકે વડીલોપારજીત મિલકત ગીરો આપેલી હતી તે ગીરો વખતે તેનો દીકરો પાકી વયનો હતો. પણ તે ગીરોમાં તે દીકરો સામેલ નહી હતો. તે ગીરો રાખનારે ગીરોનો અમલ કરાવવાને બાપ એકલાના ઉપર દાવો કર્યો અને બાપ એકલાના ઉપર તે ગીરોવાળી મિલકત વેચાવવાનું હુકમનામુ મેળવવામાં આવ્યું તે હુકમનામાની બજાવણીમાં દીકરાએ તે મીલકતના વેચાણમાં હિંદુશાસ્ત્ર પ્રમાણે પોતાના હિસ્સા સબંધ હરકત કરી પણ તે નામંજુર કરવામાં આવી તેથી તેણે ગીરો રાખનાર ઉપર પોતાનો હિસ્સો તે હુકમનામાની બજાવણીમાં વેચવા લાયક નથી એવા કારણથી કે હુકમનામાવાળા ગીરોથી હું બંધાએલો નથી કારણ કે હું તે ગીરોમાં સામેલ નથી, તેમ તે દાવામાં તે હુકમનામુ કરવામાં આવેલું છે તેનો મને પક્ષકાર કરેલો નથી અને તે ગીરોવાળુ કરજ મારા બાપે અનીતીના કારણ સારૂ કરેલું છે તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવામાં દીકરાનો હુકમનામુ મેળવવાનો હક નથી કારણ કે તે પાકી વયનો હતો અને ગિરો રાખનારે ગીરોમાં તેને શામેલ કર્યો નથી તેમ તે ગીરોનો અમલ કરાવવાના દાવામાં તેને પક્ષકાર કરેલો નથી તે ફકત કારણ બસ નથી પરંતુ જે વખતે તે ગીરો કરી આપવામાં આવ્યું અને હુકમનામુ થયું તે વખતે તે જાણે સગીર હતો એવી સ્થિતીનો છે, માટે જો તે એમ બતાવી આપે કે, મારે બાપે અનિતીના કારણસર તે કરજ કરેલું છે તોજ તે દાવામાં તેનો ફતેહ મેળવવાનો હક છે. વળી ઠરાવવામાં આવ્યું કે તકરારી કરજ જરૂરીઆત કારણથી કરવામાં આવેલું નથી, અને છોકરાને ગિરોની ખબર હતી તેમ છતાં તે વિરૂદ્ધ તેણે તકરાર કરી નથી પણ તેથી વિરૂદ્ધ પાસે રહી તેનો ફાયદો લીધેલો છે અને તેને તે દાવાની ખબર હતી તોપણ તેમાં પોતાને પક્ષકાર કરવાને અરજ કરેલી નથી, માટે જે દાદ હાલ તે માગે છે તે વખતપર નથી; રામનારાયણલાલ વિરૂદ્ધ ભવાંનીપ્રસાદનો મુકરદમાનો ઠરાવ જોવામાં આવ્યો. ઇ. લા. રી. આ. વા. ૪ પા. ૩૦૯

પ્ર૦—એક ગીરોના દસ્તાવેજમાં એવી શરત હતી કે ગીરો આપનારે ગિરો રાખનારને ગિરોવાળી મિલકત સોંપવી અને ગિરો રાખનારે મિલકતનો કબજો મુદ્દલ નાણું મેળવ્યા સિવાય છોડવો નહી, હવે ગીરો આપનારને ગિરોવાળી મિલકતનો કબજો મળ્યો નહીં તેથી તેણે વ્યાજ મુદ્દલ લેવા સારૂ દાવો કર્યો તે દાવો અપાવવો જોઇએ કે કેમ. અને અપાવવો તો શા વાસ્તે ?

ઉ૦—એક ગીરો દસ્તાવેજમાં એવો ઠરાવ છે કે ગીરો આપનારે ગીરો મુકેલી મિલકતનો કબજો ગીરો રાખનારને સોંપવો, અને ગીરો રાખનારે તે કબજો રાખવો, અને જ્યાં સુધી ગીરો આપનાર મુદ્દલ નાણું હરકોઈ વરસના જેઠ માસમાં આપી ગીરોથી તે છોડાવે નહીં, ત્યાં સુધી તે મિલકતનો જે નફો થાય તે વ્યાજ પેટે જમાં કરવો, ગીરો આપનારાઓ ગિરોવાળી મિલકતનો કબજો આપી શકયા નહીં. તેથી ગીરો રાખનારે મુદ્દલ અને વ્યાજનો દાવો કરી તે ગીરોના હક સંબંધનો અમલ કરવાને માગ્યું તે ગીરોના દસ્તાવેજમાં તે મિલકત સાનમાં આપવામાં આવી નથી; પણ ગીરો રાખનારાએ પોતાના પૈસા બાબતના દાવા બાબત તેણે નવો દાવો કરવો એવું ઠરાવવું એ વ્યાજબી અગર બરોબર નથી. કારણ કે દાવાનું કારણ ઉત્પન્ન થયું છે, પછી તે દાવો કરાર તોડયાથી નુકશાની

નો દાવો હોય અગર વાદીના ઉપયોગ સારૂ પ્રતિવાદીએ નાણાં લીધા હોય તે બાબતનો અ અર નાણાં ધીર્યા બાબતનો હોય તેની ચિંતા નહીં. પણ આ દાવાનો નિકાલ તેના ગુણ દોષ ઉપર તપાસ કરી કરવો જોઇએ. ૪, લા. રી. અ. વા. ૪ પા, ૨૮૧

*પ્ર૦—એક હિંદુ પોતાની મિલકત ગીરો મુકી પોતાની એક સ્ત્રી પોતાનો છોકરો અને છોકરાની સ્ત્રી એટલાં માણસો મુકી મરણ પામ્યો. ત્યારબાદ છોકરો મરી ગયો, ત્યારે ગીરો રાખનારે કોનાપર દાવો કરવો જોઈએ? જો તે હિંદુ બાપની વિધવાપર દાવો કરી હુકમનામુ મેળવે અને જો તેણે ગીરોવાળી મિલકત ખરીદ કરી છોકરાની વિધવાને આપી હોય તો તેની પાસેથી તેને દાવામાં સામેલ થહી કર્યા છતાં ગીરોવાળી મિલકતોનો કબજો લેઇ શકશે? અને તેમ નહીં કરી શકે તો તેનું કારણ શું?

ઉ૦—એક હિંદુ પોતાના કુટુંબની મીલકત ગીરો મુકી મરણ પામ્યો. ને મરણ પામ્યો તે વખતે પોતાની પાછળ પોતાની વિધવાને અને દીકરાને મુકેલાં હતાં. ત્યાર પછી દીકરો પોતાની વિધવા મુકી મરણ પામ્યો. પણ સદરહુ ગીરો રાખનારે તે હિંદુ બાપની વિધવા ઉપર તેના વારસ તરીકે દાવો કરીને તેમાં હુકમનામુ મેળવીને તેની બજાવણીમાં તે મીલકત ખરીદ કરી. પણ પ્રતિવાદીયણ જે દીકરાની વિધવા છે તે જમીનનો કબજો વાદી પાસેથી લીધેલો, તેથી વાદીએ તેણીના ઉપર તે જમીન લેવા દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતિવાદી સદરહુ હુકમનામાથી અગર વેચાણથી બંધનમાં નથી, માટે વાદીનો તે જમીન લેવાનો હક નથી. ઈ, લા. રી. મ. વા. પા. ૪૦૧

પ્ર૦—ગીરો આપનારના કૃત્યથી પાછળ થનાર હિંદુ વારસને કાંઈપણ પ્રતિબંધ થાય છે વિધવા હોય તો તે નિયમમાં તફાવત પડે છે?

ઉ૦—૨. એક હિંદુ છે તેને પોતાની ઓરત ક. થી બે દીકરીઓ થએલી હતી, એક દીકરી સ. ને પરણી અને બે દીકરીઓ જે પ્રતિવાદીઓ છે તેમને મુકી ક, ની હયાતીમાં મરણ પામી. બીજી દીકરી દાવાની તારીખે હયાત હતી. ક. નો ધણી મરણ પામ્યો એટલે તે ક. પોતાના ધણીની મિલકતની વારસ થઇ અને યોગ્ય રીતની જરૂર વિના કેટલીક જમીન તેણીએ સ. ને વેચાણ આપી, સ. એ તે જમીન હ, ને ગીરો આપી. હ. એ સ, અને ક. ના મરણ પછી પ્રતીવાદીઓ ઉપર ગીરોના ઠરાવ પ્રમાણે ગીરોનો અમલ કરવા દાવો કર્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતિવાદીઓ પોતાના હકથી તેમના બાપને ક. એ વેચાણ જમીન આપેલી તે બાબત હ. ના દાવામાં હરકત લેઈ શકે છે. બાપને જે વડીલો પારજીત મિલકત બીજાને આપવાનો અખત્યાર છે તે મજીઆરા સબંધમાં છે. પણ શાસ્ત્ર પ્રમાણે પાછળથી છેવટ પુરૂષવારસ થય તેમના લાભમાં જે હક ઉત્પન્ન થાય છે તે ઉપરાંત વિધવાને જે જમીન વેચાણ આપવાનો અખત્યારછે, તે અમુક બતાવેલા કારણોસર સરતી અખત્યાર છે. ઇ. લા. રી. મ. વા. ૪ પા. ૧૫૨

પ્ર૦—એક ગીરો રાખનાર શખસે ગીરો આપનાર શખસ ઉપર ગીરો બાબત હુકમનામુ મેળવ્યું અને તેની બજાવણીમાં અ. એ ગિરો હક ખરીદ કર્યો. તેથી ગીરો રાખનારે અ. ઉપર દાવો કર્યો. અને હુકમનામુ થયા પેહેલાં અ. ગુજરી ગયો. પરંતુ અ. ના વારસ વકીલને દાખલ નહી કરવામાં આવ્યા છતાં હુકમનામુ થયું અને તેની બજાવણીમાં

ગીરોવાળી મિલકત બ. એ ખરીદી. પછી અ. ના વારસ વકીલો ઉપર બ. એ ખરીદ કરેલી મિલકત સબંધી દાવો કર્યો. આ દાવો ચાલશે કે કેમ ? અને ગિરોના દાવામાં થયેલુ હુકમનામુ અ. ના વારસ વકીલોને બંધનકારક છે કે કેમ ?

ઉ૦—એક ગિરો રાખનાર છે તેણે પોતાના ગિરોની રૂઇએ પોતાને ગિરો આપનાર ઉપર અને તે ગિરો પછી તે ગિરો આપનાર ઉપર પઇસા બાબતનું હુકમનામુ થવાથી તેની બજાવણીમાં તે ગિરો આપનારનો હક સંબંધ વેચવામાં આવેલો તે એક અ. એ ખરીદ કરેલો તેથી તે અ. ઉપર દાવો કર્યો તે ગિરોનો દાવો ચાલતો હતો અને હુકમનામુ થતાં પેહેલાં તે અ. મરણ પામ્યો. પરંતુ તેના વારસ વકીલને પક્ષકાર દાખલ કરવામાં આવ્યાં નહીં અને વારસ વકીલો ઉપર તે દાવો તાજો કરવામાં આવ્યો નહીં. હમેશાં પ્રમાણે ગીરો બાબતનું હુકમનામુ ગિરો રાખનારના લાભમાં થયું. પછી તેણે તે હુકમનામાની બજાવણી કરી તેમાં ગિરોવાળી મિલકતનો ભાગ બ. ને વેચાણ આપવામાં આવ્યો. ત્યાર પછી અ. ના વારસ વકીલો ઉપર બ. એ ખરીદ કરેલી મિલકત સંબંધી દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગિરોના દાવામાં થયેલું હુકમનામુ અ. ના વારસ વકીલોને બંધનકારક નથી, તેમ સન ૧૮૫૯ ના આક્ટ ૮ પ્રમાણે તે ગિરોનો દાવો તાજો કરવામાં કસુર કરવાથી બ. ને અ. ના વારસ વકીલો ઉપર બીજો દાવો કરવાને અટકાવ થતો નથી, ઈ. લા. રી. ક. વા. ૮ પા. ૩૫૭

પ્ર૦—મિતાક્ષરા પ્રમાણે ચાલનાર હિંદુએ પોતાની વડીલોપારજીત મિલકતને ગિરો આપી હોય તે ગિરો રાખનારે તે બાબતમાં મેળવેલું હુકમનામુ તેના દીકરાઓને કેટલે દરજજે બંધનકારક છે ?

ઉ૦—મિતાક્ષરા પ્રમાણે ચાલનાર એક હિંદુએ અમુક મિલકત વાદીઓને ગીરો આપી આ ગીરોની રૂઇએ તે ગિરો આપનાર ઉપર તથા તેના ચાર છોકરા ઉપર તે ગિરોની રૂઇએ થયેલા લેહેણા નાણાં લેવા તથા ગિરોવાળી મિલકત વેચાવવા દાવો કરવામાં આવ્યો તેથી નીચેની કોરટે વાદીનું ફકત ગિરો આપનાર ઉપર હુકમનામુ કર્યું. એવું ઠરાવીને કે તે નાણાં લેવાને જરૂર હતી. એમ શાબેત થયેલું નથી, પરંતુ તે મિલકત ગિરો આપનારની જાતિકી મેળવેલી છે કે વડીલોપારજીત મિલકત છે તેનો કાંઈ નિરણય થયેલો નથી આ બાબતમાં તે ઇસ્યુની તપાસ કરવાને હાઇકોરટે તે કામ પાછું મોકલ્યું નીચેની કોરટના અભિપ્રાયમાં આવ્યું કે મિલકત વડીલો પારજીત છે, તેથી હુકમનામું બાહાલ રાખવામાં આવ્યું તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મિલકત વડિલોપારજીત છે. એમ ધારીએ તોપણ તે બાપ દીકરાની તે મિલકત વેચાવી વાદીનો પોતાનું લેહેણું વસુલ કરવાનો હક છે કારણ કે તે કરજ બાપે જાતે કાહાડેલુ હતું એમ ધારીએ તોપણ જો એમ શાબેત ના થાય કે તે અનીતીના કારણસર કાહાડવામાં આવેલું હતું તો દીકરાના તાબામાં જે વડીલોપારજીત મિલકત હોય તોપણ તે કરજ બાબત જવાબદાર છે. ઇ. લા. રી. ક. વા. ૮ પા. ૧૩૧

પ્ર૦—મિતાક્ષરા પ્રમાણે ચાલનાર એક હિંદુ ભઞઆરા કુટંબનો બાપ કુટંબના કારણસર કુટંબની મિલકત ગિરો આપી તે પેટે કરજ કરે અને પછી ગિરો રાખનાર દાવો કરી મિલકત જપ્ત કરાવે અને હુકમનામાનો દેણદાર વેચાણ થયા પેહેલાં ગુજરી જાય અને

તેના છોકરાઓ ગીરો વાળી મિલકત વહેંચી લેવા યત્ન કરે તો તે છોકરાઓ કેટલે દરજ્જે જવાબદાર થાય?

ઉ૦—મીતાક્ષરા પ્રમાણે ચાલનાર એક હિંદુ મજીઆરા કુટુંબમાંના બાપ ઉપર ગીરોની રૂઇએ દાવો કરવામાં આવ્યો તે કરજ કુટુંબના કારણસર કાડવામાં આવ્યું હતુ તેથી તેમાં થએલા હુકમનામાની બજાવણીમાં તે મજીઆરા કુટુંબની મિલકત જપ્ત કરવામાં આવી. પરંતુ તે વેચાણ થતાં પેહેલાં તે હુકમનામાનો દેણદાર મરણ પામ્યો. તે કુટુંબના બીજા અંગભુતોએ પાછળથી પોતાના હિસ્સાની વેહેંચણ કરાવવા તથા તે હિસ્સા તે ગીરોના હુકમનામાની બજાવણીમાં વેચવા લાયક નથી એવું ઠરાવવા દાવો કરો-તેમાં ઠરાવવામાં આવ્યું કે એક શખસ મરણ પામેલો હોય તેની અને તેના દીકરાની વચમાં વેહેચણ થઇ શકતી નથી, અને તમામ વડીલોપારજીત મિલકત ગીરો ઉપરનાં કરજ બાબત જવાબદાર છે. ઇ. લા. રી, ક. વા. ૭

પ્ર૦—૫૦ મિતાક્ષરા પ્રમાણે મજીઆરા કુટુંબના અથવા અંગભૂતોના નામથી ગીરો આપેલી મિલકતના સંબંધમાં ગીરો રાખનાર એક અંગભુત જે ગીરોની તારીખે પૂખ્ત ઉમરનો હતો તેના ઉપર દાવો કરે છે અને ગીરોવાળી મિલકત કબજે થયા પછી પુખ્ત ઉમરનો અંગભુત ગીરો રાખનારે મેળવેલું હુકમનામુ તથા ગીરો કયારે રદ કરાવી શકશે?

ઉ૦—મીતાક્ષરા પ્રમાણે મજીઆરા કુટુંબના એક અંગભુત ઉપર એક ગીરોની રૂઇએ દાવો કરવામાં આવ્યો. તે કુટુંબની મિલકતમાંના તમામ કુટુંબી હકનું ગીરો રાખનારના લાભમાં હુકમનામું કરી આપવામાં આવ્યું. અને તેણે તે મિલકતનો કબજો લીધો. પછી તે કુટુંબના એક બીજા અંગભુતે તે ગીરો આપવાના પેહેલાં પાકી વયનો થએલો હતો તેણે તે ગીરો અને સદરહુ હુકમનામુ પોતાની બાબતમાં રદ કરાવવા અને મજીઆરા કુટુંબની મિલકતમાંથી પોતાનો હિસ્સો લેવા દાવો કરો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આગળનું દેવું હોય તે ફકત હકીકતથી તેને તે બંધનકારક થવાને બસ નથી. અને તે ગીરો આપવામાં સ્પષ્ટ અગર ગર્ભીત રીતે તેણે પોતાની કબુલત આપી છે એવું બતાવવામાં આવે નહી તો તે મિલકત બીજાને આપવુ તે તેના વિરૂધ બરોબર નથી. ઈ. લા, રી, ક. વા. ક મુંબઈ ૭૪૫

પ્ર૦—૫૧ એક વિધવાએ પોતાના મરનાર ધણીને અમુક મિલકતમાં વારસો મળવાનો હક કહેલો હતો તે હક મેળવવા તેણે પોતાના મરનાર ધણીની મિલકત ગીરો મુકી ત્યાર બાદ તેજ મિલકત છોકરીને ચઢાવી આપી, તો છોકરીની પછીનો વારસ આ ગીરો ક્યારે રદ કરાવી શકે અને તે મિલકત કેવા બોજા સહીત લે?

ઉ૦—એક હિંદુ વિધવાને પોતાના મરનાર ધણીની મીલકત વારસામાં મલી હતી પણ તે મરનાર ધણીનો અમુક મીલકત વારસામાં મળવાનો હક કહેલામાં હતો તે બાબત તે મરનાર ધણીએ દાવો કરેલો નહી તેથી તે વિધવાએ તે દાવો કરયો પણ તે દાવાના ખરચ સારૂ તે વિધવાએ મરનાર ધણીની મિલકત ગીરો મુકી કરજ કાહાડયું. પછી તે વિધવાએ તે મિલકત પોતાની દીકરીને ચડાવી આપી. તે ઉપરથી સદરહુ ગીરો રાખનારે તે ગીરોનો અમલ કરાવવાને તે વિધવા અને તેની દીકરી ઉપર દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું

દીકરીનો પાછળ થનાર વારસ તરી કે તે ગીરો "કાયદેસર જરૂરી" વિના કરી આપેલું છે, એવી તકરાર કરવાનો હક છે તેને તે મીલકત વિધવાએ તેણીને અડાવી આપેલી તેથી, અટકાવ થતો નથી, માટે ઠરાવવામાં આવ્યું કે તે ગીરો કાયદેસર જરૂરી વીના કરી આપેલું છે, માટે તે દીકરીના પાછળથી વારસ થનાર તરીકેના હક સંબંધમાં બળવાન નથી. પણ તે દીકરીને તે મીલકત વિધવાએ અડાવી આપેલી છે તેના આધારથી તે મિલકત ઉપર હક તે ગીરોની જવાબદારી સાથે છે. ઈ. લા. રી, અ. વા, ૪ પાનુ. ૫૩૩

પ્ર૦—૫૨ કોઇ એક શખશે વુઇલ કરી પોતાના વારસોને પોતાનું દેવું આપવાના બોજા સહીત મિલકત આપી. પછી તે વારસોએ વારસામાં મળેલી મિલકતનો પોતાનો હિસ્સો ગીરો આપ્યો ત્યાર પછી વશીયત કરનારના લેહેણદારે હુકમનામુ મેળવી ગીરોવાળી મિલકત ઉપર બજાવી તે વેચાવી. પછી ગીરો રાખનારે પણ ગીરોની બાબતમાં હુકમનામુ મેળવ્યું તો સદરહુ ગિરોવાળી મિલકત કોને મળવી જોઇએ?

ઉ૦—એક વશીયત કરનારે વીલકરી પોતાનું તમામ દેવું આપવાનો તેમાં ઠરાવ કર્યો અને તે આપવાની જવાદારી સાથે મિલકત પોતાના વારસોને વશીયત કરી, પછી તે વારસોને વશિયત કરનારના વારસ વકીલ તરીકે દાખલ કરી તેના એક લેણદારે દાવો કરી હુકમનામુ મેળવ્યું. પછી એક વારસે તે વશિયત કરનારની બાર મિલકતો હતી તેમાંનો પોતાનો હિસ્સો ગિરો આપ્યો. આ ગિરો પછી સદરહુ લેણદારના હુકમનામાની બજાવણીમાં ગિરો મૂકેલી મિલકતમાંની એક મિલકત વેચવામાં આવી. પછી ગિરો રાખનારે ગિરો આપનાર પોતાના ગિરોની રૂઈએ દાવો કરી હુકમનામુ મેળવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વીલમાં દેવું આપવાના ઠરાવથી; તેમ લેણેદારના હુકમનામાથી વશિયત કરવાની મિલકત ઉપર જવાબદારી થતી નથી. ઈ. લા. ક. વા. ૯ પાનુ ૪૦૬

પ્ર૦—૫૩ મા પોતાના ધણીની મિલકતમાંથી કયારે હિસ્સો માગી શકે છે? મા જે ઘરમાં રહેતી હોય તે ઘરજો ગિરો આપવામાં, આવે અને ગિરો રાખનાર દાવો કરી હુકમનામુ મેળવી બજાવેતો માનો ઘરમાં રેહેવાનો હક રહે છે કે નહીં અને તે ઘરપર તેનો ખોરાકી પોશાકીનો બોજો છે કે કેમ?

ઉ૦—મા, વહેચણી વખતે અગર મિલકત બરબાદ કરવામાં આવતી હોય ત્યારે અગર તેણે તેની ખોરાકી પોશાકીનો બંદોબસ્ત કરવામાં ના આવ્યો હોય ત્યારે મિલકતમાંથી હિસ્સો લેવા દાવો કરી શકે છે. પરંતુ મા જે ઘરમાં રહેતી હોય તે ઘર ગિરો આપવામાં આવ્યું હોય તો તે ગિરોની રૂઇએ થયેલા હુકમનામની બજાવણીમાં થયેલા લીલામપ્રતે ઘર વેચાયતો તેના હકની જવાબદારી સાથે વેચાય છે. તે શિવાય તેને હિસ્સા આપતા પેહેલાં જે ગિરો કરી આપવામાં આપવામાં આવ્યું હોય તો, તે ગિરોને ખોરાકી પોસાકીનાહકથી હરકત થતી નથી. ઇ. લા. રી મદ્રાસ. વા. ૬ પાનુ ૧૩૦

# હિંદુશાસ્ત્ર.

## સામાન્ય વિચાર.

પ્ર૦—૧. હિંદુશાસ્ત્રની કેટલી શાળાઓ છે અને તે શાળાઓનાં નામ દો?

ઉ૦—પાંચ, બંગાળા, મિથીલા, (મદ્રાસ) બનારસ, મહારાષ્ટ્ર (મુંબાઈ) અને દ્રવિડ.

પ્ર૦—૨. મુંબાઇમાં મુખ્ય આધારો કયા કયા ચાલે છે?

ઉ૦—મિતાક્ષરા, મયુખ, નિર્ણયસિંધુ, કૌસ્તુભના ગ્રંથો, વિરમિત્રોદય અને હેમાદ્રી.

ટીકા.—જ્યાં જ્યાં મિતાક્ષરા અને મયૂખમાં ફેર પડે ત્યાં ત્યાં મિતાક્ષરાનો આધાર શ્રેષ્ટ ગણાય છે. ગુજરાતમાં વ્યવહારમયૂખનો મૂખ્ય આધાર ગણાયછે.

પ્ર૦—૩. ગોત્રસંબંધ શી રીતે જાણવો?

ઉ૦—લોહીસંબંધ, લગ્નસંબંધ, અને દત્તકસંબંધથી ગોત્રસબંધ જણાય છે.

પ્ર૦—૪. બીજા શખસનો વારસો લેવાનો હક કેવા કેવા સબંધથી પ્રાપ્ત થાય છે?

ઉ૦—છ જાતના સબંધથી વારસો લેવાનો હક ઉત્પન્ન થાય છે. ૧ લુ-લોહી સબંધથી, ૨ જુ-દત્તકના સબંધથી, ૩ જુ-લગ્નના સબંધથી, ૪ થુ-ગુરૂ ચેલા ઇત્યાદિના ધાર્મીક સબંધથી, ૫ મુ—ગ્નાતિ અગર બીજી મંડળીના એકત્ર સબંધથી, ૬ ઠુ—રાજા પ્રજાના સંબંધથી.

પ્ર૦—૫. ગુરૂ એટલે શું અને ગુરૂ અને પુરોહિતમાં શો તફાવત છે?

ઉ૦—ગુરૂ એટલે ધર્મ સબંધી બાબતોમાં કુટંબીઓને માર્ગ બતાવનાર, અને પુરોહિત એટલે ધર્મ ક્રિયાઓ કરાવનાર ગોર, ગુરૂની બે તરેહની સત્તા છે, ધર્મ સબધી અને સંસાર સબંધી. ગુરૂ કોઈપણ શખસને ગ્નાતી બહિષ્કાર કરી શકે છે અથવા તેને ગ્નાતિમાં લઈ શકે છે. તેઓ દુવા દે છે તેથી બધા પાપ નિવારણ થાય છે. પૂરોહિત પુજાનું અને ક્રિયાઓનું કામ કરે છે, અને નવા જન્મેલા છોકરાઓનું નામ આપે છે, અને તેઓના જન્માક્ષર કરે છે તથા ઘરનું, ટાંકાનું વાસ્તુ કરે છે અને મંદિરને વિધી કરી પવિત્ર કરેછે. અને લગ્ન ક્રિયાઓ અને મર્ણ ક્રિયાઓ પણ તે કરે છે.

પ્ર૦—૬. પુરોહિતની ફી વિશે કાયદામાં શો ઠરાવ છે?

ઉ૦—પુરોહિતની મેહેનત તે કસર ઉપર આધાર રાખે છે, પુરોહિતની વંશ પરંપરાનું ગોરપદુ હાલમાં કાઢી નાંખવામાં આવ્યું છે. એકત્ર પુજાના ખર્ચનો ભાગ આપવાની કાયદાસર જવાબદારી નથી. શામલાલ શેઠ વિ. હરીસુદગ્રામ. ૫. બુ. રી. ૫ા. ૨૯

પ્ર૦—૭. મુર્તિ, ગોર અને પૂજાનું ખર્ચ શી રીતે પુરો પાડવો?

ઉ૦—ધર્માદા આપેલી મિલકતથી ધર્માદા મિલકતને દેવ દ્રવ્ય કહે છે. ધર્માદા બક્ષિસ શુદ્ધબુદ્ધિથી કરવામાં આવી હોય તો તે મંજુર રહે છે અને ફક્ત નામની કરવામાં આવી હોય તો તે મંજુર રહી શકતી નથી. ફક્ત એટલુંજ જોવાનું છે કે બક્ષિસ જાહેરાત છે કે નહી. જાહેરાત હોય તો બસ છે.

પ્ર૦—૮. કયા કયા શખસોને હિંદુ ધર્મશાસ્ત્ર લાગુ પડે છે?

ઉ૦—હિંદુધર્મશાસ્ત્ર તમામ હિંદુઓને લાગુ પડે છે, હિંદુધર્મશાસ્ત્ર જેઓ જાતના એટલે જન્મથી હિંદુઓ છે તેમને તથા જેઓ ધર્મ પાળવામાં હિંદુઓ છે તેઓ તમામને લાગુ પડે છે. જેઓ સામાન્ય રીતે હિંદુ ધર્મશાસ્ત્ર માને છે અને જેઓના ધર્મ સંબંધી વિચારો હિંદુ ધર્મ સાસ્ત્રને મળતા નથી તેઓને એટલે બુદ્ધ, જૈન, સીખ, જાટ, મેમન લોકો ઈત્યાદિને પણ હિંદુ ધર્મશાસ્ત્રના નિયમો લાગુ પડેછે. ઇબ્રાહિમ વિ. ઇબ્રાહિમ ૯ મુ. ઇ.આ. ૧૯૫ ક. વુ. રી. (પ્રિ.કે.) ૧; ૮ વુ. રી. ૧૧૬, પમુ. હા.કો.રી. (અ.ખા,) ૧૬૫, ૧૦ મુ. હા. કો. રી. ૨૪૧, ૬ નો, વે, પ્રૉ. ૩૮૨, ઇ. લા. રી ૧ અ. ૬૮૮; ઈ. લા. રી, ૯ મુંબાઈ. હિંદુ ધર્મશાસ્ત્ર એક "જાતનો કાયદો" છે અને તેથી જે લોકોને અગત્યનો કાયદો અગર રીવાજ થયો કે જે હિંદુ ધર્મશાસ્ત્રના સાધારણ નિયમોથી ઉલટો છે તેવો કાયદો કે રીવાજ લાગુ પડે છે તેઓને હિંદુ ધર્મશાસ્ત્રથી કાંઇ અસર થતી નથી.

લગ્ન.

પ્ર૦ ૯ લગ્નની કેટલી જાતિયો છે?

ઉ૦—આઠ બ્રહ્મ, દેવ, આર્ષ, પ્રજા પત્ય, અસુર, ગાંધર્વ, રાક્ષસ અને પીશાચ.

(૧) જે વિવાહમાં પુર્વોક્ત લક્ષણવાળા વરને બોલાવીને પોતાની શકિત પ્રમાણે પેહેરાવેલાં વસ્ત્રલંકાર સહિત કન્યાદાન વરના હાથમાં જળ મૂકીને કરવું તે બ્રહ્મ વિવાહ કહેવાય છે. તેવી સ્ત્રીથી અવતરેલા પુત્ર ઉભયકુળના એટલે પિતામહ ઇત્યાદી દસ પુરવજ અને પુત્ર પૌત્ર ઈત્યાદી દસ વસંજ એટલે ઉતરતી પેહેડીના તથા પોતે એકવિશમો એ રીતે એકવિશ પેઢીને જો સારો નિવડેતો પવિત્ર કરે છે.

(૨—૩) યજ્ઞમાંના રૂત્વિજને કન્યાદાન કરવું તે દેવ તથા ગાયનું જોડું લેઇને કન્યાદાન કરવું તે આર્ષ વિવાહ કહેવાય છે. દૈવ વિવાહનો પુત્ર ચૌદ પેઢીના પુરૂષોને તથા આર્ષ વિવાહનો પુત્ર ૭ પેઢીના પુરૂષોને પવિત્ર કરે છે.

(૪) કન્યા માગવા આવેલો એવા વરને દાન કરનાર પુરૂષે તમે બેઉ જણાએ ધર્મનું કાર્ય કરતાં રહેવું એ રીતે પ્રથમ બોલી કરી લેઇને પછી કન્યાદાન કરવું તે પ્રજાપત્ય વિવાહ કહેવાય છે. તે વિવાહથી પરણેલી સ્ત્રીનો પૂત્ર ૭ પૂર્વજ અને ૭ વસંજ તથા પોતે કન્યાદાન કરનાર એવા તેર પુરૂષને પવિત્ર કરે છે.

(૫—૬—૭—૮) ધન લેઇને જે કન્યા દેવી તે અસુર તથા પરસ્પર બેઉના સંકેત વડે જે સંબંધ થાય છે તે ગાંધર્વ વિવાહ કહેવાય છે. યુદ્ધ કરીને કન્યા હરણ કરવું તે રાક્ષસ અને છળભેદથી કન્યાનું હરણ કરવું તે પૈશાચ વિવાહ કહેવાય છે.

ઉપર કહેલો ચાર જાતીના લગ્ન બ્રાહ્મણ કરી શકે છે.

અસુર, વૈશ, અને શુદ્રને માટે, ગાંધર્વ અને રાક્ષસ ક્ષત્રીઓને માટે, અને પૈશાચ એ ધિક્કારવા લાયક લગ્નની જાતિ છે. અને હરણ કરનાર ચોર પ્રમાણે દંડને પાત્ર થાયછે.

પ્ર૦—૧૦ કન્યાને કેટલે વર્ષે પરણાવી?

ઉ૦—પૂખ્ત ઉમ્મરની થતાં પેહેલાં ગમે તે અવસરે કન્યાને પરણાવવી. અને જો પુ

પ્ત ઉમ્મર થયા પછી કન્યાને પરણાવવામાં આવે તો તેણીને જ્ઞાતિ બહાર કાઢવામાં આવે છે. પણ હાલમાં એ પ્રમાણે થતું નથી. વરની ઉમ્મર કરતાં કન્યાની ઉમર ઓછી હોવી જોઇએ. યાજ્ઞ અધ્યાય ૧-૬૫૨

પ્ર૦—૧૧ વર પસંદ કરવાનો કોનો અધિકાર છે?

ઉ૦—અનુક્રમે બાપ, બાપના બાપ, ભાઇ, કાકા, બાપ તરફના બીજા પીત્રાઇ પુરૂષો આ બધાઓના અભાવે માને અને આ બધાના અભાવે બીજા દુરના સગાઓને તેને કોઇ કન્યાને માટે વર પસંદ કરવાનો અધિકાર છે. આમાં ઓરમાન માનો સગાવેશ થતો નથી. ૭ મુ. રી. ૧૯૩ કોઇ વાલી પોતાનો અધિકાર બીજાને આપી શકે છે ૩ મુ. રી. ૧૫૩

જો કન્યાની ઉમર ૧૧ વરસની થાય અને તેણીને માટે વર પસંદ કરવામાં ન આવે તો એ કન્યા પોતે પોતાના માટે પસંદ કરી શકે છે. લોરન્સ બીડીંગ કે સીસ આફ રટ્રેંજ મા. ૨૩

પ્ર૦—૧૨ બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ લગ્ન કરવાને કયારે લાયક છે: શુદ્રને માટે ઉમ્મરનું કાંઈ બંધન છે.

ઉ૦—વિદ્યાર્થીની અવસ્થા પુરી કરવા પછી બ્રાહ્મણ વિગેરે લગ્ન કરી શકે છે. એટલે ઉપનયન થયા બાદ બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય લગ્ન કરી શકે છે? શુદ્ર ને માટે ઉમરનું એટલે લગ્ન કયારે કરવું તે વિશે કાંઇ બંધન નથી.

પ્ર૦—૧૩. લગ્નની બંધનકારક હકીકત શી છે?

ઉ૦—કન્યાદાન કરે અને તે સ્વિકારાય તથા સપ્તપદિ નામની ક્રિયા થાય એટલે લગ્ન ભાગે તુટે નહીં એવું થાય છે.

પ્ર૦—૧૪. કઇ કઇ બાબતમાં વિવાહ ભાગી શકાય છે?

ઉ૦—અસાધ્ય રોગ અથવા બીજી ખોડ શાસ્ત્રથી બાધ આવે એવું સગપણ અને વર કન્યામાંથી કોઈનું મોત.

પ્ર૦—૧૫. લગ્ન કઇ કઇ જ્ઞાતિમાં થઇ શકે છે?

ઉ૦—લગ્ન કરવાના હકની હદ સગપણ અને જ્ઞાતિના વિચાર ઉપર આધાર રાખે છે કોઇપણ સ્ત્રી પોતાથી નીચી જ્ઞાતિના મર્દની સાથે લગ્ન કરી શકતી નથી. મર્દ પોતાની જ્ઞાતિની સ્ત્રી સાથે તેમજ પોતાથી નિચી જ્ઞાતિની સ્ત્રી સાથે પણ લગ્ન કરી શકે છે. પરંતુ કલીના યુગમાં મી૦ સરકારના કહેવા પ્રમાણે તેમજ હાલમાં જે રીવાજો ચાલે છે તે પ્રમાણે પરનાતિની સ્ત્રી અથવા મર્દની સાથે થયેલું લગ્ન તે રદ બાતલ છે. મુંબાઇની હાઇકોર્ટે નેવારામ નેહમાલ વિ. રમૈન ખેનન (૭ મુ. રી. પા. ૫૫૨) ના કામમાં ઉપરની બાબતમાં એજ ઠરાવ કરેલો છે, પણ મદ્રાસ હાઇકોર્ટનો અભિપ્રાય જુદોજ છે. તેમના મત પ્રમાણે નિચી જ્ઞાતિની સ્ત્રી જોડે લગ્ન કરવું તેના કરતાં સરખી જાતિની સ્ત્રી જોડે લગ્ન કરવું તે વધારે સારૂં છે તોપણ નીચી જાતીની સ્ત્રી જોડે લગ્ન કરેલું રદ બાતલ નથી અને તેમાં લગ્નથી જે છોકરાં થાય તે અનૌરસ નથી. (પાંડીઆ તિલવ વિ. પુલી તીલ્લા, ૧ મ. હા. કો. રી. પા. ૪૭૮.)

પ્ર૦—૧૬ લગ્નના કાર્યમાં મુખ્ય જરૂરની બાબત શી છે?

ઉ૦—વિવાહ. લગ્નનો કરાર તેજ પક્ષકારનો લગ્ન સબંધ કરી આપે છે. લગ્ન પુરૂં થવાને માટે કન્યાદાન આપવું અને તે સ્વિકારવું તે જરૂરની બાબત છે.

પ્ર૦—૧૭. સ્ત્રીના લગ્નથી ઉત્પન્ન થએલા હકને શા કારણથી અસર થઇ શકે છે?

ઉ૦—સ્ત્રીનું જાર કર્મ.

પ્ર૦—૧૮. જુદા થવાનાં વ્યાજબી કારણ શાં છે?

ઉ૦—નામર્દાઇ, વંધ્યાપણું, ધણી ધણીઆણીમાંથી કોઇને અસાધ્ય રોગ થયો હોય તે સ્ત્રીનું જારકર્મ પરંતુ આ કારણોમાં કોઇ કારણોથી લગ્ન રદ થઇ શકતું નથી.

પ્ર૦—૧૯. એક હિંદુ શખસ એક કરતાં વધારે સ્ત્રી ક્યારે પરણી શકે છે?

ઉ૦—જ્યારે સ્ત્રી અપતિવ્રતા, અનઆજ્ઞાંકિત, ખરાબ સ્વભાવની, માંદી, વંધ્યા અથવા દસ વરસ સુધી ફક્ત છોકરીનેજ જન્મ આપતી હોય તો અથવા સ્ત્રીની સંમતી હોય તો તેણીના પતિને બીજી સ્ત્રી કરવાનો હક છે.

પ્ર૦—૨૦ પ્રથમ સ્ત્રીની સંગતિ શી રીતે મેળવાય?

ઉ૦—કંઇ દત્ત કરી તેણીની સંમતિ મેળવાય છે.

અને જો દત્ત કરવામાં નઆવે તો સ્ત્રી તેને માટે દાવો આણી શકે છે?

પ્ર૦—૨૧ પ્રથમ સ્ત્રીને ક્યાં રહેવાનુ અને તેણીનું શી રીતે ગુજરાન કરવાનું તે વિશે ટુંકામાં લખો?

ઉ૦—હાવી સ્ત્રી પોતાના પતિ ભેગી યા પોતાના સગા ભેગી રહે અને તેણીનું ગુજરાન તેણીના ધણીએ કરવું જોઇએ.

પ્ર૦—૨૨ એક વખત સ્ત્રીનું લગ્ન કરવામાં આવ્યું હોય અને જો તે ફરીથી પરણે તો તેણીનો વારસો લેવાનો હક જાય છે કે શી રીતે અને પૂનરલગ્ન કરયા પછી તેણીને પેટ જે છોકરા થાય તે ઔરસ છે કે અનૌરસછે તેનો ટુંકામા ખુલાસો કરો?

ઉ૦—પુનરલગ્ન કરવાની છુટ સન ૧૮૫૬ના આકટ ૧૫ થી છે. અને જો કે પુનરલગ્ન કરવાથી તેણીને નાત બહાર મુકવામાં આવે તો પણ તેણીનો વારસો લેવાનો હક જતો નથી, તેમજ તેણીના પેટે પુનરલગ્ન થયા પછી જે છોકરા છૈયાં થયા હોય તે અનૌરસ પણ થતાં નથી. જ્ઞાતિ બહિષ્કારથી વારસો લેવાની નલાયકી થતી નથી. (સને ૧૮૫૦ નો આકટ ૨૧ મો) અને તેમજ સન ૧૮૫૬ ના આકટ ૧૫ ની કલમ ૫ મુજબ તેણીના વારસાના હક જતા નથી. તેજ આકટની કલમ ૨ મુજબ તેણીના ધણીની મિલકતમાં જે જે હક તેણીના છે તે તમામ ફરી લગ્ન કરવાથી જાય છે અને તે મિલકતની બાબતમાં તે મરણ તુલ્ય ગણાય છે પણ જો તેણીના ધણીએ પોતાની હયાતીમાં પુનર લગ્ન કરવાની છુટ આપી હોય તો તેણીના હકને કાંઇ નુકશાન થતુ નથી. હિંદુશાસ્ત્ર પ્રમાણે તો પુનરલગ્ન કરવાની છુટ નથી.

પ્ર૦—૨૩ કીયા કીયા સગાઓની સાથે લગ્ન થઈ શકે નહીં?

ઉ૦—ત્રણ ઉંચી જ્ઞાતિમાં પોતાના ગોત્રમાં લગ્નનો વ્યવહાર ચાલતો નથી, અને તેથી બાપ તરફના સગાની સાથે લગ્ન થઇ શકતુ નથી. મા તરફના સગાની બાબતમાં માથી ચાર પેહેડી સુધીના પુરૂષથી ઉતરેલા કોઈ પણ શખસની જોડે લગ્નનો પ્રતિબંધ

છે. બાપથી છઠ્ઠી પેહેડી સુધીના પુરવજથી અને માથી ચાર પેહેડી સુધીના પુરવજથી ઉ- તરેલા કોઈ પણ શખસ સાથે શુદ્ર લગ્ન કરી શકતા નથી. આ ધારો પુરેપુરો અમલમાં નથી અને હાલમાં બધી જ્ઞાતિમાં મા અને બાપના કાકાઓ, ભાઇ અને બેહેન અને તે- ઓના વંશજોની સાથે લગ્નનો વ્યવહાર ચાલતો નથી.

પ્ર૦—૨૪ એક માણસે પોતાની દીકરી એક શખસ સાથે પરણાવવાનું કબુલ કર્યું એમ છતાં તેન પરણાવે તો કાયદેસર તે પરણાવનારને પરણાવવાને ફરજ પાડી શકાય? ન પાડી શકાય તો તેને માટે શો ઇલાજ?

ઉ૦—બંને એટલે લગ્ન કરાવવાની ફરજ પાડી શકાતી નથી અને તેથી કરી નુક- શાની માટે લગ્ન કરાવવાનું ના કહે તો જવાદાર થાય છે તેથી તેના ઉપર નુકશાનીનો દાવો ચાલી શકે છે.

પ્ર૦—૨૫ કોઇ પરણી ઓરત ધણીને છોડી બીજા સાથે નાશી જાયતો તેના ગયાથી એ ઓરત નહી હોવાથી તેના ધણીને જે નુકશાન થાય તે લેઇ જનાર પાસેથી અપાવવું કે શી રીતે?

ઉ૦—હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે એ ગુનોહ છે અને નાણાનું નુકશાન હિંદુશાસ્ત્રમાં કોઇ ઠેકાણે આપવાનું કહેલું નથી માટે એ અંદેશા ભરેલું છે કે નુકશાન અપાવવું કે નહી. ઈકવીટી જોતાં નુકશાન અપાવાય.

પ્ર૦—૨૬. કોઈ શખસ "બીજા શખસે પોતાની ઓરત સાથે બદકામ કર્યા બાબત ના નુકશાનના પૈશા લેવા" દાવો કરે તો તે અપાવવો કે શી રીતે?

ઉ૦—પ્રશ્ન ૨૩ નો ઉત્તર જુઓ.

પ્ર૦—૨૭. કોઇ નાતરીઆ નાતમાં કોઇ ઓરતનો ધણી નપુશક હોય ને તે ધણી તે ઓરતનો છેડાછુટકો કરતો ન હોય તો તે ઓરત છેડાછુટકો કરવા ફરિયાદ કરે તો છેડાછુટકો કરાવવાની ફરજ પાડી શકાય કે શી રીતે?

ઉ૦—એ ઓરત પોતાનો ધણી નપુશક છે એમ સાબિત કરી આપે તો છેડાછુટકો કરાવાય ઊંચ જ્ઞાતિમાં છેડાછુટકો કરી આપવો કે નહી તે અંદેશા ભરેલું છે.

પ્ર૦—૨૮. કોળી જાતની ઓરતને પરણેતના ધણી છતાં તેને છોડીને પોતાની મર- જી પ્રમાણે સ્વતંત્ર રેહેવાનો અધિકાર છે કિંવા શી રીતે?

ઉ૦—બાપ અથવા ભાઇ વીગરેએ જેની સાથે લગ્ન કરી આપ્યું હોયતેની સાથે રેહેવું એવો શાસ્ત્રનો નિયમછે, માટે ધણી છોડીને પોતાની મેજે સ્વતંત્ર રેહેવાનો સ્ત્રીને અધિકાર નથી. ન્હાની ઉમ્મરમાં લગ્ન થયા બાદ લગ્ન હક પુરાં પાડવાને દાવો કરવામાં આવ્યો એમાં એ- મ ઠરાવ્યું છે કે ઓરતની મરજી ઉપરછે કે લગ્ન કાયમ રાખવું કે નહી તેથી દાવો રદ કરવામાં આવ્યો દાદાજી વિ. રખમાજી. ઇ. લા. રી. ૯ મું. પા. ૫૨૯.

પ્ર૦—૨૯ હિંદુ જાતની ઓરતને ધણી હયાત છતાં પોતાને લેણદેણ કરવાનો તથા સાહુકાર પાસેથી યોગ્ય કામ સારૂં અથવા અયોગ્ય કામ સારૂ નાણા લેઇ દસ્તાવેજ લખી આપવાનો અધિકાર છે કિંવા શી રીતે તથા ધણીની ગેરહાજરીમાં અને યોગ્ય કામ સારૂ સ્ત્રીએ કરજ કરી પોતાના નામથી ખત લખી આપ્યું હશે તો કરજ તે ઓરત પાસેથી અપાવવું જોઈએ કિંવા શી રીતે?

ઉ૦—ધણી જીવતાં છતાં તે હાજર નહીં હોવાના કારણથી કુટુંબના નિરવાહ સારૂ અથવા યોગ્ય કારણ સારૂ સ્ત્રીએ કરેલું કરજ ધણી અથવા દીકરો હોય તેમણે આપવું. પરંતુ ગેરવ્યાજબી રીતે કરજ કર્યું હશે તો ધણી અથવા છોકરાએ આપવું નહીં. એવું કરજ સ્ત્રીએ પોતાના સ્ત્રીધનથી આપવું.

પ્ર૦—૩૦ હિંદુ જાતની ઓરત પોતાના ધણીના તાબામાં છતાં તે ઓરત પોતાના ધણીની રજા સિવાય બીજા પાસેથી કરજ લેઇ શકે છે, અગર લીધું હોય તો તે કરજ ધીરનારનો દાવો તેના ધણી ઉપર ચાલશે કે શી રીતે? વળી તે ઓરત ધણીના હુકમથી દુકાન ઉપર માલ વેચવા બેસતી હોય તો તેટલા કારણ ઉપરથી ધણી હયાત છતાં કરજ લેવાનો તેને અધિકાર છે કિંવા શી રીતે?

ઉ૦—ઓરત ધણીના હુકમ શિવાય સ્વતંત્ર નથી. પરંતુ નટ, રંગરેજ, ગોવાળીઆ, કલાલ, ભોઇ, માછી વિગેરે માછલાં વિગેરેની હંસા કરનારા કે જેઓની ઉપજીવીકા ઓરતોના હાથમાં છે એવી ઓરતોએ કરેલું કરજ તેમના ધણીએ આપવું જોઇએ.

પ્ર૦—૩૧ એક બ્રાહ્મણ જાતની સ્ત્રીએ પોતાનો ધણી હયાત છતાં પોતાના નામથી કોઇ શાહુકારની સાથે દાણાની લેણદેણ કરીને, તે બાબતનો તે શાહુકારને ત્યાં જમાં ખરચ કરાવી આખર શાહુકારનું જે દેવું નિકળ્યું તે દેવાનો દસ્તાવેજ, તે ઓરતના ધણીએ ઓરતના કહેવાથી ઓરતના નામથી લખી આપે તો આ પ્રમાણે દસ્તાવેજ લખી આપવાનો ઓરતને અધિકાર છે, ને તે છે તો તે કરજ કોની પાસેથી અપાવવું જોઇએ?

ઉ૦—ઓરતે કુટુંબના ઉદર પોષણને વાસ્તે કરેલા કરજનો જુવાબદાર તેનો ધણી તથા તેનો છોકરો થાય છે, ને આ કામમાં દસ્તાવેજ ધણીએ પોતે લખ્યો એમ સ્પષ્ટ છે, માટે ધણીના અનુમતથી કરજ થયું એમ ગણવું જોઇએ. ને તે કરજ તે ધણી તથા સ્ત્રી પાસેથી અપાવવું જોઈએ. સ્ત્રીની જાત ઉપર હુકમનામું થયું તેથી સ્ત્રીને કેદમાં નહીં જવા બાબતની બાકી નથી તેથી તેણીને હુકમનામાની બજાવણીમાં કેદમાં પકડાય.

પ્ર૦—૩૨ પુનરલગ્ન અથવા નાત બહાર મુકવાથી વારસાનો સ્ત્રીનો હક જાય છે?

ઉ૦—સને ૧૮૫૬ ના આક્ટ ૧૫ ની કલમ પેહેલીમાં કહેલું છે કે, હિંદુ હિંદુમાં લગ્ન થતી વખત કોઇ માણસ મરી ગયેલા માણસની સાથે આગળ સ્ત્રીનું લગ્ન અથવા વિવાહ એટલે વેવીશાળ થયું હતું એવા કારણથી તે (ફરીથી થયેલું) લગ્ન કાયદા વિરૂદ્ધ છે તથા તે લગ્ન થકી થયેલા સંતતી અનૌરસ થાય છે એવું સમજવું નહીં. એ વાત વિરૂધ કોઇ ચાલ યા હિંદુશાસ્ત્રનો આશય હોય તો પણ સદરહુ પ્રમાણે સમજવું નહીં,

સને ૧૮૫૦ ના ૨૧ મા આક્ટ મુજબ સ્ત્રીનો વારસા ઉપરથી હક જતો નથી.

પ્ર૦—૩૩ લગ્નની આઠ જાતી છે જેમાં પસંદ લાયક નાતિ મુજબ લગ્ન થયું હોય તો અગર ના પસંદ કરવા લાયક જાતિનું લગ્ન કરવામાં આવ્યું હોય તો એ લગ્નથી સ્ત્રીની મિલકતના ઉતરાધિકાર બાબત શું અસર થાય છે?

ઉ૦—મરનાર સ્ત્રીને સંતતી ન હોય અને તેણીનું લગ્ન પસંદ કરવા લાયક જાતિનું લગ્ન કરવામાં આવ્યું હશે તો તેની મિલકતનો વારસ તેનો ધણી અગર ધણીનો ગોત્રજ સપીંડ થશે; પરંતુ જો ના પસંદ કરવા લાયક જાતિનું લગ્ન કરવામાં આવ્યું હશે તો

તો બાપ અને તેના વારસોને એ સ્ત્રીનાં મિલકતનો વારસો લેવાનો અધિકાર છે. ૮ મુ. હા. કો. રી. અસલ દી. મુ. પા. ૨૪૪

પ્ર૦—૩૪ ગાંડા, બેરા, ખોબડા અને અસાધ્ય રોગીવાળાની અને નામરદ જોડે લગ્ન થયેલું હોય તે રદ થઇ શકતું નથી તેનું શું કારણ?

ઉ૦—લગ્ન ધર્માજ્ઞા પ્રમાણે થાય છે અને તે કાંઇ દીવાની રાહેનો એવો કરાર નથી કે તે રદ કરી શકાય. વ્યવહાર મયુખ વિ. ના. મંડલીક પા. ૪૨૭ ઇ. લા. રી. ૧ અલ્હા ૫૪૯; ૫. મુ. હા. કો. રી, અપીલ બા. ૨૦૯

દત્તક.

પ્ર૦—૩૫ દત્તકની કેટલી જાતિ છે?

ઉ૦—ત્રણ. દત્તક. કૃત્રિમ અને દ્વામુસ્યાયન. હાલમાં ફક્ત દત્તક જાતિનું દત્તક અમલમાં છે. ભત્રિજાનું દ્વામુસ્યાયન દત્તક મંજુર છે. બીજા શખસનું દ્વામુસ્યાયન દત્તક મંજુર નથી.

પ્ર—૩૬ દત્તક બાબતનો હિંદુશાસ્ત્રમાં જે ઠરાવ છે તે શા ઉપર આધાર રાખે છે?

ઉ૦-શ્રાધ વિગરે ક્રિયા કરવાને તથા મિલકતનો ઉપભોગ કરવાને, પોતાનું નામ રાખવાને તથા પોતાનો વંશ વધારવાને અને ક્રિયાઓ કરવાથી નરકમાંથી પોતાને છોડાવવાને માટે હિંદુની ધારમિક ફરજ ઉપર દત્તક લેવાનો આધાર રાખે છે.

પ્ર૦—૩૭ કોને કોને દત્તક લઈ શકાય અને કોને કોને ન લેઇ શકાય?

ઉ૦—પ્રથમ સપિંડ તથા સગો ન હોય તેને દત્તક લેવો, તેમાં ભાઈનો છોકરો પ્રથમ ગણેલો છે તેને અભાવે સપિંડ અસગોત્ર અને તેને અભાવે અસપિંડ સગોત્ર અને તેને અભાવે અસગોત્ર સપિંડ. પરંતુ એવું જરૂરનું નથી કે ભાઇનો છોકરો હોય એટલે બીજા કોઈ સગપણ વગરનાને દત્તક લેનારો દત્તક ન લેઇ શકે. બેનનો છોકરો તથા છોકરીનો છોકરો દત્તક લેઈ શકાતા નથી એવું સાધારણ કાયદાના તત્વ ઉપરથી જણાઇ આવશે અને કાયદાનો તત્વ એવો છે કે દત્તક લેનાર જે છોકરો દત્તક લેવાનો હોય તે છોકરાની માની કુંવારી અવસ્થામાં તેને પરણી શકે. કાંઈ શાસ્ત્રનો બાધ ન આવતો હોય તો દત્તક થનાર શખસને દત્તક લેવાને કાંઇ અડચણ નથી. પણ જ્ઞાતિઓના રીવાજથી બેહેનના છોકરાને, છોકરીના છોકરાને દત્તક લેઇ શકાય છે. એકનો એક છોકરો આપવો તથા લેવો મંજુર રહી શકતો નથી પરંતુ જેષ્ટ પુત્રને દત્તક લેવાથી તે દત્તક નામંજુર થઇ શકતું નથી. કાકો, મામો કે ભાઇને દતક લેવા નહીં સાળાને દત્તક લેઇ શકાય છે.

પ્ર૦—૩૮ દતક કોણ લેઇ શકે છે અને કોણ નથી લેઇ શકતું?

ઉ૦—જેને પુત્ર નહી હોય અથવા મરણ પામ્યો હોય અથવા ઔરસ પુત્ર છતાં ક્રિયા કરવાને અશક્ત હોય તેણે અથવા તેના મરણ પછી તેની વિધવાએ દતક લેવો. દતક લેનાર ઉમ્મર લાયક હોવો જોઇએ. વિધવાને તેણીના ધણીની દતકલેવાને સ્પષ્ટ પરવાનગીની જરૂર નથી. જો સ્પષ્ટ દતક લેવાની ના કહી હોય તો વિધવા દતક લેઇ શકતી નથી, અને જો ના ન કહી હોય તો ગરભિત પરવાનગી છે એમ સમજી દતક લેઈ શકે છે વગર પરણેલા સખશ દતક લેઇ શકે છે. નામરદ અને જ્ઞાતિ બહાર થએલા શખસો દતક લેઇ શકે

છે. પણ નાની ઉમ્મરના અને ગાંડા માણસો દતક લેઇ શકતા નથી, પૂત્ર, પૌત્ર અને પર-પૌત્ર અથવા દતપુત્ર જીવતા છતાં બીજો દતક લેવો એ શાસ્ત્ર વિરૂધ છે. સ્રીને ગર્ભ હોય તો તેણીનો ધણી દતક લેવા મુખત્યાર નથી અને જો લે તો તે નામંજુર છે.

પ્ર૦—૩૯ સ્ત્રીને ગર્ભ હોય તે સમે કોઇ શખસ દતક લેઈ શકે છે?

ઉ૦—સ્ત્રીને ગર્ભ હોય તો દતક લેઇ શકાતો નથી કારણ કે આવા પ્રસંગે પુત્ર પ્રાપ્તીની આશા રહે છે. દતક વિધાન જો પુત્ર અવતરવાની પેહેલાં કરવામાં આવ્યું હોય તો પણ તે રદ થઇ શકતું નથી. ઇ. લા. રી. ૩ ગ. ૨૮૦

પ્ર૦—૪૦ છોકરો જીવતો હોય તે છતાં દત્તક લેવાનો કયારે અધિકાર છે?

ઉ૦—જ્યારે છોકરો શાસ્ત્ર પ્રમાણે વારસો લેવાને ન લાયક હોય ત્યારે તેનો બાપ દતક લેઈ શકે છે.

પ્ર૦—૪૧ દતક વિધાન કેવા પ્રકારનું હોવું જોઇએ?

ઉ૦—દતવિધાન લેખમાં હોવાની જરૂર નથી, દતક આપવું અને સ્વીકારવું એ બે દતક લેવાની વિધીમાં મુખ્ય બાબત છે. દતક થનારને ખરીદ કરી દતક કરવામાં આવ્યો હોય તો તે નામંજુર છે.

લખેલો અધિકાર હોય તો બેશક ઘણો સારો છે, જુબાનનો હોય તોપણ ચાલે. જે માણુસ તે આપે છે તેનું અનુમત માત્ર જોઇએ. માટે કોઇ પણ પ્રકારે તેનું અનુમત હોય તો તે લખેલું નહીં હોવાથી ખામી નહી પડે, લખ્યાથી એટલો ફાયદો છે કેમ જણુત પુરાવ થાય છે.

પ્ર૦—૪૨ દતક આપવાનો કોનો અધિકાર?

ઉ૦—બાપને. જો બાપ મરી ગયો હોય યા સંન્યાસી ઇત્યાદિ થયેલો હોય અથવા તે ન્યાત બાહાર હોય અથવા પ્રદેશમાં જતો રહેલો હોય અને તેનો પતો ન લાગવાથી તેના મરણ વિશે અનુંમાન થતું હોય યા પોતાના ધણીની એટલે દતક થનારના સ્વભાવિક બાપની સમતિથી તેની મા દતક આપી શકે છે. દતક લેનારે અને થનાર એકજ જ્ઞાતિના હોવા જોઈએ.

પ્ર૦—૪૩ સ્ત્રી જાતિનું દતક કયારે થઇ શકે છે?

ઉ૦—નૃતગાન કરનારી સ્ત્રીઓ છોકરીઓને દતક લેઇ શકે છે.

પ્ર૦—૪૪ જે છોકરાનો જન્મ થએલો નથી તેવા છોકરાને દતક લેવાને પોતાની સ્ત્રીને કોઈ શખસ પરવાનગી આપી શકે છે?

ઉ૦—હા.

પ્ર૦—૪૫ દતક થનારના શા શા હક છે?

ઉ૦—દતક થનારો છોકરો જે કુટંબમાં જન્મ્યો તે કુટંબમાંથી બાતલ થઇ વારસાના તમામ હક ખોઇ દતક લેનારના કુટંબમાં જાણે જન્મ્યો હોય એમ ગણાય છે અને ઔરસ પુત્રની માફક વારસા ઉપરના સરવે હક દતક લેનારના કુટંબમાં તેને પ્રાપ્ત થાય છે. સ્વભાવિક અને દતક કુટંબના શાસ્ત્રથી મનાઇ કરેલા સગામાં દતક છોકરાનું લગ્ન થઈ શકતું નથી તેમજ દતક થયા પછી તેને પુત્ર નહી હોય તો પોતાના તથા દતક કુટં-

બના શખસો જાણે તેજ કુટંબમાં જન્મેલ ન હોય તે પ્રમાણે પ્રતિબંધ કરેલા સખસોને દતક થનાર દતક લેઇ શકતો નથી. દતક થયા પછી દતક નહીં થયો હોત ને જે સખસોને શાસ્ત્રથી દતક લેવાનું પ્રતિબંધ થાત તેઓને પણ દતક લેઇ શકતો નથી દતક થયા પછી કોઇ પણ કારણને લીધે તેનું દતક વિધાન રદ થાય તો તેનો પોતાનો જનક કુટંબમાં વારસા ઉપર કાંઇ હક રહેતો નથી, પણ ફકત દતક કુટંબમાંથી તેને ભરણપોષણ મળે છે (સ્ટેંજ મેન્યુ પૃ. ૨૯ ) પણ આ બરોબર નથી એડીસાહેબના મત પ્રમાણે તેના સ્વભાવિક જનક કૂટંબમાં વારસા ઇત્યાદીના હક જતા નથી. દતક લીધા પછી પુત્ર જન્મે તો મિલકતમાંથી તે ઔરસ પુત્રને જેટલું મળે તેનો ચોથો હિસ્સો દતક પુત્રને મળે છે.

પ્ર૦—૪૬. દતક શા માટે લેવાય છે?

ઉ૦—દતક લેવાથી દતક મા બાપ નર્કમાં જતાં બચે છે, અને દતક છોકરો અથવા તેના વંશજો તેઓને માટે મર્ણ ક્રિયા સુતક અને શ્રાધ સપિંડ દાન કરે તેથી તેઓને ભવિષ સુખ પ્રાપ્ત થાયછે; અને આ દુનિયામાં દતક થનાર છોકરાના દાન કરવાથી, બ્રાહ્મણોને જમાડવાથી, યાત્રાઓ કરવાથી, અને બીજા સુકામ કરવાથી દતક મા બાપનું સુનામ રહે છે.

પ્ર૦—૪૭. સ્ત્રીનો કે પુરૂષનો દતક લેવાનો હક છે? સ્ત્રી ક્યારે દતક લેઈ શકે છે?

ઉ૦—દતક લેવાનો સ્વતંત્ર હક પુરૂષનો છે, સ્ત્રીને જ્યારે પુરૂષની તરફથી પરવાનગી મળી હોય ત્યારે દતક લેઇ શકે છે. પુરૂષના મર્ણ પછી જો ખસુસ મનાઇ ના હોય તો દતક લેવાની સ્ત્રીને પરવાનગી છે એમ માનવું જોઇએ.

પ્ર૦—૪૮ દતકની બાબતમાં કઇ કઇ બાબતો જરૂરની છે?

ઉ૦—દતક થનાર છોકરાને આપવો અને અંગિકાર કરવો એ બે બાબતો જરૂરનીછે.

પ્ર૦—૪૯. મા ક્યારે દત્તક આપી શકે છે?

ઉ૦—જ્યારે બાપ મરી ગયેલો હોય અથવાકાયદા પ્રમાણે તેનું મૃત્યુ થયુંછે એમ ગણવામાં આવે અથવા તેને ન્યાત બાહાર મુકવામાં આવ્યો હોય તો મા દતક આપી શકે છે.

પ્ર૦—૫૦. દતક થનાર છોકરો કઇ જ્ઞાતિનો હોવો જોઇએ?

ઉ૦—દતક લેનારનીજ જ્ઞાતિનો દતક થનાર છોકરો હોવો જોઇએ.

પ્ર૦—૫૧. દતક લેવાને માટે કયો મુળતત્વ ધ્યાનમાં રાખવો જોઇએ?

ઉ૦—દતક થનાર છોકરાની મા તેની યુવાવસ્થામાં દતક લેનારની સ્ત્રિ થઇ શકે એવું હોય તો દતક લેઇ શકાય એવો નિયમ છે તે દતક લેતી વખતે ધ્યાનમાં રાખવો જોઇએ. પરંતુ બેહેનના છોકરા અને છોડીના છોકરા હાલના વખતમાં દતક લીધેલા જોવામાં આવેછે અર્થાત બેહેનના અને છોડીનાં છોકરાને દતક લેવાનો રીવાજ હોય તોતે મંજુર રહી શકે છે તેથી જો કે આ સાધારણ નિયમથી ઉપર મુજબ દતક લેવાને શાસ્ત્રનો બાધ આવે છે તોપણ રિવાજ શાબેત થાય તો તે પ્રમાણે તે દતક મંજુર રહે છે. કાયદાની કહેવત એવી છે કે સંતોષકારક રીવાજથી શાસ્ત્રના ઠરાવ રદ થાય છે.

પ્ર૦—૫૨. મામાએ ભાણેજ એટલે બેહેનનો દીકરો દત લીધો હોય તો શાસ્ત્ર પ્રમાણે તે કબુલ થઇ શકે છે?

ઉ૦—ભાણેજને દત લેવાની સ્પષ્ટ મનાઈ છે, પણ ભાણેજને દત લેવાનો વહિવટ આ રીવાજ શાબેત કરવામાં આવે તો તેથી યોગ્ય રીતે દતવિધાન થયેલું રદ થઈ શકતું નથી.

પ્ર૦—૫૩. પૈસા આપીને કોઇ શખસ છોકરો ખરીદ કરે તો તે કાયદા પ્રમાણે મંજુર રહી શકે છે ?

ઉ૦—ના. કારણ કે માણસને ખરીદ કરવું તથા વેચવું એ ગુન્હો છે અને તે માટે તેઓને શિક્ષા કરવામાં આવે છે.

પ્ર૦—૫૪. દતક લીધા પછી દતક બાપને છોકરો જન્મે તો તેના શા શા હક છે ?

ઉ૦—એક છોકરો જન્મ્યો હોય તો તેને જે મળે તેનાથી ચોથો ભાગ દતક છોકરાને મળે છે અને એક કરતાં વધારે છોકરા જન્મ્યા હોય તો દરેક છોકરાને જે મળે તેનાથી ચોથો હિસ્સો દતક થનારને મળે છે.

પ્ર૦—૫૫. પક્ષકાર શુદ્ર છે ને વાદી વિધવા છે તેની તકરાર એવી છે કે પ્રતિવાદી મ્હારા ધણીની મિલકત મને આપતો નથી એવી તકરાર બતાવી અને પ્રતિવાદીએ તેણે મને દતક લીધો છે એવો બચાવ કર્યો તેમાં એવો પ્રશ્ન ઉત્પન્ન થયો કે શુદ્રમાં દતક વિધાન વાસ્તે શું જરૂર છે ને વિધવાનો હક પોંહોંચતાં દતક છોકરાનો હક વધારે પહોંચશે કે શી રીતે ?

ઉ૦—દતક આપવું ને સ્વિકારવું એ બંને જરૂરની બાબત છે કપટ થયું ન હોય તો વિધવાએ કરેલા દતકથી દતક થનારને મરનારની મિલકતમાંથી તમામ હક છે. જ્યારે દત લેવો હોય ત્યારે બંને પક્ષકારના સગાવાહાલાને ખબર આપી પોતાને ઘેર તેડાવવા; રાજાને અથવા ત્યાંના મુખ્ય અધિકારીને ખબર આપવી પછી ધણી ધણિઆણીએ દત લેનાર છોકરાના માબાપને વિનંતી કરવી કે અમારે અમારા પેટનો છોકરો નથી માટે તમે તમારો છોકરો આપોછો ને તે કબુલ કરે તો દત હોમ કરવો, પછી ઉપનયન એટલે જનોઇ દેવી ને પછી લગ્ન કરવું જોઇએ. બધી એ ક્રિયા દતક લેનારના ગોત્રમાં થવી જોઈએ બ્રાહ્મણ શિવાય બીજી સર્વે જાતમાં હોમ વિના બીજી સર્વે ક્રિયા ઉપર પ્રમાણે કરવી જોઈએ. ધણીની મરવાની તઇયારી હોય ને ઉપર પ્રમાણે ક્રિયા તેનાથી થઇ શકે તેવું ન હોય તો તેની વિધવા તેના હુકમથી દત લેઈ શકે છે. બંને તરેહથી લીધેલો દતક છોકરો લેનાર બાપની મિલકતનો વારસ થાય છે તેમ તેનું કરજ પણ તેને આપવું જોઈએ, ને તેની વિધવાને ખોરાકી પોશાકી પણ આપવી જોઈએ. ઉપર બતાવેલા નિયમો સાધારણ રીતે કરવા જોઈએ પરંતુ તે તમામ કરવાની ફરજ નથી રાજાને ખબર ન આપે તો ચાલે. બેશક દતક લીધેલા છોકરાનો વિધવા કરતાં વધારે વારસાનો હક પહોંચે.

દતક વિષે શાસ્ત્રનો નિયમ ઉપર જે બતાવ્યો છે તે સાધારણ રીતે બરોબર છે. પરંતુ શુદ્ર વિશે દતમીમાંસા ગ્રંથ છે કે જે દક્ષિણ હિંદુસ્તાનમાં વધારે વજનદાર ગણાય છે તેમાં લખ્યું છે કે શુદ્રમાં દતકવિધાન નથી, એટલે એ જાતમાં ક્રિયા કરવાની જરૂર નથી. પણ ખુલ્લી રીતે કબુલ કરવાથી દતક લીધાની વાત સાબેત કરે એટલે બસ છે, શુદ્ર જાતિમાં દતવિધાનની ક્રિયા કરવાની જરૂર નથી કેમકે દત હોમથી છોકરો પોતાના ખરા બાપના ગોત્રમાંથી નિકળી દત લેનારના ગોત્રમાં જાય છે, ને ગોત્ર શુદ્રને નથી ક્રિ-

બાબ તે દત હોમ પણ કરી શકતા નથી. કદાપિ તે પુરાણના આધાર ઉપરથી તેવી નકલ કરે પરંતુ બરોબર રીતે દત હોમ તો જેને વેદનો અધિકારછે તે કરેછે.

પ્ર૦—૫૬ વગર ફરજને કોઇ બ્રાહ્મણ ગુજરી જાય તો તેની વિધવા દત લેઈ શકેછે?

ઉ૦—પોતાના ધણીની રજામંદીથી લેઇ શકે છે. નહીં તો નહીં સ્પષ્ટ રજામંદીની જરૂર નથી. મનાઇ કરવામાં ન આવી હોય તો માની રજામંદી છે એમ માનવું જોઇએ પણ મિતાક્ષરા અને વ્યવહાર મયુખ કે જે મહારાષ્ટ્રમાં મજબુત આધાર ગણાય છે. તેમાં વિધવાને ધણીની રજા શિવાય ગર્ભિત પરવાનગીથી દત લેવાનો અધિકાર છે.

પ્ર૦—૫૭ કોઇ વિધવાને છોકરો છે, તે મરતી વખત પોતાની માને પોતાની જગો ઉપર બીજો દત લેવાને કહી જાય ને જે દત લીધો હોય તે લેવાનેયોગ્ય હોય તેવો લીધો હોય તો તે દતવિધાન કબુલ થશે?

ઉ૦—હા. ધણી પાછળ મરતી વખત છોકરાએ દત લેવાનું કહેલું તે પ્રમાણે લીધેલો દત મંજુર ગણાશે. જ્યારે ધણીના સગાવાહાલાની પરવાનગીથી મિતાક્ષરા પ્રમાણે દત લેવાય છે, તો બેશક છોકરાની પરવાનગી મિતાક્ષરાનો આધાર જ્યાં મજબુત ગણે છે ત્યાં બસ છે.

પ્ર૦—૫૮ એક બ્રાહ્મણ જાતની ઓરતને બે છોકરા હતા તેમાંનો એક દતક આપ્યો તે બીજો ગુજરી ગયો તે ઉપરથી તે ગુજરનારની ઓરતને હિસ્સો આપી ,ફારગતી લીધા પછી સાસુ વૃદ્ધ થયાથી એની પાસે સ્થાવર જંગમ મિલકત હતી તે સરવે તેણે પોતાનો છોકરો જે પ્રથમ દતક આપેલો તેને બક્ષિસ આપી માટે તે મિલકત ઉપર ગુજરનાર છોકરાની વહુ દાવો કરે છે સબબ છોકરાની વહુ જીવતાં છતાં દતક આપેલા છોકરાને બક્ષિસ આપવાનો સાસુનો હક છે કે શી રીતે?

ઉ૦—ફારગતી થઇ તોપણ નજીકની વારસ છોકરાની વહુ છતાં બીજાને વારસો પહોચતો નથી ને જે દતક થયો તેનો સંબંધ પોતાના પ્રથમના કુટંબ સાથે રેહેતો નથી સબબ પોતાના છોકરાની વહુ ખરી વારસ છતાં સ્થાવર મિલકત બક્ષિસ આપવાનો કે બીજી રીતે વ્યવસ્થા કરવાનો સાસુનો હક થતો નથી.

પ્ર૦—૫૯ મરનાર પુરૂષને મરતી વખત મા છે તથા પોતાની વિધવા છે તો એ બેમાંથી દત લેવાનો અધિકાર કોને છે?

ઉ૦—દત લેવાનો અધિકાર વિધવાને છે.

પ્ર૦—૬૦ એક માણસને છોકરો નહીં હતો સબબ ઘણી મુદત સુધી કોઇક છોકરાને ઊછેરી પાસે રાખ્યો ને પછી પોતાનું કામ તેને સોંપ્યું ને તેને દત લીધો છે એવું ઝાહેરાત કહેવામાં આવ્યું અને વળી તે બાબતનો દસ્તાવેજ પણ હતો ને તે ખોવાયો છે તેમ છતાં બીજો છોકરો દત લીધો માટે આ બીજું દતવિધાન અથવા આ બીજો દત લીધેલો છોકરો કબુલ થશે કિંવા શી રીતે?

ઉ૦—કોઈ માણસ બીજાને ઘણી મુદત સુધી દત કહીને ઉછેરે ને તમામ કામ પોતાનું તેને સોંપે ને એ બાબતની પોતાના સગાવાહાલા વિગરેને ખબર આપે તો પછી તેણે ગ્રહી દેવાય નહીં ને બીજો છોકરો દત લેવાય નહીં ને એ બાબતમાં કોઇ દસ્તાવેજની

જરૂર નથી. જુવાળમાં દતવિધાન થયેલું એમ અનુમાન લીધેલો છે ને જે હકીકત બતાવેલી છે તે ઉપરથી એ અનુમાન પણ બરાબર છે, પરંતુ એમ સાબેત થાય કે દતવિધાન કર્યા અગાઉ દતક લેનારે પોતાનો ઇરાદો ફેરવેલો છે ને જાણીબુઝીને દતવિધાન કરેલું નથી તો વાત જુદી છે. બ્રાહ્મણ જાતિમાં પણ દતવિધાન વાસ્તે હોમ થવો જરૂર છે એમ નથી.

પ્ર૦—૬૧. સાસુ વહુએ નિશ્ચય કર્યો કે ફલાણા છોકરાને દત લેવો પણ દતવિધાન ન થયાથી વહુએ સાસુના અનુમત વિના બીજાને દત લીધો તો પ્રથમનો ઠરાવ જુદો છતાં આવી રીતે લીધેલો દત કબુલ થશે ?

ઉ૦—દત લેવા બાબતનો એક સાધારણ કરાર અમલમાં નહીં આવ્યાથી રીતસર થએલું દતવિધાન કમજોર નહીં થાય. માટે વહુએ લીધેલો દત જો તેણે પોતાના મરનાર ધણીની પરવાનગીથી અથવા પોતાના ગુરભિત ધણીના કુટુંબના પુરૂષ જાતિના સગાના અનુમતથી લીધો હશે તો કબુલ થશે.

પ્ર૦—૬૨. શાસ્ત્રમાં બાર જાતના છોકરા કહ્યા છે તેમાં દત ને ઔરસ (પોતાના પેટનો) એ બે શિવાય બીજા છોકરા વારસો લેઇ શકે છ?

ઉ૦—બીજા દશ કરતાં હાલ કળિયુગમાં તો એ બેજ વારસાને પાત્ર થાય છે.

પ્ર૦—૬૩. એક માણસને કોઇ વિધવાએ દત લીધા પછી તેનો મિલકત ઉપર પ્રથમ પ્રમાણે અધિકાર રહે છે ને દતક લીધા બાદ તેણે ઘર ગીરો આપેલું મજબુત ગણાશે ?

ઉ૦—ઉપર મુજબ આપેલું ગીરો કબુલ નહીં થાય. બરાબર રીતે દતવિધાન થયા પછી તેનો ખરો વારસ તે છોકરો થાય છે ને વિધવાનો માત્ર મા તથા વાલી જેટલો હક છે.

પ્ર૦—૬૪. એક છોકરો દત લીધા પછી લગ્ન થયા વગર અને વગર ફરજને ગુજરી જાય તો જેણે દત લીધો હોય તેની મિલકત એના ગુજરવાથી કોને મળે એના ખરા બાપને મળે કે દત લેનારની વિધવાને મળે ?

ઉ૦—દત લેનારની વિધવાને મળે.

પ્ર૦—૬૫. કોઈ બ્રાહ્મણ જાતનો માણસ જીવતાં છતાં પોતાની ઓરતની બેહેનના દીકરાને દત લીધો પરંતુ તેનું લગ્ન પ્રથમ થયેલું હતું એમ છતાં દતક લીધો હોય તો દતક મંજુર રહેશે કે શી રીતે ?

ઉ૦—ઓરતની બેહેનનો દીકરો દત લેવાને હરકત નથી અને લગ્ન થવાથી દતકવિધાન નાબુદ થતું નથી.

પ્ર૦—૬૬. લગ્ન થયેલા છોકરાને દતક લેવાનું શાસ્ત્ર પ્રમાણે બરોબરે ન હોય તો તેને જેણે દતક લીધો તે ગુજર્યા પછી તેનું ક્રિયા કર્મ માત્ર એ દતકે કરેલું છે એમ છતાં હવે એ દત રદ થઇ શકશેકે શી રીતે ને પોતાના કુળમાં દતક લેવા જેવો છોકરો હોય ને બીજા ગોત્રમાંનો વીધી સાથે લીધો હોય તો તે રદ થશે ?

ઉ૦—બીજા ગોત્રમાંનો લગ્ન થયેલો દતક વીધી સાથે લીધો હશે ને લેનારનું તેણે ક્રિયા કર્માંતર કર્યું હશે તોપણ તે શાસ્ત્ર પ્રમાણે યોગ્ય થતો નથી એમ કેટલાક ગ્રંથકારોનું કહેવું છે પણ તે ભુલ ભરેલું છે. લગ્ન થવાથી દતવિધાન નાબુદ થતુજ નથી એમ પાછળનો દતકનો ઉપભાગ જોવાથી ખાત્રી થશે. દતક લેનારના કુળમાંનો છોકરો દતક લેવા

જેવો હોય તો લેવો એ મુખ્ય વાત છે તોપણ પોતાના કુળમાં દતક લેવા જેવો છોકરો હોય કીંવા ન હોય તોપણ લગન થયેલો બીજા ગોત્રનો છોકરો દતક લીધેલો હોય તે રદ થશે નહીં.

પ્ર૦—૬૭ જે છોકરો દતક લેવાનો છે તે આપવાને વાસ્તે તેના મા બાપ શિવાય બીજાને અધિકાર છે કે શી રીતે?

ઉ૦—મા બાપ શિવાય બીજા કોઈને અધિકાર નથી.

પ્ર૦—૬૮ દતક કરવાને માટે કઇ કઈ ક્રિયાઓ કરવાની જરૂર છે?

ઉ૦—જો એક વખતે દતકની બાબત સ્થાપન થાય તો કોરટ શી શી ક્રિયાઓ થઈ અને તેથી દતક મંજુર રહી શકે એવું છે કે નહી; તેની પરિક્ષા કરવાને માટે તજવીજ કરશે નહી. છોકરાને દતક આપવો અને તે સ્વિકારવું તે કોઇ ખુલ્લા કૃત્યથી જણાઈ આવવું જોઇએ.

પ્ર૦—૬૯ દતક છોકરાની લગનની અને દતક વિધાનની બાબતમાં શી શી નાલાયકીછે?

ઉ૦—સ્વભાવિક અને દતક કુટંબના પ્રતિબંધ કરેલા સગાઓની સાથે લગન કરી શકાતુ નથી, તથા પ્રતિબંધ કરેલા બંને કુટંબના સગાઓમાંથી કોઇને દતક પણ લેઇ શકાતો નથી.

પ્ર૦—૭૦ સરતી દતક અથવા દતક કરવાને સરતી અધિકાર હિંદુશાસ્ત્ર મુજબ મંજુર રહી શકે છે?

ઉ૦—સરતી દતક કાયદા પ્રમાણે કેટલીક બાબતમાં મંજુર ગણાય છે. દતક કરવાને માટે સરતી અધિકાર આપવામાં આવે છે તે અધિકાર કાયદા પ્રમાણે મંજુર ગણાય છે સરત એવી હોવી જોઇએ કે બીજો દતક લેવાના પેહેલા પ્રથમ લીધેલા છોકરાનું મોત થવું જોઈએ. બીજી સરતો એટલે કે છોકરાને અને તેની દતક માને અથવા ઓરમાન માને બનતુ ન હોય તો દતક વિધાન રદ છે એવી ઈત્યાદી સરતો યોગ નથી.

## સગીર ઉમ્મર.

પ્ર૦—૭૧ કોઇ એક હિંદુ એક દતક છોકરો તથા પોતાની ઓરત તથા એક છોકરી તથા બે છોકરાની વહુઓ તથા એક ભોજાઈ એવી પાંચ વિધવાઓ મુકીને મરી ગયો મરતી વખત તેણે એવો ઠરાવ કરયો કે અમુક રકમ તથા એનાં ખતાં પત્રાં છોકરાને આપવાં ને બાકી રહે તે છોકરા તથા પાંચે વિધવાએ બરાબર વ્હેંચી લેવું તે પ્રમાણે અમલમાં આવ્યું બાદ છોકરો ગુજરી ગયો તેની મિલકત લેવાને વાસ્તે તેની બે ભોજાઇઓએ તથા માએ દાવો કરયો છે આ ત્રણમાં કોનો વારસો પહોંચશે.

ઉ૦—એક હિંદુ માણસને છોકરો છતાં ઉપર પ્રમાણે વ્હેંચણ કરવાનો અધિકાર કદાચ હોય તોપણ હવે એ છોકરાની મિલકતની શાસ્ત્ર પ્રમાણે તો તેની દતક મા વારસ થઈ શકે છે ભોજાઇઓનો કાંઇ દાવો પોહોંચે નહી.

પ્ર૦—૭૨ વાલીઆણ વગર ફરજનની મરનારની બીજી વખતની વિધવા ઓરત છે ને મરનારની પેહેલી વખતની ઓરતનો એક દીકરો અગીઆર વરસની ઉમ્મરનો છે ને તેના મોસાળીઆં પણ છે મરનારે મરતી વખતે એવી ઇચ્છા બતાવેલી કે એ છોકરાનો

પોતાનો ભાઈ વાલી થઈ સંભાળ કરે માટે એ પ્રશ્ન પુછવામાં આવે છે કે મરનારની મિલકત કોને મળે ને એ છોકરો ન્હાની ઉમ્મરનો છતાં કોને હવાલે કરવો.

ઉ૦—મીલકતનો વારસ એ છોકરો છે ને વિધવા ઓરતનો હકતો ખોરાકી પોષાકીનો તથા દાન ધરમ કરવાને યોગ રકમ મળવાનો હક છે એ શિવાય ગમે તેટલી રકમ હોય તોપણ મળવાનું નહી ને બીજા પ્રશ્નનો જવાબ તો એ છે કે મરનારે એ છોકરો પોતાના ભાઇના વાલીપણામાં રાખવાની ઇચ્છા બતલાવેલી છે તો તેના કાકાના તાબામાં રાખવો. અને તેથી વિધવાને કાંઇ મિલકત લેવાને અધિકાર નથી. બેશક છોકરાનો વારસ હકછે અને વિધવાને ખોરાકી પોષાકીનો હક છે.

પ્ર૦—૭૩ આઠ વરસની ઉમ્મરના છોકરાનો વાલી દાવો કરે છે કે એ છોકરાની જમીન તેના બનેવીએ કોઈના ન જાણતાં ગીરો આપી છે તો તે ગીરો મંજુર ગણાશે કે શી રીતે?

ઉ૦—બનેવી ઠરાવેલો કે સ્વભાવિક વાલી નહી છતાં તેને ન્હાંની ઉમ્મરનાની મિલકતની વ્યવસ્થા કરવાનો કાંઈ અધિકાર નોહોતો માટે તેણે આપેલું ગીરો કાયમ રહી શકે નહી સ્વભાવિક વાલી ન્હાની ઉમ્મરનાના હિતને માટે તેની મિલકત કાંઇ વ્યવસ્થા કરેતો તેમના રહેવા જોગ છે.

પ્ર૦—૭૪ કોઇ મરનાર માણસને એક ઉમ્મર લાયક છોકરો છે ને બે નહાની ઉમ્મરના છોકરા છે એક છતાં નહાની ઉમ્મરનાની વાલી તેની મા ઉમર લાયક છોકરાને બાજુ ઉપર રાખી મરનારનું લેહેણું વસુલ કરવાને વાલીપણાના હકથી દાવો કરી શકે છે?

ઉ૦—છોકરો ઉમ્મર લાયક હોય તો મામેજ તેના તાબામાં રેહેવું ને બાપનું લેહેણું લેવાને તે છોકરાને અધિકાર છે. પરંતુ એ મોટી ઉમ્મરનો છોકરો તથા ન્હાની ઉમ્મરના છોકરા તથા તેની મા વચ્ચે વ્હેંચણ થઇ હોય ને તેઓ જુદા રહેતા હોય ને તે વ્હેંચણમાં એ મરનારનું લેહેણું એમને હિસ્સે આવ્યું હોય તો મા સદરહુ મુજબ વાલીપણાના હકથી લેહેણું વસુલ લેવા દાવો કરી શકે છે.

પ્ર૦—૭૫. કોઇ હિંદુ જાતનો ઘાંચી ગુજરી ગયો છે તેને ન્હાની ઉમરનો છોકરો છે. તેનું વાલીપણું મરનારની મા તથા બાયડી કે જે છોકરાની મા થાય તે કરે છે તેઓ એ મરનારનું સ્થાવર મિલકતનું એક ઘર બીજાને આપી તેના બદલામાં એક બીજુ ઘર લીધું ને કેટલીક મુદત પછી તે બદલી લીધેલું ઘર બીજાને વેચાણ આપ્યું માટે આવી રીતે કરવાને તે ન્હાની ઉમ્મરનાની વાલી તેની મા તથા વડીઆઇને ધર્મશાસ્ત્ર પ્રમાણે અધિકાર છે કે શી રીતે ?

ઉ૦—બાપની પાછળ તેની મિલકતનો વારસ તેનો દીકરો છે તે છતાં મા તથા વડીઆઇ પાસે માલકીનો અધિકાર આવી શકતો નથી ને જ્યાં સુધી છોકરા અજ્ઞાન છે તે જ્ઞાનવંત થતા સુધી તેની મિલકત અફરાતફરી ન કરતાં તેમણે સંભાળવી એટલોજ તેમને અધિકાર છે સગીરના કુટુંબનું ઉદર પોષણ અથવા બીજુ કાંઇ જરૂરીયાત કામ કરવા સારૂ કદાપિ મિલકત ઘરેણે આપવાનો કે વેચવાનો તેના સ્વભાવિક વાલીનો હક છે.

પ્ર૦—૭૬. બ્રાહ્મણ જાતનો એક પુરૂષ ગુજરી ગયો છે તેની પુરણેલી ઓરત તથા

બાપ જીવતો છે તો એ બેમાં મરનારની માલ મિલકતનો વારસ કોણ થશે? જે બાઇડી વારસ થાય એમ કોહોતો તે અજ્ઞાન છે તો તેનો પાલન કરવાનો અધિકાર તેના બાપને છે કે તેના સસરાને છે?

ઉ૦—મરનારને તેનો બાપ મિલકત સુધાં ભેગા હોય ત્યારે તો મરનારની મિલકતનો વારસ તેનો બાપ છે. જુદા હોય તો વિધવા વારસ છે અને અવિભક્ત હોય તોપણ મરનારની અજ્ઞાન ઓરતનું પાલન કરેવાનો અધિકાર પણ મરનારના બાપને છે.

પ્ર૦—૭૭ સગિર ઉમ્મરના સ્વભાવિક વાલી કયા કયા છે?

ઉ૦—તેનો બાપ, તેની મા, વડીલભાઇ, બાપના સગા, અને માના સગા, કોરટની નજરમાં આવે તો ગમે તેને સ્વભાવિક વાલી શિવાય પણ નીમી શકે છે.

પ્ર૦—૭૮. બાપને મુકી માને વાલીપણું ક્યારે મળે છે?

ઉ૦—જો બાપ ગાંડછાને લીધે અથવા બીજા કારણથી વાલી થવાને ન લાયક હોય તો મા થઈ શકે છે.

પ્ર૦—૭૯. સગીર ઉમ્મરનાનાં કૃત્યો તેને બંધનકારક છે?

ઉ૦—ના મંજુર છે; જરૂરીઆતને માટે સગીર ઉમ્મરનો શખસ કરજ કહાડે તો તે કૃત્યથી તેની મિલકત જવાબદાર થઈ શકે છે પણ તેની જાત જવાબદાર થતી નથી.

પ્ર૦—૮૦. સગીર ઉમમ્રનાની મિલકત બંધનકારક થઇ શકે એવાં વાલીનાં કૃત્યો ક્યારે મંજુર રહી શકે છે?

ઊ૦—સગીર ઉમ્મરનાના ફાયદાને માટે અથવા જરૂરીયાતને માટે જ્યારે વાલીના કૃત્યો હોય ત્યારે તે મંજુર રહી શકે છે.

પ્ર૦—૮૧. સગીર ઉમ્મરના શખસનો વાલી કુટુંબી મિલકતનો સગીર ઉમ્મરનાનો હિસ્સો લેવાને માટે કયારે દાવો કરી શકે છે?

ઉ૦—જ્યારે સગીર ઉમ્મરનાના હક સંબંધને નુકશાન થાય એવી રીતે મિલકતનો ગેરઉપયોગ કરવામાં આવતો હોય ત્યારે દાવો આણી શકાય છે.

પ્ર૦—૮૨. હિંદુ સ્ત્રીઓની કેવી સ્થિતિ છે?

ઉ૦—તેઓ કોઇપણ વખત સ્વતંત્ર નથી.

પ્ર૦—૮૩. પરણેલી સ્ત્રી અને કુંવારી સ્ત્રી કોના કોના વાલીપણામાં હોવી જોઇએ?

ઉ૦—કુંવારી સ્ત્રી પોતાના બાપના, ને બાપના અભાવે તેના બાપના સગાના વાલીપણામાં હોવી જોઇએ પરણેલી સ્ત્રી તેના ધણીના, છોકરાના, છોકરાના છોકરાના પરપૌત્રના તથા તેણીના ધણીના વારસોના અનુક્રમે હવાલામાં હોવી જોઇએ અને જો આમાંનું કોઇ ન હોય તો તેણીના બાપના સગાના અને તેઓના અભાવે તેણીની માના સગાઓના વાલીપણામાં હોવી જોઇએ.

---

## મિલકત.

પ્ર૦—૮૪ જંગમ, સ્થાવર, વડીલોપારજીત, સ્વોપારજીત, અને સ્રીધન એ શબ્દોની વ્યાખ્યા આપો?

ઉ૦—જમીન, ઘર, ટાંકાં, નદીઓ અને જે કાંઇ ખસેડી સકાય નહીં તથા જમીનના ગણુ પટા સ્થાવર મિલકત ગણાય છે આ શિવાયની બીજી બધી મિલકત જંગમ ગણાય છે જંગમ યા સ્થાવર મિલકત જે વારસાના હકથી અથવા વડીલોં પારજીત મિલકતના સાધન વડે મેળવવામાં આવે છે તે વડીલોપારજીત મિલકત કહેવાય છે. સ્વમેહેનતથી જે કાંઇ મિલકત મેળાવવામાં આવે તે સ્વસંપાદિત મિલકત કહેવાય છે. જે કાંઇ મિલકત સ્ત્રીને પોતાના ધણીની તરફથી, પોતાના અથવા પોતાના ધણીના સગાઓ તરફથી બક્ષિસથી અથવા વારસાથી અથવા કબજે લેવાથી અથવા જડેલી હોય છે તેથી મળે છે તેને સ્ત્રીધન કહે છે. આ બધી બાબત વિશે આગળ મિલકતના પ્રકરણમાં જોવાથી વધારે ખુલાસો થશે.

પ્ર૦—૮૫ મિલકત ઉપર કયા કયા બોજા છે?

ઉ૦—મરનારની મિલકતના ઉપર ત્રણ જાતિના બોજા છે. ૧ વ્યાજબી દેવું, અને મૃત્યુલેખાર્પીતદાન. ૨ માસીસો, છ માસીસો અને વર્શી અને લગ્ન, ઉપનયન, ઇત્યાદી ક્રિયાઓ. ૩ ભરણુ પોષણના હકદારોને માટે ભરણુ પોષણ.

પ્ર૦—૮૬ મિલકત પ્રાપ્ત કેવા પ્રકારે થઇ શકે છે?

ઉ૦—સાત, ૧ ઉત્તરાધિકારથી, ૨ કબજે રાખવાથી અથવા બક્ષિસથી, ૩ ખરીદ કરવાથી અથવા અદલ બદલ કરવાથી. ૪ લડાઇમાં જીતથી, ૫ વ્યાજે આપવાથી, ખેતીવાડી કરવાથી અથવા વ્યાપારથી. ૬ નજરાણા અંગિકાર કરવાથી, અને ૭ ભિક્ષાવૃતિથી.

પ્ર૦—૮૭ મિલકતની વ્યવસ્થા કરવાના કેટલા પ્રકાર છે અને તે કયા કયા?

ઉ૦—ત્રણ્ય. ૧ વિભાગથી, ૨ પરહસ્તદાન અથવા બક્ષિસથી અને વુઇલથી.

---

## કરજ.

પ્ર૦—૮૮ એક માણસે બે જામીન આપી શાહુકારને ખત લખી આપ્યું બાદ તે ગુજરી ગયો તેનો કોઇ વારસ છે નહીં. વળી એક જામીન ગુજરી ગયો. તેનો છોકરો છે માટે તે છોકરા ઉપર તથા જે જામીન જીવે છે તેના ઉપર લેણદારનો દાવો ચાલશે કીંવા નહીં

ઉ૦—કરજના રૂપીઆ માલધણી નહીં આપે તો હું એકલો આપીશ એવું હરેક જામિને ખતમાં કરાર લખી આપ્યો હશે તો તમામ રૂપૈઆ વ્યાજ સુધાં જેની પાસે લેણદાર માગે તેણે આપવાં જોઇએ જમાનીમાં હિસ્સા પાડયા હોય તો તે જામિન જીવે છે તેણે પોતાના હિસ્સાના રૂપૈઆ વ્યાજ સાથે આપવા. મરનાર જામિનનો છોકરો પણ જો મરનાર જામિનની મિલકત હોય તો તે મિલકત જેટલો જવાબદાર થશે અને નહીં હોય તો કાંઇ જવાબદાર થશે નહીં.

પ્ર૦—૮૯ માના કરજ સારૂ માની મિલકત ગણી છોકરાની મિલકત જપ્ત થઇ શકશે? માતુ કરજ દીકરાએ આપવું જોઇએ કિંવા શી રીતે?

ઉ૦—માએ યોગ્ય કારણ સારૂ કરેલું કરજ દીકરાએ આપવું જોઈએ માટે છોકરાની મિલકત છે તે કરજને પેટે જપ્ત થઇ સકશે પરંતુ યોગ્ય કારણ સારૂ કરજ કર્યું નહીં હોય તો છોકરાની મિલકત જપ્તી નહીં થાય.

પ્ર૦—૯૦ એક હિંદુ જાતના કણબીને ત્રણ છોકરા હતા તેમાંના મોહોટા છોકરાને

બાપે જુદો રાખી ફારગતી લીધેલી છે બાદ બાપે શાહુકારનું કરજ કરી ખત લખી આપેલું છે, ને પછી તે ગુજરી ગયાના કારણથી શાહુકારે ત્રણે છોકરા ઉપર ફરિયાદ કરી માટે જુદો રેહેલો છોકરો જુદો રહ્યા પછી કરેલા બાપના કરજનો જવાબદાર થાય છે કે શી રીતે?

ઉ૦—જો એકત્ર રહેલા છોકરાઓની પાસે મિલકત છે તે મિલકત તથા લેણદારનું લેહેણું વસુલ નહીં થઈ શકે એમ હોય તો જુદા થએલા છોકરા પાસે જે તેના બાપની મિલકત આવી હશે તેટલે સુધી તે પણ જવાબદાર થશે વ્હેંચણ થયા પહેલાં કરજ કરવામાં આવ્યું છે કે નહીં તે વિશેની તજવીજ કરવાનું કાંઇ કારણ નથી કારણ શાસ્ત્રનો નિયમ એવો છે કે મિલકત હોય ત્યાં સુધી પોતાના વડીલનું કરજ પતાવવું જોઇએ.

પ્ર૦—૯૧ હિંદુ જાતમાંની કોઈ હેંજામની ઓરતે પોતાનો લગ્નનો ધણી ગુજરયા પછી તેના વખતનું કરજ પોતે કબુલ કરી તથા ધણીની ઉત્તર ક્રિયા કરવા સારૂ બીજું કરજ લેઈ પોતાના નામનું શાહુકારને ખત લખી આપ્યું, બાદ તેણે નાતરૂં કર્યું માટે પ્રથમ કરજ બદલ તેના ઉપર ફરીયાદ થયાથી તે કરજ તે ઓરતે આપવું કીંવા તેના નાતરાંના ધણી પાસેથી અપાવવું કદાપિ એ ઓરતને આપવું એમ ઠરે તો તે હાલ બીજાની ઓરત છે. એવા કારણથી હુકમનામું થવાને હરકત છે કીંવા શી રીતે?

ઉ૦—સદરહુ ઓરતે ધણી ગુજરયાથી તેની વખતનું કાંઇ કરજ આપવું પોતે કબુલ કરી, બીજું કરજ લીધું એમ છતાં એ કરજ પોતે કરેલું છે એમ સમજવું જોઈએ માટે તે કરજ તે આપે એવું હુકમનામુ કરતાં કાંઇ હરકત નથી.

પ્ર૦—૯૨ એક માણસે બીજા માણસ પાસેથી કરજ લીધું તે અદા કરતાં પહેલાં તે ગુજરી ગયો તેથી કરજ આપનારે તે કરજ બદલ તેની ઓરત ઉપર દાવો કર્યો માટે તેને પોતાના ધણીની કાંઇ મિલકત લીધી ન હોય ને ધણી ગુજરયા પછી નાતરૂ કરી બીજાની પાસે રહેતી હોય તો ગુજરનાર ધણીનું કરજ અદા કર્યા વિના શાસ્ત્ર પ્રમાણે તેને નાતરૂં કરવાનો અધિકાર છે કે કેમ?

ઉ૦—ધણી ગુજરયા પછી તેની મીલકત તેની પાસે ન હોય તો કરજ આપ્યા શિવાય નાતરૂ કરવાને કાંઇ હરકત નથી. પણ જેની સાથે નાતરૂ કરયું તે નાતરાના ધણી પાસેથી તે કરજ અપાવવું જોઇએ કારણ કે જેવી ગર્જયતની માલ મિલકત છે, તેવી બાયડી પણ તેની માલ મિલકત સમજવી સબબ માલ મિલકત લેનારો જેટલે દરજ્જે કરજ આપવાને જુવાબદાર થાય છે તેટલે દરજ્જે ઓરત લેનારો પણ કરજ આપવાને જુવાબદાર થાય છે. આતું કેટલાક ગ્રંથકારોના કહેવા પ્રમાણે છે પરંતુ આ કેવળ ભુલ ભરેલું છે આ પ્રશ્નનો ખરો જવાબ તો એટલોજ છે કે જો મરનારની મિલકત હોય તો તેમાં લેહેણદાર પોતાનું લેહેણું વસુલ કરી લે. પરંતુ તે ઓરતના નાતરાના ધણી ઉપર લેહેણદારનો કાંઇજહક પહોંચતોજ નથી કારણ કે ઓરત એવી કાંઈ મિલકત નથી કે જેથી તેને વેચી કીંમત ઉપજાવી કરજ વસુલ થઇ શકે હું ધારૂ છું કે ઓરતને તેણીના ધણીના ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં પણ જપ્ત કરી શકાતી નથી.

પ્ર૦—૯૩ બે ભાઇ ભેગા રહેતા હતા તેમાંના મોટા ભાઈએ કરજ કરયું તે વસુલ લેહેણદારે બંને ભાઈ ઉપર દાવો કર્યો તો કરજ લેનાર એકલો જુવાબદાર થાય

કે બંને ભાઇ તે કરજના જવાબદાર છે એ ભાઇઓની મજીયારી મિલકત એક ભાઇના કરજ બદલ ક્યારે જવાબદાર થઇ શકતી નથી?

ઉ૦—મોટા ભાઇએ કુટંબના પોષણ સારૂ કરજ કરયું હોય તો ભેગા રહેનાર ભાઇએ આપવું એવું ધર્મશાસ્ત્રમાં છે માટે તેમ ન હોય તો ન આપવું એ ઉઘાડું છે માટે તે કરજ તેણે આપવું. તેના ભાઇ ઉપર દાવો નહીં ચાલે. ૨ કરજ કરનાર ભાઇ જીવતો હોય તો નહીં તો મજીયારી મિલકત જવાબદાર થઇ શકતી નથી. શાન કે ગિરો મુકવામાં આવી હોય તો તે જવાબદાર થાય.

પ્ર૦—૯૪ મરનારનો છોકરો ન્હાની ઉમ્મરનો સબબ મરનારનું કરજ તેના છોકરાની વાલી તેની માજ એટલે મરનારની ઓરત તે કરજ બદલ જુવાબદાર થશે કિંવા શી રીતે?

ઉ૦—મરનારનું કરજ તેના છોકરાએ આપવું મરનારની મિલકત હોય તો તે મિલકત જેની પાસે હશે તેજ જો છોકરાનો વાલી હોય તો છોકરાની તરફથી તે મિલકતમાંથી આપવું છોકરો છતાં ધણીના કરજ બદલ ઓરત ઉપર દાવો નહીં ચાલે અને મિલકત ન હોય તો છોકરો પણ કરજ આપવાને બંધાએલો નથી.

પ્ર૦—૯૫ ચાગડીયા જાતની ઓરત પોતાના ધણી સાથે રેહેતી તેણે તથા તેના ધણીએ કરજ લેઇ બંનેએ શાહુકારને ખત લખી આપ્યું માટે ધણી જીવતાં છતાં તે ખતનાં નાણાં એ ઓરત પાસેથી શાહુકારને મળી શકશે અથવા એકલા ધણીએજ એ કરજ વાળવું જોઇએ?

ઉ૦—ધણીએ તથા ઓરતે ભેગાં રહીને કરેલું કરજ ધણીએજ આપવું એવું ધર્મશાસ્ત્રમાં છે એ કરજ બદલ ઓરત પણ જવાબદાર થઈ શકશે.

પ્ર૦—૯૬ કોઇ માણસ ગુજરી ગયો છે ને તેના વારસમાં દીકરાના દીકરાનો દીકરો છે તો તેની પાસેથી લેણદાર પોતાના પઇશા વસુલ કરી શકે છે કે શી રીતે?

ઉ૦—જો મરનારની કાંઇ મિલકત ન હોય તો મરનારના દીકરાના દીકરાનો દીકરો એ કરજનો બીલકુલ જવાબદાર થતો નથી. મરનારના દીકરાએ મુદલ તથા વ્યાજ આપવું નહીં ને કદાપિ એ કરજ જમાનીનું હોય ત્યારે તો મરનારના છોકરાએ ફકત મુદલ આપવું ને તેના છોકરાએ કાંઈ પણ આપવું નહીં એવો શાસ્ત્રનો ઠરાવ છે. પરંતુ મુંબાઈના સન ૧૮૬૫ ના ૭ મા આકટથી મરનારની મિલકત લીધી હોય તો તેટલે દરજ્જે તે મિલકતનો લેનાર જવાબદાર થશે.

પ્ર૦—૯૭ ધણીના કરજ બદલ તેની ઓરતનું પલ્લુ યાને સ્ત્રીધન જપ્ત થઇ શકેછે?

ઉ૦—ધણીના કરજ બદલ સ્ત્રીધન જપ્ત થઈ શકતું નથી.

પ્ર૦—૯૮ એક શુદ્ર જાતના માણસની લગ્નની બાયડી તેની સાથે રહે છે તેના બદન ઉપરનું જરીયાન જે તેને પોતાના બાપની પાસેથી મળેલું છે તે તેના ધણીએ કરેલા કરજ બાબત થયેલા હુકમનામાથી જપ્ત થઇ વેચાશે કે શી રીતે?

ઉ૦—સદરહુ કરજ બદલ ઓરતનું સ્ત્રીધન ટાંચ થઇ શકે નહીં.

પ્ર૦—૯૯, ભેગા રેહેનારા ભાઇઓમાંથી મોહોટા ભાઇએ લખી આપેલા ખતથી ન્હાના ભાઇ કેટલે દરજ્જે બંધનમાં આવી શકે છે?

ઉ૦—કદાપી મોહોટા ભાઇએ કરજ લેઇ એમ લખી આપ્યું હશે કે એ કરજ મેં મારે વાસ્તે તથા માહારા ભાઈઓને વાસ્તે લીધેલું ને એમ માલમ પડે કે સઘળે કુટુંબનો ગુજારો એ મોહોટો ભાઈ ચલાવતો હતો, તો એનો લખી આપેલો કરાર સરવે ભાઇ ઉપર મજબુત છે.

પ્ર૦—૧૦૦. છોકરાએ પાંચસે રૂપીઆ લેઇને બાપના નામનું ખત લખી આપ્યું ને એ છોકરો પછી ગુજરી ગયો તો પછી લેણદારનો દાવો બાપ ઉપર ચાલશે કે શી રીતે?

ઉ૦—બાપે એને અધિકાર આપ્યો હતો એવું તથા કુટંબના પોષણ સારૂ એને ખત લખીઆપ્યું હતું એવું સાબેત નહીં થાય તો બાપ ઉપર એ ખતનો દાવો નહીં ચાલે.

---

### પરહુસ્તદાન.

પ્ર૦—૧૦૧ પોતાના વડીલો પારજીત મિલકતની જમીન કોઈને દાન અથવા બક્ષિસ આપવી હોય તો તે આપનારની ઓરતની અનુમત વિના તથા તે ઓરતને વાસ્તે કાંઇ ન રાખતાં તે સરવે આપી હોય તો તે બ્યાજબી ગણાય છે?

ઉ૦—ઓરતનું અનુમત જોઈએ ને તેનું ભરણ પોષણ થાય એટલો હિસ્સો તેને વાસ્તે રાખવો જોઇએ પરંતુ માલીકે પોતાની ઓરતની અનુમતી શિવાય હાવી રીતે આપ્યાથી તેં આપેલું રદ થતું નથી.

પ્ર૦—૧૦૨. કોઇ હિંદુ માણસને એકથી વધારે છોકરા હોય ને તેની વડીલો પારજીત મિલકતની જમીન હોય તો તે દસ્તાવેજથી બીજા છોકરાંને ન આપતાં એક છોકરાને આપી શકે છે તથા તેં મિલકત તેની પોતાની પેદા કરેલી હોય તો તે આપી શકે છે?

ઉ૦—બાપે જે છોકરાઓને વડિલોપારજીત જમિનમાંથી કાંઈ આપ્યું નથી તેમના અનુમત સિવાય એકલાને જમીન આપવાનો અધિકાર નથી, કેમકે તેની પોતાની પેદા કરેલી સ્થાવર મિલકત હોય તોપણ એવી રીતે એકલાને આપી તો શકાય પણ તે પાપ ભરેલું છે તથાપી વડીલોપારજીતની સ્થાવર મિલકત તો અપાયજ નહીં કેમકે સખત મનાઇ છે. વડિલો પારજીત સ્થાવર મિલકતમાં છોકરાનો બાપના જેટલો સરખો હિસ્સો છે.

પ્ર૦—૧૦૩. એક બ્રાહ્મણ ૧૦ વરસથી ભાઇઓ સાથે વેહેંચણ કરી જુદો રહ્યો છે ને પોતાનો છોકરો નહીં તેથી પોતાનો ગોરપદાનો હક પોતાના જમાઇને આપ્યો ને મરી ગયો બાદ તે મરનારના ભત્રીજાઓએ એ હક લેવા દાવો કર્યો છે તેમાં એ જમાઇનો હક પહોંચે કે ભત્રીજાનો હક પહોંચે?

ઉ૦—કદાપી એવી રીતે પોતાની બાયડી હોય તો બાયડીના માટે ને પોતાની મા વગેરેના માટે ખોરાકી પોશાકી વાસ્તે બીજી કાંઇ મિલકત રાખ્યા શિવાય આપાય નહીં. ગોરપદાનો હક લખી આપવાને કાંઇ હરકત નથી.

પ્ર૦—૧૦૪. એક બ્રાહ્મણની સ્થાવર મિલકત હતી તે તે બ્રાહ્મણે પોતાથી જુદો રહેતો હતો તેવા ભત્રીજાને આપી અને વિધવા તથા છોકરાની વિધવા ઓરત મુકી પોતે મરી ગયો માટે શાસ્ત્ર પ્રમાણે એ આપેલું મંજુર છે કે શી રીતે?

ઉ૦—એ આપવું બરોબર નથી કેમકે ઓરતોના ભરણ પોષણ વાસ્તે કાંઇ રાખેલું ન

થી કોઇ માણસને પોતાના કુટુંબના ચરીતાર્થ સારૂ ન રાખતાં મિલકત આપી દેવાને વાસ્તે શાસ્ત્રમાં મને કરેલી છે.

પ્ર૦—૧૦૫, કોઇ માણસે પોતાની દીકરીને કાંઇ મિલકત આપી તેમાં લખત કરી એક દાશી આપી એવું લખત કરી આપવું મંજુર ગણાય કે શી રીતે?

ઉ૦—એ દાશી પાંચ પ્રકારના જે ગુલામ બતાવેલા છે તેમાંની હોય તો તે આપવું સ્ત્રીધન ગણાય છે, ને શાસ્ત્ર પ્રમાણે બરોબર છે; પણ હાલમાં ગુલામ રાખવાને ઇંગ્રેજ સરકારની મનાઇ છે માટે તેમ બને નહી.

પ્ર૦—૧૦૬. એક માણસ ગુજરી ગયો તે વખત તેને ઓરત નહીં હતી પરંતુ દીકરી હતી તેથી તેની સ્થાવર મિલકતની વારસ તે થઇ પણ તેના ધણીએ તે સ્થાવર મિલકતમાંનો કોઇ ભાગ બ્રાહ્મણને આપવાને દસ્તાવેજ કર્યો પણ તે પ્રમાણે આપવાને વાસ્તે ઓરતે હરકત લીધી તે ઉપરથી આપનારાએ દસ્તાવેજ પાછો લીધો પણ બ્રાહ્મણે એ બક્ષિસના આધાર ઉપરથી જમીન કબજે લેવા દાવો કર્યો એ બાબત શી રીતે ઠરાવ કરવો?

ઉ૦—દીકરીનો મિલકતની વારસ થવાનો મજબુત હક છે ને તેના ધણીને એવી રીતે એને વારસાથી મળેલી મિલકત તેની અનુમતી વિના આપવાનો હક નથી, પુત્ર અથવા વિધવા છોકરી અગર વગર પરણેલી છોકરી ના હોય તો પરણેલી દીકરી બાપની વારસ થાય છે એમ છતાં તેના ધણીને ઘણા જરૂરના કારણ શિવાય અથવા સંકટમાં આવ્યા શિવાય એ રીતે મિલકત આપી દેવાનો અધીકાર નથી.

પ્ર૦—૧૦૭. કોઈ જમીનનું ઉત્પન્ન દેવના કામે લગાડવા સારૂ દેવને અરપણ કરવામાં આવ્યું હોય તો તે દેવનો પુજારી પોતાની માલકીની ગણી બીજા કોઈને બક્ષિસ મગીરી આપી શકે છે?

ઉ૦—પુજારાની માલકી ફક્ત વહીવટદાર તરીકે તે જમીનનું ઉત્પન્ન લેઇ દેવના કામે લગાડવા જેટલી છે, પરંતુ ખરી માલકી તો દેવની છે; સબબ એ પ્રમાણે પુજારી કરી શકતો નથી.

પ્ર૦—૧૦૮. કોઇ બ્રાહ્મણ જાતની વિધવા સ્ત્રીએ એક દત છોકરો લીધેલો તે મરી ગયો તેની ઓરત જીવે છે એમ છતાં બીજો છોકરો દત લીધો તે પણ થોડા દહાડા તેની પાસે રહી દુર દેશ જઈને રહેલો આ બંને વારસ પૈકી તેની મરતી વેળાએ કોઇ પાસે નહી હતું માટે વિધવાએ પોતાના બાપ પાસેથી મળેલી તથા પોતે મેળવેલી તમામ સ્થાવર જંગમ મિલકતનુ બક્ષિસપત્ર એણે પોતાની બેહેનના છોકરાના છોકરાને લખી આપ્યું તથા બક્ષિસપત્રમાં બીજા કોઇને શું આપવાનું તે પણ ઠરાવ લખ્યો, બાદ તે ગુજરી ગઇ. હવે એક દત છોકરો તથા બીજા દત છોકરાની ઓરત એવાં બંને વારસ છતાં પોતાની સ્થાવર જંગમ મિલકત પોતાની બેહેનના છોકરાના છોકરાને આપી દેવાને સદરહુ મરનારની વિધવા ઓરતને અધિકાર હતો કિંવા શી રીતે?

ઉ૦—મરનાર ઓરતને પોતાના બાપ પાસેથી જે કાંઇ બક્ષિસ મળેલું તથા તેણે પોતે પેદા કરેલી મિલકત એ સરવે સ્ત્રીધન છે. અને ધણી જીવતાં છતાં ઓરતને કોઈ પ્રકારનું સ્ત્રીધન દાન કરવાને સારૂ ધણીની પરવાનગી જોઇએ એમ શાસ્ત્રમાં છે પરંતુ સદ-

રેલુ વિધવા થવાથી તેને પરવાનગી લેવાનો અટકાવ રહ્યો નહીં માટે વિધવાએ પોતાનું સ્ત્રી ધન બ્યાજબી રસ્તે બક્ષિસ આપ્યું હોય તો તેને આપવાનો અધિકાર છે; તોપણુ છોકરા વી ગરે છતાં તમામ બક્ષિસ આપવાનો તેને અધિકાર નથી માટે તેણે તમામ આપ્યું હશે તો તો તે બ્યાજબી ઠરશે નહીં આ પ્રમાણે ધર્મશાસ્ત્રમાં છે. પણ હાલનું ધોરણ એમ છે કે પરવાનગી વગર બક્ષિશ આપવાને કાંઈ હરકત નથી.

પ્ર૦—૧૦૯ હિંદુ જાતના કોઇ માણસનું ઘણું કરજ થવાના સબબથી દેવાળું નિકળ્યું માટે તેને લોકનું દેવું આપવાને પોતાની મિલકત બીજાને વેચવાનો શાસ્ત્ર પ્રમાણે અધિકાર છે કીંવા શી રીતે ?

ઉ૦—વેચનાર પોતાની મિલકતનો માલીક છે. સબબ કરજ હોય તોપણુ પોતાની મી લકત વેચી દેવાને શાસ્ત્રમાં કાંઈ હરકત નથી.

પ્ર૦—૧૧૦ હિંદુ જાતના હજામે પોતાની પરણેત ઓરતને ઘર બાહાર કાઢી મુકી તેથી તે પોતાની માને ઘેર જઇને રહી માએ દીકરી જાણી પોતાની મરતી વખત પોતાની સ્થાવર જંગમ સરવ મિલકત પોતાની દીકરીને બક્ષિશ આપી બાદ તે ગુજરી ગઈ ને એ દીકરીએ પણ મરતી વખત સદરહુ મળેલી મિલકત બીજાને બક્ષિસ આપી માટે માને પોતાની સ્થાવર જંગમ મળેલી મિલકત છોકરીને બક્ષિશ આપવાનો અધિકાર હતો તેમ દીકરીનો પોતાનો ધણી જીવતાં છતાં પોતાને મળેલી સ્થાવર મિલકત ત્રાહિતને બક્ષિસ આપવાનો એને અધિકાર હતો કે શી રીતે તથા ધણી જીવતો છે માટે ઓરતે જેને મિલકત આપી તેના ઉપર ધણીનો દાવો ચાલશે કે શી રીતે?

ઉ૦—જે માણસ પોતાના કુટંબથી જુદો રહેલો ને છોકરો અથવા તેના છોકરાની પ્રજા ન હોય ત્યારે તેની વિધવા ઓરત તેની તમામ સ્થાવર જગંમ મિલકતની વારસ છે એમ છતાં એ વિધવાએ પોતે જીવતાં છતાં ખુશીથી છોકરીને જીદંગી આપી તે તેનું સ્ત્રીધન કેહેવાય એવું છ પ્રકારનું સ્ત્રીધન છે ને ધણીએ નાતરાની બીજી ઓરત કરી પરણેત ઓરતને ખોરાકી પોષાકી આપી તેની સંભાળ ન કરતાં તેનો ત્યાગ કરયો ને તેના મોસાળિયાએ જીવતાં સુધી અન વસ્ત્ર આપી સંભાળ કરી સબબ તેણે પોતાની હયાતીમાં પોતાના સગાવાહાલા વિગરેને જે બક્ષિસ આપેલું છે તે ઉપર તેના ધણીની માલકી રેહેતી નથી.

પ્ર૦—૧૧૧ મરનારની મિલકત જે માણસે લીધી હોય તે માણસે તે મરનારનું કરજ, આપ્યા વિના તે મિલકત વેચવાનો અધિકાર છે કે શી રીતે?

ઉ૦—કરજ અદા કરયા શિવાય મિલકત વેચવી નહીં એ યોગ્ય તો છે તોપણુ કપટ નહીં હશે તો કરજ છે એટલા ઉપરથી થયેલું વેચાણુ રદ થવાનું નથી.

પ્ર૦—૧૧૨ એક માણુસ જીવતાં છતાં તેનો જુદો થએલો કાકો મરી ગયો તે કારણુથી તેની મિલકત તેની ઓરતના તાબામાં આવેલી તે તેણે મરતી વખત પોતાની દીકરીને બક્ષિસ આપી માટે એ રીતે એને આપી દેવાનો અધિકાર હતો કે શી રીતે?

ઉ૦—છોકરો ન હોય ત્યારે જુદા રહેતા હોય એવા કુટંબમાંની મિલકતની વારસ તેની દીકરી છે સબબ માએ દીકરીને બક્ષિસ આપ્યું તે યોગ્ય છે તે ધણી પછી તે પુ-

જવાન નહીં. સબબ તે પોતાની દીકરીને બક્ષિસ આપવાનો અધિકાર છે.

પ્ર૦—૧૧૩ મઝીયારા કુટંબમાંની રેહેનારી ઓએ. મઝીયારાની સ્થાવર મિલકત પોતાની અખતિયારીથી ગીરો આપી શકે છે તથા તેણે ગીરો આપી હશે તે આમને કબુલ નથી એવી તકરાર કોઇ કુટંબમાંનો કરે તો તે યોગ્ય છે કે શી રીતે. વ્હેંચણ થયા પછી ઓરત સ્થાવર મિલકત ગીરો મુકશે તો તે પ્રમાણે તેને કરવાનો અધિકાર છે કે શી રીતે?

ઉ૦—મઝીયારો છતાં સ્થાવર માલ ગીરો મુકવાનો ઓરતને અધિકાર નથી પરંતુ ઘરના જરૂરી કામ સારૂ ખરચની અડચણ હોય ને ઘરમાં કોઇ મરદ ન હોય અને સ્થાવર મિલકત ગિરો મુક્યા વિના બીજો કોઇ ઈલાજ ન હોય તો કુટંબમાંની સ્ત્રીએ આપેલું ગીરો કબુલ કરવું જોઇએ. ને વ્હેંચણ થયા પછી તે જરૂરી ધર્મ ક્રિયા કરવાને સારૂ જો ગિરો મુક્યું હોય તો કુટંબના કોઇ ગરદની તકરાર ચાલવાની નથી.

પ્ર૦—૧૧૪ (અ) એ પોતાની મિલકત (બ) પાસે ગીરો મુકી તે તેણે (ક) ને આડ ગિરો આપી માટે સદરહુ પ્રમાણે ગીરો માલ આડગીરો આપવાનો અધિકાર છે કિંવા શી રીતે ને આ ઉપરથી તે માલ ઉપર (અ) નો દાવો ચાલવાને હરકત છે કિંવા શી રીતે?

ઉ૦—ગીરો ઉપર આપેલા રૂપૈયા વ્યાજ સુધાં આપેલી રકમથી બમણા થયા ન હોય અથવા કરાર કરેલી મુદત પુરી ન થઇ હોય ત્યાં સુધી સદરહુ મિલકત ઉપર ગિરો રાખનારનો યોગ્ય માલકી થતી નથી સબબ એ ગિરો બીજાને આડગીરો આપવાને વાસ્તે ગીરો રાખનારને શાસ્ત્ર પ્રમાણે અખત્યાર થતો નથી.

પ્ર૦—૧૧૫ એક વતનદાર પટેલ છે, તે પોતાનું નામ સરકારમાં દાખલ છે તે કાઢી પોતાના સગા ભાઈનું નામ દાખલ કરવાને રાજીનામું આપે છે ને તે પ્રમાણે પોતાનું નામ દાખલ કરવાને તે બીજા ભાઇની ખુશી છે પણ રાજીનામું આપનારને એક ન્હાની ઉમ્મરનો છોકરો છે ને બાપના પછી દીકરાનું નામ દાખલ થાય છે ને ભાઇનું નામ દાખલ કરવાને સરકાર કબુલ કરે તો હાલ જેનું નામ દાખલ છે તેના છોકરાનો વતન ઉપર હક નહીં રેહે માટે જેનું નામ દાખલ છે તે માણસને પોતાના છોકરાનો હક ડુબાવી બીજાનું નામ દાખલ કરવાનો અધિકાર છે ને તેનું રાજીનામું કબુલ કરવાને વાસ્તે ધર્મશાસ્ત્રની કાંઈ હરકત છે કે શી રીતે?

ઉ૦—બંને ભાઇઓની વ્હેંચણ થઇ હોય તો વતન ઉપરથી છોકરાનો હક બાપને ડુબાવવાને અધિકાર નથી. વ્હેંચણ થઇ હોય તો છોકરાનો તથા ભાઇનો હક સરખો છે પરંતુ રાજીનામું આપનાર મોહોટો ભાઈ હોય ને તેનો છોકરો ન્હાની ઉમ્મરનો હોય તોપણ છોકરાનું નામ કાયમ રાખી હિસ્સેદારને વહીવટ કરતાં હરકત નથી પરંતુ જેનું નામ દાખલ કરવાનું છે તે મોહોટો ભાઈ હોય તો તેનું નામ દાખલ થવું જોઇએ તોપણ તેમ થવાથી રાજીનામું આપનારના છોકરાનો હક જતો રેહેવાનો નથી.

પ્ર૦—૧૧૬ કોઇ હિંદુ કુટંબના ત્રણ ભાઇ જુદા રેહેતા હતા, તેમાંનો એક ભાઈ ગુજરી ગયો તેની મિલકત ઉપર બે ભાઇઓનો વારસો છતાં તેની મિલકત લીધી નહી માટે મરનારને કરજ હોય તો તે કરજની જુવાબદારી એ બંને ભાઇઓની થશે કીંવા શી રીતે?

વળી મરનારનું કરજ અદા કરવા સારૂ તેની મિલકત તેની વિધવાને વેચવાનો અધિકાર છે કે શી રીતે?

ઉ૦—જુદા રહેનાર ભાઇઓએ પોતાનો મરનાર ભાઇ જે જુદો રહેતો હતો તેની મિલકત ન લીધી હોય તો તેના કરજનો જુવાબદાર નથી અને ધણીનું કરજ અદા કરવાને વાસ્તે તેની મિલકત વેચવાનો તેની વિધવાને અધિકાર છે.

પ્ર૦—૧૧૭ કોઇ માણસને જમાનીનું કરજ છે ને તેને છોકરો નથી માટે તેને પોતાની સ્થાવર જંગમ મિલકત પોતાના ભત્રીજાને બક્ષિશ આપી તેનો દસ્તાવેજ કરી આપ્યા બાદ તે ગુજરી ગયો તેથી લેહેણદારે મિલકત લીધાના સબબથી પોતાના લેહેણદારની ફરિયાદ ભત્રીજા ઉપર કરી માટે મરનારને જમાની દેવું છતાં પોતાની મિલકત બક્ષિશ આપવાનો અધિકાર હતો કે શી રીતે ને ભત્રીજાએ મિલકત લીધી માટે તેના પાસેથી કરજ અપાવવું જોઇએ કીંવા મરનારી મિલકતમાથી અપાવવું જોઇએ?

ઉ૦—જામીન છતાં પોતાની મિલકત બક્ષિસ નૂ આપવી એવું શાસ્ત્રમાં નથી એમ છતાં મરનારને પોતાની મિલકત બક્ષિશ આપવાને વાસ્તે અડચણ નહોતી ને ઉપર પ્રમાણે બક્ષિશ લેનારની પાસેથી અથવા બક્ષિશ આપેલી મિલકતમાંથી કરજ અપાવવાની જરૂર નથી પરંતુ કાંઇ કપટથી બક્ષિશ આપેલું હશે એમ કોરટની નજરમાં આવે તો તે મિલકતમાંથી કરજ અપાવવું એવો શાસ્ત્રનો આધાર છે.

પ્ર૦—૧૧૮ બે ભાઈઓનું મજીયારૂં ઘર હતું તે ઘરનું વેચાણ ખત મોટા ભાઇએ પોતાના તથા પોતાના ન્હાના ભાઇના નામથી કરી આપ્યું પણ તે ન્હાનો ભાઇ હાજર નોહોતો ને ખત ત્રાહિત શખસને ત્યાં અનામત મુક્યું એવા ઠરાવથી કે ન્હાના ભાઇ સહી થાય ને ખરીદદાર રૂપૈઆ આપે એટલે તે તેને હવાલે કરવું હવે ન્હાનો ભાઇ સહી કરવાને ના કબુલ કરે છે ને ખરીદદાર મોહોટા ભાઇએ કરી આપેલા કરારનો ફાયદો લેઈ દાવો કરે છે તો તેને ફાયદો મળશે કે શી રીતે?

ઉ૦—તે વખતે ન્હાના ભાઈની ઉમ્મર કેટલી હતી તે ઉપર ધોરણ રહે છે કદાપિ ન્હાનો ભાઈ ઉમ્મર લાયક હોય તો વાદીનો દાવો ફકત મોહોટા ભાઇના હિસ્સા ઉપર ચાલશે કેમકે એણે પોતાના ન્હાના ભાઇના અનુમત વગર એ કરાર કરેલો છે પરંતુ તે વખત એ ન્હાનો ભાઇ ઉમ્મર લાયક ન હોય ને એ મિલકત મજીયારી હોય તો ખરીદદારનો દાવો બરાબર રીતે ચાલશે.

પ્ર૦—૧૧૯ વિધવા સ્ત્રી પોતાના ધણીના વારસોને બંધનકારક થાય તેવી રીતે ક્યારે ક્યારે મિલકતનું પરહસ્તદાન કરી શકે છે?

ઉ૦—જો પોતાના ધણીના કરેલા કરજ વાળવાને માટે અથવા પોતાના ગુજરાનને માટે અથવા પોતાની છોકરીઓના લગ્નને માટે અથવા પોતાના ધણીના આત્માનું કલ્યાણ કરવાને માટે કાંઇક ધાર્મિક કામમાં સ્થાવર મિલકતનું પરહસ્તદાન કરવામાં આવે તો તે શાસ્ત્ર મુજબ તેણીના ધણીના વારસોને બંધનકારક છે. જંગમ મિલકતની બાબતમાં તો ગમે તે વખતે ગમે તે પ્રસંગે પોતાની મરજીમાં આવે પ્રમાણે તેનું પરહસ્તદાન કરી શકે છે, તેમ ધણીના વારસોની સંમ્મતિ સિવાય તે બીજા પ્રસંગે પોતાના ધણીની મિલકતનું પરહસ્તદાન કરી શકતી નથી ધણીના વારસોના અભાવે સરકાર વારસ છે. તુલસીદાસ વિ દેવકુંવરબાઈના કામમાં મુંબાઈ હાઇકોરટે ઠરાવ્યું છે કે જંગમ મિલકતમાં તેણનો

સ્વતંત્ર હક છે પણ સ્થાવર મિલકતમાં તેનો જીંદગી કરતાં વધારે હક નથી. પ્રિવીકૌંસિલે કાશીનાથ બૈશાક વિ. હરમેસોમદરી દાસીના કામમાં ઠરાવ્યું છે કે ઓને જંગમ અને સ્થાવર મિલકત કબજે રાખવાનો હક છે અને તેણીના ધણીના સગાઓનો કબજો ખુંચાવી લેવાનો બીલકુલ હક નથી, તેણીનો કબજે રાખવાનો હક સ્વતંત્ર છે અને હિંદુ વિધવાના હક મુજબ ફક્ત તેણીને સદરહુ મિલકત ભોગવવાનો હક છે.

પ્ર૦—૧૨૦. એક શુદ્રને ઔરસ છોકરાનો છોકરો છે અને તેને અનૌરસ છોકરો પણ છે એ શુદ્ર જીવતો હતો ત્યારે તેણે પોતાનું ઘર અને બીજી કેટલીક મિલકત પોતાના અનૌરસ છોકરાને બક્ષિસ કરી તો આ બક્ષિસ મંજુર છે કે શી રીતે?

ઉ૦—બાપ પોતાના ઔરસ છોકરાના જેટલો હિસ્સો ઠરાવી રાખે તેટલો અનૌરસ છોકરાને આપી શકે છે. જો વ્હેંચણ બાપના ગુજરી ગયા પછી થાય તો ઔરસ છોકરાને જેટલું મળે તેનું અડધ અનૌરસ છોકરાને મળી શકેછે, માટે બાપે જેટલું અનૌરસ છોકરાને આપેલું છે તેટલું તે ભોગવી શકે છે.

ટીપ—ઔરસ છોકરાને છોકરાના કરતાં અનૌરસ છોકરાને વધારે મળ્યું ન હોય તોજ આ બક્ષિસ મંજુર રહેશે.

પ્ર૦—૧૨૧ કયા શખસો પરહસ્તદાન કરવાને ન લાયક છે?

ઉ૦—જન્મથી ગાંડા માણસો, પછીથી થયેલાં ગાંડા માણસો, સગીર ઉમ્મરના માણસો, ઘયડપણ, રોગ, ધમકી અથવા કામ (પ્યાર) અથવા ધિક્કાર વિગરે મનોવિકારના દાબથી ના લાયકી ઉત્પન્ન થતી હોય તેવા શખ્સો.

## ઉત્તરાધિકાર.

પ્ર૦—૧૨૨ શાસ્ત્રમાં બાર પ્રકારના છોકરા કહેલા છે માટે કીયા વારસો લેવાને હકદાર થાય છે ને કીયા લેવાને થતા નથી?

ઉ૦—કળીયુગમાં ફક્ત ઔરસ એટલે લગ્નની ઓરતથી થએલો છોકરો તથા દત લીધેલો છોકરો એ બે વારસ થઇ શકે છે?

પ્ર૦—૧૨૩ અનૌરસ છોકરાનો મિલકતમાં કેટલો વારસો પેહોંચે?

ઉ૦—બાપ જીવતાં વ્હેંચણ કરે તો તે એને કાંઈક હિસ્સો આપે પરંતુ વ્હેંચણ કરયા વિના ગુજરી ગયો હોય તો ઔરસ છોકરાને જેટલો હિસ્સો મળે તેટલો તે અનૌરસને મળે પણ આ નિયમ શુદ્ર જાતિને લાગે છે.

પ્ર૦—૧૨૧ બ્રાહ્મણે શુદ્ર જાતીની ઓરત રાખી હોય તેના પેટથી થએલા છોકરાનો બાપની મિલકતમાં કેટલો વારસો પહોંચે?

ઉ૦—ફક્ત તેનો ખોરાકી પોષાંકી લેવાનો હક પહોંચે.

પ્ર૦—૧૨૪ એક માણસ ગુજરી ગયો છે તેને બે વિધવાઓછે તથા એક વિધવા બેહેન છે કે જેનો ધણી ગુજરી ગયાથી એ. મરનારની સાથે જે રહેતી હતી તે તથા એક એ મરનારની મા છે. હવે એ મરનારનો વારસો કોને પહોંચે?

ઉ૦—માને ખોરાકી પોષાકીનો હક છે તેમ બેહેનના ધણીએ કાંઈ રાખ્યું ન હોય તો તેને પણ ખોરાકી પોષાકી આપવી જોઈએ હવે એ બે રહેલી વિધવાઓએ કોઇને દત છોકરો કરી લેવો પરંતુ તે બંનેનો એક અભિપ્રાય ન થાય તો મરનારની માને તથા

બેહેનને જે ખોરાકી પોશાકી આપવાનું લખ્યું તેટલું બાદ કરો બાકીનું એ બંને ઓર-તોને વ્હેંચી આપવું ને માને ખોરાકી પોશાકી વાસ્તે જે આપ્યું હોય તેના ગુજરયા પછી કાંઇ બચે તો તેની વારસ મરનારની બે ઓરતો છે.

પ્ર૦—૧૨૬ હિંદુ જાતમાં કોઇ કણબી જાતનો માણસ વતનદાર કુલકરણી (તલાટી) ગુજરી ગયો તેની પરણેલી ઓરત જીવે છે; પણ તેને પુત્ર વીગરે પ્રજા નથી ને નાતરાની ઓરત છે તેને છોકરો છે માટે શાસ્ત્ર પ્રમાણે એ બે ઓરતો પૈકી કેઇ ઓરત વતનની અધિકારી થશે?

ઉ૦—શુદ્ર જાતિમાં નાતરૂ કરવાની શાસ્ત્ર પ્રમાણે અનુકુળતા છે ને તે પ્રમાણે વહીવટ પણ છે માટે એ નાતરાની ઓરતને નાતરૂ કરનાર પુરૂષથી થએલો છોકરો એની મિલકતનો વારસ છે એમ સમજવાને શાસ્ત્રનો તથા વહીવટનો આધાર છે સબબ નાતરાની ઓરતનો છોકરો જીવતા છતાં પરણેલી ઓરતનો વતન લેવાનો હક પહોંચતો નથી.

પ્ર૦—૧૨૭ એક (અ) પુરૂષને બે છોકરાને નામે (બ) તથા (ક) છતાં તે (અ) પોતાની મિલકત કોઇ ત્રીજા માણસને સોંપી ગુજરી ગયો, પછી (બ) તથા (ક) જુદા રહ્યા; અને (બ) પરદેશ ગયો ને (ક) ગુજરી ગયો. તે (ક) ને દીકરા (ડ) ને (ચ) હતા તે બંને દીકરાઓ પોતાના વડુવા (અ) ની મિલકત (અ) એ જે માણસને સોંપી હતી તેની પાસેથી ફરીયાદ કરી વારસાની રૂઇએ પોતાના કબજામાં લીધી હવે (બ) ની ઓરત છે તે પોતાના ધણીનો હિસ્સો (અ) ની મિલકતમાંથી લેવાને વાસ્તે (ડ) તથા (ચ) તેના ભત્રીજા થાય તેમના ઉપર પોતાનો ધણી હયાત છતાં પરદેશ ગયાના સબબથી ફરિયાદ કરે છે તે ચાલી શકે કે કેમ?

ઉ૦—(બ) તથા (ક) સગા ભાઇ છતાં જુદો વેપાર કરી રહે તોપણ પોતાના બાપની મિલકતમાં સરખાજ હિસ્સેદાર છે, ને તેમાંનો એક ( બ ) પરદેશ ગયાના કારણથી તેની ઓરત ભત્રીજા ઉપર ફરિયાદ કરી ધણીનો હિસ્સો લેઇ શકે છે કેમકે ધણીની મિલકતની વારસ તેની સ્ત્રી છે.

પ્ર૦—૧૨૮. બાપની મિલકતનો નિમે હિસ્સો લેવા સારૂ એક માણસે પોતાના કાકા તથા હોરમાન મા ઉપર દાવો કર્યો છે કાકો હિસ્સો આપવાને વાસ્તે કબુલ છે પરંતુ હોરમાન માની તકરાર એવી છે કે છોકરો ગેરચાલનો હતો માટે મારા ધણીએ તેને જુદો રાખી સ્થાવર મિલકત મને તથા એને વ્હેંચી આપી છે ને એને જે મિલકત આપી છે તે ઉપર મારો સબંધ નથી ને મને જે મિલકત આપી છે તે સાથે એનો સંબંધ નથી ને એ પ્રમાણે ઠરાવ થયા પછી પચીસ વરસ સુધી છોકરો જુદો રહેલો છે ને મારે પેટ બે દીકરીઓની પ્રજા છે તેમનાં લગ્ન કરવાનાં છે મારી હયાતી સુધી મને ધાન લુગડુ મળવું જોઇએ માટે ધણીની પાછળ દીકરો છતાં સ્થાવર મિલકત ઉપર ઓરતનો વારસો પોહોંચે કે શી રીતે ને તેને બે દીકરીઓ છે તેના લગ્ન વાસ્તે દીકરો કાંઇ ના આપે તો એ મિલકત શિવાય બીજા કાંઇ આધાર ન હોય તોપણ સ્થાવર મિલકત ઉપર દીકરાનો વારસો પોહોચશે કે શા રીતે?

ઉ૦—ધણીએ જીવતા છતાં પોતાની બાયડીને તથા છોકરાને સ્થાવર જંગમ મિલકત

વ્હેંચી આપી હશે તે ઉપર પોતપોતાની માલકી છે, ધણીએ બાયડીને જન્મ સુધી નિર્વાહ કરવા સ્થાવર મીલકત આપી હોય તે તેનું સ્રીધન કહેવાય ને આવા સ્રીધનના વારસ તેની દીકરીઓ થશે ને છોકરીઓનું લગ્ન પોતાના હીસ્સામાંથી તેના ભાઈએ કરવુ જોઇએ પરંતુ ભાઈએ ન કર્યાથી માને સ્થાવર મિલકતમાંથી લગ્ન અવશ્ય કરવું જોઇએ ને પોતાના ધણીની જંગમ મિલકત એની પાસે કાંઇ નથી સબબ એનો ગુજારો ચાલવા ને પણ એજ સ્થાવર મિલકત શિવાય આધાર નથી સબબ એ મિલકત ઉપર કોઇનો દાવો ચાલવાનો નથી.

પ્ર૦—૧૨૯ શુદ્ર જાતિની એક ઓરતને ત્રણ છોકરા હતા તેમણે સ્થાવર જગંમ મિલકત વ્હેંચી લીધા પછી તેમની મા ગુજરી ગઈ તેની પાસે જે દ્રવ્ય હતું તેના વિભાગ કરતી વખત એક છોકરે બે ભાગ લીધા ને એકને એક આપ્યો તે એક છોકરો મરી ગયેલો તેના અજ્ઞાન છોકરાની માને એક હિસ્સો આપ્યો એવું થયે નવ વરસ થયાંછે. હાલ જેને એક હિસ્સો મળ્યોછે તે અને અજ્ઞાન છોકરો મળી બે હિસ્સા લેનારા ઉપર ફરીયાદ કરે છે માટે માની મિલકતના હિસ્સા સર્વે છોકરાઓને બરોબર મળવા જોઇએ કે કમી જાસ્તી થયા હશે તો ચાલશે?

ઉ૦—માની મિલકત હોય તે મુવા પછી તેની છોકરી અથવા તે છોકરીનો છોકરો વીગરે તે મિલકતના વારસ થાય તે ન હોય ત્યારે છોકરાએ અથવા છોકરાના છોકરાઓએ બરોબર હિસ્સે વ્હેંચી લેવી, મા મુવા પછી ભાઈઓને કમીજાસ્તા હિસ્સા કરવાનો અધિકાર નથી.

પ્ર૦—૧૩૦ એક મારવાડી ગુજરી ગયો છે તેની બાયડીને છોકરો નથી દીકરી છે તેનું લગ્ન થયેલું છે; તેથી ધણીને ત્યાં રહે છે ને સગા ભાઇના બે છોકરા છે. તેમના બાપ સુધાં કાકાથી જુદા રહેતા હતા ને મરનારનો દિવસપાણી તેની ઓરતે પોતાનં પાસેનો પૈસો ખરચી કરયો ને જ્યારે તે ઓરત મુઇ ત્યારે તેનો દિવસપાણી તેના ભત્રીજાએ તેની માલ મીલકત વેચીને કરયો માટે મરનારની મિલકતનો વારસ તેની દીકરી કે તેનો ભત્રીજો એમાંથી યોગ્ય કોણ?

ઉ૦—કોઇ માણસ જુદો રહી સ્થાવર જગંમ મિલકતનો પોતે માલીક તરીકે વહીવટ કરતાં છતાં છોકરાના ફરજન વગર ગુજરી જાય ત્યારે તેની મિલકતની અધિકારી તેની ઓરતછે ને તે ગુજરી જાય ત્યારે સ્થાવર જગંમ મિલકતની વારસ દીકરી થાય જુદા રહેનાર કાકાની દીકરી હયાત છતાં ભત્રીજાનો કાકાની મિલકત ઉપર દાવો પહોંચે નહીં. બાપનું તથા માનું ક્રિયા કરતાં જે વધે તેની વારસ દીકરી ગણવી યોગ્ય છે.

પ્ર૦—૧૩૧ એક હિંદુ જાતમાંનો એક માણસ જીવતાં છતાં તેની પરણેતની ઓરત કાંઈ કારણથી વીસ પચાસ વર્ષથી જુદી રહી ત્યારે તેણે બીજી નાતરાની ઓરત કરી તેનું ઘરસૂત્ર ચલાવતો, હવે તે માણસ ગુજરી ગયો છે માટે એ મરનારની મિલકતની માલેક પરણેત ઓરત થઇ શકસે કીંવા નાતરાની થઇ શકશે, કીંવા બંનેને બરાબર હિસ્સો મળશે?

ઉ૦—પરણેત ઓરત જુદી હોય તોપણ મરનારની મિલકતની વારસ તે થશે. ના-

તરાની ઓરત થઇ શકતી નથી. એમ કેટલાકનું કહેવું છે પણ સન ૧૮૫૬ ના આક્ટ ૧૫ માથી નાતરા કરવાને કંઇ બાદ નથી અને તેને પરણેત ઓરત જેટલો હક છે માટે તે વારસ થવાને કાંઇ અડચણ નથી. પરંતુ જે લોકમાં નાતરાં થાય છે તે જાતમાં પરણેત તથા નાતરાની ઓરત સરખી વારસ થવાની પરાપૂર્વેથી રીત ચાલી આવતી હોય તો બંને વારસ થવાને શાસ્ત્રની તો હરકતજ નથી. કારણ દેશ તથા જ્ઞાતિ તથા કુળની ચાલ ચાલતી આવી હોય તે ચલાવવા વિશે શાસ્ત્રનો આધાર છે.

પ્ર૦—૧૩૨. પરદેશી જાતનો એક માણસ ગુજરી ગયાથી તેની મિલકત બિનવારસ તરીકે સરકારમાં આવી છે. મરનારે જીવતાં છતાં એક ઓરત રાખેલી તેના પેટનાં એક છોકરી છે, તેને વારસ ઠરાવી પોતે મિલકત લેવા દાવો કરે છે તે ચાલશે કે શી રીતે?

ઉ૦—દાવો કરનારી ઓરત મરનારની પરણેલી ઓરત નથી ને રાખેલી છે, એમ છતાં, તેનો અથવા તેની છોકરીનો મરનારની મિલકત લેવાનો વારસો પહોંચે નહીં એવું ધર્મશાસ્ત્રમાં છે.

પ્ર૦—૧૩૩. વેરાગી પંથમાંનો એક માણુશ ગુજરી ગયો તેના ગુરૂનો ગુરૂ તથા તેનો ચેલો જીવે છે માટે મરનારની મિલકતનું વારસાનું સરટિફીકિટ લેવાને એ બેમાં યોગ્ય વારસ કોણ છે?

ઉ૦—ગોસાઇ વેરાગી વીગરે અતીત લોકમાં તેમનો સારી ચાલનો જે શિષ્ય હોય છે તે વારસ થાય છે એવો સંપ્રદાય છે. માટે તેમના સંપ્રદાય પ્રમાણે તથા શાસ્ત્ર પ્રમાણે મરનારની મિલકતનો તેનો શિષ્ય વારસ છે.

પ્ર૦—૧૩૪. હિંદુ જાતનો એક મરદ ગુજરી ગયો તેને બે છોકરા હતા તેમાંનો એક ન્હાનો ગુજરી ગયો ને તેની વિધવા રહી મોટો છોકરો ગુજરી ગયો તેને એક છોકરો હતો તે ગુજરી ગયો તેની બાયડીને એક છોકરી છે તે બાયડી ગુજરી ગઇ હવે ફક્ત છોકરી ને તેના બાપની કાકી એવી બે ઓરતો રહી માટે ઘરમાંની મિલકત ઉપર એ બેમાંથી કોનો વારસો પોંહોંચશે.

ઉ૦—છેલો પુરૂષ જે ગુજરી ગયો તેની વારસ તેની ઓરત છે ને તે ગુજરી ગઇ તે વગર પુત્રની સબબ તેની વારસ તે છોકરી છે. માટે છેલા મરી ગયેલા પુરૂષની કાકીનો વારસો ન પહોંચતાં તેની છોકરીનો વારસો પ્રહોંચશે.

પ્ર૦—૧૩૫. હિંદુ જાતનો, ક્ષત્રી વર્ગનો માણસ ગુજરી ગયો તેને બાયડી તથા એક છોકરો છે તે છોકરો ખરાબ વ્યસનવાળો તથા જારકર્મી છે તેણે પોતાના બાપની જમીન ખેતરાં બીજાને વેચાણ આપી ખત લખી આપ્યું તેથી મરનારની ઓરતને નીરવાહ સારૂ કાંઇ રહ્યું નહીં તેથી પોતાના ધણીની જમીન છતાં તે ઉપર તેનો વારસો નહીં રેહેતાં છોકરાએ કરી આપેલું વેચાણ કાયમ રહેશે કિંવા શી રીતે?

ઉ૦—નપુશક, આંધળો, પાંગળો, ગાંડો, ન કરવાનું કર્મ કરનાર, ઇત્યાદિ દોષને પાત્ર હેવા છોકરો હોય તો તેને હિસ્સો લેવાનો અધિકાર થતો નથી ને કેફમાં ચકચુર થયા છતાં એ ભાનમાં ખેતર જમીન આપી હશે તો તે વેચાણ કાયમ રહેવાનું નહીં, તથા ઇનામ અથવા કુટંબ નિર્વાહ સારૂ જે કાંઇ મળ્યું હોય તે આપવાને પણ તેને અધિકાર નથી

પરંતુ એવું નહો છતાં ફક્ત માને ગુજારો કરવાને કાંઈ નથી, એટલું કારણ હશે તો તે હક્ક ઉપરથી છોકરાએ લખી આપેલું વેચાણ ખત રદ થશે નહીં, ને તેણે વેચેલી જમીન ઉપર માનો વારસો પોંહોંચશે નહીં.

પ્ર૦—૧૩૬. શુદ્ર જાતિના ત્રણ ભાઇ છે. તેમાંના એકે રાંડ રાખી હતી. તેના પેટનો એક છોકરો છે ને તે રાંડ રાખનારો ભાઇ ગુજરી ગયો. તેની બાયડી અથવા છોકરો છોકરી નથી પરંતુ પેલા ભાઇ છે. માટે મરનારની મિલકતનો વારસો તેના ભાઈને પહોંચશે કે તે રાંડના છોકરાને પહોંચશે?

ઉ૦—તે છોકરો રાંડને મરનાર ભાઇના હુકમથી થયેલો હશે તો તે પોતાની બાપની તમામ મિલકતનો વારસ થશે ને મરનારના ભાઈ તે મિલકતના વારસ થશે નહીં.

પ્ર૦—૧૩૭ એક ઓરત ગુજરી ગઈ તેને છોકરો નહીં હતો ને બે દીકરીઓ છે ને જુદો રહેનાર એક પિત્રાઇ ભત્રિજો છે હવે મરનારનું સ્થાવર મિલકતનું ઘર છે તેના ઉપર વારસો એ દીકરાઓનો પોહોંચે કે ભત્રિજાનો પોહોંચે. ને છોકરીઓનો વારસો કોહો તો તે જીવતાં છતાં તેના ધણીના કરજમાં તે ટાંચ થઇ શકે?

ઉ૦—મા, ગુજર્યા પછી ઘર ઉપર એની બે દીકરીઓનો વારસો છે જુદા રેહેનાર ભત્રિજાનો વારસો પોહોંચે નહીં. ને સદરહુ મિલકત માના વારસામાં છોકરીઓને મળી છે, માટે તેના ધણીના કરજમાં એ ઘર જપ્ત થશે નહીં. કારણ કે ઓરતો જીવે છે ત્યાં સુધી તેની આવી પ્રકારની મિલકત ઉપર ધણીનો વારસો પહોંચતો નથી એવું શાસ્ત્રમાં લખ્યું છે.

પ્ર૦—૧૩૮ બાપ જીવતાં છતાં સ્થાવર મિલકતના ઘર ઉપર છોકરાનો વારસો પોહોંચશે કીંવા શા રીતે ને પોહોંચશે તો કેટલા હિસ્સા ઉપર?

ઉ૦—બાપના બાપે એટલે વડુવે અથવા તેના બાપે બંધાવેલું કીંવા લીધેલું ઘર હોય તો તેના ઉપર છોકરાનો તથા તેના બાપનો સરખો હિસ્શો પોહોંચે છે પરંતુ બાપનું પેદા કરેલું જો ઘર હશે તો, તે જીવતાં છતાં છોકરાનો તે ઘર ઉપર દાવો ચાલશે નહીં.

પ્ર૦—૧૩૯. બાપ દીકરો પોત પોતાની ઓરત સાથે ચાર જણ એકઠાં રેહેતાં હતાં દરમીયાન બાપ ગુજરી ગયો, પછી છોકરો ગુજરી ગયો ને ફક્ત સાસુ વહુ રહ્યાં તે બેમાં બનાવ ન રહ્યાથી વહુએ, પોતાની માલકી બતાવી ફરીયાદ કરી કે મારો સસરો ગુજરી ગયો તે વખત મારો ધણી ઉમ્મર લાયક ને ડાહ્યો હતો તેથી બાપની મિલકતનો તે વારસ થયો ને તે ગુજરી ગયો તેને બીજો કોઇ ભાઇ નથી, તેથી તેના પાછળ માલ મિલકતનો વારસો માહારો થયો પરંતુ સાસુ વગર પુત્રીવાળી રહી માટે અડધી મિલકત તેને ખોરાકી પોશાકી વાસ્તે રાખી અડધી તેની પાસેથી મને અપાવો. સાસુએ જુવાબ આપ્યો કે વહુ વગર ફરજનવાળી છે ને હું વડીલ વહુનો મિલકત ઉપર વારસો નથી ને તેનો તો ફક્ત ખોરાકી પોશાકી લેવાનો હક છે માટે ધર્મશાસ્ત્ર પ્રમાણે બેમાંથી વારસાનો વધારે હક કોનો છે?

ઉ૦—કુટંબની ઘરડાઓની મિલકતને વળી બાપ દીકરો ભેગા રેહેતા તેમાં બાપ પ્રથમ ગુજરી ગયો પછી દીકરો ગુજરી ગયો ને તે ગુજરી ગયો તે વખતમાં દીકરો તેના

બાપનો વારસ હતો સબબ તેની ઓરતને છોકરાનો વારસો પહોંચે છે. માટે મજીયારામાં સાસુ પાસે જે વહિવટ છે તે વ્યાજબી નથી પરંતુ સાસુનો તો ફકત ધાન લુગડું લેવાનો અધિકાર છે. વહુ મુજર્યા પછી તેનો વારસો સાસુને ગળશે, બાપ ગુજર્યા પછી દીકરો બાપથી જુદો રહેતો હોય યા ભેગો હોય તોપણ સાસુનો વારસો પહોંચી શકતો નથી દીકરા પહેલાં બાપ ગુજરી ગયો છે.

પ્ર૦—૧૪૦ હિંદુ જાતિમાંનો એક પુરૂષ ગુજરી ગયો છે તેને બે દીકરા હતા તે પણ ગુજરી ગયા છે ને એક છોકરાની વિધવા ઓરત તેની રાખેલી ઓરતનો છોકરો તથા એક બીજા છોકરાની દીકરી એટલા વારસ રહ્યા છે માટે મરનારની મિલકતનો આ સર્વેમાંથી કોણ વારસ થઈ શકશે?

ઉ૦—પ્રશ્નમાં ત્રણ વારસ બતાવેલાં છે તેમાં રાખેલીનો છોકરો છે તે મરનારની રાખેલી ઓરતનો નથી છોકરાની રાખેલી ઓરતનો છે ને મરનારની નજીકની વારસ તો ફકત તેના છોકરાની વહુ છે માટે તેની મિલકત ઉપર છોકરાની વહુનો વારસો પોહોંચશે ને તેના પાછળ મરનારના છોકરાની દીકરી હાલ જે હયાત છે તેનો વારસો પોહોંચશે ને રાખેલીના છોકરાનો વારસો પોહોંચશે નહીં.

પ્ર૦—૧૪૧. એક વિધવા ગુજરી ગઇ છે તેના ભાઇને દીકરી છે ભાઇએ તેની ઉત્તર ક્રિયા કરી છે તો એ મરનારની મિલકત ઉપર કોનો હક થાય છે?

ઉ૦—ફકત દીકરાનો.

પ્ર૦—૧૪૨ મૃત્યુનું અનુમાન કયારે થાય છે?

ઉ૦—કોઇ માણસ પોતાનું ઘર મુકી જતો રહેલો હોય ને તેની ખબર તેના કુટુંબના માણસને ન મળે તો કદાપિ તે ગયો તે વખત ત્રીસથી તે પાંતરીસ વરસ સુધીની ઉમ્મરનો હોય તો તેને આવવાની ગયા તારીખથી વીસ વરસ સુધી રાહ જોવી કદાપિ ચાળીસથી તે પીસતાલીસ વરસની ઉમ્મરનો હોય તો પંદર વરસ રાહા જોવી ને કદાપિ સાઠથી તે પાંસઠ વરસ સુધીનો હોય તો બાર વરસ રાહા જોવી સદરહુ ઠરાવેલી મુદતોમાં કોઇ રીતે તેની ખબર મળી ન આવે તો તેનું પુતળું ક્રિયા કરીને પછી મિલકત તેના વારસોએ લેવી પરંતુ એ મુદત પુરી થઈ નથી ત્યાં સુધી જતો રહેલો માણસ પોતાની મિલકતનો કુલ માલેક છે ને ત્યાં સુધી તેના વારસાના હકથી પણ કાંઇ મિલકત લેઇ શકતા નથી.

પ્ર૦—૧૪૩. કોઇ લગ્ન થયેલી ઓરતને વ્યભીચાર કર્યાના કારણથી તેના ધણીએ કાઢી મુકી હોય તો તે ધણી મુઆ પછી ધણીની મિલકતનો વારસ થઇ શકે છે?

ઉ૦—ના, શાસ્ત્ર ના કહે છે.

પ્ર૦—૧૪૪. એક માણસ ગુજરી ગયો છે તેની વિધવા તથા એક નાની ઉમ્મરનો છોકરો છે ને છોકરો તથા મરનારની મિલકત મરનારના ભાઇના તાબામાં છે માટે તે છોકરો તથા મિલકત લેવા વિધવા દાવો કરે છે માટે તેના ઉપર કોનો હક છે, ને એ છોકરો ગાના તાબામાં સોંપવો જોઈએ કે શી રીતે કે છોકરો ખુશી હોય તેના તાબામાં રાખવો?

ઉ૦—મિલકત છોકરાની છે ને વિધવાનો તો ખોરાકી પોશાકીનો હક છે ને છોકરાને તેની પાસે રેહેવાની ફરજ પાડવાની જરૂર નથી.

પ્ર૦—૧૪૫. શા શા સબબથી વારસો લેવાને નાલાયકી પ્રાપ્ત છે ?

ઉ૦—નિચે લખેલી યોગ્યતા આગલા ભવમાં પાપ કરવાથી આવેલી હોય છે અને તે આગળના ભવમાં પાપ કરેલું છે એવું બતાવવાને અયોગ્યતાના ચિન્હ છે એવું રૂષિઓ માનતા હતા.

(૧) નપુશક, (કલીબ) (૨) આંધળો, (૩) લંગડો, લુલો, (૪) મુગો, (૫) કોઇ પણ ઇંદ્રીની ખામી વાળો કયા અસાધ્ય રોગથી પીડીત. કોડીઓ વીગરે, (૬) ગાંડો, (ચિત ભ્રમ) (૭) બ્રાહ્મણ. ક્ષત્રી અને વૈસ્યના અનૌરસ પુત્રો, (૮) પીતાનો શત્રુ, (૯) જ્ઞાતિ બહિસ્કાર (નાત બાહાર ) (૧૦) દુરગુણી, (૧૧) વ્યભિચારી અને કુકર્મી વિધવાઓ, (૧૨) નષ્ટ્ઠીક બ્રહ્મચારી અથવા સંન્યાશી.

૧ નપુશક ગમે તો સ્વભાવિક હોય અથવા પાછળથી થયો હોય તો તે વારસો લેવાને ન લાયક છે.

ફાતડાઓ પણ વારસો લેવાને ન લાયક છે.

૨ આંધળા માણસો વારસો લેવાને ન લાયક ગણેલા છે કારણ કે તેઓ જરૂરીઆત ક્રિયાઓ કરવાને માટે અશકતીવાન છે. આંધળી છોકરીઓ પણ વારસો લેવાને ન લાયક છે વિધવા આંધળી છતાં પોતાના ધણીની મિલકત ઉપર તેણીને દાવો કરવાનો હક નથી.

એક હિંદુ શખસ સને ૧૮૩૨ માં જન્મથીજ આંધળો છોકરો અને બે વિધવા સ્ત્રી મુકી મરી ગયો આ બે વિધવાઓમાંથી છેલી વિધવા સને ૧૮૪૯ માં મરણ પાંમી અને છોકરો આંધળો હતો તેથી તેણીનો વારસ તેણીનો ભત્રીજો થયો, આંધળો માણસ મરણ પામ્યો અને ત્યારે પછી સને ૧૮૫૮ માં તેને એક છોકરો થયો તે આંધળો માણસ સને ૧૮૬૧ માં મરણ પામ્યો આ કામમાં નારમન જસ્ટીસે એમ ઠરાવ્યું કે આંધળા શખસ્ ના છોકરા જન્મ થયો એટલે તે જે વારસો લેવાનો તેનો બાપ નલાયક હતો તે વારસો લેવાને તેનો હક થયો હતો, પરંતુ ફુલબેંચમાં અપીલમાં આ કામ આવવાથી એવો ઠરાવ કરવામાંઆવ્યો કે જે માણસને એક વખતે વારસો મળી ચુકયો તે માણસની પાસેથી નાલાયક પુરૂષને તેના બાપના મરણ પછી છોકરો થવાથી પાછો લેઈ શકાતો નથી જો વડીલના મરણની વખતે ગર્ભસ્થાનમાં હોય તો મરણ પછી જન્મ થવાથી તે છોકરાનો વારસો લેવાનો હક જતો નથી કાળીદાસ વિ. ક્રશ્નચંદ્રદાસ. ૨ બંગાળા લા. રી. ફુલબેંચ પા. ૧૦૩

સ્ત્રી કિંવા પુરૂષ આંધળાં અથવા બેહેરાં હોય તો તેને તેના બાપની મિલકતમાંથી ભાગ મળતો નથી, પણ બીજા વારસને તે મિલકત મળે છે તેણે તે સ્ત્રીનું અથવા પુરૂષનું પોષણ કરવું એવું છતાં મિલકતના વિભાગ થયા બાદ અશકતતા પછી પાછી અશકતતા પ્રાપ્ત થાય તો જે હિસ્સો તે સ્ત્રી કિંવા પુરૂષને મળ્યો તે અશક્તતાના કારણથી બીજા વારસને મળતો નથી.

૩. લંગડા લુલાં માણસ વારસો લેવાને ન લાયક છે એવું જીમુતવાહન કહે છે પરંતુ હાલમાં તે અયોગ્યતા છે એવું ભાગ્યેજ કહી શકાય.

૪. જે માણસ બોલી શકતો નથી તેને મુગો કહે છે અને મુગાપણું એક વારસો લેવાને માટે અયોગ્યતા છે.

હિંદુશાસ્ત્ર પ્રમાણે મુગા અને બેહેરાં માણસોનો પોતાના બાપના મરણ પછી જન્મેલો છોકરો તેના ( પાછળથી જન્મેલા અયોગ્ય પુરૂષના છોકરાના ) દાદાની મિલકતનો વારસ થઇ શકતો નથી. અ. નામનો સખ્સ ચાર છોકરા મુકી મરી ગયો. એક બ. નામનો શખ્સ અ નો મુગો અને જન્મથી બેહેરો છોકરો છે. બ. પોતાના ભાઇઓ જોડે રહ્યો અના મરણ પછી થોડાક દિવસે બ ને એક પુત્ર થયો, એવું ઠરાવવામાં આવ્યું છે કે બ ના છોકરાને પોતાના કાકા પાસેથી ભાગ લેવાનો બોલકુલ હક નથી.

આપણી નામદાર હાઇકોરટે વલ્લભરામ શિવનારાયણ વિ. બાઇ હરીગંગાના કામમાં એવું ઠરાવ્યું છે કે મુગાપણું જો જન્મથીજ હોય તો વારસામાંથી સ્ત્રીઓ તેમજ પુરૂષો બાતલ થાય છે.

અયોગ્યતાને લીધે અયોગ્ય પુરૂષોનો ભરણ પોષણ લેવાનો હક અને અયોગ્ય સ્ત્રીઓને પોતાનું સ્ત્રીધન અને ભરણ પોષણ લેવાનો હક જતો નથી.

૫. અસાધ્ય કોડથી હિંદુશાસ્ત્ર પ્રમાણે વારસો લેવાને માટે અયોગ્યતા ગણાય છે.

લગ્નના કરાર પૂરા પાડવા સારૂ ધણીએ દાવો કર્યો હોય તો જે ધણીને અસાધ્ય કોડ વિગરે રોગ થયેલો તે ધણીની જોડે રહેવાને તેની ખુશી નથી એવો આવા કામમાં સારો બચાવ છે.

અ. એ પોતાના ભાઇ બ. તથા ક. પાસે કેટલીએક સ્થાવર તથા જંગમ મિલકત જે વડીલોપારજીત હતી તેમાંથી ત્રીજો હિસ્સો કબજામાં લેવા દાવો કર્યો. પ્રતીવાદી બ. તથા ક. એ દાવાના જવાબમાં કહ્યું કે. વાદી (અ) કોડથી પિડીત છે, સાબિત થવા ઉપરથી ઠરાવ્યું કે 'કોડ હોવાથી હિંદુશાસ્ત્ર પ્રમાણે વારસો લેવાને અશકતતાનું કારણ છે. આ ઠરાવ ડિસ્ત્રીકટ જડજે બાહાલ રાખ્યો તે ઉપરથી હાઈકોર્ટે સ્પેશિયલ અપીલ દાખલ કરી. એ બાબત ઉપર જુદા જુદા આધાર હિંદુશાસ્ત્રના તપાસ્યા. પછી જડજોએ ઠરાવ કર્યો કે કોડ અસાધ્ય હોય તોજ માત્ર શાસ્ત્ર પ્રમાણે વારસો લેવા અશકતતા છે; અને દાવો ફરીથી નોંધ ઉપર લઇ તપાસ કરી તથા હકીકત ઉપર તપાસ કરી ફેંસલો કરવાને નિચલી કોર્ટને ફરમાવ્યું અને કામ પાછું મોકલ્યું.

૬. જે માણસને ખરૂ ખોટુ સમજવાની શકતી નથી તે માણસ ગાંડો કહેવાય છે. જે માણસ જન્મથીજ ગાંડો હોય છે તે માણસ શાસ્ત્ર પ્રમાણે ન લાયક છે. જીંદગીની સાધારણ વ્યવસ્થા કરવાને માટે નાલાયકીને લીધે જન્મથીજ ગાંડો માણસ ના લાયક ગણાયછે

હિંદુ શખસ શાસ્ત્ર પ્રમાણે ગાંડછાઇને લીધે ન લાયક છે તોપણ તેને જે કાંઈ મિલકત આપી દેવામાં આવશે તે મિલકત લેવાને તે ન લાયક નથી.

હિંદુ લૉ પ્રમાણે ગાંડાને વારસો લેવાનો હક નથી, તે છતાં તેને મિલકત યોગ્ય રીતે લખી આપી હોય તે લેતાં તેને પ્રતિબંધ નથી.

મનની જે અશકતતા વડે હિંદુ વારસો લેવાને નાલાયક થાય છે, તે અશકતતા અંગર ગાંડપણુ એ કેવળ ગાંડપણ હોય ત્યારેજ કહેવાય એમ નથી. જે માણસ જન્મથી ચિત્તભ્રમ હોય તે કાયદાની રીતે દિવાનો ગણાય છે, દિવાના માણસને ન લાયક ઠરાવવાનુ કારણ એવું છે કે તે સંસારનો અરસપરસનો વ્યવહાર ચલાવવાના કામમાં નાલાયક હોયછે.

૭. બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્યના અનૌરસ પુત્રો વારસામાંથી બાતલ કરવામાં આવેલા છે.

અયોગ્ય લગ્નથી અથવા સગોત્રથી, અથવા ભ્રષ્ટ થયેલા પુત્રને વારસો મળી શકતો નથી.

જો ઊંચી જ્ઞાતિની સ્ત્રી જોડે નીચી જ્ઞાતિનો શખસ લગ્ન કરે અને તેથી જે પુત્ર થાય તે પુત્ર વારસો લેવાને નલાયક છે. મયુખ પ્ર. ૪ ક. ૮ ખંડ ૭ પરંતુ ઊંચી જ્ઞાતિની સ્ત્રી જોડે લગ્ન કરે ને તેથી થયેલો પૂત્ર વારસ થઇ શકે છે. કારણ કે સર થોમ્સ સ્ટ્રેંજ કહે છે કે હાલના વખતમાં સ્ત્રી પુરૂષ એકજ જાતિના પણ જુદા જુદા ગોત્રના હોવાં જોઈએ. પરંતુ ત્રણ ઊંચી જાતમાં ઊંચી જ્ઞાતિનો શખસ પોતાથી ઉતરતા દરજ્જાની જ્ઞાતિની સ્ત્રી જોડે લગ્ન કરી શકે છે અને તે લગ્ન શાસ્ત્ર પ્રમાણે મંજુર ગણવામાં આવે છે.

૮ પિતાનો શત્રુ—જે માણસ પિતા ઉપર વ્હેર રાખેછે તેને વારસો લેવાનો હક નથી જો પિતા છોકરાને ગાળો દે, મારવા જાય, ધિક્કારે અને છોકરો બચાવમાં તે પ્રમાણે કરે તો વે છોકરો પિતાનો શત્રુ કહેવાશે નહીં. પિતા છોકરાને ભાગ ન મળે એવી યુક્તિ કરે તો પિતા છોકરાનો શત્રુ સમજવો. શાસ્ત્રમાં પિતાના શત્રુ વિશે દૃષ્ટાંત આપેલાં નથી પણ એટલુંજ કહેલું છે કે જે પુત્ર પિતાને ધિક્કારે અને દુઃખ દે તે તેનો શત્રુ છે.

જે સખસ પોતાના પિતાને ધિકારે છે તે તેનો શત્રુ છે. શત્રુતા તેની જીંદગી લેવા જે યત્ન કરવાથી ઈત્યાદી પુત્રના કૃત્યથી જણાઇ આવે છે. પીતાના મરણ પછી જળ પિંડદાન ન કરવાથી તેની શત્રુતા જણાઇ આવે છે. તેથી કરીને પોતાનો શત્રુ પોતાનો પુત્ર વારસો લેવાને લાયક નથી.

૯. જ્ઞાતિબહીષ્કાર એટલે ન્યાત બહાર મુકવાથી નાલાયક થાય છે એવું હિંદુશાસ્ત્ર કહે છે. તેઓ જળપિંડદાન આપવાને ના લાયક છે, અને તેથી કરીને વારસો લેવાને ન લાયક છે એવું જીમુતવાહન કહે છે. પરંતુ હાલમાં સન ૧૮૫૦ ના આકટ ૨૧ થી આવી નાલાયકી દુર થઇ છે અને કલમ ૧ લીમાં ઠરાવવામાં આવ્યું છે કે, જે કાયદો અથવા રીવાજ હાલમાં ઇસ્ટ ઇંડિયા કંપની સરકારના મુલકમાં અમલમાં છે અને કોઈ પણ સખસને કોઇપણ ધર્મમંડળીમાંથી અથવા જ્ઞાતિમાંથી દુર કરવામાં આવવાને લીધે મિલકત અથવા હક જે કાયદાથી અને રીવાજથી જતા રહે છે તેટલોજ કાયદો અને રીવાજ ઇસ્ટ ઇંડિયા કંપનીની કોરટમાં અને સદરહુ મુલકોમાં રોયલ ચારટરથી સ્થાપન થએલી કોરટોમાં કાયદા પ્રમાણે અમલમાં લાવવાને માટે બંધ પડશે.

હિંદુ લાનો જે નિયમ છે કે, વિધવા ફરી પરણેથી અને તે લગ્ન મુસલમાન સાથે થવાથી વારસાના હકમાંથી બાતલ થાય છે, તે નિયમ જે વિધવા મુસલમાન સાથે લગ્ન કરતાં અવલ મુસલમાની ધર્મમાં ગએલી તેને લાગુ પડતો નથી. તેમ સન ૧૮૫૦ ના ૨૧-મા આકટની ૩ જી કલમથી પણ વટલવાથી વારસાનો હક જતો નથી એમ નીકળે છે.

૧૦. જો બીજા પુત્ર હોય તો દુરગુણી પુત્ર વારસો લેવાને ન લાયક છે. મયુખ પ્ર. ૪ કલમ ૪ શ્લોક ૮. દારૂ પીવાથી, દ્યુત રમવાથી, રંડીબાજ થવાથી, માણસ દુરગુણી કહેવાય છે.

૧૧ બીઓ બદચાલને લીધે ન લાયક છે. પરંતુ વારસો મળ્યા પછી બદચાલની થાય તો તેથી તેની પાસેથી વારસો ખુંચાવી લેઇ શકાતો નથી.

૧૨ મિતાક્ષરા ક. ૩ શ્લો. ૩ માં લખેલું છે કે ઇશ્વર ભક્તીની મંડળીમાં જે કોઇ ભળે કે સંન્યાશી, બ્રહ્મચારી વિગરે થાય તો પેહેલાના પોતાના બીજા સગા વહાલાની મિલકત લેવા ના લાયક છે કારણ કે તેઓએ સંસારનો ત્યાગ કરેલો છે.

નપુશક, આંધળો, ગાંડો અને જેને જન્મથી શરીર અશક્તતા હોય તેઓને વારસો મળતો નથી. પણ જન્મ્યા પછી ઉપરની અશક્તતા પ્રાપ્ત થઇ હોય અને ઔષધ વિગરે સાહિત્યથી તે અશક્તતા દુર થાય તો જે વારસો વિભાગ પાડી જુદા થયા હોય તેઓની પાસેથી હિસ્સો લેવાને મુખત્યાર છે. ઉપર જે અશક્તતા વરણવેલી છે તે શાસ્ત્ર પ્રમાણે છે પણ સાંપ્રત કાળમાં એવો વહિવટ છે કે શરીરે અશક્તતા હોય તોપણ ઔષદ કરવાથી મટી શકે અથવા સાધરણ હોય તો વારસો મળવાને હરકત થનાર નથી. મિલકતના વિભાગ થયા પછી અશક્તતા દુર થાય તો જે હકીકતથી "વિભાગ થયા પછીના જન્મેલા પુત્રને વારસો મળે છે" તે હકીકત પ્રમાણે આ સરવને વારસામાં વ્હેંચાએલી મિલકતમાંથી પોતાનો હિસ્સો લેવાનો અધિકાર છે.

અશક્તતા હોવાને લીધે જેને વારસો મળવાને પ્રતિબંધ છે તેનો હિસ્સો જે માણસને મળે તેણે તેનું પોષણ કરવું, પરંતુ, પતિત, સંન્યાસિ, ભ્રષ્ટ તથા તેના છોકરાનું પોષણ કરવું નહી

ના લાયક પૂરૂષોના નિષ્કંલકી છોકરાઓ વિસ્નુના કહેવા પ્રમાણે પોતાનો હિસ્સો લેઇ શકે છે. વડીલોપારજીત મિલકતનો આવા માણસનો ઔરસ છોકરાઓ પણ ભાગ લેઇ શકે છે જો અશક્ત માણસને છોકરો હોય તો જેને મિલકત મળી હોય તેણે તેનું પોષણ કરવું તથા લગ્ન કરવું.

પ્ર૦—૧૪૬. એક શખ્શ, એક વિધવા અને એક છોકરો બ તથા એક છોકરી ક મુકી મરી ગયો. છોકરાની હયાતીમાં અ ની વિધવાએ પુનરલગ્ન કરયું ત્યાર બાદ બ. મરણ પામ્યો. હવે મરનાર બ નું વારસ કોણ થશે છોકરી કે તેની મા અને માને બ. નો વારસો લેવાને માટે સને ૧૮૫૬ ના આકટ ૧૫ થી કાંઇ બાધ આવે છે?

ઉ૦—મા વારસ થશે, માના અભાવે છોકરી વારસ થાય છે સને ૧૮૫૬ ના આકટ ૧૫ થી અ. ની વિધવા એટલે બ. ની માને પુનરલગ્ન કરવાથી વારસો લેવાને કાંઇ પણ હરકત નહીં પડે. ૧૧ ક. વી. રી. પા. ૮૨.

પ્ર૦—૧૪૭. વિભાગ થયા પછી જન્મેલા છોકરા શી રીતે વારસ થઇ શકે છે?

ઉ૦—તેઓ બાપનો હિસ્સો વારસામાં વિભક્ત છોકરાઓને બાતલ કરીને લે છે.

પ્ર૦—૧૪૮. કોઇ બ્રાહ્મણ સ્ત્રી પોતાના ધણીને ત્યાંથી જુદી નિકળી એક ઈંગ્રેજની સાથે રહી તેથી તેને છોકરા થયા તે છોકરાઓ કેવા ગણવા હિંદુ કે ઈંગ્રેજ.

ઉ૦—હિંદુ.

પ્ર૦—૧૪૯. કોઇ શખ્સ ત્રણ વિધવાઓ મુકી મરી ગયો તો તેની મિલકત કોને મળશે?

ઉ૦—ત્રણેને એકઠી મળશે, જ્યાં સુધી બને ત્યાં સુધી ત્રણે વિધવાઓએ એકત્ર ભો-

ગવરો કરવો જોઈએ અને જો ના બને તો મિલકતના ઉપભોગના વિભાગ કરવા જોઈએ. જ્યાં સુધી ત્રણમાંની એક વિધવા જીવે છે ત્યાં સુધી ધણીના બીજા વારસનો કાંઈ હક નથી.

પ્ર૦—૧૫૦. એક પટેલે છોકરો દત્ત લીધો, ત્યાર બાદ તેની નાતરાની ઓરતને છોકરો થયો. આ બે છોકરાઓમાંથી એ પટેલનું વારસ કોણ થશે. જો દત્ત લીધા પછી તેની લગ્નની ઓરતના પેહેલાંથીજ છોકરો થયો હોત તો કોણ વારસ થાત?

ઉ૦—લગ્નની ઓરતથી કે નાતરાની ઓરતથી થએલા છોકરાનો દતક છોકરા કરતાં વધારે હકછે. શુદ્રમાં નાતરાની અને પરણેતની ઓરતના એકસરખા હક છે અને ફરજનના હકમાં પણ કાંઇ તફાવત નથી.

પ્ર૦—૧૫૧. એક મરનારને સગાં છે તે તેનાથી જુદાં થએલાં છે; તેને લગ્નની ઓરતથી એક છોકરી થયેલી છે અને નાતરાની ઓરતથી એક છોકરો થએલો છે આમાંથી એ મરનારનું વારસ કોણ થશે?

ઉ૦—જે સગાં જુદાં થએલાં છે તેનો કાંઇ હક પહોંચતો નથી. છોકરો વારસ થશે.

પ્ર૦—૧૫૨. એક માણસે નાતરું કર્યું તેને છોકરો થયો આ શખ્સ ગુજરી જાય તો તેની સ્થાવર મિલકતનો વારસ થાય કે શી રીતે?

ઉ૦—તેની નાતરાની ઓરતનો છોકરો તેની સ્થાવર મિલકતનો વારસ થઇ શકે છે.

ટીપ—હિંદુશાસ્ત્ર પ્રમાણે અનૌરસ છોકરો મરનાર શુદ્ર હોય ત્યારેજ માત્ર વારસદાર ગણાય છે.

પ્ર૦—૧૫૩. એક માણસનો છોકરો—છોકરો મુકીને ગુજરી ગયો, ને એ માણસ વિધવા મુકીને ગુજરી ગયો, તો એ માણસનું વારસ આ વિધવા કે આ છોકરાનો છોકરો જો વિધવા વારસ થાય તો બીજો પ્રશ્ન એ છે કે પોતાના છોકરાના છોકરાની હયાતીમાં મિલકત વ્યવસ્થા એ વિધવા કરી શકે છે કે શી રીતે?

ઉ૦—દાદાની મિલકત ઉપર દીકરાના દીકરાનો બીન અંદેશે હક પહોંચી શકે છે. છોકરાનો છોકરો છે તેથી વિધવા પોતાના ધણીની કાંઈ મિલકત માગી શકતી નથી, અને તે મિલકત વ્હેંચાવવાનો પણ કાંઈ હક નથી.

પ્ર૦—૧૫૪. એક સસરાએ પોતાના છોકરાની વહુ પાસે દત લેવરાવ્યો પછી પોતે ગુજરી ગયો, હવે ગુજરનારની મિલકતનો વારસ આ દત થશે કે વિધવા થશે?

ઉ૦—દત્ત થશે.

પ્ર૦—૧૫૫. શુદ્ર જાતના માણસને દીકરી છે. જુદો થએલો ભત્રિજો છે અને અનૌરસ છોકરાનો છોકરો છે એમાંથી એ શુદ્ર મરનારનું વારસ કોણ થશે?

ઉ૦—દીકરીને અરધ ભાગ મળશે, અને બાકીનો અરધ ભાગ અનૌરસ છોકરાના છોકરાને મળશે, અને જુદા થએલા ભત્રિજાને કાંઇ પણ મળશે નહીં.

પ્ર૦—૧૫૬. એક માણસને સરકારમાંથી તોડાગ્રાસ મળતો હતો તે બીન ફરજને ગુજરી ગયો, એને વિધવા છે, હવે સદરહુ હક તેના ધણીને જેમ મળતો તેમ તેની વિધવાને મળી શકે છે કે શી રીતે—તેના લગ્નની વખતે તેને પલ્લુ યાને સ્ત્રીધન મળેલું તે શિવાય બીજી કાંઇ જાસ્તી મિલકત તે માગી શકે છે કે શી રીતે?

ઉ૦—મરનાર માણસ કુટુંબમાંથી જુદો થયેલો હોય અને તે વગર ફરજને ગુજરી જાય ત્યારે તેની મિલકતની વારસ તેની વિધવા થાય છે. ઓરતને પરણતી વખતે પલ્લુ મળેલું હોય તે કાંઇ તેના ધણીની મિલકતનો ભાગ ગણાતો નથી એતો તેની ખાનગી મિલકત ગણાય છે, અને તે તેના કબજામાં હોય તેથી તેના ધણીની મિલકતનો હિસ્સો લેવાની તેના હકને કાંઇ હરકત થતી નથી.

પ્ર૦—૧૫૭. એક ઓરતનો ધણી અને તેનો દિયર અગર જેઠ ગુજરી ગએલા છે તેથી તેમની મિલકતનો કબજો તેમની પાસે છે તો તેની આ મિલકત ઉપર વારસાનો હક છે કે કેમ ?

ઉ૦—હા.

પ્ર૦—૧૫૮. ચાર ભાઇ જુદા થએલા છે તેમાંથી સૌથી ન્હાનો છે તે સગીર ઉમ્મરનો છે. સગીરનો ભાગ સૌથી મોટા ભાઇએ પોતાના કબજામાં લીધો ત્યારબાદ તે સગીર વિધવા મુકી ગુજરી ગયો. હવે એ વિધવા પોતાના ધણીના હિસ્સાનો દાવો કરી શકે છે કે શી રીતે—સગીર ઉમ્મરનાએ એમાં કરાર કર્યો છે કે મોહોટા ભાઈએ અમે જુદા થઇએ ત્યારે મારા ભાગનો કબજો લેવો. આ કરારથી વિધવાના હકને કાંઇ હરકત પહોંચે કે શી રીતે ?

ઉ૦—સગીર ઉમ્મરનાનો ભાગ જુદો થયેલો હતો માટે તે તેની ઓરતને લેવાનો હક છે. અગર એ સગીરે પોતાના મોહોટા ભાઈના એકઠા રેહેવાને પસંદ કર્યું હતું તોપણ તે તેનાથીજ જુદો થયો છે એમ સમજવું જોઇએ.

પ્ર૦—૧૫૯. એક શખસ ગુજરી ગયો છે તેની મિલકત બીજા શખસના કબજામાં છે. મરનાર એક વિધવા ને છોકરી મુકી મરી ગયો છે. વિધવાએ છોકરીનું નામ દાખલ કર્યા શિવાય આ મિલકત લેવાને માટે દાવો કર્યો છે તે તેનો એકલીનો મિલકત ઉપર દાવો પહોંચી શકે છે કે કેમ?

ઉ૦—વિધવાનો પોતાના ધણીની મિલકત ઉપર હક છે. માટે તે પોતાના હિસાબે તેના ઉપર દાવો કરી શકે છે, અને છોકરીનું નામ તેને દાખલ કરવાની જરૂર નથી.

પ્ર૦—૧૬૦. એક ભગવાનદાસ દેવાકર નામનો શખસ પોતાના ભાઇથી જુદો થયેલો હતો, અને મળ્યારી જમિનમાંથી પોતાનો હિસ્સો મળેલો હતો તેથી પોતાનું નામ તે હિસ્સાના માલેક તરીકે સરકારના દફતરમાં દાખલ થએલું હતું તે શખસ ગુજરી જવાથી તેની સ્ત્રી અમ્રીતાએ તે જમીનના માલેક તરીકે પોતાનું નામ સરકારમાં નોંધાવ્યું. બાદ તે સ્ત્રીએ ૮॥। વીઘા જમીન પોતાના ભત્રીજા ખુશાલ રૂગનાથને સાંથે આપી અને તેથી ખુશાલ રૂગનાથે કબજો લીધો. પછી ખુશાલે સદરહુ જમીન ઉપર દાવો કર્યો. એવું કહીને કે તે મારા કબજામાં ભગવાનદાસનો હું ભત્રીજો થઉંછું તેથી છે. હવે વિધવા અમ્રીતા પોતાના ભત્રીજા પાસેથી આ જમીનનો કબજો લેવા ચાહે છે તો તે અમ્રીતા તે પ્રમાણે દાવો કરી શકે છે કે કેમ ?

ઉ૦—મરનાર ભગવાનદાસની વિધવાનો આ જમીન ઉપર હક છે, અને ભત્રીજો તેના ઉપર દાવો કરી શકતો નથી. સબબ ભત્રીજા પાસેથી અમ્રીતા આ જમીનનો કબજો લેઇ શકે છે.

પ્ર૦—૧૬૧. ચાર ભાઈઓ છે તેમણે પોતાની વડીલોપારજીત મિલકતની વ્હેંચણી કરી તેઓ જુદા થએલા છે. ત્યારબાદ તેમાંનો એક ભાઇ ગુજરી ગયો તેથી તેની મિલકત તેની વિધવાના હસ્તકમાં ગઇ. મરનારના એક ભાઇએ આ વિધવા ઉપર દાવો કર્યો અને તેમાં નિચેના કરારો કરવાને માગ્યું કે આ વિધવાએ પોતાના કબજાની મિલકતની વ્યવસ્થા કરવી નહીં. કીંવા બરબાદ કરવી નહીં. અને જો તેણીની એવી ખુશી હોય કે કાયમ માટે ખોરાકી પોશાકી જોઇએ તો તમામ મિલકત ઉપરથી તેણે આ ખોરાકીપોશાકી બદલ પોતાનો હક છોડી દેવો જોઇએ. આ બાબત શાસ્ત્રના શા નિયમ છે?

ઉ૦—જો ભાઇઓ જુદા થયા ના હોત તો, વિધવાનો ફક્ત ખોરાકીપોશાકી લેવાનો હક થાત પણ જે ભાઇએ વિધવા ઉપર દાવો કરેલો છે તે ભાઈથી મરનારના મરતાં અવલ જુદો થયેલો છે. સબબ મરનારની મિલકતની તેની વિધવા વારસ છે, તોપણ વિધવા ખરી ફરજ શિવાય સ્થાવર મિલકતની વ્યવસ્થા કરી શકતી નથી.

પ્ર૦—૧૬૨. એક ઇનામદાર છોકરો મુકયા વિના ગુજરી ગયો. હવે તેની ઇનામી જમિન હિંદુશાસ્ત્ર મુજબ તેની વિધવાને મળશે કે નહીં જો એકાદો હિંદુ છોકરો મુકયા વિના ગુજરી જાય. પણ તેની છોકરીના વંશજો હોય તો તેમની ખાનગિ મિલકત તેમાં મળશે કે તેમના બીજા સગાને કે તેની વિધવાને મળશે આ બાબતના નિયમો તમામ ન્યાતોને લાગુ પડે છે કે નહીં?

ઉ૦—છોકરો મુકયા વિના એકાદો શખસ ગુજરી જાય અને તે ભજીઆરે રેહેતો ના હોય, તો તેની નિમકહલાલ સ્ત્રી હોય તે વારસ થાય છે. મરનારની મિલકત પ્રથમ વિધવાને મળે છે, અને જયારે વિધવા ન હોય ત્યારે મરનારની છોકરીને મળે. બીજા બધા કરતાં વિધવાનો પ્રથમ હક છે—આ નિયમો હિંદુઓની તમામ ન્યાતોને લાગુ છે.

ટીપ—ઇનામી જમીન વિશે હિંદુશાસ્ત્રમાં ખાસ ઠરાવ નથી.

પ્ર૦—૧૬૩ અ અને બ એ બે શખસો છે તેમને પોતાના એક સરખા હિસ્સાની તરફથી એક ઘરનો સરખો હિસ્સો મળેલો છે. અ પોતાનો હિસ્સો ગીરો મુકી મરી ગયો બાદ બ એ તે ગીરો છોડાવીને તમામ ઘર પોતાના લેણદારને લેણાની જમાની તરીકે આપ્યું. કેટલીક મુદત પછી બ એ પોતાનું દેવું વાળ્યું અને તે ઘરનો કબજો લીધો. હવે અ ની વિધવા ક એ તે ઘરમાં પોતાના ધણીનો જે હિસ્સો હતો, તે બ પાસે માગ્યો. તે આપવાને બએ હરકત લીધી, એવા સબબથી કે મેં અએ જે દેવું મુકેલું હતું તે આપેલું છે અને અથાં ક ઘણા વરસથી જુદી રહેલીછે કએ પોતાના હિસ્સાનું ઘર એક શખસ પાસેથી ગુજરાનને સારૂ નાણું કરજે લેઈ તેને આપેલું છે અને કને છોકરો નથી આવી રીતે હકીકત છે તો બ પાસેથી પોતાના હિસ્સાનું ઘર લેઇ શકે છે કે કેમ?

ઉ૦—ક ના ધણી પાસેથી અરધ હિસ્સાનું ઘર હતું તે તેણે ગિરો મુક્યુ હતું. જ્યારે બ એ અ નો હિસ્સો ગિરોથી છોડાવ્યો ત્યારે ક એ તેમ કરવામાં કાંઇ હરકત લીધી નથી. સબબ હવે તે દાવો કરી શકતી નથી, જો તેની ચાલ સારી હોય અને તેના ધણીએ તેને છોડેલી હોય અને તેના ધણીનો હિસ્સો લેવાની તેની ખુશી હોય તો તેણે બ એ જે કરજ આપેલું છે તે વ્યાજ સુદ્ધાં આપવું જોઇએ. શાસ્ત્ર પ્રમાણે ક ને પોતાની ખોરાકી

પોશાકીના કારણુસર પણ પોતાના ધણીનું દેવું આપ્યા શિવાય આ ઘરનો હિસ્સો લેવાનો હક ગળતો નથી અને મરનાર અ ની ઉત્તરક્રિયા બ એ કદાપિ કરી હોય તોપણ ક ની હયાતીમાં ક ના વારસનો હક દુર થઇ શકતો નથી.

પ્ર૦—૧૬૪. ખુરદી જાતના એક શખસને ગુજરી જતાં પહેલાં ગીરોમાં એક ઘર મળેલું છે તે પોતાના બાપથી જુદો રહેતો હતો હવે આ ઘર તેના વિધવાને મળવું જોઇએ કે તેના બાપને?

ઉ૦—આ શખસે જે કાંઇ પોતાના બાપની મિલકતનો ઉપયોગ કર્યા વિના મેળવ્યું હશે તો તેની વિધવાને મળશે, જો બાપ દીકરો જુદા થએલા હોત તો, મજીયારી મિલકત બાપને મળત.

પ્ર૦—૧૬૫. કોઈ શખસ ગુજરી જાય તો, તેની મિલકત વારસામાં લેવાનો કોનો તેના બાપનો કે તેની વિધવાનો પ્રથમ હક છે?

ઉ૦—જો મરનાર પોતાના બાપથી જુદો રહેતો હશે તો, તેની વિધવા તેની વારસ છે. પરંતુ જો તેમના વચ્ચે વહેંચણુ ન થઈ હોય તો, તેનો બાપ વારસ થશે.

ટીપ—પણ મરનારે જે મિલકત આગવી પેદા કરેલી હોય તો તે વિધવાને વારસામાં મળે.

પ્ર૦—૧૬૬. બે ભાઇઓ જુદા થયેલા છે તેમાંનો એક જુદા થયા પછી ગુજરી ગયો અને તેને એક છોકરો હતો તે પણ ગુજરી ગયો તો હવે મરનાર ભાઇની મિલકત તેના છોકરાની વિધવાને મળશે કે બીજો ભાઈ જીવે છે તેને મળશે કદાપિ તે મિલકત હયાત ભાઇને વારસામાં મળે તો મરનાર છોકરાની વિધવાનો ખોરાકી પોશાકીનો હક છે કે નહીં?

ઉ૦—જો વિધવા સારી વરતણુંકની ઓરત હોય તો તેને પોતાના ધણીની મિલકત વારસામાં મળશે, અને તેથી તેને પોતાનાસસરાની મિલકત પણ મળશે જો તે સારી વરતણુંકની ઓરત નહીં હોય તો, તેના કાકાજીને તમામ મિલકત મળશે, અને કાકાજીએ આ વિધવાને ખોરાકીપોશાકીની વ્યાજબી રકમ આપવી જોઇએ.

કાલાવનના ઠરાવ પ્રમાણે વિધવા સારી ચાલની હોય તો વિધવા વારસ થાય અને તે વિના હોય તો તેની કુંવારી દીકરીને વારસો મળે.

પરણેલી દીકરી હોય તેમાંથી કોઇ પાસે બીજો પૈસો હોય, અને બીજી પાસે બીલકુલ ના હોય તો, જેની પાસે ના હોય તેને મિલકત મળે.

ટીપ—જ્યારે સસરો પોતાના ધણી પેહેલો ગુજરી જાય ત્યારે છોકરાની વહુને વારસો મળે. જો તે સારી ચાલતી ના હોય તો, તેને બદલે તેનું ફરજંદ વારસ થાય, અને ફરજંદ ના હોય તો કાકાજી વારસ થાય.

પ્ર૦—૧૬૭. બે ભાઇઓ મજીઆરે રહે છે, અગર જુદા થએલા છે, તેમાંનો એકાદો અગર બેઉ ગુજરી જાય તો તેમની વિધવાઓને તેમની મિલકત લેવાનો હક થાય કે નહીં?

ઉ૦—જો કુટુંબ મજીઆરૂ હોય તો, મરનાર ભાઇની મિલકત હયાત ભાઇને મળે. હયાત ભાઈ જ્યારે ગુજરી જાય ત્યારે તેની વિધવા તેની વારસ થાય જે ભાઇ પ્રથમ ગુજરી ગયો હોય તેની વિધવાનો ફક્ત ખોરાકી પોશાકી લેવાનો હક છે. જો બંને ભાઇઓ

પોતાની હયાતીમાં જુદા થયેલા હોય તો, એકના મુઆ પછી તેમની મિલકતનો વારસો તેનભી પોતપોતાની વિવાતે ગળે.

પ્ર૦—૧૬૮. બે સગા ભાઈઓ મજીઆરે રહે છે, તેમાંનો એક વિધવા મુકી ગુજરી ગયો, બાદ બીજો ભાઇ પણ પોતાની વિધવા મુકી ગુજરી ગયો આ બંને વિધવાઓ પોતપોતાના ધણીની મિલકત વારસામાં લેઈ શકે કીંવા નહીં?

ઉ૦—મરનાર શખ્સોના વડીલોએ મિલકત મેળવેલી હોય અને કુટંબ મજીઆરે હોય તો છેલ્લા ગુજરનારની વિધવા પોતપોતાના ધણીના વારસામાં એ મિલકત લેઇ શકે છે. પ્રથમ ગુજરનારની વિધવાને ખોરાકી પોશાકીનો હક છે.

પ્ર૦—૧૬૯. બે હિંદુ ભાઇઓ એકઠા રહેતા,હતા, તેમાંનો મોટો ભાઇ વિધવા મુકી ગુજરી ગયો, પછી ન્હાનો ભાઇ પણ વિધવા મુકી ગુજરી ગયો, હવે સ્વાલ એટલો છે કે જે ભાઈ પ્રથમ ગુજરી ગયો. તેની વિધવા વારસ થશે કે પાછળથી ગુજરી ગયો તેની વિધવા વારસ થશે?

ન્હાના ભાઇની વિધવા ન્હાની ઉમ્મરની છે. તેને જેઠાણી છે તથા પોતાની મા છે હવે બેમાંથી તેનું કોણ તેની વાલી થશે?

ઉ૦—છેવટ જે ભાઇ ગુજરી ગયો તેની વિધવા વારસ થશે, અને તે ન્હાની ઉમ્મરની છે માટે તેની વાલી થવાનો તેની જેઠાણીનો હક છે.

પ્ર૦—૧૭૦. એક શખ્સ બે છોકરા મુકીને ગુજરી ગયો છે તે બે છોકરામાંથી મોટો છોકરો વિધવા મુકી ગુજરી ગયો. બાદ ન્હાનો છોકરો પણ વિધવા મુકી ગુજરી ગયો એ બંને ભાઇઓ મજીઆરે રહેતા હતા, તેમને કાંઇ ફરજન નથી, હવે વડીલોપારજીત મિલકતની આ બે વિધવાઓમાંથી કેઈ વિધવા વારસ થશે?

ઉ૦—આ મિલકત ઉપર છેલ્લા ગુજરનારની વિધવા કુટંબ મજીઆરૂ હતુ માટે નાના ભાઈને મોટા ભાઇનો હિસ્સો મળેલો હતો. અને તે ગુજરી ગયા પછી તેની વિધવા વારસ થાય છે. માટે મોટા ભાઇની વિધવાનો તો ફકત ખોરાકી પોષાકીનો હક છે.

પ્ર૦—૧૭૧ એક શખસ અમુક સ્થાવર અને જંગમ મિલકત મુકી ગુજરી ગયો. તેની વિધવા અને તેનો ભાઈ તે મરનારના વારસ થવાને દાવો કરે છે. આ વારસાનું સરટીફીકટ કોહોને મળવું જોઈએ?

ઉ૦—જો મરનાર કુટંબથી નીરાળો નિકળ્યો હોય તો તેની વિધવાને વારસાનું સરટીફીકટ મળવાનો હક છે. પરંતુ જો તે નિરાળો નીકળ્યો ન હોય તો તેની વિધવાનો વારસા ઉપર હક નથી.

પ્ર૦—૧૭૨ બે ભાઇઓએ પોતાના નામથી બાપના પૈસાથી એક ઘર ખરીદ કરેલુ તેમાં તેઓ જુદા રહે છે. તેમાંનો એકાદો ગુજરી ગયો. હવે સવાલ એટલો છે કે મરનારનો હિસ્સો કોને તેના બાપને, કે તેના ભાઈને, કે તેની વિધવાને મળશે?

ઉ૦—આ ઘર બાપના પૈસાથી ખરીદ કરેલું હતું અને બે છોકરાના નામથી લેવામાં આવેલું છે અને વેચાણ ખતમાં તેઓના નામ છે. પણ તે ઘરમાં તેઓ જુદા રહે છે. હકીકત ઉપરથી જણાય છે કે તેઓ બે ભાઇઓ વચ્ચે વ્હેંચણ થએલી છે સવાલમાં

એમ કહેલું નથી કે તેઓના મજીઆરાની વ્હેંચણ થઇ હતી. તેમ બાપે તે ઘર બક્ષિસમાં આપ્યું હતું તેમ પણ કહેલું નથી. તોપણ આ ઉપરથી એમ અનુમાન થાય કે ભાઈઓ જુદા જુદા થએલા હતા. સબબ આ જુદા થએલા ભાઇના હિસ્સાનું મકાન તેમના મુવા પછી તેમની પોત પોતાની વિધવાઓની મિલકત થાય છે.

પ્ર૦—૧૭૩ એક શખસ તેની ઓરત, પોતાનો છોકરો, અને છોકરાની વહુ મજીઆરે એકઠાં રહે છે. શખસ પ્રથમ ગુજરી ગયો અને ત્યાર પછી છોકરો ગુજરી ગયો. હવે સવાલ એટલો છે કે કુટંબી મિલકતમાંનો નિમે હિસ્સો છોકરાની વહુ પોતાના ભાગનો સાસુ પાસેથી લેવા દાવો કરી શકે છે કે નહીં?

ઉ૦—જો કુટંબ મજીઆરે હોય તો સાસુ પોતાના છોકરાની વારસ થાય છે સબબ તે કામમાં સાસુના કબજાને હરકત ન થવી જોઇએ. જો મિલકતની વ્હેંચણ કરેલી હોય તો, છોકરાની વહુ વારસ થાય છે.

છોકરાના પેહેલાં બાપ ગુજરી ગયો હોય તો, છોકરાની વહુ કાયદેસર વારસ થાય છે કેમકે તેના ધણીને તેના બાપ તરફથી વારસો મળેલો હોય છે. પણ જો બાપ પેહેલાં છોકરો ગુજરી ગયો હોય તો, સાસુને તેના ધણી તરફથી વારસો મળે છે.

પ્ર૦—૧૭૪ એક શખસ વિધવા મુકી ગુજરી ગયો બાદ તેનો છોકરો પણ વિધવા મુકી ગુજરી ગયો. છોકરાની વહુએ વડીલોપારજીત મિલકત લેવા સાસુ ઉપર દાવો કરયો છે તો તે દાવો કરી શકે છે કે નહીં?

ઉ૦—છોકરો ના હોય તો, મરનારની વિધવા મરનારની વારસ થાય છે. સબબ વહુએ સાસુ ઉપર દાવો કરયો છે તે બરોબર છે.

પ્ર૦—૧૭૫ એક શખસ પોતાની બે બાયડીઓ મુકી મરણ પામ્યો મોટી બાયડી એક છોકરો મુકી મરી ગઇ અને ન્હાની બે છોકરા મુકી મરી ગઈ. આ બે સગા ભાઈઓ પણ ગુજરી ગયા. તેમાંનો મોટો ભાઈ વિધવા મુકી મરી ગયેલો છે. આ વિધવા શિવાય બીજો સાવકોભાઈ છે. સવાલ એટલો છે કે છેવટ જે ભાઈ ગુજરી ગયો તેનું વારસ કોણ થશે?

ઉ૦—મરનાર ભાઈની ભાભી જે મજીયારે રેહેતી હતી તે તેની વારસ થાય આ સવાલ નિચેના પેહેડીનામા ઉપરથી સમજાશે.




ટીપ—બે અવિભક્ત ભાઇઓમાંથી જો પરણેલો પ્રથમ ગુજરી જાય તો તેનો વાર-

સો તેના ભાઇને મળે, અને તેના ગુજર્યા પછી શાત્રકો ભાઈ વારસ થાય પણ તેવે પ્રસંગે વિધવાનો ફક્ત ખોરાકીપોશાકીનો હક છે.

જો પરણેલો ભાઇ છેવટ ગુજરી જાય તો તેની વિધવાને વારસો મળે.

પ્ર૦—૧૭૬. એક શખસ પોતાની વિધવા અને પોતાની માને મુકી ગુજરી ગયો છે. મરનારની મિલકતમાં વડીલોપારજીત મિલકતનું એક ઘર છે. અને તે ઘરમાં તેની વિધવા અને તેની મા રહે છે.

આ બેઉ વારસ કે શી રીતે? અગર જો એક હોય તો તે બેમાંથી કોણ?

ઉ૦—જો મરનાર જુદો થયેલો હશે, અને તેની કુટંબી મિલકતમાં કાંઇ હિસ્સો મળેલો હશે તો તેની વિધવાને વારસો મળશે. વળી જો મરનાર જુદો નિકળેલો ના હોય તોપણ તેની વીધવા વારસ છે.

પ્ર૦—૧૭૭ એક વિધવાએ છોકરાને દત લીધો છે. તે પછી ગુજરી ગયો. હવે સવાલ એ છે કે તેનું વારસ કોણ તેની દત લેનાર મા કે તેની વિધવા થશે આ બેમાંથી કોઈ દતક છોકરો લેઈ શકે છે જો બેઉ દત લેતો તે દત છોકરાઓની વચ્ચે મીલકતની વ્હેંચણ કેવી રીતે થશે?

ઉ૦—મરનારને વિધવાએ દત લીધો હતો તથાપી વિધવાના ધણીનો વારસ મરનાર થાય. અને મરનારની વારસ તેની સ્ત્રી થાય. સબબ તેનો દત લેવાનો હક છે. અને તેનો દત લીધેલો છોકરો પોતાની માની અને બાપની માની ઉત્તર ક્રિયા કરી શકે છે. સબબ સાસુને દતક લેવાનો અધિકાર નથી તેથી કાયદાસર વ્હેંચણ થઈ શકે તેમ નથી.

પ્ર૦—૧૭૮. એક સાસુને વહુ છે. વહુનો ધણી ગુજરી ગયો. હવે સ્વાલ એ છે કે મરનારનું લેહેણું કોણ વસુલ કરી શકે છે?

ઉ૦—શાસ્ત્રમાં એવું ઠરાવેલું છે કે કોઇ શખસ ફરજંદ મુકયા વિના ગુજરી જાય અને પોતાના કુટંબના બીજા માણસોથી જુદો નિકળ્યો હોય તો. તે મરનારની મિલકત તેની વિધવાને મળે છે. પણ જે માણસને ફરંજદ ના હોય અને તે ગુજરી જાય અને તે જુદો નીકળેલો ના હોય અને પોતાના બાપના પેહેલાં ગુજરી ગયો હોય તો તેની મિલકત તેની માને મળે છે.

કેમકે મજીઆરા કુટંબમાં જે પ્રથમ મરદ ગુજરી ગયો હોય તેની વિધવાને કોરાણે રાખી છેવટ જે મરદ ગુજરી ગયો તેની વિધવાને વારસો મળે છે તથા જેનો વારસાનો હક તે લેણું વસુલ કરી શકે છે.

પ્ર૦—૧૭૯ એક શખસ પોતાની વિધવા અને માને મુકીને ગુજરી ગયો છે. વિધવા આઠ વરસની ન્હાની વયની છે. માએ વારસ કરીને મરનારની પેહેડીનો કબજો લીધેલો તે સવાલ એટલો છે કે મરનારની માનો કે તેની વિધવાનો એ બે માંથી કોનો મરનારની મિલકત ઉપર હક છે?

ઉ૦—જો તે શખસ જુદો નિકળ્યો હોય તો તેના મરણ પછી તેની વિધવાનો ફક્ત તેની મિલકત ઉપર હક છે

મરનારની સ્ત્રી વારસ થાય પણ તે ન્હાની વયની છે. તેથી તેણે પોતાની સાસુના વાલીપણા નીચે રેહેવું જોઈએ. પણ તે સાસુ વાલી થવાને લાયક હોવી જોઇએ—તોપણ જો મરનારનો કોઇએક રકતનો મરદ સગો હશે તો તેમ થશે નહીં.

પ્ર૦—૧૮૦. જો કોઈ માણસ પોતાના છોકરાના મરણ પછી ગુજરી જાય તો તેનું વારસ કોણ તેની વિધવા કે છોકરાની ઓરત થશે?

ઉ૦—સાસુ વારસ થશે. ને છોકરાની વહુને ફક્ત ખોરાકી પોશાકી મળશે.

જો વિધવાનો ધણી ગુજરી ગયો હોય તેને વારસો મળે, બાકી વિધવાઓનો તો ખોરાકી પોશાકી લેવાનો હક છે.

પ્ર૦—૧૮૧. એક પુરૂષ મરી ગયો તેની ન્હાની ઉમ્મરની બાયડીનું પાલણ તે બાયડીનો બાપ કરે છે અને મરનારનો કાકો તથા તેનો છોકરો મરનારથી જુદા છે તેઓ કહે છે કે મરનારની બાયડી નાતરૂ કરનાર છે માટે તે નાતરૂં કરે ત્યાં સુધી તેને અમે અન્નવસ્ત્ર આપીશું. મિલકતના માલેક હમે છીએ. તો વારસ કોણ થશે. ન્હાની ઉમ્મરની બાયડીના બાપે મરનારના કાકા તથા કાકાના છોકરાને એવો દસ્તાવેજ કરી આપ્યો હોય કે મરનારના કાકા તથા કાકાના છોકરાએ મરનારની નીમે મિલકત લેવી ને નીમે બાયડીએ લેવી તો એવો દસ્તાવેજ કરવાનો અધિકાર બાયડીના બાપને છે કે નહીં?

ઉ૦—મરનારની બાયડી તેની મિલકતની વારસ છે. નાતરૂ કરીને જશે આ સબબથી પિત્રાઇઓએ દાવો કરવો એ બાજબી નથી. તે બાયડીના બાપને સદરહુ પ્રમાણે દસ્તાવેજ કરવાનો અધિકાર નથી.

પ્ર૦—૧૮૨. એક કુટંબના ભાઇએ બીજા કુટંબના બે ભાઇમાંથી એક ભાઇને કાગળ લખી આપ્યો કે તમારે નામે સરકારમાં જમીન દાખલ કરાવી આપીશ પછી બે ભાઈમાંથી એક ભાઇ મરી ગયો તે બીજો દેશાંતર ગયો તેનું ઠેકાણું નથી તેની બાયડી શિવાય તે બીજા કુટંબનું કોઈજ વારસ ન હોય તો મરનારનો વારસ કાગળ લખી આપનાર કુટંબમાંનો ભાઇ થશે કે સદરહુ સ્ત્રી થશે?

ઉ૦—જેનું જમવા ખાવાનું તથા વહેવાર વિગરે જુદુ છે તે જુદા છે એમ સમજવું, સબબ સદરહુ સ્ત્રીનો નાશી ગયેલો ધણી તથા તેના મરનાર ભાઇઓ કાગળ લખી આપનાર ભાઇથી જુદા હતા, સબબ તેની વારસ સદરહુ બાયડી સમજવી.

પ્ર૦—૧૮૩. કોઇ જજમાનવૃતીવાળો ગુજરી ગયો તેને ઓરત તથા સગી બેહેન છે એમ છતાં કોઈ જજમાને સજ્યાનું દાન કર્યું તે બેહેને લીધું હવે પુછવામાં આવે છે કે જજમાનવતી લેવાનો હક મરનારની સ્ત્રીને પહોંચે કે બેહેનને પહોંચે છે ને કોઇ જજમાન પોતાના ગોર શિવાય બીજાને સજ્યા આપી શકે છે કે નહીં, કદાપિ આપી ના શકે તો, તેની જવાબદારી આપનાર ઉપર રેહે છે કે લેનાર ઉપર?

ઉ૦—સદરહુ ઓરત મરનારની વારસ છે, વાસ્તે તે હયાત છે માટે સજ્યા લેવાનો હક તેનો છે; પણ બેહેનનો નથી ને જજમાને મરનારની બેહેનને સજ્યા આપી તે બાબત સજ્યા લેનાર બેહેન ઉપર ફરિયાદ થઇ શકતી નથી. પણ સજ્યા જે શખ્સે આપી તેના ઉપર દાવો કરવો જોઇએ.

પ્ર૦—૧૮૪. અ. બ, એ બે માણસ વાણીઆની નાતના એક ઠેકાણે સહિયારામાં રહેતા હતા, તેમાંથી અ. મરી ગયો તેને બાયડી છે તો, અ 'ની બાયડી પોતાના ધણીની સ્થાવર જંગમ મિલકતનો હિસ્સો લેઇ શકે છે કે કેમ?

ઉ૦—બંને જણે એકઠાપણામાં સ્થાવર જંગમ મિલકત મેળવી છે તો તેથી બંનેનો સરખો હિસ્સો છે. સબબ અ ની સ્ત્રી અરધો હિસ્સો લેઇ શકે છે.

ભાગીઆમાંથી એકાદ જણ પરદેશ જાય અથવા મરણ પામે તો તેનો વારસ (એટલે કે પુત્ર પૌત્રો વિગરે અથવા મોસાળના સગા હોય તો તે મિલકત લેઇ શકે છે એમાંનું કોઈ ન નીકળે તો રાજા ધણી થાય છે.

એ બંને વાણીઆઓ એક કુટુંબના નથી પણ વેપારમાંજ ભાગીઆ છે, એવું હોય તોજ આ પ્રમાણે ઠરાવ થાય છે.

પ્ર૦—૧૮૫. એક મરનારને બે સ્ત્રીઓ છે, તેમાંથી એક ઉમ્મરે મોહોટી છે, ને એક સોળ વરસની ઉમ્મરની છે, તો મરનારની મિલકતમાંથી બંનેનો વારસો શી રીતે પહોંચશે?

ઉ૦—દરેકને નીમે નીમે ( અડધો અડધ લેવાનો હક છે. ) જો મરનારને એક કરતાં વધારે વિધવા હોય તો તેઓએ સરખે હિસ્સે મિલકત વ્હેંચી લેવી.

પ્ર૦—૧૮૬ એક મરનારને બે સ્ત્રીઓ છે તેમાં મોહોટીને બે છોકરીઓ છે, ને ન્હાનીને કાંઇ છોકરૂં નથી. મરનારની મિલકત મોહોટી બાયડીના તાબામાં છે તેમાં ન્હાની બાયડી હિસ્સો લેવાને ફરિયાદ કરે છે તો ચાલશે કીંવા નહીં, અને દતક લેવો હોય તો બેમાંથી કોણ લેઇ શકે છે?

ઉ૦—ન્હાની બાયડીનો દાવો સદરહુ પ્રમાણે ભાગ લેવા ચાલી શકશે. ને દતક મોહોટી બાયડી લેઈ શકે છે.

પ્ર૦—૧૮૭. એક મરનારને એક પરણેતની તથા એક નાતરાની એવી બે બાયડીઓ છે, તેમાં મરનારનો વારસ કોણ?

ઉ૦—બંને જણ મરનારની બાયડીઓ છે, માટે બંને જણ મરનારની વારસ છે એવું શાસ્ત્ર ઉપરથી જણાય છે. નાતરાની બાયડીમાં અને લગ્નની બાયડીમાં કાંઇ ફેર નથી.

પ્ર૦—૧૮૮ એક મરનારને એક લગ્નની અને એક નાતરાની એવી બે બાયડીઓછે, તે નાતરાની બાયડીને લગ્ન થયેલી છોકરી છે, તો મરનારની મિલકતમાંથી નાતરાની બાયડીને કાંઇ હિસ્સો મળશે અગર તે વારસ થશે કિંવા તેને ફકત અન્ન વસ્ત્ર મળશે.

ઉ૦—લગ્નની તથા નાતરાની બાયડી વારસોને બરાબર પહોચે છે માટે બંને જણીઓ નીમે નીમ ભાગદાર છે.

પ્ર૦—૧૮૯. એક મરનારે પોતાની લગ્નની બાયડીની છોકરીઓને બક્ષિસપત્ર કરી આપ્યું છે, અને તેને નાતરાની બાયડી છે તો મરનારની વારસ છોકરીઓ કે નાતરાની બાયડી એઓમાંથી કોણ થશે?

ઉ૦—છોકરીઓ કરતાં નાતરાની બાયડી નજીકની વારસ છે. લગ્નની તથા નાતરાની બાયડીમાં વિશેષ તફાવત નથી.

જો મરનારે બાયડીના ગુજરાન જેટલી મિલકત રાખી હોય ને બાકીની મિલકત છો-

કરીઓને બક્ષિસ કરી હોય તો તે કાયદેસર છે, પણ વિધવાને સારૂ કાંઇ રાખેલું ન હોય તો તે બક્ષિસ રદ છે; અને સને ૧૮૫૬ ના આક્ટ ૧૫ માની કલમ ૧ લીથી પાટ લગ્ન ખરૂં ગણાય છે. માટે તેની વિધવા, જો છોકરાની મા મરી ગઇ હશે તો મરનારની વારસ થશે. પણ તે જીવતી ન હોય તો બંને વિધવાઓ વારસ થાય.

પ્ર૦—૧૯૦. એક માણસને એક લગ્નની ને એક નાતરાની એ રીતે બે સ્ત્રીઓ છતાં એક ત્રીજી સાથે તેના લગ્નના ધણીની મરજી વગર નાતરૂં કર્યું તેણીને પેટે છોકરી થઇ. બાદ તે મરી ગયો તો એ નાતરાની બાયડીથી પેદા થયેલી છોકરી વારસ થઇ શકે છે કે કેમ?

ઉ—તેની માએ લગ્નના ધણીનો છેડાછુટકો લીધા વગર બીજા સાથે નાતરૂ કરયું એ ધરમ શાસ્ત્ર પ્રમાણે ઉલટું છે, તેથી છોકરીને હિસ્સો મળે નહીં, અને તે મરનારની લગ્નની એક તથા નાતરાની એક એ રીતે બે સ્ત્રીઓ છે, તેઓ મરનારની મિલકતના વારસ છે.

બીજી નાતરાની બાયડીનો ધણી જીવતો છે માટે તે બાયડી પાટ સ્ત્રી કહેવાય નહી પણ વ્યભીચારણી છે માટે તેનો વારસા ઉપર હક રહેતો નથી, પણ જે માણસના આશરા તળે તે રહી છે તેના વારસો પાસે પોતે તથા પોતાની દીકરીને માટે અન્નવસ્ત્ર માગી શકે છે.

પ્ર૦—૧૯૧ એક માણસ મરી ગયો તેની લગ્નની બાયડી તેનાથી જુદી રહે છે, ને એક રાખેલી ઓરત છે; તેની પાસે મરનારની મિલકતછે. ત્યારે એ બેમાંથી મરનારનું વારસ કોણ?

ઉ૦—મરનારને પુત્ર પુત્રાદીક ન હોય તો લગ્નની બાયડી વારસછે, રાખેલી ઓરત વારસ નથી.

પ્ર૦—૧૯૨ મરનાર એક કણબીને એક લગ્નની તથા એક નાતરાની એવી બે બયડીઓ છે, તેમાં મરનારની લગ્નની બાયડી ધણીનો મીરાસ જમીન ગીરો મુકી શકે છે કે કેમ?

ઉ૦—ધણી મુવા પછી ધરમશાસ્ત્ર પ્રમાણે લગ્નની બાયડીનો વારસો પહોંચે છે તેથી તે મીરાસ, જમીન ગીરો મુકી શકે છે.

પ્ર૦—૧૯૩ નાતરાની બાયડીને નાતરાના ધણીનો કેટલો વારસો છે?

ઉ૦—અન્નવસ્ત્ર જેટલો છે,

પ્ર૦ ૧૯૪ મરેઠા જાતનો કોઇ કણબી ગુજરયો હોય અને તેને કોઇ નજદીકનો વારસ નથી તો તેની નાતરાની બાયડી તેની સ્થાવર જંગમ મિલકતનો વહિવટ માલેક તરીકે કરી શકે છે કે કેમ?

ઉ૦—પીત્રાઇઓથી જુદો થઇને ધણી મરી ગયો હોય અને તેને પુત્ર સંતાન નહી હોય તો, નાતરાની બાયડી સ્થાવર જંગમ મિલકતનો વહિવટ માલિક પ્રમાણે કરી શકે છે.

પ્ર૦—૧૯૫. એક માણસને નાતરાની બૈરી છે તેણીની સાથે અણબનાવ થયાથી બીજી બાયડી નાતરે લાવ્યો, તેથી પેહેલી નાતરાની બાયડી છોકરીને ઘેર જઇ ૧૮ વરસ રહી પછી તે માણસ મરી ગયો, બાદ બીજી નાતરાની બાયડીએ તેની ક્રિયા કરી તથા દેવું આપીને બીજાની સાથે નાતર કર્યું; તેની ઉપર પેહેલી વારની નાતરાની બાયડીએ ધણીની

મિલકતનો અરધ હિસ્સો લેવાને દાવો કરયો તે મળશે કે કેમ? મરનારની જે કાંઇ મિલકત હોય તેની વ્યવસ્થા કરવાનો નાતરાની પેહેલી કે બીજીમાંથી કેઇ બાયડીનો અધિકારછે?

ઉ૦—નાતના રીવાજ પ્રમાણે મરનારે પેહેલાના નાતરાની બાયડીને ફારગતી આપી નથી વાસ્તે તે બીજી નાતરાની બાયડી ઉપર મરનારની મિલકત લેવાનો દાવો કરી શકે છે, મરનારની બીજી વારની નાતારાની બાયડી ત્રાહિત માણસ સાથે નાતરે ગઈ વાસ્તે તેના મરનાર નાતરાના ધણીની મિલકત ઉપર તેનો વારસો પહોંચતો નથી.

પ્ર૦—૧૯૬ એક મરનારને ભાઇ અને નાતરાની બાયડી છે તે બેમાંથી તેની મિલકતનું કોણ વારસ થશે?

ઉ૦—ભાઈ વારસ થશે.

પ્ર૦—૧૯૭ એક મરનાર બેયૃડ જાતના માણસને એક નાતરાની બાયડી તથા તે બાયડીની છોકરી તથા સગા ભાઈનો છોકરો એઓમાંથી વારસ કોણ થશે?

ઉ૦—મરનાર માણસ તથા તેનો ભાઈ જુદો રહેતો હોય તો તેની બાયડી થશે, અને ભેગા હોય તો તેનો ભત્રીજો વારસ થશે.

પ્ર૦—૧૯૮ એક મરનારની નાતરાની બાયડી તથા તેનાથી જુદા થએલા ભાઈનો છોકરો છે, તે બેમાંથી તેની મિલકતનો કોણ વારસ થશે?

ઉ૦—નાતરાની બાયડી વારસ થશે.

પ્ર૦—૧૯૯ એક મરનાર માણસને નાતરાની બાયડી તથા પીત્રાઇ ભાઈ છે તેમાંથી નજદીકનું વારસ કોણ ગણાય?

ઉ૦—પીત્રાઈ ભાઇ જુદો હોય તો નાતરાની બાયડી પાસેની વારસ છે.

પ્ર૦—૨૦૦ એક બાયડી પરણેત ધણીના પેટનો છોકરો લેઇ નાતરે ગઇ, બાદ તે નાતરાનો ધણી મરી ગયો ત્યારે તે બેમાંથી કોણ વારસ થશે?

ઉ૦—નાતરાની બાયડી થશે. *

પ્ર૦—૨૦૧ હિંદુ લોકોમાં ભણશાળી જાતની એક નાતરની સ્ત્રી પોતાના ધણીની રજા શિવાય બે વખત જાત્રાએ ગઈ તે પોતાનો ધણી તથા પુત્ર મરીગયા પછી ઘેર આવી હવે મરનારની મિલકત તેણીને મળે કે જુદા થએલા પીત્રાઈ ભાઇઓ કે જેઓએ મરનારની ક્રિયા ખરચ કરયો તેને મળશે?

ઉ૦—ધણીની આજ્ઞા શિવાય ગઇ માટે તેને મિલકત ના મળે, પણ જુદા થએલા પિત્રાઈ ભાઇને તેની મિલકતનો વારસો મળી શકે છે.

કોઇ પણ ઠેકાણે ધણીની આજ્ઞા ફક્ત ન માનવાથી તેના વારસાનો હક જાય છે એવું કહ્યું નથી તેટલા માટે બાયડી ધણીની મિલકતની વારસ થવી જોઇએ.

પ્ર૦—૨૦૨ કોઇ માણસ બાયડી તથા છોડી મુકી મરી ગયો, અને તેની મિલકતમાં ઘર છે હવે બાયડી નાતરે ગઇ તો ઘરનું વારસ કોણ?

ઉ૦—છોડી. કારણ કે બાયડી નાતરે ગઇ.

૧. હિંદૂશાસ્ત્ર પ્રમાણે વ્યભીચારના સબબથી પેહેલા ધણીની મિલકત ઉપરથી તેણીનો હક જાય છે.

૨ વિધવાને પુનરલગ્ન કરવામે સન ૧૮૫૬ ના આક્ટ ૧૫ માથી છુટ થઇ છે તોપણ એવી સ્ત્રીનો સદરહુ આક્ટની ૨ જી કલમથી પેહેલા ધણીની મિલકત ઉપર હક રેહેતો નથી.

પ્ર૦—૨૦૩. એક માણસએક ન્હાની છોકરી તથા બાયડી મુકીમરીગયો, બાદ ઓરત માતરે ગઇ. તો હવે મરનારની સ્થાવર જંગમ મિલકતનો વારસો તેની ન્હાની છોકરીને કે જુદા થયેલા પિત્રાઇ ભાઇ તથા પિત્રાઇ ભાઇઓના છોકરાઓને એઓમાંથી કોને મળશે?

ઉ૦—છોકરીનો વારસો પહોંચે.

પ્ર૦—૨૦૪. એક માણસ મરી ગયો તે વખતે તેને છોકરી, બીજી છોકરીનો છોકરો હતો. તો એ બેમાંથી તેનું વારસ કોણ થશે?

ઉ૦—તેની છોકરી પરણેલી નહીં હશે કીંવા અશક્ત હશે તો તે મરનારની મિલકતની વારસ થશે. જો બંને છોડીઓ પરણેલી હોય, અને બંનેની હાલત સરખી અગર સમવીષમ હોય તો એક છોડી અને બીજી છોકરીનો છોકરો બંને સરખા ભાગીયા થશે. છોકરાવાળી દીકરીનો વિશેષ હક નથી દીકરીઓ વારસો લેવાનો આધાર ફક્ત નિરધન અને સધન ઉપર આધાર રાખે છે છોકરીનો છોકરો એક પેઢી વધારે થયો માટે છોકરીનો હક રેહે છે તોપણ મુઆ પછી તેની મા મરી ગઇ હોય તો માશી ભાણેજ મિલકતના નીમે નીમ વારસ થાય છે.

પ્ર૦—૨૦૫. કોઇ માણસનો છોકરો મરી ગયો તેની બાયડી છે, આગળ જતાં ડોસો મરી ગયો તેને છોકરીના છોકરા છે, હવે તેની મિલકતનું વારસ પોતાની છોડી કે છોકરીના છોકરા કે પેલી છોકરાની વિધવા ઓરત એઓમાંથી કોણ થશે?

ઉ૦—ભેગાપણામાં વિધવાનો ધણી મરી ગયો તો તેની બાયડીનો સસરાની મિલકત ઉપર વારસો પહોંચે નહીં, માટે મરનારની છોકરીઅથવા તે છોકરીના છોકરા વારસ છે.
મરનાર માણસની છોકરીજ તેની મિલકતનો વારસ થાય છે.

પ્ર૦—૨૦૬ મરનારનો વારસ તેનો ઓરમાન મા કીંવા તેની છોકરી એ બેમાંથી કોણ વારસ થશે?

ઉ૦—ઓરમન મા જુદી રેહેતી હોય કે ભેગી રેહેતી હોય તોપણ તો નજીકની વારસ છોડી છે.

પ્ર૦—૨૦૭. કોઇ તપોધન મરી ગયો તેને છોકરો છતાં બીજા ભાણેજને છોકરો કરી લીધેલો, બાદ છોકરો ને ભાણેજ બંને મરી ગયા પણ છોકરાને એક છોકરી છે તે બ્રાહ્મણમાં પરણાવી છે, ને ભાણેજને એક છોકરો છે, હવે તેની મિલકતનો વારસ છોકરાની છોકરી કે ભાણેજનો છોકરો બેમાંથી કોણ થશે?

ઉ૦—જે માણસને પુત્ર હોય તેને બીજો દત પુત્ર કરવાનો હક નથી. વળી બ્રાહ્મણ ક્ષત્રી, અને વાણીઆમાં ભાણેજને છોકરો કરી લેવાનો નથી એટલા માટે ભાણેજ કાયદેસર વારસ કહેવાય નહીં તેથી છોકરી બ્રાહ્મણમાં પરણાવી છે તોપણ વારસ થઇ શકે છે. ઉંચી જાતમાં લગ્ન થવાથી તેના હકને હરકત લાગતી નથી.

શુદ્રમાં છોકરીના છોકરાને અથવા બેહેનના છોકરાને છોકરો કરી લેવાનો ચાલ હોયછે.

પ્ર૦—૨૦૮ જુદા થયેલા ભાઇઓમાંથી એક ભાઈ મરી ગયો, તેને બૈરી નથી પણ છોકરા છે તેણે તેની પાછળ ક્રિયા ખરચ વગરે કાંઇ કર્યું નહીં પણ જુદા થયેલા ભાઈએ ક્રિયા ખરચ કર્યું છે, પણ મરનાર ભાઇ મરતી વખત છોકરીને અમુક આપવાને કહી ગયેલો છે, તે આપતાં વધારેની મિલકતનું વારસ છોકરી કે જુદો થયેલો ભાઇ બેમાંથી કોણ થશે?

ઉ૦—છોકરી બધી મિલકતની વારસ થશે; જુદા થયેલા ભાઇએ ક્રિયા ખરચ કીધું તેથી તે વારસ થઇ શકે નહીં, જો કદાપિ છોકરીને અમુક આપી બાકી ભાઈઓએ લેવું ખાત્રી પુર્વક થયું હોય તોજ ભાઇને મળે નહીં તો ઉત્તર કાર્યમાં કરેલો ખરચ ભાઇને મળે.

પ્ર૦—૨૦૯. બે ભાઇઓ જુદા રેહેતા હતા, તેમાંથી એક મરી ગયો, તેને છોકરી અને ઓરમાન ભાઈ છે, તો હવે મિલકતનું વારસ સગો ભાઇ, ઓરમાન ભાઇ કે છોકરી એ ત્રણમાંથી કોણ થશે?

ઉ૦—જુદા છતાં મરી ગયો તો છોકરી વારસ થશે જુદા ના હોય તો સગો ભાઇ વારસ થાય. અને તે ના હોય તો ઓરમાન ભાઇ વારસ થાય.

પ્ર૦—૨૧૦. બે ત્રણ ભાઇ હતા, તેમાંથી વેપારને અરથે એક પોતાની છોકરી તથા જમાઈને પાસે રાખી ૨૦ વરસથી બેત્રણગાઉનેવેગળે, વશેલો બાદ તેભાઇ ગુજરી ગયો, તો તેની મિલકતનું વારસ કોણ થશે?

ઉ૦—મરનારે આમ રહી દત્ત પુત્ર લીધો નહીં હોય અને જુદો થયેલો હશે તો તેની છોકરી વારસ થશે.

પ્ર૦—૨૧૧. એક માણસ મરી ગયો તેની પાછળ પોતાના છોકરાની વિધવા બાયડી તથા પોતાની વિધવા છોડી, તથા જુદો થયેલો સગો ભાઇ એ ત્રણ મુકી મરી ગયો છે, તેમાંથી તેની મિલકતનું વારસ કોણ થશે?

ઉ૦—વિધવા છોડી વારસ થાય અને તે મરી જાય તો બીજા અનુક્રમનાં સગાં વારસ થાય સ્પષ્ટ રીતે વર્ણવેલા સપિન્ડ હયાત હોય તે અનુક્રમે વારસ થાય અને તેઓના અભાવે છોકરાની વિધવા નજીકના સગા તરીકે વારસ થઇ શકે છે. સ્પષ્ટરીતે વર્ણવેલા સપિન્ડોના અનુક્રમમાં છોકરાની વિધવા ઓરત ગણાય નહીં, ફક્ત છોકરાની વિધવા ઓરતને તેના કુટંબની લાયકી પ્રમાણે ભરણપોષણ મળવું જોઇએ, તેથી મરનારની વારસ મરનારની વિધવા દીકરી થશે.

પ્ર૦—૨૧૨. એક માણસ બીજાનો દતક થઇને મરણ પામ્યો તે વખત તેને એક છોકરી છે તથા પૂર્વનો એક સગો ભાઇ છે, હવે દતક થનાર તથા તેનો સગો ભાઈ દતક થનારના ચાર પાંચ પેઢીએ પિત્રાઈ થાય છે તો મરનારની વારસ તેની છોકરી કે તેનો પુર્વનો સગોભાઇ બેમાંથી કોણ વારસ થશે?

ઉ૦—જુદાપણામાં દતક થયેલો ભાઇ મરી ગયો તેથી તેના પુર્વના ભાઇનો હક ન પોહોંચતાં તેની છોકરીઓનો હક પોહોંચે.

પ્ર૦—૨૧૩. એક માણસ મરી ગયો તે વખત તેને એક ન્હાની છોકરી હતી., તો તેના વારસાનું સરટિફીકેટ તે છોડીને મળશે, અગર તેનું પાલન તથા લગ્ન તેનો પીત્રાઈ ભાઈ કરે તો તેને વારસાનું સરટિફીકેટ મળશે કે કેમ?

ઉ૦—પિત્રાઇ ભાઇ ભેગો હોય તો તેને વારસાનું સર્ટીફિકેટ મળશે. પરંતુ તે જુદો હોય તો છોકરાને સર્ટીફિકેટ મળશે, પણ છોકરીનું પાલણપોષણ પિત્રાઈ ભાઇ કરે.

૧. મરનાર ભેગો હોય તો તેનો છોકરો અગર ભત્રીજો વારસ થાય. છોકરી ન થાય, પરંતુ છોકરી પરણે ત્યાં સુધી તેના સગાઓએ તેનું ભરણપોષણ કરવું ને ખરચ કરી પરણાવવી.

૨. મરનાર સગાઓથી જુદો થએલો હોય તો છોકરી વારસ થાય અને તેની ન્હાની ઉમ્મર હોય ત્યાં સુધી તેને કોઇના વાલીપણા નિચે રાખવી તે વાલી પરણ્યા પછી છુટો થઈ શકે.

પ્ર૦—૨૧૪. એક શખસ પિત્રાઇ ભાઈ તથા પોતાની છોકરી મુકીને મરી ગયો હવે એ મરનારનો વારસ પીત્રાઇ ભાઈ થાય કે છોકરી થાય કદાપી પીત્રાઈ ભાઇ વારસ થાય ત્યારે ન્હાની ઉમરની છોકરીની પરવરશી કેવી રીતે થવી જોઇએ?

ઉ૦—મરનાર જુદો થયા પછી ગુજરી ગયો હોય તો તેની વારસ તેની છોકરી થાય છે. છોકરી વગર પરણેલી હોય તો મરનારનો હક લેનારે તેને પરણાવવી જોઈએ અગર પરણેલી હોય તો વારસ થનારે પિતા પ્રમાણે તેનું રક્ષણ કરવું જોઇએ.

પ્ર૦—૨૧૫. વિશેષ રીતે વર્ણવેલા સપિન્ડો ના હોય તો તેમની સ્ત્રીઓ વારસ થઈ શકે છે કે નહીં?

ઉ૦—પાસેના ખાસરીતે વર્ણવેલા વારસ ન હોય તો ગોત્રજ સપિન્ડ અને સામનો હકની વિધવા વારસ થઇ શકે છે.

પ્ર૦—૨૧૬. નાલાયક પુરૂષોનો વારસો લેવાનો હક કયારે સજીવન થાય છે?

ઉ૦—નાલાયકી દુર થવાથી તેઓનો હક સજીવન થાય છે.

પ્ર૦—૨૧૭. કઈ મિલકતમાં બાપ અને છોકરાઓનો સરખો હક છે?

ઉ૦—વડિલોપારજીત મિલકતમાં.

પ્ર૦—૨૧૮. પરદેશ ગયેલા શખસોના હક કેવી રીતે જળવાય છે?

ઉ૦—સીધા છ પેહેડી સુધીના પુરૂષ વંશજો સુધી તેઓના હક કાયમ રાખવામાં આવે છે.

પ્ર૦—૨૧૯. સ્વભાવિક અવિભકત કુટુંબમાં સામાંન્તર પાયરીના વારસો કયા કયા છે તે કહો?

ઉ૦—પિતા તથા પુત્ર, પૌત્ર, અને પરપૌત્ર; ભાઇઓ તથા ભાઈઓનાં પુત્ર, પૌત્ર, અને પરપૌત્ર, પુરૂષ વંશના પુરૂષ પિત્રાઇઓ, એકજ ધણીની વિધવા છોકરીના દોહિત્રો, અને દોહિત્રીઓ.

પ્ર૦—૨૨૦. ઉપર જે વારસો કહ્યા તેમાંના માથાદીટ વારસો કોણ લે છે અને થડ દીટ વારસો કોણ લે છે?

ઉ૦—પુત્રો, ભાઇઓ, વિધવાઓ, બાપની તરફથી મિલકત વારસામાં લેનારી છોકરીઓ એકસરખી રીતે અથવા માથાદીટ વારસો લેછે. પૌત્રો, પરપૌત્રો, ભાઇના છોકરાઓ, ભાઈના છોકરાના છોકરાઓ, ભાઇનો છોકરાના છોકરાના છોકરાઓ; પીત્રાઇઓ, છોકરીના છોક-

ગુઓ માની તરફથી વારસામાં મિલકત લેનારી છોકરીઓ અને દોહિત્રીઓ જેની તરફથી હિસ્સો લેવાને દાવો રાખતી હોય તેઓને થડદીટ વારસો મળે છે.

પ્ર૦—૨૨૧. વારસોના કેટલા ભાગ પાડેલા છે ?

ઉ૦—સપિંડ, સામનોદક અને બંધુ.

પ્ર૦—૨૨૨. સપિંડ સામનોદક અને બંધુ એટલે શું ?

ઉ૦—સપિંડ એ શબ્દ સ એટલે સમાન પિંડ એટલે અવયવ મળી થયો છે. પણ સાધારણ રીતે એક લોહીના સાધારણ ઉત્પતિ તે ઉતરતી તથા ચઢતી અને પડખાની ૭ પેઢી સુધીના સબંધી સપિંડ ગણાય છે. કોઇ એકાદ પુર્વજથી સબંધનું સામાન્ય લોહી ગણાતું હોય તે પ્રથમ વર્ગના સપિંડ કહેવાય છે, અને જેઓ ફકત પિંડ દાનથીજ મરનારની સાથે સબંધી છે તેઓ બીજા વર્ગના સપિંડ કહેવાય છે. સપિંડો જળદાન પણ આપી શકે છે. જે શખસોને પિંડ દાન કરવાનો અધિકાર છે તેઓ સપિંડ કહેવાય છે. સામનોદકનો શબ્દાર્થ તો એટલોજ છે કે પાણીથી તરપણ કરી શકે તે એવા માણસને સોદક પણ કહે છે. જે શખસો ઉદકદાનથી જોડાએલા સબંધીઓ છે તે શખસોને સામનોદક કહે છે. બંધુ એટલે જે સબંધીઓ બીજાગોત્રમાંથી ઉત્પન્ન થએલા હોય અને જેઓ મરનારના કુળના સપિન્ડ નહીં હોય પરંતુ પિન્ડદાનથી જોડાએલા હોય તેઓને બંધુ કહે છે.

## વુઈલ.

પ્ર૦—૨૨૩. કોઇ માણસ પોતાનો કાયદેસર વારસ છતાં બીજાને મિલકત આપવાનો ઠરાવ કરી પોતાના મુવા બાદ તેણે ક્રિયા કરવી એવો ઠરાવ કર્યો હશે તો તેથી ખરા વારસનો વારસાનો હક ડુબે છે કે શી રીતે ?

ઉ૦—માલેક હયાત છતાં પોતાની મિલકત આપવાને મુખ્ત્યાર છે ને તેણે ઠરાવ્યા પ્રમાણે તેના મરણ પછી મિલકતની વ્યવસ્થા થવી જોઇએ. શાસ્ત્ર પ્રમાણે કોઈ માણસને જંગમ મિલકત પોતાની ખુશી પ્રમાણે કોઇને આપી દેવાને હરકત નથી માત્ર પુત્ર સંતતી હોય તો વડીલોપારજીત સ્થાવર મિલકત ઉપર પ્રમાણે આપી શકાય નહી.

પ્ર૦—૨૨૪ કોઈ એક હિંદુ માણસ છોકરો તથા પોતાની ઓરત તથા છોકરી તથા બે છોકરાની વહુઓ તથા એક ભોજાઇ એવી પાંચ વિધવાઓ મુકીને મરી ગયો મરતી વખત તેણે એવો ઠરાવ કરયો કે અમુક રકમ તથા એનાં ખતાં પત્રાં છોકરાને આપવાં ને બાકી રહે તે છોકરા તથા પાંચે વિધવાએ બરોબર વેહેંચી લેવું તે પ્રમાણે અમલમાં આવ્યું બાદ છોકરો ગુજરી ગયો તેની મિલકત લેવાને વારસે તેની બે ભોજાઇઓ તથા માએ દાવો કરયો છે આ ત્રણમાં કોનો વારસો પોહોંચશે?

ઉ૦—એક હિંદુ માણસને છોકરાં છતાં ઉપર પ્રમાણે વ્હેંચણ કરવાનો અધિકાર ન્હોતો તોપણ હવે એ છોકરાની મિલકતની શાસ્ત્ર પ્રમાણે તો તેની મા વારસ થઈ શકે છે ભોજાઇયોનો કાંઇ દાવો પોહોંચે નહી,

પ્ર૦—૨૨૫ એક હિંદુ વાણીઓ ગુજરતી વખત એને એક ઓરત હતી ને પોતાના બે ગુજરેલા છોકરાઓની વગર ફરજનવાળી બે વિધવાઓ હતી મરતી વખત એણે બે

દસ્તાવેજ જુદી જુદી તારીખના બનાવ્યા તેમાં એકમાં ઠરાવ કરયો કે મોહોટા છોકરાની વહુને જો તેના ધણીની હયાતીમાં પેહેરવા સારૂ જરીયાન આપેલું તે શિવાય બીજું કાંઇ આપવું નહીં ને ન્હાના છોકરાની વહુને જરિયાન શિવાય બીજી કોઈ મિલકત આપવાનો ઠરાવ કરયો ને બીજો એવો ઠરાવ કરયો કે બાકી રહેલી બીજી સ્થાવર જંગમ મિલકત પોતાના સગાઓ તથા નોકર તથા વિધવાને ઠરાવેલા હિસ્સા પ્રમાણે આપવી માટે આ દસ્તાવેજ મંજુર ગણાય કદાપી ન ગણાયતો ત્રણે વિધવાઓ ભેગી રેહે છે તો મિલકતની વ્હેંચણ શી રીતે કરવી?

ઉ૦—એવી રીતે ગુસ્સેથી વ્હેંચણ કરેલી બરોબર નથી છોકરો નહી હતો તે વખત તમામ મિલકતની માલેક મરનારની વિધવા થાય છે માટે તેના અનુમત વીના છોકરાની વહુઓના વચમાં વ્હેંચણ કરવાનો શાસ્ત્રનો આધાર નથી પરંતુ તે વ્હેંચણ કરવાને વાસ્તે ખુશી હોય તો ચાર હિસ્સા કરવા તેમાંના બે હિસ્સા સાસુએ લેવા ને બાકીના બેમાંથી એક એક હિસ્સો છોકરાની વહુઓએ લેવો. ગુસ્સામાં અથવા બીજાના મનના વિકારવડે બુદ્ધિ ભ્રષ્ટ થાયછે તેવી હાલતમાં મિલકતની વ્હેંચણ કરી હોય તો શાસ્ત્ર પ્રમાણે મંજુર નથી.

પ્ર૦—૨૬ સોની જાતની વિધવા ઓરતે વશિયતનામુ કર્યું તેમાં પોતાની સ્થાવર મિલકત ત્રાહિત શખસને આપી દીધી ને પોતાની છોકરીને કાંઇ આપ્યું નહીં, છોકરીએ વશીયતનામામાં કાંઇ શાક્ષી વિગરે કરયું નથી તો એ બક્ષિસ કબુલ થશે કે શી રીતે?

ઉ૦—એ બક્ષિસ કબુલ થવાનું નથી ઓરત પોતાનું સ્ત્રીધન ગમે તેને આપી શકે છે પણ તેને પોતાના ધણીની તરફથી જે કાંઇ સ્થાવર મિલકત મળી હોય તે નજીકના સગાંના અનુમત શિવાય અપાય નહીં ને આ ઠેકાણે નજીકના સગામાં દીકરી છે.

પ્ર૦—૨૨૭ કોઈ માણસ વશીઅતનામું કરે ને તે જેને વારસ ઠરાવવાના છે તેને વશીયતનામું સોંપે પરંતુ તે વશીયતનામું શાસ્ત્રના ઠરાવ વિરૂદ્ધ હોય તો વશિયતનામાનો અમલ થાય કે શાસ્ત્રનો અમલ થાય?

ઉ૦—શાસ્ત્રનો અમલ થાય.

પ્ર૦—૨૨૮ કઈ મિલકતની વ્યવસ્થા કોઇ પણ હિંદુ શખસ વિલથી કરી શકે છે?

ઉ૦—જે મિલકતનું કોઇ હિંદુ શખસ પરહસ્તદાન કરી શકે છે તેજ મિલકતનું તે વિલ કરી શકેછે, વિલ જયાં સુધી હિંદુશાસ્ત્રના નિયમ પ્રમાણે હોય ત્યાં સુધી મંજુર રહેછે.

પ્ર૦—૨૨૯ મરનાર હિંદુ વિલના એકસીક્યુટર અને એડમીનિસ્ટ્રેટરોને શો શો અધિકાર છે?

ઉ૦—તેઓ સાધારણ વહિવટદારોના જેવાછે તેઓની સત્તા વહિવટદારોના સત્તા જેટલી છે પણ વિલમાં જો અધિકારની બાબતમાં વધારો ઘટાડો કરવામાં આવ્યો હોય તો જુદી વાત છે.

પ્ર૦—૨૩૦ હિંદુશાસ્ત્રમાં વીલ કરવાનો અધિકાર આપેલો છે અને નથી આપેલો તો શા માટે?

ઉ૦—ના, કારણ કે હિંદુ શાસ્ત્રમાં દૂરના દુર સગાઓ વારસ થઇ શકે છે અને

કોઇ પણ વારસ ન હોય તો છેવટ સરકારમાં જાય છે અને જે લોકોને ભરણ પોષણ લેવાનો હક છે તેઓને માટે પણ હિંદુ શાસ્ત્રમાં ઠરાવ કરેલા છે તો પછી વીલની શી જરૂર.

પ્ર૦—૨૩૧. કોઈ હિંદુએ વિલ કર્યું હોય તો તે ઇંગ્રેજી કોરટમાં મંજુર રહી શકે છે કે નહીં?

ઉ૦—હા, પણ જ્યાં સુધી હિંદુશાસ્ત્રના નિયમોને અનુસરીને વિલ કરવામાં આવ્યું હોય ત્યાં સુધી તે મંજુર રહી શકે છે. પણ હિંદુશાસ્ત્રના નિયમ વિરૂદ્ધ વિલ કરવામાં આવ્યું હોય તો તે નામંજુર છે. એટલે દરજ્જે હિંદુ શખસ બક્ષિસ કરી શકે છે તેટલે દરજ્જે સુધી હિંદુ શખસ વિલ પણ કરી શકે.

## સ્ત્રીધન.

પ્ર૦—૨૩૨. કોઈ પ્રતિવાદી તકરાર બતાવે છે કે વાદીનું મારા ઉપર જે હુકમનામુ થયેલું છે તેને પેટે વસુલ કરવા મારી પાસે મિલકતમાં ફકત મોટી ઓરત કે જે સાત વરસની ઉમ્મરની છે તેનું જરિયાન છે માટે હુકમનામાથી તે જપ્ત થઈ શકે છે કે શી રીતે?

ઉ૦—કાત્યાયન પ્રમાણે પોતાની ઓરતને આપેલું જરીયાન ધણી પોતાની ઉપજીવિકા ચલાવવા સારૂ લેઇ શકતો નથી માટે વાદીનું હુકમનામુ બીજી રીતે પુરૂં થવું જોઇએ અને આવી રીતે લેવાનો હક પણ ધણીની જાતનો છે. આ જવાબથી એમ નિકળે છે કે ઓરતનું જરીયાન તે તેની મિલકત છે પરંતુ આ જવાબમાં એટલો શક રહે છે કે જ્યારે એ ધણીએ ઓરતને પેહેરવા આપેલું ત્યારે એ ધણીની મિલકત ન કહેવાય કેમકે મિતાક્ષરા પ્રમાણે ઓરતનું સ્ત્રીધન સંકટ વખત ધણી લેઈ શકે છે પણ આ જવાબ એટલાજ કારણથી મજબુત રહે છે કે તેવું કરવું તેની ખુશી ઉપર છે પરંતુ લેહેણદાર તેવું કરવાને તેને ફરજ પાડી શકતો નથી એટલે લેહેણદારનું કોઇ ઓરતના ખાવીંદ ઉપર થએલા હુકમનામાથી તે ઓરતનુ પલ્લુ યાને સ્ત્રીધન જપ્ત કરાવી શકતો નથી.

પ્ર૦—૨૩૩. સ્ત્રીધન આપવા બદલના દસ્તાવેજનો નમુનો કેવો ને તેનો પરિણામ શો થાય છે?

ઉ૦—સ્ત્રીધનનો માયનો એ જે કોઇ ઓરતને માલ મિલકત આપવામાં આવે છે, તેને તે આપવાના દસ્તાવેજમાં તારીખ વરસ લખવું ને એવી મતલબથી લખવું કે હું આટલી મિલકત માહારી મિલકતમાંની તમને મંગળદાયા આપું છું કે તેનો તમારે પોતાની મિલકત માફક ઉપભોગ કરવો આવી રીતે આપેલી મિલકત તેની દીકરીને મળે કે દીકરી ન હોય તો છોકરાને મળે.

પ્ર૦—૨૩૪. એક ઓરત પોતાના ધણી સાથે સાદી કરીને પોતાના પિયરમાં ઘણી એક મુદત સુધી રહી. બાદ પીયરમાંજ ગુજરી ગઈ હવે તે ઓરતનુ પલ્લુ એટલે જે સ્ત્રીનું ધન રહ્યું તેનો વારસો એ ઓરતના ધણીનો પોંહોંચે કે તેના ભાઇઓનો પોંહોંચે?

ઉ૦—એ ઓરતને કાંઇ ફરજન ન હોય તો તેના ધણીનો પહોંચે ખરો કીંવા ખોરાકીપોશાકી એ ઓરતના ભાઈએ એ ઓરતને આપ્યાના સબબથી પોતે વારસાઇહક રાખતા હોય તો તે સબબથી પણ વારસો પહોંચી શકાતો નથી કારણ કે તેના ધણી ઉપર એ ઓરતના ભાઇઓએ ખોરાકી પોશાકી બાબત અલાયદો દાવો કરવો જોઇએ. ધણીને પહોં

ચે કે ઓરતના બાપના સગાને પહોંચે, એ વાત ઓરતના લગ્નની જાતિ ઉપર આધાર રાખે છે. જો બ્રાહ્મ લગ્ન થયું હોય તો ધણી કે ધણીના સગાને વારસો મળે, અને અસુર લગ્ન થયું હોય, તો બાપને કે બાપના સગાને વારસો મળે છે.

પ્ર૦—૨૩૫. મા જીવતાં છતાં તેની ઉપર શાહુકારનાં થએલાં હુકમનામાથી છોકરાની મિલકત જપ્ત થશે ?

ઉ૦—માએ કુટુંબના પોષણ સારૂ કરજ કરેલું નહીં હોય તો છોકરાને ઘરડાઓની મિલકત વારસાના હકથી મળી હશે તે હુકમનામાથી જપ્ત નહીં થાય માએ પોતે કરેલું કરજ પોતાના સ્ત્રીધનથી આપવું.

પ્ર૦—૨૩૬. હિંદુ તેલી જાતની ઓરત પાસે તેનો ભાઇ તથા તેના બે છોકરા ઘણી મુદતથી રહેતાં હતાં દરમિયાન ભાઇ ગુજરી ગયો તોપણ તેના છોકરા એ ઓરત એટલે છોકરાની ફોઈ પાસે રહેતા હતા હાલ, એ ઓરત ગુજરી ગઇ છે માટે તેણીની મિલકત ઉપર સદરહુ બે છોકરાનો વારસો પોંહોંચશે કે શી રીતે ?

ઉ૦—લગ્ન કઇ જાતિનું થયું હતું તે જણાયું નથી પરંતુ શુદ્ર જાતિવાર અસુર લગ્ન થયું હતું એમ અનુમાન થાય તેથી સદરહુ મિલકત તે મરનારનું સ્ત્રીધન છે ને તે તેની પાછળ તેના બાપના વંશના વારસને મળવું જોઇએ ને તેના ભાઇના છોકરા તે જીવતાં છતાં તેના પાસે રહેતા હતા ને તેમના શિવાય તેના નજીકના બીજા કોઈ વારસ નથી સબબ એ મિલકત ઉપર તેમનો વારસો પોંહોંચશે.

પ્ર૦—૨૩૭. વાદી પોતાની અરજીમાં લખે છે કે, મેં મારી છોકરીનું પ્રતિવાદીના છોકરા સાથે લગ્ન કર્યું પરંતુ તેણે છોકરીને દુખ દીધાથી તે કુવામાં પડી ડુબી મુઇ માટે મેં લગ્ન વખત જે રકમ આપેલી છે તે પાછી મળવી જોઇએ. પ્રતિવાદીએ જવાબ આપ્યો કે છોકરીના માબાપો લગ્ન કરતી વખત જે કાંઇ આપે છે તે છોકરી છોકરાના ફરજન વગર ગુજરી જાય તો પાછું આપવાની રીત છે પરંતુ આ છોકરીને છોકરો છે માટે આ દાવો ચાલી શકતો નથી. વાદી પોતાના પ્રતિઉત્તરમાં કબુલ કરે છે કે કદાપિ માહારી છોકરી મોહોતથી મુઈ હોત તો એ મિલકત તેના છોકરાને મળત પરંતુ એનું મોહોત જુદી રીતે થયું છે માટે એ વહિવટ લાગુ પડતો નથી સબબ દાવો અપાવવો જોઇએ માટે શાસ્ત્ર પ્રમાણે વાદીનો દાવો પહોંચે કે શી રીતે ?

ઉ૦—વીરસ્પતિ તથા યાજ્ઞવલક્ય બંનેથી માલુમ પડે છે કે લગ્ન થતી વખત છોકરીને જે કાંઈ આપવામાં આવે છે તે તેના છોકરાને મળે તેનું મોહોત ગમે તે કારણથી થયું પણ તેથી કાંઇ તફાવત થતો નથી માટે વાદીનો દાવો રદ થવો જોઇએ.

પ્ર૦—૨૩૮. પોતાના ધણીની તરફથી જમીન વારસાની રૂઈએ મળેલી હોય તો તે સ્ત્રીનું સ્ત્રીધન છે કે નહીં ?

ઉ૦—તેણીનું સ્ત્રીધન નથી અને તે તેણીનું પરહસ્તદાન કરી શકતો નથી.

પ્ર૦—૨૩૯, વિધવાના ધણીએ જે કાંઇ સ્થાવર મિલકત તેણીને આપેલી હોય તે તેણીનું સ્ત્રીધન છે કે નહીં ?

ઉ૦—સ્ત્રીધન તો છે પણ બીજી જાતના સ્ત્રીધનમાં જેવો તેનો સ્વતંત્ર હક છે તેવે

આવી મિલકતમાં નથી. મિતાક્ષરામાં આ વિશે કાંઇ પણ કહેલું નથી તેથી તથા કલકત્તા તથા મદ્રાસમાં ચાલતા આધારો જોતાં એમ સિદ્ધ થાય છે કે હિંદુ સ્ત્રી અથવા વિધવા આવી મિલકતનું યોગ્ય કારણ સિવાય પરહસ્તદાન કરી શકતી નથી. અર્થાત ધણીની તરફથી સ્થાવર મિલકત જે વારસાની મળે છે તે મિલકતનો જેવો જીંદગી સુધીનો હક હોય છે તેવોજ તેણીનો ધણી તરફથી બક્ષિસ મળેલી સ્થાવર મિલકતમાં હક છે. પરંતુ ધણી તરફથી જ્યારે મિલકત બક્ષિસ કે વશિયતથી આપવામાં આવેલી ને વખતે જો તેણીને પરહસ્તદાન કરવાનો અધિકાર આપ્યો હોય તો તે પરહસ્તદાન કરી શકે છે.

પ્ર૦—૨૪૦. બદફેલીથી સ્ત્રીધનનો વારસો લેવાને માટે સ્ત્રી નાલાયક થાય છે કે નહીં?

ઉ૦—ના.

ભરણપોષણ.

પ્ર૦—૨૪૧. છોકરો પોતાની માને ખોરાકીપોશાકી આપવાને નાકબુલ કરે છે એવા કારણથી કે એ માએ પોતાની બે દીકરીઓની એના અનુમત વિના શાદી કરી ને તે વખતે તેમના ધણીઓ પાસેથી કાંઈ રકમ લીધેલી છે સદરહુ કારણથી છોકરો પોતાની માને ખોરાકીપોશાકી આપવાની જવાબદારીથી મુકત થાય છે કે શી રીતે ને આવી રીતે તેણે જે રકમ મેળવેલી છે તે રાખવાનો માનો અધિકાર છે કિંવા શી રીતે?

ઉ૦—બતાવેલા કારણથી છોકરાને પોતાની માને ખોરાકીપોશાકી આપવાની જવાબદારી મટી જતી નથી તેમ જો એ રકમ પોતાના ઉપયોગ સારૂ આપી હોય તો તે પણ છોકરાયો માગી શકાતી નથી. માને નહીં પણ તે છોકરીઓના ભાઇને લગ્ન કરવાનો અધિકાર હતો પરંતુ આ દીકરાનો હક પોતે લીધાથી તેની ખોરાકી લેવાનો હક નાબુદ થતો નથી. મનુએ આ રીતે રકમ લીધી છે તે ખોટું છે એમ ઠરાવ્યું છે પરતુ ખુશીથી માને આપેલી માટે તે છોકરો માગી શકે નહીં તેમ તેથી ખોરાકી આપવાનું બંધ થઈ શકતુ નથી પોતાની બેહેનોની શાદીથી એને કાંઈ લેવાનો અધિકાર નહીં એમ છતાં તેથી મળેલી રકમમાં પોતાનો હક છે એવી રીતે દાવો કરી શકે નહીં માને દિકરીઓ કે જેઓ પોતે તથા પોતાના દિકરાના તાબામાં છે તેના અનુમત વિના શાદી કરવાનો અધિકાર નહીં હતો તોપણ તે લગ્ન થતી વખત અટકાવવું દિકરાએ લાજમ હતું.

પ્ર૦—૨૪૨. ઓરતે પોતાના ધણી પાસે ધાંન લુગડું લેવા ફરિયાદ કરી તે કામમાં એ ધણિએ પોતાની ઓરતની વ્યભિચાર કરવાની ચાલ છે એવો આરોપ રાખ્યો ને તે વાત તજવીજ કરતાં સાબેત થઇ માટે એ ઓરત ગુન્હેગાર છે તોપણ એ ઓરતને તેના ધણી પાસેથી ધાંન લુગડુ અપાવી શકાય છે?

ઉ૦—હાવી ઓરતને તેના ધણી પાસેથી ધાંન લુગડુ અપાવી શકાય નહીં ને ધણીને એ ઓરતનો એ બંનેના સગાઓના રૂબરૂ ચુટકારો કરવો જોઇએ એવું મનુસ્મૃતિથી નિકળે છે. જે ઓરતનો છેડો છુટકો કર્યો તે ઓરતને ધાંન લુગડુ ન આપવું એવું તો મનુસ્મૃતિમાં કોઇ ઠેકાણે લખેલું નથી પરંતુ એ ઓરતનો ત્યાગ કરવો તથા તેની સાથે સંસારનો વ્હેવાર રાખવો નહીં ને તેની પાસેથી જરિયાન તથા સ્ત્રીધન લેઇ લેવું. હાલમાં થયેલા નિવેડા મુજબ ખોરાકીપોશાકી માગવાનો બિલકુલ હક નથી.

પ્ર૦—૨૪૩. એક ઓરત પોતાના પરણેત ધણી પાસેથી ધાંન લુગડુ લેવાને ફરિયાદ કરી આ કામમાં કેટલાક સાક્ષિઓએ સાક્ષિ આપી કે ઓરતની ચાલથી તે તે તે સાત આઠ વરસ થયાં પોતાના ધણીથી જુદી રહે છે પરંતુ ધણીએ તેનું (ચાટસ્પોટ) ઉત્તર ક્રિયા યાને બારમુ વીગરે કરેલું નથી ને તે ધણીએ બીજી ઓરત કરી તેના સાથે વ્યવહાર ચલાવેછે તે હવે એ ઓરતને ધરમશાસ્ત્ર પ્રમાણે ધણી ધાન લુગડું આપવાનો જુવાપદાર થઇ શકે છે. કીંવા કેમ?

ઉ૦—ઓરતનો પોતાના ધણી પાસેથી જુદી કે ભેગી રહી ધાન લુગડું માગવાનો હક નથી.

પ્ર૦—૨૪૭ એક બ્રાહ્મણ જાતની વિધવા સ્ત્રી પોતાના સસરાના ઘરમાંથી જઈ પોતાના બાપને ઘેર રહી ધાન લુગડુ લેવાને વાસ્તે સસરા ઉપર ફરિયાદ કરે છે. તો સસરાએ ધાન લુગડુ આપવું જોઇએ કીંવા કેમ ને તે બાપને ઘેર ન રેહેતાં સસરાને ઘેર રેહેતો તે આપવું જોઇએ કીંવા શી રીતે?

ઉ૦—એ વિધવાના મરનાર ધણી તથા તે ધણીના દાદાની કાંઇ મિલકત સસરા પાસે હશે તો તે વિધવા પોતાના બાપને ઘેર રહી સસરા પાસેથી ધાંન લુગડુ માગી શકેછે

પ્ર૦—૨૪૫. વાદિયણ વિધવા છે ને તેનો ધણી પોતાના બાપની હયાતીમાં ગુજર્યો છે બાપ દીકરાના વચમાં મિલકતની વ્હેંચણ થયેલી નથી તેમ છોકરાએ કાંઇ મિલકત પોતે પેદા કરી નથી. આ કામમાં પ્રતિવાદી છોકરાનો બાપ છેને વાદીયણના કુટુંબમાંના માણસો તેને ખોરાકી આપી શકે તેમ નથી તો વાદિયણનો દાવો કેટલો પોંહોંચે?

ઉ૦—મરનારને કદી છોકરો હોત તો તે પોતાના દાદાના મુવા પછી મિલકતનો વારસ થાત પરંતુ એવો હક વિધવાનો થતો નથી અને તેને તો પ્રતીવાદી પોતાનો સસરો થાય છે તેની પાસેથી ખોરાકી લેવાનો હક થાય છે ફકત વડિલોપારજીત મીલકત સસરાના કબજામાં હોય તો પોતાની પાસેનું જે સ્ત્રી ધન હોય તે ખોરાકી પોષાકી ઠરાવતી વખતે ધ્યાનમાં લેવું જોઈએ.

પ્ર૦—૨૪૬ જે છોકરો પોતાના બાપની હયાતીમાં ગુજરેલો તેની વિધવા પોતાના સસરાની મિલકત લેવા દાવો કરી શકે છે? કદાપી નથી કરી શકતી તો સસરો ગુજરી ગએલો છે માટે સાસુએ ખોરાકી પોષાકી આપવી જોઈએ કે શી રીતે?

ઉ૦—જે વિધવાનો ધણી પોતાના બાપની હયાતીમાં ગુજરેલોછે તે પોતાના સસરાની મીલકત ઉપર દાવો કરી શકતી નથી તેનો હકતો ફક ખોરાકી પોષાકીનો છે માટે સસરો ગુજરાથી તેની મિલકત જેણે લીધીહોય તેણે એટલે સાસુએ તે ઓરતને ખોરાકી પોશાકી આપવી જોઇએ.

પ્ર૦—૨૪૭ અનૌરસ છોકરાઓને ત્રણ ઉંચી જ્ઞાતિમાં તથા શુદ્ર જ્ઞાતિમાં ભરણપોષણના હક વિશે શા નિયમ છે?

ઉ૦—ત્રણ ઉંચ વરણના માણસના અનૌરસ છોકરાને ભરણપોષણ લેવાનો અધિકાર છે.મુતુસ્વામિ તગવેર એતાપા નૈકન વિ. છેકંટાસ્વાર એતીપા ૨ બેંગાલ. લો. રી, ૧૫. ૩ બેંગાલ. લો. રી ૪ તેમજ શુદ્ર વરણના કોઇ સખસના અનૌરસ છોકરાને પણ ભરણ પોષણ લેવાનો અધિકાર છે.

પ્ર૦—૨૪૮ બદફેલીને લીધે પરણેલી સ્ત્રીને અથવા વિધવાને ભરણુ પોષણુ લેવાના હકને શી અસર થાય છે?

ઉ૦—બદફેલીને લીધે હિંદુ સ્ત્રીને તેના ધણીની પાસેથી ભરણું પોષણુ લેવાનો બીલકુલ અધિકાર નથી. જો ધણી પોતાની સ્ત્રી જારકરમ કરતી હોય તેમાં આંખ આડા કાન કરતો હોય તો અથવા જારકરમ માફ કરવામાં આવે ત્યારે તેણી ને ભરણું પોષણું જેવા રીતે ભ્રષ્ટ થયેલા જ્ઞાતિ બહાર કાઢેલા શખસને દુર બેસાડી જમાડવામાં આવે છે તે પ્રમાણે તેણીનું પણ પોષણુ કરવું જોઇએ એમ શાસ્ત્રની અંદર કહેલું છે પણ હાલતે નિયમ ચાલતો નથી તેથી કોઇ રીતે તેણીનો ભરણુ પોષણુ લેવાનો હક નથી. જે સ્ત્રીને પોતાની ધણીની હયાતિમાં જારકરમને માટે દુર કરવામાં આવી હોય તો પછી તેણીનો તો ભરણુ પોષણુ લેવાનો હકજ નથી.

પ્ર૦—૨૪૯ સ્ત્રી અને મા સિવાય બીજા કોને કોને ભરણુ પોષણુ લેવાનો હક છે?

ઉ૦—ઓરમાન મા વડિઆઇ, છોકરાની વહુ અને બેહેન, સ્ત્રી, માબાપ અને ન્હાની ઉમ્મરનાં છોકરાંઓને ખોરાકી પોષાકી મિલકત ન હોય તો પણુ માગવાનો હક છે પણુ તે શિવાય ઓરમાન મા, વડીઆઇ, છોકરાની વહુ, અને બેહેન વારસો લેવાને નાલાયક પુરૂષો તેમજ તેમના છોકરા, સ્ત્રી, અને કુંવારી છોકરીઓ ઇત્યાદિને તો વડિલોપારજીત મિલકત હોય તોજ વારસો લેવાનો હક છે.

પ્ર૦—૨૫૦. ભરણુપોષણુમાં શાનો સમાવેશ થાય છે?

ઉ૦—ખોરાકીપોશાકી અને માથા ઓઢવાનું ઘર.

## દાયવિભાગ અથવા વ્હેંચણ.

પ્ર૦—૨૫૧. કોઇ મરનાર માણુસને દિકરા તથા દિકરીઓ હતી તેમને પોતાની હયાતીમાં મિલકત વ્હેંચી આપીને પોતાની ઓરતને જીવતાં સુધી ભોગવે એવા કરારથી કાંઇ જમિન આપી એ રીતે ઓરતને આપેલું બરોબર છે કે શી રીતે?

ઉ૦—બરોબર છે.

પ્ર૦—૨૫૨. હિંદુ જાતની વિધવા સ્ત્રી વગર ફરજનની છતાં તેના ધણી તથા દિયર વચ્ચે ઇનામી જમિનનો હિસ્સો થયો નહીં હોય તો પોતાના ધણીના હિસ્સાની જમિન દીયર પાસેથી લેવાનો એ વિધવાને અધિકાર છે કીંવા શી રીતે અગર હિસ્સો થયો હોય તો આવી ઓરતને ધણીનો હિસ્સો મળી શકે છે કે શી રીતે?

ઉ૦—વ્હેંચણુ થયા તથા જુદા રહ્યા પછી જો તેનો ધણી ગુજરી ગયો હશે તો આવી વગર ફરજનની ઓરત હિસ્સો પોતાના દિયર પાસેથી લેઈ શકે છે પરંતુ ઇનામી જમિનના ઉત્પન્નનો કીંવા એ જમિનનો હિસ્સો કરયો નહીં હોય તો એને હિસ્સો માગવાનો અધિકાર નથી?

પ્ર૦—૨૫૩. બે સગા ભાઇ ગુજરી ગયા તેમાં એકની ઓરતને તેનો છોકરો છે ને બીજાની ઓરત વગર ફરજનની છે ને મરનારાંઓની સ્થાવર મિલકત તથા વતન છે માટે વગર ફરજનવાળી ઓરતને તેના મરનાર ખાવનના સ્થાવર મિલકતનો તથા વતનનો હિસ્સો મળશે કે તે ઉપર તેના ભત્રિજાનો દાવો ચાલશે. અગર ભત્રિજાનો દાવો ચાલે

તેવું હોય તો એ વગર ફરજનવાળી ઓરતને સદરહુ ભત્રિજાની માએ ફારગતી લખી આપી સ્થાવર મિલકત વ્હેંચી આપી છે, ને ફારગતી ભત્રિજાએ કબુલ રાખેલી છે ને આવી રીત છતાં તેવો હિસ્સો શાસ્ત્ર ઉપરથી તેને મળશે કીંવા નહીં ને આવી રીતે વ્હેંચણ કરવાનો તેમને અધિકાર હતો કીંવા શી રીતે ?

ઉ૦—ગજીયારામાં ઓરત વતનની વારસ થઇ શકતી નથી સબબ જેને છોકરો છે તે છોકરો વારસ થાય છે, ને તે છોકરાની માએ હિસ્સો આપી ફારગતી આપી હશે ને તે ફારગતી છોકરાએ કબુલ કરી હશે તોપણ શાસ્ત્ર ઉપરથી તેનો હિસ્સો આપવાનો અધિકાર નહીં હતો એમ છતાં શાસ્ત્ર પ્રમાણે ભત્રિજો વારસ છે. જેને પુત્ર નથી તેને ધાંન લુગડું ભત્રિજા પાસેથી લેવાનો અધિકાર છે. પરંતુ જે મિલકત ઉપર તેણીના ધણીની અલાયદી માલકી છે તે મિલકત ઉપર તે ઓરતની માલકી થાય છે તે રીતે મજીયારામાં માલકી થતી નથી ને આવી રીતે ફારગતિ કબુલ કર્યાથી તે હિસ્સો ઓરતનો છે એમ સમજવાને શાસ્ત્રનો કાંઇ આધાર નથી.

પ્ર૦—૨૫૪. એક પુરૂષને ચાર છોકરાને ચાર છોકરાના છોકરા છે. ને તે માણસ ગુજરી ગયો છે ત્યારે તેની મિલકતના હિસ્સા શી રીતે કરવા ?

ઉ૦—ચારે છોકરાને ચાર બરાબર હિસ્સા મળશે ને છોકરાના છોકરાને તો પોતાના બાપના હિસ્સામાંથી બરાબર નિમે હિસ્સા મળશે.

પ્ર૦—૨૫૫. બાપ છોકરાનું પાલણ પોષણ ન કરે, માટે તેણે તે કરવું એવો છોકરાનો દાવો ચાલશે ને મિલકતનો હિસ્સો કરવાની બાપની મરજી નહીં હોય તો છોકરો હિસ્સો લેવાની ફરિયાદ કરી શકે છે ?

ઉ૦—ધર્મશાસ્ત્રમાં એવું લખ્યું છે કે ગુરૂ શીષ્ય, પીતા, પુત્ર, ધણી, ધણીઆણી, ને ધણી તથા ચાકરના વચમાં હલકી બાબત ફરીઆદ ચાલશે નહી. મોટું કામ હોય તો ફરીયાદ ચાલશે. બાપ છોકરાને અન વસ્ત્ર ન આપે તો તે લેવાના છોકરો શાસ્ત્ર પ્રમાણે ફરીયાદ કરી શકે છે ને ઘરડાની મિલકત છતાં બાપ છોકરાને હિસ્સો ન આપે તો છોકરો ફરિયાદ કરી હિસ્સો લેઇ શકે છે.

પ્ર૦—૨૫૬ એક માણસને પાંચ દીકરા હતા ને તે ગુજરી ગયો તેમાંના ત્રણ દીકરા વગર ફરજંને ગુજરી ગયા ને બે છોકરા રહ્યા તેમાં એકનો છોકરો છે ને બીજાનો એક છોકરો ને રાંડેલી એક છોકરી છે તો મિલકતની વ્હેંચણ શી રીતે કરવી?

ઉ૦—મિલકત એ બે છોકરાને વ્હેંચી આપવી ને વિધવા છોકરીને તો ફક્ત બાપે જીવતાં આપ્યું હોય તે તથા એના સસરાને તહીંથી મળ્યું હોય તેટલુંજ એનું છે કેમકે પરણેલી છોકરીનો જ્યારે કોઈ છોકરો ન હોય ત્યારે હક પોહોંચે.

પ્ર૦—૨૫૭ એક માણસના છોકરાઓએ બાપને મળેલી વડીલોની મિલકતમાંનો હિસ્સો લેવા બાપ ઉપર દાવો કર્યો પણ તેમ કરવા બાપની ખુશી નથી એમ છતાં એ હિસ્સો માગી શકે છે?

ઉ૦—ફક્ત જમીનનો હિસ્સો માગી શકે છે. કેટલાએક કારણોમાં મિતાક્ષરા પ્રમાણે બાપની ખુશી શિવાય પણ છોકરાઓ બાપની મિલકતમાંથી તમામ હિસ્સો માગી શકે છે.

પ્ર૦—૨૫૮ પક્ષકાર કાકો ભત્રીજો છે તે કેટલીક મુદત સુધી એક ઘરમાં મજીઆરે રેહેતા હતા પછી તે જુદા રહ્યા પણ મજીઆરાની વ્હેંચણ કરી નહીં હાલ વ્હેંચણ કરેછે માટે સ્વાલ એ છે કે તે જુદા રહ્યા પછી જે કમાયેલા છે તે વ્હેંચણમાં લેવી કે નહી?

ઉ૦—હાલ સુધી કાંઇ વ્હેંચણ થઈ નથી તો તેમણે જે કાંઇ પેદા કરેલુંછે તે મજીઆરાનુંજ છે એમ ગણવું માટે વ્હેંચણ થતી વખત સરવેનું વેહેંચણ કરવું. મજીઆરાનો માલ ગમે તે રીતે વધારે કર્યો હશે તો પણ તેની બરાબર વ્હેંચણ કરવી પરંતુ જુદા રહી પેદા કર્યું હશે ને તે પેદા કરવાને વાસ્તે મજીઆરાની મિલકત સાધન હશે તો એવું પેદા કરનારને બમણો હિસ્સો આપવો મીતાક્ષરા પ્રમાણે પોત પોતે પેદા કરેલું હોય ને તે મજીયારી મિલકત સાધનમાં નહી લીધી હોય તો તે હરેકની કમાઇ વ્હેંચણમાં ના લેતાં પોત પોતાની પાસે રાખવી.

પ્ર૦—૨૫૯ વડિલોપારજીત અવિભકત મિલકતમાં છોકરો બાપ પાસેથી ભાગ લેઇ શકે છે?

ઉ૦—માગવાના વ્યાજબી કારણ નથી તો બાપની ઇચ્છા ઉપરાંત વડીલોપારજીત અવિભકત મિલકતમાં ભાગ માગવાનો છોકરાને હક નથીજ.

વ્યાજબી કારણો આ કહેવાય:—

૧ બાપે પોતાની મિલકત ઉપરથી પોતાનો હાથ ઉઠાવી દીધો હોય.

૨ મિલકત ઉડાવી દે છે.

૩ તેનું ચિત્તભ્રમ થયું હશે.

૪ અતિ વૃદ્ધ થયો છે.

૫ તે માહા રોગથી પિડિત રહે છે.

આ બધી બાબતમાં છોકરો વડિલોપારજીત મિલકતમાં પોતાના બાપ પાસેથી ભાગ લેવાનો દાવો બાપની મરજી ભાગ આપવાની ન હોય તોપણ કરી શકે છે.

પ્ર૦—૨૬૦ મરનારના બાપના દ્રવ્યમાં એક પુત્રનો એક તૃલ્યાંસ ભાગ છે; બે પુત્ર છે ત્યારે તે પુત્રના હિસ્સામાં પૌત્રોને ભાગ શું આવશે?

ઉ૦—મરનારની મિલકતમાં પુત્ર પૌત્રોને ભાગ પાડવાનો સરખો હક છે; પરંતુ એ પૌત્રોના બાપ જીવતા છે અને આરોગ્ય સ્થિતિમાં ચાલે છે માટે બાપના તરફથી વાંધો ન હોય તોજ ભાગ પાડી શકાય છે નહીં તો ન થાય. એવા ભાગના વિભાગ માટે શાસ્ત્રવાળાઓએ બહુ અપવાદ ઠરાવેલા છે; અને તેટલા ઉપરથી પુત્રના ભાગમાંથી પૌત્રને ભાગ શું આવે તે કહેવું અશકય છે. વેસ્ટ અને બુલર.

પ્ર૦—૨૬૧ કોઇ પુરૂષના છોકરાઓ બાપની મરજી ઉપરાંત તેનું બાપુકુ ધન વ્હેંચી શકે છે?

ઉ૦—હરકોઇ પુરૂષના છોકરાઓનો વડીલોપારજીત ધન ઉપર હક છે, પણ તે ધન કુટંબમાંથી નિકળી ગયા પછી પાછું બાપે મેળવ્યું છે તો તે તેના સ્વતંત્રનાનું મેળવેલું ગણવું પડેછે. આ તથા બીજુ બાપે જુદુ પેદા કરેલું હોય છે તે તેની મરજી શિવાય વ્હેંચાતુંજ નથી વેસ્ટ અને બુલર.

પ્ર૦—૨૬૨. કોઈ યોગીને ચાર પુત્ર છે તેમાંના બે-એક અજ્ઞાન તથા બીજો લાયક ઉમ્મરનો છે તે બાપ સાથે ભેગા રહે છે. બીજા બે જણાએ બાપ સાથે કજીયો કરી ઘર વ્હેંચી લીધું ત્યારે બાપ હાજર ન હોય તો અને તેની મરજી વિરૂદ્ધ તેમ કીધું છે એ ઘર બાપ દાદાનું હતું ત્યારે એ બે છોકરાએ વ્હેંચણુ કરી તે કાયમ રહેશે કે રદ થવી જોઇએ ?

ઉ૦—વ્હેંચણુ રદ કરવી.

પ્ર૦—૨૬૩. કોઇ માણસે બાપોકી મિલકતનો અરધ ભાગ લેવા બાપ ઉપર દાવો બાંધ્યો. બાપે જુવાબ આપ્યો કે કુટુંબના ભરણપોષણના ખરચ બદલ તેને કરજ થયેલું છે અને કરજ બધું વળી રેહે નહીં ત્યાં સુધી છોકરાને મિલકતમાં ભાગ માગવાનો અધિકાર નથી. ત્યારે હવે સ્વાલ એ છે કે કરજ આપ્યા શિવાય પણુ છોકરો સદરહુ મિલકત માં ભાગ માગી શકે છે ?

ઉ૦—કરજ વાળવાનું કામ બાપના માથે છે બાપ જીવે છે ત્યાં સુધી છોકરાને કરજ વાળાને જવાબ દેવાનો નથી. કુટુંબની વડીલોપારજીત મિલકતમાં બાપ અને તેના છોકરા નો સરખો હિસ્સો છે, માટે એવું કરજ આપવાની જુવાબદારી શિવાય છોકરો અરધો ભાગ લેઇ શકે છે. મી. વ્ય. પત્ર. ૧૯ પૃ. ૨ ઓ. ૮.

પ્ર૦—૨૬૪. કોઇ પુરૂષને છ પુત્ર છે તેમાંથી મોહોટો એક મરણુ પામેલો છે. તે મરનારનો પુત્ર દાદા ઉપર કુટુંબના ધનમાંથી ભાગ લેવા ફરિઆદી કરે છે, તો તે દાવો ચાલશે કે નહીં ?

ઉ૦—તેના દાદાએ આપ કમાઇની જે મિલકત મેળવી છે તેમા પૌત્રનું કાંઇ લાગતુ નથી પણુ વડિલોપારજીત જે આવેલી હોય તેમાં તો તે ભાગ માગી શકે છે.

પ્ર૦—૨૬૫. કોઇ પુરૂષને બે પુત્રો છે, તેમને ભાગે પોતાની મિલકત બરાબર વ્હેંચી આપી એક ભાગ વડીલ છોકરાને આપ્યો અને બીજો ભાગ ન્હાનો છોકરો પ્રદેશમાં હતો તેથી તેના છોકરા:—પોતાના પૌત્રને સ્વાધિન કર્યા. ત્યારે હવે વિચાર કરવાનો સ્વાલ એ છે કે બાપ પોતાના દીકરાની રજા વિના પોતાના દિકરાના દિકરાને તેનો ભાગ આપી શકે છે ?

ઉ૦—દિકરો ભાગ લેવા અશક્ત નથી તો બાપથી તેનો હિસ્સો દિકરાના દિકરાને આપી શકાતો નથી.

પ્ર૦—૨૬૬. કોઇ પુરૂષે પોતાના બાપની મિલકતનો કાંઇ ભાગ પોતાથી જુદા રહેલા છોકરાને આપ્યો અને તે તેને ત્યાં દશ વર્ષ સુધી રહ્યો. ત્યારબાદ તે છોકરાએ વેચી ખાધો તે વખતે તેના સાવકાભાઇઓ જેઓ મિલકત આપ્યા પછી જન્મેલા હતા તેમણે ફરિયાદી માંડી અને દાવો કર્યો કે તેઓના મરનાર બાપે જે મિલકત આપી હતી તેમાં એમનો પણુ હક રહ્યો છે. ત્યારે સ્વાલ એટલો છે કે બાપે પોતાની મિલકત આપી દીધા પછી છોકરાઓ જે જન્મ્યા છે તેવા છોકરાઓ બીજાને તેવ્હેંચી નાખી દીધા પછી પણુ તે ભાગ ઉપર દાવો કરી શકે છે કે નહીં ?

ઉ૦—જ્યારે બાપ અને તેના છોકરાઓ મિલકત વ્હેંચી લઇ વિભક્ત થયા છે ત્યારે

તે પછી જે છોકરા જન્મે તેનો ભાઇઓના ઉપર કશી મિલકત ઉપર કશો દાવો રહેતો નથી, તે માટે જેઓને મિલકતનો ભાગ મળ્યો છે અથવા જેઓને ત્યાં તે ભાગ ગયો છે તેમાંના કોઇ ઉપર તેઓથી દાવો કરાઇ શકાય નહીં.

પ્ર૦—૨૬૭. એક શુદ્ર જાતનો શખસ ગુજરી ગયો છે તેના સગામાં પોતાના વડીલ છોકરાનો છોકરો, બીજા પોતાના ત્રણ ન્હાના છોકરા, બે ભાઇઓ અને એક પીત્રાઇ ભાઈ છે. આ મરનારને સરકાર તરફથી અમુક હક વિગરેના રોકડા રૂપિયા મળતા હતા અને તે મિલકત વડિલોપારજીત છે. હવે દરેકને વારસાનું સર્ટીફિકેટ શી રીતે આપવું એટલે દરેકને કેટલો કેટલો હિસ્સો આપવો તે કહો જો તે મીલકત વડીલોપારજીત ન હોય તો આ સર્ટીફીકેટથી દરેકને કેટલો હીસ્સો આપવો જોઈએ?

ઉ૦—જો આ મિલકત ઘરડાઓએ મેળવી હોય; અને પ્રથમ તેની વ્હેંચણ કરેલી ન હોય તો, પ્રથમ તેના બે હિસ્સા કરવા એમાંનો એક મરનારના બાપનો હિસ્સો અને બીજો પીત્રાઈ ભાઈના બાપનો હિસ્સો મરનારના બાપના હિસ્સાના ત્રણ હિસ્સા કરવા તેમાં દરેક ભાગ મરનારને તથા તેના બે ભાઇઓનો ઠરાવવો હવે આ મિલકતના નીમે ભાગમાંથી ત્રીજો હિસ્સો મરનારના ભાગનો છે તેના ચાર ભાગ કરવા તેમાંનો દરેક ભાગ તે મરનારના ત્રણ છોકરાને તથા તેના છોકરાના છોકરાને આપવો પરંતુ જો આ મિલકત વડીલોપારજીત ના હોય અને મરનારે ખુદ મેળવેલી હોય તો, તેના છોકરાને તથા છોકરાના છોકરાને સરખે હિસ્સે આપવી.

પ્ર૦—૨૬૮ એક શખસે પોતાના છોકરાને પરણાવ્યો અને તેને કેળવણી આપતાં ઘણાં નાણાં ખરચ્યાં બાદ છોકરાએ બીજા દેશમાં જઇ ઘણી લાંબી મુદત નોકરી કરી ઘણી મિલકત મેળવી અને ત્યાં ગુજરી ગયો તો હવે તેનું વારસ કોણ થશે એનો બાપ કે તેની સ્ત્રી.

ઉ૦—જે કાંઇ છોકરાએ પ્યારમાં પોતાની સ્ત્રીને આપ્યું હશે તે, અગર જે કાંઇ તે સ્ત્રીનું સ્ત્રીધન હશે તે, તે સ્ત્રીનું છે પણ જ્યાં સુધી બાપ અને દિકરો જુદા થયા નથી ત્યાં સુધી બાકીની તમામ મિલકત બાપને મળશે, બાપના ખરચથી ભણ્યો હતો માટે તે છોકરાએ જે મિલકત મેળવી હોય તે જુદી થઈ શકતી નથી.

પ્ર૦—૨૬૯, એક બાપ તથા દિકરો મજીઆરે રેહેતા હતા. તેમાંથી દિકરો પોતાની સ્ત્રી તથા એક દિકરીને મુકી ગુજરી ગયો તેને બાપ તથા ભાઇ અને મા છે તો સર્વેમાંથી તેનું વારસ કોણ?

ઉ૦—મરનારની મિલકત લેવાનો તમામનો શરખો હક છે. પરંતુ તેની સ્ત્રીના દાગીના હશે તો, તે સ્ત્રીનાજ છે.

મરનારના છોકરાની જે મિલકત મજીયારી હશે તે તમામ બાપને મળશે, અને જે વખત બાપની તથા તેના બીજા આરોગ્ય છોકરાની વચ્ચે વ્હેંચણ થશે ત્યારે આ મિલકતની પણ વ્હેંચણ થશે.

પ્ર૦—૨૭૦. એક વડિલોપારજીત ઇનામ પાંચ ભાઇઓના કબજામાં છે એમાંના કેટલાએક ભાઇ બીન ફરજને ગુજરી ગયા તો તેઓનો હિસ્સો તેમના જે ભાઇઓ જીવે છે તેમને મળશે કે શી રીતે?

ઉ૦—હા.

પ્ર૦—૨૭૧. એક ભાઈ ગુજરી ગયો છે તો. તેનું વારસ કોણ થશે?

ઉ૦—જો તે મરનાર ભાઈ મજીયારે રેહેતો હશે તો, તેની મિલકતના વારસ તેના ભાઇઓ થશે. પરંતુ જો તે જુદા થયેલા હશે તો, તેની વિધવા વિગરે વારસ થશે. ભાઇઓની વચ્ચે એક વખત વ્હેંચણી થઇ હોય અને ફરીથી પાછા એકઠા થયા હોય અને પછી તેમાંનો એકાદો ગુજરી જાય તો તેનો સાથે મજીઆરે રેહેનાર તેની મિલકતના વારસ થશે.

પ્ર૦—૨૭૨. એક શખસ વડિલોપારજીત વતન મુકી ગુજરી ગયો. મરતી વખતે તેને પોતાની વિધવા તથા પોતાનો ન્હાનો ભાઈ છે તો, તે બેમાથી કોને વારસો મળશે?

ઉ૦—જો મિલકત વડિલોપારજીત હોય અને ભાઇઓની વચમાં વ્હેંચણી ના થઇ હોય તો તેનો ન્હાનો ભાઇ વારસ થશે. પછી તે મિલકત સરકાર દફતરમાં મોહોટા ભાઇ એકલાને નામે દાખલ હશે તો તેની કાંઇ ચિંતા નથી. અને વિધવાનો તે મિલકત ઉપર હક નથી ફકત ભરણ પોષણનો હક વિધવાનો છે.

પ્ર૦—૨૭૩. એક ભાઈ અને બીજો ભાઇદાસ એ નામના બે ભાઇઓના કબજામાં એક ગામ છે તેમણે એક ભીખારી રામદત્ત નામના માણસને વંશપરંપરા ચાર વિઘા જમીન આપી. રામને ચાર છોકરા હતા તેમાંનો એક છોકરો પોતાની સ્ત્રીને મુકી ગુજરી ગયો તે સ્ત્રી પોતાના ધણીના હિસ્સાનો એક વિઘુ જમીન લેવા દાવો કરે છે તજવીજ કરતાં માલમ પડે છે કે આ જમીનની વ્હેંચણ કરવામાં આવી નહોતી તો. તે સ્ત્રીને દાવો અપાશે કે શી રીતે?

ઉ૦—જમીનની વ્હેંચણ થએલી નથી માટે વિધવાને દાવો આપવામાં આવશે નહીં ભીખારી રામદત્તના બીજા છોકરા તે મરનાર ભાઈના વારસ થશે.

પ્ર૦—૨૭૪. ત્રણ ભાઈઓએ પોતાના બાપની મિલકત વ્હેંચણ કરી જુદા રહ્યા પરંતુ એક ઓરડીની વ્હેંચણ કરી નહોતી અને તેઓએ પોતાની માને રેહેવા દાખલ આપી હતી બાદ આ ભાઇઓમાંથી એક ભાઇ પોતાની સ્ત્રી મુકી ગુજરી ગયો પછી મા ગુજરી ગઈ. હવે આ વિધવા આ ઓરડી ઉપર પોતાના ધણીના ત્રીજા હિસ્સાનો દાવો કરે છે તો, તેનો તે ઉપર હક છે કે શી રીતે? જો તે ઓરડી માએ પોતાની છોકરીના છોકરાને કૃષ્ણાર્પણ આપી હોય તો, આ વિધવાનો તેના ઉપર હક છે કે કેમ?

ઉ૦—મજીયારી ઓરડીનો કોઇ ભાગ લેવાનો વિધવાને હક નથી.

પ્ર૦—૨૭૫ બે ભાઇઓ જુદા રહે છે. અને પોત પોતાનો વહિવટ ચલાવે છે. તેમાંનો મોટો ભાઇ છોકરો મુકયા શિવાય ગુજરી ગયો તેને મરતી વખતે પોતાની સ્ત્રી છે તો તે કુટુંબના વતનમાં હિસ્સો લેવા દાવો કરી શકે છે કે શી રીતે?

ઉ૦—વતન, સ્ત્રીની, અગર વંશપરંપરાની નીમનોક જે ઘરડાઓએ મેળવેલી હોય અને જેની વ્હેંચણ પ્રથમ થએલી ના હોય તેમાંનો હિસ્સો જે વિધવાને છોકરો નથી તેને માગવાનો હક નથી.

પ્ર૦—૨૭૬ ચાર ભાઈએ વ્હેંચણ કરી એક બીજાથી જુદા રહ્યા હમેશના રીવાજ

પ્રમાણે એક ઘર કેટલીક જમીન અને બીજી સ્થાવર મિલકત મજીયારી રાખી ત્યાર પછી તેમાના બે ભાઇ મરણ પામ્યા. હવે આ સ્થાવર મિલકતમાં મરનાર ભાઈઓનો હિસ્સો કોને તેમની વિધવાઓને કે તેમના બે ભાઇઓ જે આરોગ્ય છે તેમને મળશે?

ઉ૦—મરનાર ભાઈઓની વિધવાઓ પોતાના ધણીના તમામ હિસ્સા ઉપર દાવો કરી શકતી નથી. પરંતુ તેમને જોઇતાં રેહેવાને જગો આપવી જોઇએ, બાકીની તેમને મળશે. શાસ્ત્રનું કહેવું એવુંછે કે મિલકતનો જે ભાગ મજીઆરો હોય તેને મજીઆરી મિલકતના વારસાના સાધારણ નિયમો લાગુ થાય છે. અને તે નિયમોથી વિધવાનો હક બાતલ કરેલોછે.

પ્ર૦—૨૭૭. એક શખસને ત્રણ છોકરા હતા, તેમાંનો એક છોકરૂં મુકયા વિના ગુજરી ગયો તે મરનાર તથા તેના ભાઇઓની વચ્ચે વડિલોપારજીત મિલકતની વ્હેંચણ થયેલી ન હતી. તેથી મરનાર ભાઇની વિધવા હતી. તોપણ તેના વારસાનું સર્ટીફીકટ તેના બે ભાઈઓને આપવામાં આવ્યું હતું બાદ તે ભાઇઓ ગુજરી ગયા. તેમાંના એકને મરતી વખત પોતાની સ્ત્રી તથા બે છોકરી હતી ને બીજાને ત્રણ છોકરીઓ હતી પહેલા જે ભાઇ ગુજરી ગયો હતો તેની મિલકત આ બે છોકરીઓવાળી વિધવાના કબજામાં હતી પ્રથમ જે ભાઇ ગુજરી ગયો છે તે પોતાનો હિસ્સો પોતાના બે ભાઇ પાસેથી લીધા વિના ગુજરી ગયો છે અને તે ગુજરી ગયો તે વખતે તેના ભાઇ આરોગ્ય હતા. હવે તે મરનાર ભાઈની વિધવા બીજા બે ભાઇઓના વારસો છે અને જેના કબજામાં વડિલોપારજીત મિલકત છે તેમના ઉપર પોતાતા ધણીનો હિસ્સો લેવા દાવો કરે છે તો, તે વિધવાનો તે હિસ્સા ઉપર દાવો ચાલશે કે ફકત તેને ખોરાકી પોશાકી મળશે તે કહો?

ઉ૦—વિધવાનો મરનાર ધણી પોતાની મિલકતની વ્હેંચણ થતાં પહેલા ગુજરી ગયો જણાય છે, વળી તેણે એક છોકરો મુકેલો નથી માટે જે બે ભાઇઓ પાછળથી ગુજરી ગયા તેમના વારસો ઉપર આ વિધવા કાંઈ પણ હિસ્સો લેવાને દાવો કરી શકતી નથી. તેને તો વારસોએ ફકત ખોરાકી પોશાકી આપવી જોઇએ.

પ્ર૦—૨૭૮. એક સખસ ગુજરી ગયો, બાદ તેની વિધવાએ પોતાના ધણીની કેટલીક મિલકત લેવા પોતાના જેઠ ઉપર ફરિયાદ કરી, મરનાર સખસ પચાશ વરસથી જુદો રહે છે. પણ કુટંબની મિલકતની વ્હેંચણ થયેલી નથી તો તે વિધવા હિસ્સો લેવા દાવો કરી શકે છે કે શી રીતે?

ઉ૦—જે મિલકત વડીલોપારજીત છે અને જેની વ્હેંચણ થયેલી નથી તેનો હિસ્સો લેવા વિધવા દાવો કરી શકતી નથી પરંતુ કાંઇ એવી મિલકત હોય કે જે તેના ધણીએ ઘરડાઓની મિલકતનો ઉપયોગ કર્યા વિના મેળવેલી હોય તો તે વિધવા પોતાના જેઠ ઉપર તે લેવા દાવો કરી શકે છે.

પ્ર૦—૨૭૯. કનોજી જ્ઞાતના બે ભાઇઓ મજીયારે રહેતા હતા તેમાંનો એક પોતાની વિધવા મુકીને મરણ પામ્યો. હવે બીજો ભાઈ જે હયાત તે પોતાના મરનાર ભાઈની વિધવાને ખોરાકી પોશાકી આપતો નથી તેમ તેનો ગુજારો થવાને કાંઇ મિલકત પણ સોંપતો નથી આવી રીતે હકીકત છતાં મરનાર ભાઈનું લેહેણું વસુલ કરવાને તેનો હયાત ભાઇ અગર તેની વિધવા એ બેમાંથી કોનો હક છે?

ઉ૦—આ ભાઈઓ અવિભકત હતા સબબ મરનારનું લેહેણું વસુલ કરવાને તેના હયાત ભાઇનો હક છે. મરનાર ભાઈની વિધવાનો તો ફકત ખોરાકી પોશાકી લેવાનો હક છે પરંતુ તે વિધવાએ પોતાના દીયરના ભેગા રેહેવું જોઇએ જો તે ના રહે તો નહીં રહી શકવાનું તેણીએ પાકુ કારણ બતાવવું જોઈએ. વ્યવહાર મયૂખ ઉપરથી.

પ્ર૦—૨૮૦. ત્રણ ભાઇઓ છે તેમની મિલકત અવિભકત છે તે મિલકતમાં યજમાન વર્ત્તીકનું કામ, એક ઘર. અને કેટલીએક વસ્તુઓ છે. આ ત્રણ ભાઇઓમાંથી એક ગુજરી ગયો, ગુજરનારનો બેહેનનો છોકરો પણ છે તો હવે મરનારનો વારસ કોણ થશે તેના હયાત ભાઇઓ કે તેની બેહેનનો છોકરો તે કહો?

૨. ધારો કે આ ભાઇઓને વ્હેંચણ થયેલી છે અને તેઓ જુદા રહે છે તો કોણ વારસ થશે?

૩. મરનાર શખસ મજીઆરામાં વડિલોપારજીત યજમાન વર્ત્તિકનું કામ કરતો હોય તો તે કામ કોને તેના પિત્રાઈ ભાઇના છોકરાને કે તેના સગા ભાણેજને વારસામાં મળશે

૪. એમ ધારીએ કે ઉપર લખેલી મિલકતની વ્હેંચણ થયેલી છે તો ઉપર બતાવેલા બે સગાઓમાંથી તે કોને વારસામાંથી મળશે?

ઉ૦—૧ લો. જો ત્રણ ભાઇઓની મિલકત અવિભકત હોય અને તેમાંથી એકાદો પોતાનો છોકરો અથવા છોકરાનો છોકરો મુક્યા વિના ગુજરી જાય તો તે મરનારના વારસ તેના સગા ભાઇઓનેજ ગણવા જોઇએ.

૨. જે કુટુંબો મિલકતની વ્હેંચણ થયેલી હોય તેમાં વારસાના નિયમ શાસ્ત્રમાં નિચે મુજબ છે.

૧. વિધવા, ૨. છોકરી, ૩. છોકરીનો છોકરો, ૪. બાપ, મા, ૫. સગા ભાઇઓ. આ નિયમ પ્રમાણે અનુક્રમે વારસ થાય છે. આમાંનું જે ના હોય ત્યારે તેની નિચે જે હોય તે વારસ થાય.

૩. જ્યારે યજમાન વર્ત્તિની વ્હેંચણ થયેલી ના હોય અને એકાદો સહહિસ્સેદાર ગુજરી જાય તો તે મરનારના હિસ્સાનો તેના પિત્રાઇ ભાઇનો છોકરો વારસ થશે. પરંતુ તે છોકરો મરનારના નિચે બતાવેલા સગા નહીં હોય તો વારસ થશે. એટલે સગો ભાઇ, ભત્રીજો, માબાપ, સાવકોભાઇ, સાવકોભત્રીજો, કાકો. કાકાનો છોકરો, અને વિધવા.

૪. જ્યારે મરનાર જુદો રેહેતો હોય ત્યારે તેની મિલકતનો વારસ તેનો બેહેનનો છોકરો થશે. જ્યાં સુધી બેહેનનો છોકરો હોય ત્યાં સુધી પિતરાઇ ભાઈનો છોકરો વારસ થઇ શકતો નથી.

વ્યવહારમયુખ તથા મિતાક્ષરા.

પ્ર૦—૨૮૧. ચાર ભાઈઓ છે તેમણે પોતાની જંગમ મિલકતની વ્હેંચણ કરી સ્થાવર મિલકત રેહેવા દીધી છે, સ્થાવર મિલકતમાં એક દેવાલયમાં દિવો કરવા જવાના બદલામાં જમિન મળેલી છે તે છે, આ ચાર ભાઈઓમાંથી એક ગુજરી ગયો. તેની મરતી વખત એક વિધવા છોકરી છે તો, તે છોકરીને પોતાના બાપનો હિસ્સો મળશે કે શી રીતે?

ઉ૦—છોકરીને હિસ્સો મળી શકશે નહીં તે તેના અવિભક્તમાં રહેનાર બીજા સગા-

ને મળશે. મીતાક્ષરા તથા વ્યવહારમયુખ.

પ્ર૦—૨૮૨. ત્રણ ભાઇઓ છે તેમાં બે મજીયારે રહે છે અને એક જુદો રહે છે. જે બે મજીયારે રહે છે તેમાંના એકનો છોકરો છે અને એકને છોકરી છે. તે છોકરી પોતાના ધણીને ઘેર રહે છે. આ બેઉ ભાઇઓ ગુજરી ગયા તો હવે બીજા ભાઈની મિલકતનું કોણ વારસ થશે?

ઉ૦—તેના ભાઇનો છોકરો તેના કાકાની મિલકતનો વારસ થશે, પરંતુ જે મરનાર ભાઇએ કોઇ વસ્તુ પોતાની છોકરીને આપવાને કબુલ કર્યું હશે તો તે છોકરીને આપવી જોઇએ. મિતાક્ષરા તથા વ્યવહારમયુખ.

પ્ર૦—૨૮૩ ત્રણ ભાઇઓ ગુજરી ગયા છે તેમાંના એકને પોતાના છોકરાનો છોકરો છે બીજાને છોકરો છે અને ત્રીજાને પોતાના છોકરાની છોકરી છે તો તે છોકરી પોતાના વડાઉવાની મિલકતની વારસ થશે કે નહીં.

ઉ૦—જયાં સૂધી કુટંબમાં મરદો હયાત છે ત્યાં સુધી છોકરીનો પોતાના વડાઉવાના હિસ્સાની મિલકત ઉપર કાંઇ હક નથી.

પ્ર૦—૨૮૪ એક સખસ પોતાની છોકરી મુકી મરણ પામ્યો. તે મરનારનો ભાઇ જે તેની સાથે મજીઆરે રેહેતો હતો તેણે એક છોકરો દત્ત લીધો છે. હવે મરનારની મિલકતનું કોણ વારસ થશે આ છોકરો કે મરનારની છોકરી?

ઉ૦—મરનાર તથા તેનો ભાઇ બેઉ અવિભક્ત રેહેતા હતા માટે તેના ભાઈનો દત્ત લીધેલો છોકરો તેની મીલકતનો વારસ થશે. વ્યા મયુખ. તથા મીતાક્ષરા.

વગર પરણાવેલી બેહેનો હોય તો ભાઇએ પોતાનો હિસ્સાનો ચોથો ભાગ તે બેહેનોને આપવો જોઈએ.

પ્ર૦—૨૮૫. એક કાકો તથા ભત્રીજો છે તે વંશ પરંપરાનું વતન ભોગવે છે. ભત્રીજો ગુજરી ગયો તો સ્વાલ એટલોજ છે કે ભત્રીજાનો વારસ કોણ થશે કાકો કે તેની વિધવા થશે?

ઉ૦—જો કાકો ભત્રીજો કુટંબમાં જુદા થયા હશે તો, ભત્રીજાના હિસ્સાની વારસ તેની વિધવા થશે, પણ જો મિલકત વ્હેંચેલી નહીં હોય અને તેનો ભોગવટો કાકા ભત્રીજાની સહિયારી મિલકત પ્રમાણે થતો હોય તો મરનાર ભત્રીજાને ઠેકાણે કાકો થશે.
મીતાક્ષરા તથા વ્યવહારમયુખ.

પ્ર૦—૨૮૬, એક માણસની વિધવા તથા તેનો પિત્રાઇ ભાઇ કુટંબના અવિભક્ત માણસો પ્રમાણે એકઠા રહે છે આ માણસે કેટલાંક નાણાં લોકોને ધીરેલાં છે તો તે વસુલ કરવાનો હક કોને તેની વિધવાને કે તેના પિત્રાઈ ભાઇને છે?

ઉ૦—મરનાર તથા તેનો પિત્રાઇ ભાઇ એકઠા રહેતા હતા માટે મરનારનું લેહેણું વસુલ કરવાને પિત્રાઇ ભાઈને હક છે. વિધવાનો તો ફક્ત ખોરાકીપોશાકી લેવાનો હક છે,
વ્યવહારમયુખ.

પિત્રાઇ ભાઇ મરનાર સાથે મજીયારે રહેતો હોય તો, તે મરનારના હિસ્સાનો વારસ થાય, કોઈ વિધવા થાય નહીં.

પ્ર૦—૨૮૭. એક શખસ ગુજરી ગયો છે તેની ઉત્તરક્રિયા તેના વડીલ પિત્રાઇભાઈ એ કરી છે અને મરનારને એક સાવકોભાઈ છે, તો હવે તે મરનારની મિલકતને વારસ કોણ થશે, આ પિત્રાઇભાઇ કે તેનો સાવકોભાઇ ?

ઉ૦—એ મુખ્ય પિત્રાઈ ભાઇ મરનારથી જુદો રેહેતો હોય અને સાવકો ભાઇ આ વિભક્ત કુટુંબના માણસો પ્રમાણે ભેગો રેહતો હોય તો એકલો સાવકો ભાઇ તેનો વારસ થશે. મિતાક્ષરા તથા વ્યવહારમયુખ.

પ્ર૦—૨૮૮. એક શખસ પોતાની એક છોકરી મુકી ગુજરી ગયો છે, અને તે શખસ એક પિત્રાઇ ભાઇની સાથે ભજીયારે રેહેતો હતો, અને બીજી પેઢીએ પિત્રાઈ ભાઇ હતો હવે તે મરનારનું વારસ કોણ થશે તેની છોકરી કે પિત્રાઇ ભાઇ ?

ઉ૦—પિત્રાઇ ભાઈ મરનારની મિલકતનો વારસ થશે, છોકરીઓને તો તેના બાપે જે કાંઈ આપ્યું હશે તેજ મળશે. મિતાક્ષરા તથા વ્યવહારમયુખ.

પ્ર૦—૨૮૯. એક સ્ત્રીને એક છોકરી છે તે સ્ત્રીનો ધણી ઘણા વરસથી દેશ મુકી ગયેલો છે અને તેના વિશે કાંઇ ખબર અંતર મળતી નથી. મિલકતમાં પોતાના હિસ્સાના જે ઉપજ આવે છે તે સ્ત્રીને મળે છે. આ સ્ત્રી તથા તેનો ધણી તેના પિત્રાઈ ભાઇયો સુમારે પોણોસો વરસથી જુદા રહે છે. સ્થાવર મિલકતની વ્હેંચણી થયેલી નથી. આ સ્ત્રી પિત્રાઇ ભાઇ ઉપર સદરહુ સ્થાવર મિલકતનો હિસ્સો લેવા દાવો કરે છે. પિત્રાઈ ભાઈ કહે છે કે સ્ત્રીને તેના ભાગની મિલકતના જે ઉપજ આવે છે તેથી તેને સંતોષ રેહેવું જોઇએ અને તે હિસ્સો તેને તેની હયાતીમાં મળે જશે વળી તે કહેછે કે સ્થાવર મિલકતની વ્હેંચણુ એવી શરતથી કરી શકે, કે તે સ્ત્રી તે કોઇને આપે નહીં હવે સવાલ એટલો છે કે આ બાબતમાં શી રીતે નિરણય કરવો જોઈએ ?

ઉ૦—મિલકતની ઉપજમાંથી આ સ્ત્રી પોતાના હિસ્સાની ઉપજ ઘણા વરસથી ખાય છે. વળી તેને એક દીકરી છે. સબબ તે સ્ત્રીને સ્થાવર મિલકતની વ્હેંચણુ કરવાની અરજી કરવાનો હક છે, પિત્રાઇ ભાઇ, તે મિલકત સ્ત્રીએ કોઇને આપી છે તે ડરના કારણથી હરકત લે છે તે બરોબર નથી. કેમકે સ્ત્રીને જરૂર પડે ત્યારે તે મિલકત બીજાને આપવાનો અધિકાર છે.. વ્યવહારમયુખ.

મિલકત અવિભક્ત ન હોય તો તે ઉપર વિધવાનો કાંઇ હક નથી.
વ્યવહારમયખ અધ્યાય.

પ્ર૦—૨૯૦. એક સ્ત્રીએ પોતાની સાસુ ઉપર તથા પોતાના સસરાના ચાર પિત્રાઇ ભાઈઓ ઉપર કુટુંબની વડિલોપારજીત મિલકતનો પોતાના સસરાનો હિસ્સો લેવા દાવો કર્યો છે, તો આ દાવો તેને અપાય કે શી રીતે ?

ઉ૦—આવી મિલકતના કોઇ હિસ્સા ઉપર તે સ્ત્રી દાવો કરી શકતી નથી. તેતો ફક્ત ખોરાકીપોશાકી લેવા પ્રતિવાદી ઉપર દાવો કરી શકે છે.
વ્યવહારમયુખ તથા મિતાક્ષરા

પ્ર૦—૨૯૧. એક વડિલોપારજીત ભજીયારૂ ઘર છે તે ઉપર એક કુટુંબના કેટલાક માણસોનો હક છે, તેમાંના એકનો છોકરો ગુજરી ગયો, તેની વિધવા, કુટુંબના બીજા

માણસો એટલે તે વિધવાના દિયરના છોકરાના છોકરા અને તેના કાકાજીના છોકરા હયાતી છતાં પોતાના મરનાર ધણીનો હિસ્સો લેવા દાવો કરે છે તો, તે વિધવા તેવો દાવો કરી શકે છે કે શી રીતે ?

ઉ૰—જે શખસ મરતી વખત મજીયારો હોય તેની સ્ત્રી હિસ્સો લેવા દાવો કરી શકતી નથી. વ્યવહારમયુખ તથા મિતાક્ષરા.

પ્ર૰—૨૯૨ એક શખસ તથા તેના બાપની કાકીએ બે કુટંબના અવિભક્ત માણસો પ્રમાણે એકઠા રહેતા હતા તે "યાદી" તથા કુલકરણી વતન ભોગવતાં હતાં હવે આ કાકી તે વતનનો હિસ્સો લેવા દાવો કરી શકે છે કે ફકત તે વતનની ઉપજમાંથી ખોરાકી પોશાકી લેવા દાવો કરી શકે છે?

ઉ૰—જો આ કાકી પોતાના ભત્રિજાના ભેગી રહે અને સારી વરતણુંકની હોય તો તેનો ફકત ખોરાકી પોશાકી લેવાનો હક થાય છે. (વ્ય. મ, તથા મિ.)

પ્ર૰—૨૯૩. અ. તથા બ. બે ભાઈઓ છે તેમને એક લેહેણાની જામીની તરીકે એક ઘર મળેલું છે. અ. એ પોતાની સાળીનો છોકરો પોતાના ઘરમાં રાખી પોતાના છોકરા પ્રમાણે ઉછેર્યો. આ ઘર અ. ની સાળીના છોકરા તથા બ. છોકરાના કબજામાં હતું, અને બ. ના છોકરાના મરણ પછી તે મરનાર છોકરાના છોકરાના તથા અ. ની સાળીના છોકરાના કબજામાં છે. પણ આ બેઉની ઓરતોએ લડવા માંડયું તેથી બ ના છોકરાના છોકરાએ અ. ની સાળીના છોકરા ઉપર તમામ ઘરનો કબજો લેવા દાવો કર્યો. સાળીના છોકરા પાસે પોતાનો રીતો પુર્વક દત્તક લીધો છે તેવું સર્ટીફીકેટ બતાવવાને છે નહીં ફકત તેનો વીસ અગર પચીસ વરસથી કબજો છે, આવી હકીકત છતાં બ. ના છોકરાના છોકરાનો દાવો ચાલી શકે છે કે નહીં?

ઉ૰—અ. ની સાળીનો છોકરો રીતસર દત લેવામાં આવેલો નથી, સબબ તે અ. નો છોકરો છે એમ ગણી શકાતુ નથી. માટે બ, ના છોકરાના છોકરાનો આ દાવો ચાલી શકે છે. ( વ્ય. મ. તથા સ. )

પ્ર૰—૨૯૪. જો એક માણુસ પોતાના બાપ અને ભાઇથી જુદો નિકળ્યા બાદ મીલકત મેળવે તો તેનું વારસ કોણ થશે ?

ઉ૰—તેનો છોકરો અને તે ન્હાની ઉમ્મરનો હોય તો તેની મા તેની વાલી થશે.

પ્ર૰—૨૯૫. જો છોકરો ન્હાની ઉમ્મરનો હોય અને મરનાર શુદ્ર હોય તો, તેનું વારસ કોણ તેની વિધવા કે તેના ભાઇઓ થશે ?

ઉ૰—સદરહુ તમામનો મરનારની મિલકત ઊપર હક છે, પણ તેના વારસ તેના છોકરા થશે.

છોકરાઓ બાપના વારસ છે અને વિધવાને ભોજન ખરચ મળે છે અથવા જો છોકરાઓ વ્હેંચી લે. અને વિધવાએ સ્ત્રી ધન લીધું નહીં હશે તો, મિલકતમાંથી તે વિધવાને એક હિસ્સો મળશે.

પ્ર૰—૨૯૬. એક "માહાર જાતના" સખસે પોતાની સ્ત્રીને પોતાના ઘરમાંથી કાહાડી મુકી છે તેનો છોકરો તેની મા સાથે ગયો બાદ આ શખસ ગુજરી ગયો. જે વખત

ગરી ગયો તે વખત તેના મીત્રોએ તેના સગાના એક છોકરાને તે મરનારનો છોકરો કરી નિમ્યો. આ છોકરો મરનારનો વારસ થશે કે શી રીતે ?

ઉ૦—મરનારનો ખરો છોકરો વારસ થશે, અને નિમેલો છોકરો વારસ થશે નહીં.

પ્ર૦—૨૯૭. અ, પોતાની પેહેલી બાયડીના પેટનો છોકરો બ. અને બીજી બાયડી ક ને મુકી ગુજરી ગયો. અ નું ઘર એકલા બ ને મળશે કે ક. તે ઘરમાંથી હિસ્સો લેવા દાવો કરી શકે છે. કદાપિ એમ હોય કે ઘરનો એક ભાગ ક ના કબજામાં છે તો તે કબજાના કારણથી તે ભાગ ઉપર ક નો હક થાય છે કે શી રીતે?

ઉ૦—અ. ગુજરી ગયો એટલે તેનું ઘર બ ને મળવું જોઇએ તેની શાવકી માના કબજામાં ઘરનો કાંઈ ભાગ હોય તો તેથી તેનો તે ભાગ ઉપર હક થતો નથી, પણ સાવકી મા ખોરાકી પોશાકીનો દાવો કરી શકે છે.*

પ્ર૦—૨૯૮. એક કણબીએ બીજા કણબીનો છોકરો ઉછેર્યો, અને તેણે પોતાની સ્થાવર મિલકત તેને આપી તેથી તે ઉછરેલા છોકરાના કબજામાં મિલકત આવી. પાછળથી આ કણબીને એક છોકરો થયો તે છોકરો અને સદરહુ ઉછરેલો છોકરો ઘણાક વરસ જુદા રહ્યા. હવે આ ખરા છોકરાએ પોતાના બાપે ઉછરેલા છોકરાને સ્થાવર મિલકત આપી છે તે લેવા તે ઉછેરેલા છોકરા ઉપર દાવો કર્યો. આ દાવો તે કરી શકે છે, અને કરી શકે છે તો કેટલી મુદતમાં કરી શકે છે, ત્રીસ વરસ આ મિલકતનો કબજો રહ્યા બાદ તે કબજાને હરકત થઇ શકે કે નહીં, જો બાપે અને તેના ઉછેરેલા છોકરાએ મેહેનત અને પૈસા ખરચી આ મિલકત સંભાળથી સુધારી હોય તો, આ ઉછેરેલા છોકરાનો તે ઉપર કાંઇ દાવો થાય છે કે શી રીતે?

ઉ૦—બાપે પોતાના ખરા છોકરાના જન્મ પહેલાં દત્ત લીધેલા છોકરાને જે મિલકત આપી હશે તેનો પુણો હિસ્સો લેવાનો ખરા છોકરાનો હક છે. જો દત લેનાર બાપે છોકરાને યોગ્ય ક્રિયા અને હોમ કરીને દત લીધો હશે તો, તે છોકરાનો મિલકતનો પા હિસ્સો લેવાનો હક થાય છે મિલકત હિસ્સો લેવાનો દાવો કેટલી મુદતમાં કરવો જોઇએ એ વિશે શાસ્ત્રમાં કાંઇ નથી પરંતુ એવો ઠરાવ છે કે કોઇ શખસને સ્થાવર મિલકતની આવદાની બીન હરકતે વીસ વરસ સુધી મળી હોય, અને જંગમ મિલકતની તેવીજ રીતે દસ વરસ સુધી મળી હોય તો, તે આવદાની બીજાને આપવાને તેને ફરજ પાડી શકાતી નથી. તોપણ સ્થાવર મિલકત ઉપરનો તેના માલેકનો હક છે તે કોઈ દિવસ જતો નથી.

ઉપર બતાવેલા ઉછેરેલા છોકરાને તેના ઉછેરનાર બાપે પ્યારથી જે આપેલું તે તેની પાસે રેહેવા દેવું જોઇએ પણ તે લોકમાં તેની પદવીને યોગ્ય જોઇએ અને ખરા છોકરાને ગેરવ્યાજબી જુલમ ભરેલું ના થવું જોઇએ, ઊછેરેલો છોકરો તેના ઉછેરનાર બાપની દાસીના પેટનો હશે તો, ખરા છોકરાને જે મિલકત આપવામાં આવે તો તે નીમે હિસ્સો તેનો લેવાનો હક થાય છે.

આ પ્રમાણે ઉછરેલો છોકરો અને ખરો છોકરો પણ દતકને લાગુ નથી તે દત વિશે જુદા ભાગમાં કહેલું છે.

પ્ર૦—૨૯૯ અ ને પેહેલી બાયડીનો છોકરો બ છે તે બ પોતાના બાપ અ થી જુદો નિકળ્યો

છે, અ બીજી બાયડી ક ને પરણ્યો છે. અ ગુજરી ગયો ત્યારે તેનું દેવું બએ આપ્યું તો અ નો વારસ કોણ બ કે ક થશે? જો બજ અનો વારસ થાય તો અની મિલકતમાંનો હિસ્સો લેવાનો કનો હક થાય કે તેનો ફક્ત તે મિલકતમાંથી ખોરાકીપોષાકી લેવાનો હક થાય છે?

ઉ૦—બ પોતાના બાપ અનો વારસ થશે, પરંતુ જો અએ કાંઇ સ્ત્રીધન કને આપ્યું હશે તો, તે સ્ત્રી ધન તે લેશે. અને તે શિવાય જ્યાં સુધી સારી વર્ત્તણુકની તે પોતાના સાવકી છોકરાના રક્ષણ નીચે રહેશે ત્યાં સુધી તેને ખોરાકીપોશાકી મળશે.

પ્ર૦—૩૦૩ એક રંગરેજ પોતાની વહુને તથા તેનાથી થએલા છોકરાને બાજુ ઉપર રાખી એક ઓરતને રાખી કેટલાક વરસ રહ્યો, અને તે ઓરતથી તેને એક છોકરી થઈ આ શખસ ગુજરી જાય તે વખત તેની વિધવા અને છોકરો વારસ થશે કે રાખેલી બાયડી અને તેની દીકરી વારસ થશે?

ઉ૦—છોકરો જુદો રહેતો હશે તોપણ તેનો તેની બાપની સ્થાવર અને જગંમ મિલકતનો વારસો લેવાનો હક થાય છે. મરનારની તેની રાખેલી ઓરત તથા તેની છોકકરી વારસ નથી.

પ્ર૦—૩૦૧ એક કણબીને પોતાની બાયડીનો છોકરો બ હતો. પણ તે ક સ્ત્રીને પરણ્યો હતો. તે સ્ત્રી પ્રથમ પરણેલી હતી. અ ગુજરી ગયા પછી બ અને ક બેઉ હયાતીમાં છે હવે ક નો અ ની સ્થાવર મિલકતમાં કાંઇ હિસ્સો લેવાનો હક છે કે નહીં અને છે તો કેટલો હિસ્સો છે?

ઉ૦—અએ પોતાની પેહેલી બાયડીનો છોકરો મુકેલો છે. સબબ આ સ્ત્રી જે વખત પરણી તે વખતે કુંવારી નોહોતી, તેનો તે મરનારની મિલકતમાં કાંઇ હિસ્સો લેવાનો હક નથી.

સને ૧૮૫૬ ના આકટ ૧૫ મા પ્રમાણે પુનરલગ્ન કાયદેસર ઠરાવેલું છે. સબબ વિધવા ખોરાકીપોષાકી મિતાક્ષરા અને વ્યવહારમયુખ. પ્રમાણે લેવાને દાવો કરી શકે છે એમ જણાય છે.

પ્ર૦—૩૦૨ એક "લિંગાયત" ગુજરી જાય તો, કોણ તેની વિધવા કે તેનો છોકરો વારસ થશે?

ઉ૦—છોકરો બાપની સ્થાવર જંગમ મિલકતનો વારસ છે. કુટંબની મિલકતની વ્હેંચણ કરતી વખતે જે હિસ્સો તેના ધણીએ પોતાની સ્ત્રીને માટે રાખ્યો હશે તે ઉપજ તે સ્ત્રી વિધવા થયા બાદ દાવો કરી શકે છે, અગર જે હિસ્સો છોકરાઓએ પોતાની વ્હેંચણ કરતી વખતે તેને સારૂ રાખ્યો હશે તેજ ઉપર તે વિધવા દાવો કરી શકે છે.

પ્ર૦—૩૦૨ એક હિંદુ પોતાનો છોકરો અને વિધવા મુકી ગુજરી ગયો છે તો આ બેમાંથી કોણ વારસ થશે?

ઉ૦—છોકરો વારસ છે. પણ જો મરનારની મિલકતની વ્હેંચણ કરવાની હશે તો તે મિલકતનો જેટલો હિસ્સો છોકરો લેશે તેટલો વિધવાને મળશે.

છોકરાની મરજી વિરૂધ વિધવા આવી રીતે વ્હેંચણ કરવાને અગર જુદો હિસ્સો લેવાને દાવો કરી શકતી નથી.

પ્ર૦—૩૦૪ એક શખસ બે છોકરા અને વિધવા મુકી ગુજરી ગયો છે હવે જે પ-

માણે છોકરાઓનો મરનારની મિલકતમાંથી હિસ્સો લેવાનો હક થાય છે, તેમજ આ વિધવાનો હક થાય છે કે શી રીતે?

ઉ૦—વિધવાનો પોતાનો એકાદો છાકરો જેટલી મિલકત લે તેટલી લેવાનો તેનો હક છે. પણ જેટલું સ્ત્રી ધન તેને મળ્યું હશે તેટલાની કીંમત તેને મળતાં હિસ્સામાંથી બાદ કરતાં જે રહે તે તેને મળવું જોઇએ કે મિલકતની વ્હેંચણ થાય તો. આ પ્રમાણે થવાનું છે.

પ્ર૦—૩૦૫ એક શખસ પોતાની વીધવા અને ચાર છોકરા મુકી મરણ પામ્યો છે. આ છોકરાઓમાં ત્રણ છોકરા ન્હાની ઉમ્મરના છે અને એક પાકી ઉમ્મરનો છે. પ્રશ્ન એટલો છે કે આ છોકરાનો દરેક છોકરો પોતાના બાપની મીલકતનો સરખો હીસ્સો લેવાનો દાવો કરી શકે છે કે શી રીતે, અને વીધવાનો પોતાના ધણીની મીલકતમાંથી કાંઇ હીસ્સો લેવાનો હક છે કે શી રીતે?

ઉ૦—મરનાર બાપની મીલકત દરેકનો છોકરો સરખો હીસ્સો લેઇ શકે છે. જો તેઓની માને અગર તેમના બાપની વીધવાએ સ્ત્રીધન તરીકે કાંઈ મીલકત મળી નહી હશે તો તે સ્ત્રીને પોતાના ધણીની મીલકતમાંથી તેના દરેક છોકરાને જેટલો હીસ્સો મળે તેટલો મળવો જોઇએ. જો તે સ્ત્રીને "પલ્લુ" ( સ્ત્રીધન તેને ગુજરાતીમાં કહેછે )મળયું હશે તો તેના દરેક છોકરાને જે મળે તેના નીમે હીસ્સાનું તેને મળશે.

જો તે વીધવાનું સ્ત્રીધન તે પોતાના ધણીની મીલકતમાંથી જે હીસ્સો મળવાનો હશે તેના કરતાં વધતી હશે તો, તેને કાંઇ હીસ્સો મળવાનો નથી. જો મા પાસે જુદી મિલકત હશે તોપણ માનો પોતાના ધણીની મીલકતમાંથી હીસ્સો લેવાના હકનો આધાર તેના સ્ત્રીધનની રકમ ઉપર છે,

પ્ર૦—૩૦૬ બેહેન વીધવા થયેલી હોય અને તેને છોકરો ના હોય તો તે વિધવા બેહેન પોતાના બાપની મીલકતમાંથી હીસ્સો લેવાને ભાઇ ઉપર દાવો કરી શકે છે કે શી રીતે, અને તેના ભાઇના ઘરમાં રહેવાને કાંઇ પણ હક છે કે નહી?

ઉ૦—બેહેનનો સદરહુ મીલકતનો હીસ્સો લેવાને કાંઇ હક નથી તેમ ભાઇના ઘરમાં રહેવાનો પણ કાંઇ હક નથી.

પ્ર૦—૩૦૭. એક માણસ ગુજરી ગયો તેને બે દીકરા છે તેમાંના એકે બાપનું તમામ દેવું આપ્યું હવે બાપની મિલકતનો એ દેવું આપનાર એકલો વારસ થઇ શકે છે કે બંને ભાઇઓ સરખે હિસ્સે વારસ થઇ શકે છે?

ઉ૦—કરજ આપનાર દીકરો પોતાના ભાઇના અનુમતથી બાપની મિલકતનો કબજો કરી બેનો હોય તો તમામ મિલકતનો એ માલેક ગણાય છે, પણ ભાઇના અનુમત વગર દેવું આપ્યું હોય ને બાપની મિલકતનો કબજો લીધો હોય તો પેલા ભાઇને અગર તેના દીકરાઓને આપેલા કરજનો નીમે ભાગ વ્યાજ સાથે આપ્યાથી તેઓ બાપની મિલકતનો નિમે ભાગ લેઇ શકે છે.

બાપની મિલકત દીકરાઓ સરખે સરખી વ્હેંચી લેઇ શકે છે, અને બાપના દેવાના પણ સરખે સરખા જવાબદાર થાય છે. જો એક છોકરાએ બધું કરજ આપ્યું હોય તો પોતાના હિસ્સા ઉપરાંત જેટલું કરજ વાળ્યું હોય તેટલા કરજ જેટલી મિલકત પોતા-

ના હિસ્સા ઉપરાંત પોતાના કબજામાં રાખી શકે છે.

પ્ર૦—૩૦૮. અ. ગુજરી ગયો તેને બ. વિધવા ક ને ડ બે છોકરા, અને ક ની ઓરત ઇ. એટલા સગાં છે. એમાંથી એનું કોણ વારસ થશે? અ ના ગુજર્યા પછી અને મિલકત મ જીયારામાં રહેતી તે દરમ્યાનમાં ક ગુજરી ગયો છે અને તેને પુત્ર સંતાન નથી. જો ક ની મિલકત હોય તો ક ના ગુજર્યા પછી ઉપરના શખસોમાંથી તેનું કોણ વારસ થશે? જો ડ. ની મિલકત હોય અને મજીઆરોજ છતાં ડ ગુજરી જાય તો બ અને ઈ એ બે વીધવાઓમાંથી તેનું વારસ કોણ થશે. જો કુટંબની મિલકતનું અ ઘર મુકીને ગુજરી ગયો તો તેનો કબજો રાખવાને બ અને ઇ એ બે વિધવાઓમાંથી કોણ હકદાર થાય છે?

અ નું ઘર ઈ ના અનુમત વગર બ એ વેચ્યું છે તો એ વેચાણ મંજુર છે કે શી રીતે?

ઉ૦—અ ના વારસ ક ને ડ છે મજીઆરો છતાં ક ગુજરી ગયો તેથી મજીઆરો મિલકતના વારસાનો તમામ હક ડ ને પહોંચે છે.

વારસા અનુક્રમે જેમને વારસો પહોંચે છે તેમાંનો એક માણસ પણ કુટંબને વાસ્તે આફતના વખતે અથવા ધરમના કામસર સ્થાવર મિલકત વેચાણ ગિરો કે બક્ષિસ આપી શકે છે.

પ્ર૦—૩૦૯. બાપે પોતે સ્થાવર મિલકત મેળવી હોય તો તેના વારસ તેના સઘળા દીકરા સરખા થઇ શકે છે કે શી રીતે? અને તેમના બાપના ગુજર્યા બાદ તેઓ એવી મિલકતની વ્હેંચણ કરી શકે છે?

ઉ૦—બાપની સ્થાવર મિલકતના બધા દીકરા બરબે હિસ્સે વારસ છે અને તેવી મિલકત બાપના ગુજર્યા પછી તેવો વ્હેંચી શકે છે.

પ્ર૦—૩૧૦ અ. ગુજરી ગયો તેને એક દીકરો બ છે બીજા દીકરા ડ નો છોકરો ક છે અને ત્રીજા દીકરા ક ની વિધવા ઙ છે તો અ ની સ્થાવર મિલકતની આ વારસો માં શી રીતે વ્હેંચણ થશે?

ઉ૦—એ મિલકત બ અને ક વૃચ્ચે સરખી વ્હેંચાય અને ઇ તો માત્ર ખોરાકીપોશાકી મળવાની હકદાર છે.

દાદાની મેળવેલી મિલકત હોય તે સ્થાવર હોય કે જંગમ હોય, તોપણ બાપ અને દીકરો તેના સરખા હકદાર થાય છે.

પ્ર૦—૩૧૧. એક બાપ અને દીકરો મજીઆરે રેહેતા, છોકરો ગુજરી ગયો તેને મા, બાપ. ભાઇ, ઓરત અને છોકરો છે, હવે આમાંથી એનું વારસ કોણ થશે?

ઉ૦—મરનારની જે મિલકત ઉપર બધાનો સરખો હિસ્સો છે પણ ઓરતને જે દાગીના આપવામાં આવ્યા હશે તે તેની ખાસ મિલકત ગણાશે.

પ્ર૦—૩૧૨. એક માણસને બે દીકરા હતા તેમને પોતાની કેટલીક મિલકત વ્હેંચી આપી ને થોડીક પોતાને વાસ્તે રેહેવા દીધી. પછી તેને ત્રીજો છોકરો થયો ત્યારબાદ ગુજરી ગયો. હવે પ્રશ્ન એટલો છે કે આ ત્રીજા છોકરાને મિલકતનો કેટલો ભાગ આપવો?

ઉ૦—એવું માલમ પડે છે કે બાપે પોતાની હયાતીમાં પોતાને વાસ્તે પોતાની મિલકતનો કાંઇ ભાગ રાખી બાકીની બે દીકરીઓને વ્હેંચી આપી. આ વ્હેંચણ થયા પછી

બાપે બીજી મિલકત પણ મેળવી હશે. આવી રીતે બાપના કબજામાં આવેલી તમામ મિલકત ગજીઆરો વ્હેંચ્યા પછી જન્મેલા છોકરાને મળે છે. અને તેમાં, જુદા થયેલા બે દીકરાનો કાંઇ પણ હક પહોંચી શકતો નથી માટે ગજીઆરો વ્હેંચ્યા પછી બાપની પાસે જેટલી મિલકત છે તે બધાંનો વારસ એ પાછળથી જન્મેલો છોકરો છે અને ગજીઆરો વ્હેંચ્યા પછીના કરજનો એ પણ એ એકલોજ જવાબદાર છે.

ગજીઆરો વ્હેંચ્યા પછી જન્મેલો છોકરો બાપીકી મીલકતનો એકલો વારસ થાય છે. બાપીકી એ શબ્દમાં માની અને બાપની બંનેની મીલકતનો સમાસ થાય છે.

પ્ર૦—૩૧૩. એક માણસે પોતાની બેહેનના છોકરાના છોકરાને દતક કરી લીધો પણ પાછળથી તેનાથી નારાજી થયો ત્યારે તેને એક મૃત્યુપત્ર તૈયાર કરી પોતાની મીલકત પોતાના દત પુત્રને તથા બીજા ભાઈઓને આપવાનો ઠરાવ કીધો છે હવે આ રીતની વ્યવસ્થા તે કરી શકે છે કે શી રીતે, અને આ દત છોકરો પોતાના ખરા બાપના દેવાનો જુવાબ દેઇ શકે છે કે કેમ?

ઉ૦—ના, કોઇ માણસ દત લીધા પછી તે દત ખનો વારસ છતાં આ પ્રશ્નમાં લખ્યા પ્રમાણે પોતાની વ્યવસ્થા કરી શકતો નથી, જે છોકરો દત લેવાયો છે તે પોતાના ખરા બાપનો કરજદાર થઇ શકતો નથી.

દત લીધેલો છોકરો પોતાના ખરા બાપના દેવાનો જવાબદાર નથી કેમકે શાસ્ત્ર પ્રમાણે તેની સાથે બાપ દીકરાનો સંબંધ રેહેતોજ નથી.

પ્ર૦—૩૧૪. વીધીપુર્વક થયેલું દતવીધાન કોઇ માણસ નામંજુર કરી શકે છે?

ઉ૦—પૂ"ત કારણ શિવાય થઇ શકતું નથી.

"પુખ્ત કારણ શિવાય" એટલામાં છોકરામાં કોઈ ખોડ કે એબ હોય કે જેથી વારસાનો હક તેને ન મળી શકે એવું હોય ત્યારે.

પ્ર૦ ૩૧૫—એક માણસે એક છોકરાને દત કરી લીધો પછી તે માણસ પોતે વિધવા મુકી ગુજરી ગયો. દત છોકરાની મરજી પોતાના દત બાપની તમામ મિલકત કબજે લેવાની થઇ છે તો આ વિશે શાસ્ત્રાર્થ શો છે?

ઉ૦—દત લેનારની વિધવાનો મિલકતમાંથી કાંઇ ભાગ રાખવાનો અધિકાર છે અને તે ભાગ તેના સ્ત્રીધન સુધાં દત્ત દિકરાને જેટલી મિલકત મળે તેટલો હોવો જોઈએ.

૧ દત્ત છોકરો પોતાના દત્ત બાપની મિલકતનો વારસ થાય છે.

૨. બાપના ગુજરયા પછી બાપની મિલકતની વ્હેંચણ કરે તો દત્ત છોકરાને તથા માને સરખો હિસ્સો મળે છે, પણ જો વ્હેંચણી ના કરે તો માનો હક માત્ર ખોરાકીપોશાકી લેવાનો છે.

પ્ર૦—૩૧૬. જે સ્ત્રીને દત્તક છોકરો હોય તે સ્ત્રી પોતાની જમીન "સારખત" એક છોકરાની કબુલત લીધા શિવાય બીજાને ભાડે આપી શકે છે કે કેમ?

ઉ૦—છોકરો દત્ત લીધેલો હોય તો તે તેના દત્ત બાપની મિલકતનો વારસ થાય માટે છોકરાનો અનુમાન બાંધ્યા શિવાય સારખતનો કરાર કરી સ્ત્રી જમીન ભાડે આપી શકતી નથી. દત્ત લેતાં પેહેલાં કોઇપણ કરાર તેણે કર્યો હોય તો તે બળવાન છે.

જમીન વિધવાની છે એમ અનુમાન થતું હોય તોપણ તે અસલ તેના ધણીની છે એમ સમજવું જોઇએ.

પ્ર૦—૩૧૭. એક શખસ પોતાનો દત્ત લીધેલો છોકરો મુકી ગુજરી ગયો અને તે સખસ પાસે દેવસ્થાન ધરમાદાનું ઈનામ હતું આ છોકરો તથા મરનારની વિધવા વચ્ચે કાંઈ અણબનાવ થયાથી જુદાં થયાં, તેમાં સ્વાલ એટલો કે આ ઇનામ કોના નામ ઉપર દાખલ થશે; દત્ત છોકરાના કે વિધવાના ?

ઉ૦—આ ઇનામ દત્ત લીધેલા છોકરાના નામ ઉપર દાખલ થવું જોઈએ.

પ્ર૦—૩૧૮. એક મરનારને એક છોકરી તથા દત્ત લીધેલો એક છોકરો છે તે બે માંથી એ મરનારની મિલકતનો વારસ કોણ થશે ?

ઉ૦—છોકરીનો મરનારની મિલકતમાંથી બેઆંની લેવાનો હક છે તેમાંથી તેના લગ્નનું ખરચ થવું જોઇએ ને બાકી રેહે તો તે છોકરીને આપવું જોઇએ. દત લીધેલો છોકરો બાકીનો ચઉદઆની મિલકતનો વારસ થઈ શકે છે.

પ્ર૦—૩૧૯. એક બ્રાહ્મણની વિધવાએ છોકરો દત લીધો છે તો તે વિધવાની હયાતીમાં તેની મિલકતનો વહીવટ કોણ કરશે. તે છોકરો કે તેની વિધવા ?

ઉ૦—દત લેનાર માનું સ્ત્રીધન તેના પોતાનાજ કબજામાં રહે છે. દત લીધેલા છોકરાએ પોતાની માના ગુજરાન સારૂ ઘટતો બંદોબસ્ત કરવો જોઈએ અને માએ તે છોકરાના દાબ તળે રેહેવું જોઇએ અને તે છોકરો તમામ સ્થાવર જંગમ મિલકતનો વહિવટ કરી શકે છે.

પ્ર૦—૩૨૦. એક સ્ત્રીએ પોતાનો ધણી ગુજર્યા પછી એક છોકરાને દત લીધો. આ છોકરો પોતાની માની હયાતીમાં પોતાના બાપની મિલકત ઉપર દાવો કરી શકે છે કે કેમ?

ઉ૦—તે પોતાના બાપની મિલકત ઉપર દાવો કરી શકે છે. પણ તે પોતાની માની મિલકત ઉપર દાવો કરી શકતો નથી.

પ્ર૦—૩૨૧. એક સ્ત્રીએ એક છોકરો દત લીધો અને મિલકત તેના કબજામાં લેવાનો કરાર કર્યો બાદ તે આ સ્ત્રી કરાર પ્રમાણે ચાલવાની નાં કહે છે તો આ છોકરો પોતાને દત લેનાર મા ઉપર મિલકતનો કબજો લેવાને દાવો કરી શકે છે કે કેમ?

ઉ૦—આ કરારની રૂઇએ દત લેનાર મા ઉપર તે દાવો કરી શકે છે પણ તેથી માનો ખોરાકીપોશાકી લેવાનો દાવો ઉત્પન્ન થાય.

પ્ર૦—૩૨૨. એક સ્ત્રીના કબજામાં મિલકત હોય તો તે મિલકત લેવાને માટે તેનો દત્ત લીધેલો છોકરો દાવો કરી શકે છે કે કેમ ? આ મિલકતનો કેટલોક ભાગ આ સ્ત્રીએ મેળવેલો છે ને કેટલોક તેના ધણીએ મેળવેલો છે ?

ઉ૦—જે ભાગ સ્ત્રીએ મેળવેલો છે તે તેનું સ્ત્રીધન છે. સબબ તે તેની એકલી માલેક છે. દત લીધેલો છોકરો સ્ત્રી પાસે જે તેના ધણીની મિલકત છે તે મિલકતમાંથી અરધી લેવાને દાવો કરી શકે છે. બાકીની અરધી મિલકત વિધવા પાસે રેહેવી જોઈએ. સ્થાવર મિલકતની ઉપજ વીધવા ખાઈ શકેછે પણ તે ગીરો આપી અગર વેચી શકતી નથી.

પ્ર૦—૩૨૩. એક સ્ત્રીએ દત પુત્ર કરેલો છે તે સ્ત્રીની પાસે કેટલીક સ્થાવર તથા

જંગમ મિલકત છે એ મિલકતનો માલિક કોણ ગણાય તે સ્ત્રી કે દત છોકરો?

ઉ૦—જ્યારે વિધવાએ દત લીધો હોય ત્યારે તે વિધવાના ધણીની મિલકતનો માલિક દત છોકરો થાય છે પણ જો તે ન્હાની ઉમ્મરનો હોય તો એ મિલકતની સંભાળ વિધવાએ રાખવી જોઇએ. વિધવા માત્ર તેના સ્ત્રીધનની માલિક છે.

પ્ર૦—૩૨૪. એક માહાર જાતની વીધવાએ પોતાની બેહેનના છોકરાને દત લીધો, તે છોકરાને તેના દત બાપના વતનનો વારસો પોંહોંચ્યો. એ મિલકત લેવાને તેના પિત્રાઈએ તેના ઉપર દાવો કર્યો છે તો આ કામનો ચુકાદો શી રીતે કરવો ?

ઉ૦—વિધવાએ પોતાની બેહેનના દીકરાને દત લીધેલો છે તે પોતાના દત બાપનું વતન લેવાને કાયદેસરરીતે હકદારછે માટે તેના કબજાને પિત્રાઈથી હરકત કરી શકાતી નથી.

પ્ર૦—૩૨૫. એક શખસનો પ્રથમનો દત પુત્ર ગુજરી જવાથી તેણે બીજો છોકરો દત લીધો અને મરનાર દતની વિધવાએ બીજો દત લીધો તો આ બે છોકરાને વડિલોપાર્જીત મિલકતનો હિસ્સો કેવી રીતે મળશે ?

ઉ૦—સરખો હિસ્સો મળશે.

પ્ર૦—૩૨૬. એક માણસે દત પુત્ર લીધો ત્યારબાદ તે દત લેનાર માણસને પુત્ર થયો તેથી પોતાના દત છોકરાને હિસ્સો આપી પોતે જુદો થયો ત્યારબાદ એ શખસ તથા એનો છોકરો એ બંને ગુજરી ગયા. છોકરાની ઓરતે બીજો ધણી કર્યો. દત બાપની મીલકતનો વારસો લેવા દત છોકરાએ તથા દત બાપની પાટવી વીધવાએ દાવો કર્યો છે તો આ બેમાં વારસ કોણ છે ?

ઉ૦—દત છોકરો.

પ્ર૦—૩૨૭. એક શખસે દત લીધો ત્યારબાદ તેને છોકરો થયો, તે શખસની મીલકતની વ્હેંચણ શા રીતે થશે ?

ઉ૦—છોકરાના હિસ્સાથી એક ચતુર્થાંસ ભાગ દતપુત્રને મળશે.

પ્ર૦—૩૨૮. કોઈ માણસ દત લીધો ત્યાર પછી તેને છોકરો થયો તો દત છોકરાને તેની મીલકતનો કેટલો હીસ્સો મળશે ?

ઉ૦—મીલકતના પાંચ હીસ્સા કરવા તેમાંથી એક દત છોકરાને આપવો અને ચાર ખરા છોકરાને આપવા.

પ્ર૦—૩૨૯. એક પટેલે છોકરો દત લીધો ત્યારબાદ તે પટેલને છોકરો થયો. જે ઓરતને છોકરો થયો તે ઓરત નાતરાની હતી આ બે છોકરાઓમાંથી વારસ કોણ થશે? કદાપી જે છોકરો થયો તે પયણત સ્ત્રીથી થયો હોય તો દત અને આવી રીતે થએલો છોકરો એમાંથી કોણ વારસ થશે ?

ઉ૦—પરણેત ઓરતનો જે છોકરો છે તેનો હક દત છોકરાથી વધારે છે અને નાતરાની ઓરતનો જે છોકરો છે તેના કરતાં દત છોકરાનો હક વધારે છે.

પ્ર૦—૩૩૦. અ. એક આગર વાલાને કાંઇ ફરજન નોહોતું પણ બ. ને એક પાલક છોકરા તરીકે ઉછેર્યો, અ. ની રાખેલીને એક ક. નામનો છોકરો, અ. એ તે રાખી તે પેહેલાનો હતો અને ક. તેની માની સાથે અ. ના ઘરમાં રેહેવા ગયો ત્યાર બાદ પોતાના બાપને ઠેકાણે અ. નું નામ ચલાવ્યું હવે અ. ગુજરી ગયો તો તેની મીલકત બ. ને મળશે કે ક. ને ?

ઉ૦—અ. નો પાળક છોકરો બ વારસ થશે અને ક. તેની માની સાથે અ. ના ઘરમાં રેહેવા ગયો તેટલા ઉપરથી તે કાંઈ વારસ થઇ શકતો નથી.

પ્ર૦—૩૩૧ એક અ. નામના રોળી જાતના શખસને ભત્રીજા હતા અને તે તેનાથી જુદા નીકળેલા હતા (બ) ને છોકરે નહોતો પણ પોતાના સગાએ રાખેલી ઓરતના પેટથી થયેલા બ. છોકરાને તેણે ઉછેર્યો છે તે ઉછેર છોકરાની માફક કે દત્તક માફક તે કાંઇ નક્કી જાણવામાં આવ્યું નથી. અ. ગુજરી ગયો છે તેની મીલકતની માલેક બ. કે અ. ના ભત્રીજા થશે?

ઉ૦—બ. ને અ. એ દત લીધો હશે તો બ. વારસ થશે. પણ ઉછેર છોકરા માફક ઉછેરેલો હશે તો અ. ના ભત્રીજા જો કે તેઓ જુદા થએલા છે તોપણ તે વારસ થશે

પ્ર૦—૩૩૨. અ. નામનો એક શુદ્ર મરી ગયો તેને પેહેલી અને બીજી પેઢીના પિત્રાઇ છે તથા ઉછરેલો કીંવા ખરીદ કરેલો એક છોકરો બ. છે અ. એ મરતાં અવલ પોતાની મિલકતનો કેટલોક ભાગ બ ને આપવાનો ઠરાવ કરેલો છે હવે સ્પષ્ટ રીતે બ.ને વાસ્તે ઠરાવેલો જે હીસ્સો છે તેથી જાસ્તી કાંઇ હક તેને મળી શકે છે કે શી રીતે અને જો મળી શકે છે તો બાકી રેહેલી મીલકતની વ્હેંચણ બ. તથા અ.ના પીત્રાઈઓની વચ્ચે શી રીતે થઇ શકશે?

ઉ૦—જો અ. એ બ. ને શાસ્ત્રના તમામ નીયમ પ્રમાણે દત્ત લીધેલો હશે ત્યારે અ. ની તમામ મીલકત બ. ને વારસામાં મળશે પણ જો લીધેલો નહીં હોય તો તેને વાસ્તે સ્પષ્ટ રીતે જેટલી ઠરાવેલી મીલકત છે તેટલી તેને મળશે. અને બાકીની મીલકત અ. ના પીત્રાઇને મળશે.

પ્ર૦—૩૩૩. શુદ્રની દાશીનો છોકરો શુદ્રનો વારસ થઇ શકે છે કે શી રીતે?

ઉ૦—હા થઇ શકે છે.

પ્ર૦૩૩૪—બ્રાહ્મણના અનૌરસ છોકરો ને ઔરસ છોકરા પાસેથી હિસ્સો મળી શકે છે?

ઉ૦—ના. તેને કાંઇ હિસ્સો મળી શકે નહી, પણ તેના બાપે કાંઇ ઠરાવ આપવાને કરયો હોય તો મળી શકે છે.

પ્ર૦—૩૩૫ એક મારવાડીને તેની રાખેલી ઓરતથી યા ખરીદ કરેલી દાશીના પેટથી છોકરો થાય છે. હવે તે મારવાડીનું વારસ આ દાશી થશે કે છોકરો થશે?

ઉ૦—જો મારવાડી શુદ્ર હશે તો તેનો અનૌરસ છોકરો વારસ થશે. પણ શુદ્ર નહી હોય અને તેને પોતાની મિલકત કોઇને બક્ષિસ આપેલી નહી હોય તો તેના ક્રિયા ખરચ ને વાસ્તે તથા ઓરતના ધાન લુગડાને વાસ્તે અવેજ આપી તમામ મિલકત સરકાર લેશે પણ જો મરનારે પોતાની મિલકત છોકરાને અથવા ઓરતને બક્ષિશ આપી હશે તો તે તેને મળશે.

પ્ર૦ ૩૩૬—એક પરદેશી ગુજરી ગયો તેને કોઈ નજીકનું વારસ નથી, પણ રાખેલીના પેટનો છોકરો છે તો એ છોકરો પરદેશીનો વારસ થઇ શકશે?

ઉ૦—મરનાર શુદ્ર હશે તો છોકરો વારસ થશે.

પ્ર૦—૩૩૭ એક સખસે પોતાના અનૌરસ છોકરાને પોતાના એક ઘરમાં રહેવા દીધો છે, તેણે અને તેના વંશજોએ એ મકાન કેટલાક વરસ સુધી કબજે રાખ્યું; અને તેને દુરસ્ત કરાવી સુધરાવ્યું. અને વ્હેંચી લીધું છે. હવે આ ઘરના મુળ માલેકના ઔરસ વારસો એ ઘર લેવાનો દાવો કરી શકે છે કે શી રીતે; અને કબજાથી ધણીપણું મેળવવાને કેટલા વરસનો કબજો જોઇએ?

ઉ૦—શુદ્રજાતના માણુસને ઔરસ તથા અનૌરસ છોકરા હોય તોપણ તે શુદ્ર પોતાની જંગમ કીંવા સ્થાવર મિલકત અનૌરસ છોકરાને આપી શકે છે; અને તે આપેલું ઔરસ છોકરો રદ કરાવી શકતો નથી. કબજાથી ધણીપણું થવાને કેટલા વારસનો કબજો જોઇએ તે વિશે શાસ્ત્રમાં કાંઈ ઠરાવ નથી.

પ્ર૦—૩૩૮ એક માણુસ ગુજરી ગયો તેની કીયા તેના પીત્રાઇએ કરી છે તે પીત્રાઇ છે, તથા તેની રાખેલી ઓરતને છોકરો છે તે ન્હાની ઉમ્મરનો છે અને તેનું પાલણ તેની બેહેન કરે છે, હવે આ બને શખસોમાંથી મરનારનું વારસ કોણ થશે?

ઉ૦—મરનાર માણુસ પોતના સગાથી જુદો થયો હશે અને તે શુદ્ર જાતનો હશે તો તેનો અનૌરસ છોકરો વારસ થશે, પણ અનૌરસ છોકરો ન્હાની ઉમ્મરનો હોય તો, મિલકતનો વહીવટ તેનો વાલી કરી શકસે.

પ્ર૦—૩૩૯ એક માળીને રાખેલી ઓરતથી છોકરો મરનારના ભત્રીજાના કબજામાં કેટલીક જમીન છે તેનો હીસ્સો લેવા દાવો કરે છે. ત્યારે હાવા અનૌરસ છોકરાને દાવો મળી શકે કે શી રીતે?

ઉ૦—મરનાર માણુસ પોતાના ભાઇથી જુદો થશે અને તેનો ભાગ તેના ભત્રીજાના કબજામાં હશે તો, આ અનૌરસ છોકરાનો દાવો ચાલી શકશે.

પ્ર૦ ૩૪૦—એક માળીને નાતરાની વિધવા છે તેણે એ માળીની રાખ્યાના ઉપર પોતાના ધણીની મિલકતનું ધર લેવાને સારૂ દાવો કરયો છે, માળી જ્યારે જીવતો હશે ત્યારે આ વિધવા તેનાથી બાર વરસ થયાં જુદા નીકળી હતી અને તે જુવારામાં પોતાની મહેનતથી ગુજરાન ચલાવતી હતી. એની ચાલ ખરાબ હતી એવું કહેવામાં આવ્યું નથી રાખેલી ઓરતના પેટથી મરનારને બે છોકરા થાય છે, એમ છતાં આ વિધવાનો દાવો ચાલી શકે છે કે શી રીતે?

ઉ૦—મરનારના વારસ રાખેલી ઓરતના છોકરા છે તેઓ તમામ મિલકત વારસા ઇથી લે અને આ વિધવાને ઘટારત મુજબ ધાન લુગડું આપે.

પ્ર૦—૩૪૧ શુદ્ર જાતના માણુસને બે છોકરા છે તેમાં એક ઔરસ અને બીજો અનૌરસ; તેમાં પહેલો ગુજરી ગયો છે અને તેને વિધવા છે. મરનાર શુદ્રનું ધર છે તેનો વારસ કોણ થશે?

ઉ૦—છોકરાની વહુનો તો માત્ર ધાન લુગડાનો હક છે તેથી અનૌરસ છોકરો બાપની મિલકતનો વારસ થશે.

પ્ર૦ ૩૪૨—અ નામનો શુદ્ર જેની પાસે ઇમલો બાંધવા જોગ ખુલી જમીન હતી. તે બે છોકરા મુકી ગુજરી ગયો તેમાંનો બ ઔરસ છોકરો છે અને ક તે અનૌરસ કીંવા પાળક છોકરો છે. હવે અના ગુજરવાથી પેલી જમીન બ એકલાને મળશે કે તેમાં કનો હિસ્સો પહોંચશે જો કનો હિસ્સો પહોંચશે તો કેટલો?

ઉ૦—શુદ્ર જાતમાં બાપની સ્થાવર મિલકતના વારસ ઔરસ તથા અનૌરસ બંને છોકરાં થાય છે, તેમનો બાપ પોતાની મરજી પ્રમાણે વ્હેંચણ કરી આપી શકે છે, અને પાળક છોકરાને વાસ્તે પણ મરજીમાં આવે તે પ્રમાણે હિસ્સો ઠરાવી શકે છે. બાપના ગુજરયા પછી તેની મિલકત વ્હેંચણ કરવાની હશે તો શાસ્ત્ર પ્રમાણે આખી મિલકતનો એક તૃતીયાંશ અનૌરસ છોકરાને મળશે અને બે ત્રતીયાંસ ઔરસ છોકરાને મળશે.

બાપની મરજી હોય તો અનૌરસ છોકરાને ઔરસ છોકરાના જેટલો હિસ્સો આપી શકે પણ ઔરસ કરતાં અનૌરસને વધારે આપી શકે નહી. ક જો પાલક છોકરો હોયતે

અને રીતીપુરવક તેને દત લીધેલો નહી હોય તો તેને કાંઇ મળવાનું નથી.

પ્ર૦ ૩૪૩—અ નામનો દરજી બ ઔરસ તથા ક અનૌરસ છોકરો મુકીને ગુજરી ગયો. તેને કેટલીક જંગમ મિલકત અને વતન છે તેને બ અને ક ની વચમાં સરખા હિસ્સા પાડી શકે કે કનો કાંઈ હક પહોંચે નહીં. બના ગુજરયા પછી એ વતનનો વારસ ક થશે કે અ ના દુરના સગાઓ વારસ થશે. ક ને નુકશાન કરીને એ વતન પોતાના વંશના દુરના સગાને મરણ સમએ બુઇલ કરી આપવાને બ ને અધિકારછે કે શી રીતે?

ઉ૦—અની મિલકતના ત્રણ ચતુરથાંશનો હકદાર બ થાયછે. અને એક ચતુરથાંશનો હકદાર ક થશે બ વિધવા, છોકરો કિંવા છોકરી મુકયા શિવાય ગુજરી જાય તો વતન અને બીજી મિલકત ક ને પહોંચશે જો બ અને ક બંને જુદા થયા હશે તો ક ને બાજુ ઉપર રાખી પોતાની મિલકત પોતાના બીજા સગાઓને કરી આપવાને બને અધિકારછે.

પ્ર૦ ૩૪૪—શુદ્ર જાતનો માણુસ ગુજરી ગયો તેને એક વિધવા તથા છોકરો છે. અને એક રાખેલી ઓરત તથા તેના પેટનો છોકરો છે. ત્યાર બાદ વિધવા અને આરસ છોકરો ગુજરી ગયાં. પ્રશ્ન એ છે કે મરનાર શુદ્રની મિલકતની વારસ તેના જુદા થએલા દુરના ઔરસ સગાંઓ થશે કે અનૌરસ છોકરો થશે?

ઉ૦—જે ઓરત કાંઇ પણ વિધી પુર્વક પરણ્યા નથી, પણ તેને બચપણથી રાખ્યાની માફક રાખેલી છે તે તો દાશી કહેવાય છે અને તે દાશીનો છોકરો જ્યારે મરનાર બાપને કાયદેસર વિધવા, છોકરો, છોકરી, કીંવા છોકરીનો છોકરો કાંઇએ ન હોય ત્યારે વારસ થઇ શકે છે. આ શવાલમાં અનૌરસ છોકરો મરનારનો નજીકનો સગો જણાય છે; માટે મરનારની મિલકત ઉપર જુદા થએલા ઔરસ કુટંબીઓનો હક પહોંચતો નથી.

પ્ર૦ ૩૪૫—એક શુદ્ર પટેલકી વતન મુકીને ગુજરી ગયો તેને પરણેત ઓરતના પેટથી એક છોકરી છે. અને રાખેલીનો છોકરો છે આ બેમાંથી મરનાર શુદ્રનું વારસ કોણ થશે?

ઉ૦—બે ભાગ દીકરીને મળશે. અને એક ભાગ અનૌરસ છોકરાને મળશે.

પ્ર૦ ૩૪૬—એક રજપુતે પોતાના ઘરમાં એક ઓરત આણી તે લગ્નથી કે નાતરેથી એની સાથે પરણેલી છે કે શી રીતે તે કાંઈ જાણવામાં આવ્યું નથી, એને બે છોકરા અને એક છોકરી થયાં. પછી એ રજપુતને અને એ ઓરતને ટંટો થયો તેથી તેને જુદી રાખી તેનું ગુજરાન પોતે નભાવે. પછી તે બીજી ઓરત લાવ્યો આ ઓરત તેની સાથે પરણેલી છે કે નહી તે કાંઈ નકી થતુ નથી ને આ ઓરતના પેટથી એ રજપુતને ત્રણ છોકરા ને એક છોકરી થયાં કેટલાએક લોકો એમ કહે છે કે આ રજપુતે મરતી વખતે પોતાનો એવો ઈરાદો બતાવ્યો હતો કે મારી મિલકત મારી આગલી ઓરતના એકાદ છોકરાને આપવી. અને કેટલાએક લોકો એમ કહે છે મારી બધી મિલકત બીજીવારની ઓરતના તમામ છોકરાઓને આપવી આ રીતની હકીકત છે તો મરનાર રજપુતનો વારસ કોણ થશે?

ઉ૦—શુદ્ર જાતની દાશી ઓરતોના સરખા હક છે. અને જ્યારે બંનેને દીકરા છે ત્યારે સદરહુ મિલકત દીકરાઓ તથા માની વચમાં સરખી વ્હેંચી લેવી, જો મરનારની પેહેલી ઓરતને તેના છોકરાઓ સાથે તેની બદચાલના અંદેશાથી કાહાડી મુકી હશે તો આ મિલકતમાં તેનો કાંઇ હક પહોંચવાનો નથી પણ બીજીવારની ઓરત તથા તેના છોકરાઓ વારસ થશે.

૧ બંને રાખેલી ઓરતનો વારસો લેવાનો હક પહોંચતો નથી પણ માત્ર ખોરાકી-પોશાકી લેવાનો હક છે.

૨ તેમના છોકરા બાપના મુવા પછી બરોબર હિસ્સાના વારસ થાય છે.

૩ કોઈ શાસ્ત્રાધાર એવો નથી કે રાખેલી ઓરતને છોકરો થાય પછી તે બીજા સાથે વ્યભીચાર કરે તેથી તેના છોકરાને તેના બાપની મીલકતનો હિસ્સો મળવાનો હક જતોરહેછે.

૪ મરનાર શુદ્ર હતો માટે તે પોતાના છોકરા જ્યાં સુધી શરીરની ખામી અથવા નીતીની ખામીને લીધે વારસો લેવાને અશકત થયા નથી ત્યાં સુધી તેમને બાતલ કરી પોતાની મિલકત બીજી રીતે બક્ષીસ કરી શકતો નથી.

પ્ર૦ ૩૪૭—પ્રીંબક અનંત વિ૦ ગોપાળ શેઠના કામમાં મુંબાઇ હાઇકોરટે શો ઠરાવ કરયો છે ?

ઉ૦—જો કોઈ પુરૂષ અવિભકત કુટુંબના સગીર સખસોની વતી વહીવટદાર તરીકે અને પ્રતિનિધી તરીકે કામ ચલાવતો હોય તેવા હિંદુ સાથે વહેવાર રાખ્યાની વાત જો કોઇ પુરૂષ એમ બતાવી આપે કે જે પુરૂષ આ પ્રમાણે પ્રતિનિધીનું અને કુટુંબને વાસ્તે કામ ચલાવવાનો અધિકાર હતો એમ મેં ખરેખરી પુછપરછ કરયા પછી શુધબુધિથી માન્યુછે અને તે પ્રતિનિધી સાથે મેં તે કામ કરયું છે તે કુટુંબના સાધારણ જરૂરીયાત ફરજોને અથવા સગીરના ફાયદાને વાસ્તે કરયું છ તો તે વહીવટદારે કરેલું કૃત્ય કાયદેસર છે અને તે કુટુંબના સગીર સખસોને બંધનકારક છે.

પ્ર૦ ૩૪૮—અવિભાજ્ય વસ્તુઓ કઈ કઈ છે?

ઉ૦—રાજ્ય, પોલીયાગ, સ્વોપારજીત મિલકત ઇત્યાદી આગળ આ વિષે દાયવિભાગના પ્રકરણમાં જોવું.

પ્ર૦ ૩૪૯—વિભાગ માગવાનો કોનો હક છે?

ઉ—દરેક સહવારસનો હક છે. બીજાની મરજી હોય ઈચ્છા ન હોય તો પણ દરેક હિંદુ કુટુંબના સહભાગીઆને વહેંચણી કરાવવાનો હક છે.

પ્ર૦ ૩૫૦—પોતાના મરનાર ધણીની મિલકત બે વિધવાઓ અંદર અંદર વહેંચણી કરે તો તેથી શો પરિણામ થાય છે ?

ઉ—ફકત તેઓ મિલકતનો ઉપભોગ વહેંચી લે છે. હક તો એકત્ર રહે છે અને પછી જે એકની પાછળ જીવે તેને આખી મિલકત મળે છે.

પ્ર૦ ૩૫૧—એકત્ર અવીભકત કુટુંબમાં મિલકત વિશે શું અનુમાન થાય છે ?

ઉ—બધી મિલકત એકત્ર છે એવું અનુમાન થાય છે, અને મિલકત ઈલાયદી છે એમ શાબિત કરવાનો બોજો જે માણસ કહેતા હોય તે માણસને શીર છે,

પ્ર૦ ૩૫૨—સહવારસની સ્વોપારજીત મિલકતની વ્યવસ્થા વહેંચણી કરતી વખતે કેવી રીતે થાય છે?

ઉ—બીજા સહવારસનો તેમાં હક નથી સ્વોપારજીત મિલકત સંપાદન કરનારના પોતાના વંશમાં તે મિલકત જાય છે.

પ્ર૦ ૩૫૩—સંસૃષ્ટી વિભાગ પાડયા પછી થઇ શકે છે તો કયારે અને તેથી શા શા પરિણામ થાય છે?

ઉ—એકવાર વિભાગ પાડી જુદા થઇ પોતાની મિલકત બીજા સાથે સમાઇકરાખી હોય અથવા મિલકત નહી હોય તો, જે દ્રવ્ય મળે તે એકઠું રાખવાનો જે વારસોએ નિશ્ચય કરયો હોય તેઓ "સંસૃષ્ટિ" કહેવાય છે.

બાપ ભાઇ તથા કાકાની જોડે સંસૃષ્ટ થવાય. વિભાગ પાડી જુદા થએલા ભાઇના છોકરા સંસૃષ્ટિ થઇ શકતા નથી.

મિતાક્ષરા પ્ર. ૨ અ. ૯ ક. ૩ પ્રમાણે બાપ અને દીકરીઓ, ભાઇઓ, અને ભત્રીજાઓ અને બાપના કાકાઓ જેઓ એક વખત જુદા થએલા હોય તેઓ ફરીથી સંસૃષ્ટ થઈ શકે છે. મયુખ પ્ર ૪ અ, ૯. ૧ પ્રમાણે જે શખસો એક વખત અવિભકત કુટુંબીઓ હતા તે બધા શખસો સંસૃષ્ટ થઇ શકે છે.

નામદાર મુંબાઈ હાઇ કોરટે (૩ મુ. હા. કો. રી.પા. ૯૯) ઠરાવ્યું છે કે સંસૃષ્ટ જે શખસો એક વખત અવિભકત હતા તે શખસો અથવા તેમાંના કેટલાક સખસોની વચે સંસૃષ્ટિ થઈ શકે છે આ વિશે કોલ. ડા. બુક ૫. ટી. ૪૩૦ મા જગનનાથે જે અભિપ્રાય આપ્યો છે તે જુઓ.

સંસૃષ્ટિ થયા પછી એક જણ મરણ પામે તો તેની મિલકત તેના પુત્રને મળે તેને અભાવે પરપૌત્ર અને તેને અભાવે બીજા સંસૃષ્ટ ભાગીદારને મળે છે. પણ મરનારની વિધવા વારસ થતી નથી. વિધવાને ફકત ખોરાકી પોશાકી મળે છે. સ્ટો. લા. મિ. ૪૫૩

*સંસૃષ્ટ થઈ એક ભાગીદાર મરણ પામે અને મિલકતના વિભાગ કરતી વખતે તે મરનારની સ્રીને ગરભ છે એવી ખબર નહી હોય તો જે સંસૃષ્ટી અથવા તેના વારસ જીવતા હોય તેઓની પાસેથી "વિભાગ થયા પછી જનમેલો પુત્ર" તેના મરનાર બાપની મિલકત લેવા મુખત્યાર છે. સ્ટોક. લા. મિ, પૃ. ૪૫૩.

એક સગો ભાઈ તથા એક આંગળીઆટ ભાઈ સંસૃષ્ટી થયા પછી સગો ભાઇ મરણ પામે અને તેને છોકરો નહીં હોય તો તેની મિલકત સંસૃષ્ટ થએલા આંગળીઆટ ભાઈને નહી પણ જુદા થએલા સગા ભાઇને મળે છે. સ્ટો. લા. મિ. પૃ. ૪૫૩

એક આંગળીઆટ ભાઇ સંસૃષ્ટ થયો હોય અને બીજો જુદો હોય તો મરનાર જુદા રહેલા આંગળીઆટ ભાઈની મિલકત તેના છોકરા તથા સ્રીને અભાવે સંસૃષ્ટ થએલા ભાઇને મળે છે. બે આંગળીઆટ ભાઈ હોય અને તેમાંનો એક ભાઇ કોઇ બીજા જોડે સંસૃષ્ટ થયા પછી મરણ પામે તો આ બાબત એવો નિયમ છે કે મરનાર આંગળીઆટ ભાઇની મિલકતમાંથી અરધી તે જેની સાથે સંસૃષ્ટ થયો હોય તેને તથા અડધી જુદા રહેલા ભાઇને મળે છે સ્ટોક લા. મિ, પૃ. ૪૫૩.

એક વખત સંસૃષ્ટ થઇ જુદા પડયા બાદ ફરીથી સંસૃષ્ટ થઈ કોઇ મરણ પામે તો; અથવા સંન્યાસાદિક કારણને લીધે ભાગ લેવાને અશકત હોય તો, સગા ભાઈ અને ઓરમાન ભાઈ વિગરે તેની મિલકત જેવી હકીકત હોય તે પ્રમાણે વહેંચી લે છે. સ્ટોક, લા. મિ. પૃ. ૪૫૪.

ફરી ભેગા થવાનું કૃત્ય જે પક્ષકારો અગર તેમાંના કેટલાક કે જે મુળમાંથી જુદા થએલા હોય તેઓથીજ થાય છે એમાંના વંશજોની મરજી હોય તો ફરી ભેગા થાય, પણ હિંદુશાસ્ત્ર પ્રમાણે એ સંસૃષ્ટ કહેવાય નહી.

હિંદુ લા પ્રમાણે ફકત ભેગા રહેવાથી અગર ભેગો વેપાર કરવાથી કાંઇ વહેંચણ થયા પછી ફરી એકઠા થયા એમ ગણાતું નથી. પણ એવું થવા માટે માલ મીલકતનું ભેગાપણું જોઇએ અને જ્યારે એવી રીતે ફરી એકઠા થવાની વાતની કોરટને ખાત્રી થાય ત્યારે જે ફરી એકઠા નથી થયા એવા કુટુંબના માણસો અથવા તેના ફરજંદોને પડતા મુકી ફરી ભેગા થએલા ભાગીઆઓને વિશેષ હક છે, એમ કોરટે ગણવું જોઇએ ગોપાળચંદ દાગોરીઆ વિ૦ કેનારામ દાગોરીઆ ૭ વુ. રી. ૩૩૫.

સમાસ.